## લડાઈના સંબંધે જનસમાજમાં ઉત્સાહ.



ફ્રેંચ સીપાઈઓને બેલ્જિઅમ ગામડીયણો રોટલી આપે છે.



ફ્રેંચ સીપાઈઓને બેલ્જિઅમ ગામડીયણો ઉત્સાહથી માન આપે છે.



સ્વદેશાભિમાની ફ્રેંચ બાલવીર "દુશ્માનની ગર્દન એમ કાપી નાખીશ!"



સ્વદેશાભિમાની જર્મન બાલવીર જર્મન પેરેડમાં ઘુસી ગયલા બાળકો.

|| સચિત્ર માસિક. ||

# ભાગ્યોદય.

પુસ્તક ૩. } { સપ્ટેંબર સને ૧૯૧૫ } { શ્રાવણ સં. ૧૯૭૧ } { અંક ૭.

## सर्वदा विजय अर्पवा इष्टश्रीने अभ्यर्थना.

( વાલમજી વહેલા વળજો રે, પાયે પડું છું, એ લય.)

નિષ્ફળતા નાથ ન દેશો જી, કાર્ય કશામાં,
સંભાળ મારી પ્રભુ લેશો જી, જીવદશામાં.
સામર્થ્યતણી મુજ હાથે, હે નાથ ! નથી એક કોડી,
પણ ઉભે બજારે દોડી, —વૃત્તિ દોડી રે, કાર્ય૦
હું અલ્પજ્ઞાન ગુણવાળો, પણ મોટા કાર્યે ધાયો,
લહી સમર્થ આપનો સાથો;—
છે શક્તિ મારી થોડી, પણ હામ ભીડી મેં ભારી,
શિર ઉપર આપ વિચારી;—
તનનું આરોગ્ય છે કેવું, ખરૂં, તે તો હું નવ પ્રીછું,
બીજાને દેવા ઇચ્છું;—
મનની સર્વોત્તમ શક્તિ, મારામાં પ્રભુ અધૂરી,
દેવા ચહું અન્યને પૂરી;—
દૈવી આધ્યાત્મિક શક્તિ, થોડી જ છે મુજમાંને,—
દેવા ચહું અધિક બીજાને;
સંપત્તિ મુજને આપે, થોડી દીધી કહું લાજી;
ચહું અન્યને દેવા ઝાઝી;—
મુજ કાજે શુભને દેવા, કરતો નથી પ્રભુ તાણું,
બહુ બીજા કાજે માગું, હું બહુ માગું રે;—
જગમાં હું જ્યાં જ્યાં જાઉં, આનંદ ત્યાં પ્રભુ કરજો,
ભય શોક, તાપ સઉ હરજો;—
હું કાર્યસિદ્ધિને કાજે, નીકળ્યો દો આશિષ્લ્હાવો,

મુજ શુકને આપ જ આવોઃ—
જ્યાં પ્રકટ આપ પ્રભુ રાજે, ત્યાં વિઘ્ન વ્યાધિ શું થાતા ?
કે દુઃખ દારિદ્રય જણાતાં, કે શું જણાતાં રે!—
અથવા અલ્પજ્ઞપણું કે, શું અલ્પશક્તિપણું રહેતું !
મારૂં મન તોં નથી કહેતું, હા નથી કહેતું રે;—
તો જો પીડ આપ ન રાખો, તે મુજને શીદ જ આપો,
એ માટે વારસ સ્થાપ્યો, મને શું સ્થાપ્યો રે ?—
જે લાભપ્રદ તે લો છો, મુજને દીયો છો હાનિ,
એ નીતિ કહોને ક્યાંની;—
હું પૂછું તમને, ખોટું, સઘળું જ મુજને દેશો;
પછી હું કોનો એ કહેશો, કે જરી કહેશો રે ?—
હું સર્વાંશેજ તમારો, એમ જ ઠરે છે જ્યારે,
'તમ ધર્મ તમારે દ્વારે,'[1] તો તમ દ્વારે રે;—
ઇશની દશામાં મુજને, મળશે સફળતા ભારી,
દો ઉંચત્વે તો બલિહારિ;—
હે સઉ સિદ્ધિપ્રદ સ્વામિ ! મુજને ન હવે આમળતા,
સઉ કાર્ય દીયો સફળતા;—

श्री उपेन्द्र.

---

## યથાર્થ પ્રેમને અંતઃકરણમાં પ્રકટાવવા ઇષ્ટશ્રીને વિજ્ઞપ્તિ.

વેરાવળ.

સાચો પ્રેમ નથી પ્રભો ! મારા ઉરમાં પ્રકટતો,
જેથી મુજ અંતરતણો, દાહ લેશ ન મટતો,—
પ્રેમનું બળ અદ્ભુત છે, એમ શાસ્ત્રથી જાણ્યું;
પણ અનુભવમાં હજી નથી એના બળને પ્રમાણ્યું;—
પ્રેમના બળથી તો જગે, જેહ ધારે તે થાતું,
પણ મુજ પ્રેમથી કોઇનું, વિશ્વે દુઃખ નથી જાતું;—
પ્રેમથી મૃત સજીવન થતા, દેવાદિક આકર્ષાતા,
તાપત્રય પ્રેમી મળ્યે, તમ જન ભૂલી જાતા;—
સંબંધ સેવી વિવિધ પ્રતિ, મેં ન કોઇનું ઉકાળ્યું,
સાચા પ્રેમનું કોઇમાં મેં ન ઝરણું વાળ્યું;—
ધિક્ એ મારો પ્રેમ છે, સંબંધિપ્રતિનો,
ભય હું નવ ટાળી શક્યો, જેનાં રાગમૂર્તિનો;—
આશ્રિતપ્રતિ સાચા પ્રેમને, હું કદીએ બતાવી,—

---

1 'તેરા ધર્મ તેરે દ્વાર' એ ન્યાય.

સુધારી શકયો ન તેમનું, વર્તમાન કે ભાવિ;—
મરતાં નયને ભાળતો, મારાં પ્રીતિપાત્ર,
રક્ષણ હું નવ કરી શકયો, તેમનું પળમાત્ર;—
પ્રેમ કર્યો શા કામનો, (જો) તેનું ક્ષેમ ન સાધ્યું,
ફાટયાનું છિદ્ર જણાય તો, તેને કોણ કહે સાંધ્યું;—
સત્યાદિક સાધનવિષે, નથી સાચો પ્રેમ;
નહિ તો એ હોત જ સાધતા, મારૂં યોગક્ષેમ;—
સદ્‌ગુરૂમાં પણ છે નહિ, પ્રેમ સાચો મારો,
શાં હકથી પછી કહી શકું, 'મને હે ગુરૂ! તારો';—
સાચો પ્રેમ જો હોત તો, શ્રદ્ધા અનુપમ હોતે,
ક્ષણમાં ચરણે હું ધરત, જો ઇચ્છે પોતે;—
આપ પ્રતિના માહરા, પ્રેમને પણ ધિક્,
આપને આકર્ષી ન શકયો, મુજ નિકટ અધિક;—
આપ તો પ્રેમને વશ પ્રભો! પણ તે કયાંથી લાવું,
મુજ અંતરમાં રહ્યું નથી, એવા પ્રેમનું શાવું;—
સમર્થ સાચા પ્રેમને, મુજ ઉર ઉપજાવો,
જેથી પૂર્ણ હું લઈ શકું, વિધવિધ દૈવી લ્હાવો;—

શ્રી ઉપેન્દ્ર.

## रामायणनो आध्यात्मिक सार.

(અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૦૪ થી).

સિદ્ધિની પુણ્યમયી પંચવટીનો ત્યાગ કરવો એ જીવને માટે ઘણુંજ વિપત્તીજનક છે. જીવના આકારમાં અવતરેલા ભગવાન પણ જીવને પોતાના ઉદાહરણોથી સમઝાવે છે કે, સિદ્ધિનો માર્ગ પ્રાપ્ત થયા પછી તેનો ત્યાગ કરવાથી શું વિપત્તિ આવે છે તે જુઓ, સિદ્ધિના માર્ગનો ત્યાગ કરવાથી જીવરૂપી રાવણ શરીરધારી રામની જ્ઞાન રૂપિણી સીતાનુ હરણ કરે છે. જ્ઞાનરૂપી સીતાનો વિયોગ થવાથી રામચંદ્ર હાહાકાર કરી મૂકી રડારોળ કરી નિર્જન વનને ગજાવી દેછે.

કપટ, એ સન્યાસી બનીને રાવણ જ્ઞાનરૂપી સીતાનું હરણ કરી જાય છે. આ સંન્યાસ નોજપ્રતાપ છે કે કપટભાવથી તેને ધારણ કરનારા પણ જ્ઞાનવાન જેવા જણાય છે. પરંતુ આવા કપટધારી સંન્યાસીઓ જ્ઞાનનું ફળ ભોગવી શકતા નથી તે કેવળ જ્ઞાનની ચોરી (ડોળઘાલુ) કરનારાજ છે.

આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ આ યોગનાં મુખ્યે ૭ અંગ છે. એજ જ્ઞાન પ્રાપ્ત કરવામાં સહાયતા કરે છે. સુગ્રીવાદિ ૭ પ્રધાન વાંદર એ આ અંગરૂપ છે. સમાધિરૂપી સુગ્રીવની સાથે ભગવાન રામને ઘણીજ મિત્રતા છે. આ બંને

જાણેકે અભેદાત્મા છે. સમાધિની દશામાં જીવ અને બ્રહ્મની અભેદાવસ્થા થાય છે. આસન સિવાય મન સ્થિર થતું નથી, અને મન સ્થિર કરવાના ઉપાય સ્વરૂપ આસનજ સંસારરૂપી સમુદ્રની પાર જવાના હેતુરૂપ છે, એ આસનરૂપી નળ ભવસાગરની પાર ઉતરવાને માટે સેતુ (પુલ) બનાવે છે. પ્રત્યાહારથી મોહાદિકનો નાશ થાય છે. પ્રત્યાહાર રૂપી નીલ જીવ-રૂપી રાવણનાં કામ ક્રોધ મોહ વિગેરે દસ મસ્તકોપર પાટુ મારે છે. પ્રાણાયામરૂપી હનુ-માન ભવસાગર કુદીને જ્ઞાનરૂપી સીતાનાં દર્શન કરવાનો લાભ મેળવે છે. પ્રણવનો આકાર અંગુઠીના જેવો છે. પ્રણવ એ પરમાત્માની પોતાની વસ્તુ છે. પ્રણવના અધિકારી પર-માત્માના પોતાના માણસજ હોય છે. સીતાજી અંગુઠીને જોઇને હનુમાનજીને રામચંદ્રના પોતાના માણસ તરીકે સમજે છે. વાયુની સાધનાજ પ્રાણાયામનું તત્વ છે. જેથી હનુ-માનજી વાયુકુમાર મનાય છે. ધારણારૂપી અંગદથી મોહાંધ જીવરૂપી રાવણને મૂર્છિત તથા મુકુટથી ભ્રષ્ટ થવું પડે છે, અને ધ્યાનપરાયણ યોગી હંમેશાં નિરોગી હોય છે જેથી ધ્યાન રૂપી સુષેણ વૈદ બનીને લક્ષ્મણજીના મોહરૂપી રોગમાં અમોઘ ઔષધ આપે છે.

જીવ શરીરમાં પરમાત્માનો વિરોધ કરાવનારી એક શક્તિ છે. એ શક્તિ ભેદભાવ કરાવનાર, નિકૃતિરૂપવાળી શ્રીમતી સૂર્પનખા છે. એજ રામ અને રાવણ-પરમાત્મા અને જીવાત્મામાં ભેદ-જુદાઈ કરાવે છે. જાગ્રત આત્મા લક્ષ્મણે તેનું નાક કાપી લેવા છતાં પણ જીવાત્મા-રાવણ તેની મીઠી વાતોમાં ભરમાઈ જાય છે.

જીવ માત્ર દશાનન-રાવણ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય, દમ્ભ, દ્વેષ, હિંસા, તથા પૈશુન્યરૂપી દશ મુખવડે જીવ જીવદશાનન-વિશ્વસંસારનો ગ્રાસ કરવાને માટે વ્યાકુલ થઇ રહ્યો છે. આ દશમુખને સહાય કરનાર જીવને વીસ હાથ પણ છે. કામ, ક્રોધ વિગેરેને સત્ અને અસત્ બંને પ્રકારના વ્યવહાર કરતા જોવામાં આવે છે. ધર્મના અવિ-રોધી કામ, ક્રોધ આદિ જીવને માટે મંગલજનક છે, પરંતુ ધર્મવિરૂદ્ધ કામ, ક્રોધ વિગેરે તેના ઘોર અમંગલ કાર્યના આધાર રૂપ છે. એટલે કામ ક્રોધ વિગેરે દસ મુખના સદ્ અસદ્ વ્યવહાર એ જીવરૂપી દશાનન-રાવણના વીસ હાથ છે.

જ્ઞાનહીન જીવદશાનન-રાવણનો ભાઈ તમોરૂપી કુમ્ભકર્ણ છે. તમ (તામસ)ની પ્રધા-નતાથી જીવને અહંકાર અધિક થાય છે. અહંકારરૂપી કુંભકર્ણનો આકાર વિશાળ છે. (તેનું સ્વરૂપ મોટું છે) અહંકાર હંમેશાં વિશ્વસંસારનો ગ્રાસ કરવાને ઇચ્છે છે, અને તે પ્રમાણે અહંકાર રૂપી કુંભકર્ણ, દેવ, મનુષ્યો વિગેરેનો ગ્રાસ કરવાને (ગળી જવાને) તૈયાર રહે છે. નિંદ્રા-ઉંઘ એ તમોગુણના કાર્યરૂપ છે, અને જેથી તમની પ્રધાનતાવાળા અહં-કારરૂપી કુંભકર્ણને ઉંઘમાંજ આનંદ પડે છે.

જીવ અને બ્રહ્મની એકતા કરવાનો પ્રયત્ન કરવો એ વિવેકીનું લક્ષણ છે. વિભિષણ એ જીવ અને બ્રહ્મની એકતા કરવાનો પ્રયત્ન કરનાર વિવેકરૂપ છે. જીવરૂપી રાવણ વિવેક-રૂપી વિભિષણની વાત ન માનવાથી દુઃખને પ્રાપ્ત થાય છે, અને જેથી વિવેક પરમાત્મારૂપી રામનું શરણ લેછે.

જીવની સુંદર સુવર્ણ સરખી દેહ-શરીર એજ લંકાપુરી છે, જીવ માત્રમાં દેવ અને રાક્ષસ ભાવ વિદ્યમાન હોય છે. બ્રહ્મ અને માયાથી-પુરૂષ અને પ્રકૃતિના સંયોગથીજ જીવની

ઉત્પત્તિ થાય છે. માયા એ રાક્ષસીણી રૂપી નિકષા છે અને બ્રહ્મ એ બ્રાહ્મણરૂપી વિશ્રવા છે. એજ જીવરૂપી દશાનન-રાવણનાં માતાપિતા છે.

દેવો શરીરસ્થ ઇન્દ્રિયોના રૂપમાં, સેવક બનીને જીવરૂપી દશાનન-રાવણની સેવા કરે છે. વાયુ દેવ, નિશ્વાસ બનીને શરીરને સ્વચ્છ બનાવે છે. વરૂણ જલાદિ રૂપથી શરીરની મલિનતાનો ત્યાગ કરે છે. ચંદ્ર એ મનના સ્વરૂપમાં મસ્તકમાં વાસ કરીને રહે છે. સૂર્ય એ આંખોના રૂપથી પ્રકાશને બતાવે છે. એવી રીતે સૂર્ય લંકાપુરીના દ્વારપાલ રૂપ નેત્ર છે. જીવ બ્રહ્માથી પ્રથમ વેદને જાણે છે. એથી બ્રહ્મા લંકામાં ગુરૂજી બને છે. આ પ્રકારે જુદા જુદા દેવો શરીરરૂપી લંકાપુરીમાં જુદા જુદા પ્રકારની સેવા બજાવે છે.

બ્રહ્મ અને જીવ-રામ અને રાવણના યુદ્ધમાં બ્રહ્મના સાથી યોગરૂપી વાંદરો રાક્ષસોનો નાશ કરે છે. જીવના દશ માથારૂપી કામ ક્રોધાદિનો નાશ કરે છે. આ પછી દેહરૂપી લંકામાં વિવેકરૂપી વિભિષણનો ઉદય થાય છે, અને જ્ઞાનરૂપીણી સીતાનો ઉદ્ધાર થાય છે. પરંતુ દેહરૂપી લંકામાં વાસ કરવાને લીધે કદાચ જ્ઞાનરૂપી સીતા મલિન ન થઇ હોય એવા વિચારથી પ્રજ્વલિત યોગરૂપી અગ્નિમાં પ્રવેશ કરીને પોતાની શુદ્ધિ કરી બતાવે છે.

આ પ્રકારે રામાયણના ચરિત્રોની આધ્યાત્મિકતા પ્રતિત થાય છે, એ હંમેશાં સત્ય છે.

---

# आत्म विचार.

(અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૦૭ થી).

હવે જીવાત્માની દોટ ક્યાં સુધી છે? તે જોઇએ. તે ક્યાં રહે છે, તેનું ગંતવ્યસ્થાન ક્યાં છે? આપણા પ્રાચિન વિદ્વાનો મુક્તિનેજ જીવાત્માની મૂળ દશા છે એવું બતાવે છે. મનુષ્ય બંધનોથી બંધાયલો છે. તેનું વર્તમાન રૂપ તે તેનું સ્વાભાવિક રૂપ નથી. બંધનોમાં પડીને તે આગળ વધવાનો પ્રયત્ન કરે છે. બંધનોને તે તોડવાને ઇચ્છે છે. પરિણામ એ આવે છે કે, કોઇ એક વખતે તેનાં બંધન તુટી જાય છે અને તે પોતાના મૂળ સ્વરૂપ અને મૂળ સ્વભાવને પ્રાપ્ત કરી શકે છે. એ સઘળાં બંધનો, સઘળી ગ્રંથિયો, સઘળો વિકાસ, જે આપણે અનુભવ કરીએ છીએ. તે આપણા ગંતવ્ય માર્ગના નાના મોટા દેશરૂપ છે. આ ગ્રંથિયો, અને બંધનોમાં પૃથ્વિ, સૂર્ય, ચંન્દ્રમા, અને તારાગણ ન્યાય અને અન્યાય, ભલમનસાઈ કે ખોટાપણું, હસવું કે રડવું, આનંદ અને શોક વિગેરે જોડાયલાં છે. આથી જીવાત્માનો અનુભવ વધે છે. આ અનુભવથી જીવાત્મા પોતાની પ્રકૃતિનો પૂરેપૂરો વિકાસ કરી શકે છે, અને અંતે આ બંધનોને તોડી નાખે છે. ત્યારે તે પ્રકૃતિના બહારના અને અંદરના નિયમોથી મુક્ત થઈ જાય છે, અને તે પ્રકૃતિની પાર નિકળી જાય છે. આ તેની મુક્તાવસ્થા છે. આ વખતે પ્રકૃતિ પોતેજ જીવાત્માને આધિન થઇ જાય છે. જે દ્વારો જીવાત્માને મુક્તિના માર્ગમાં મૂકે છે અને જેથી તેને અનુભવ થાય છે તેનુંજ નામ જન્મ છે. જીવાત્મા નીચ શરીરને ગ્રહણ કરે છે અને ધીરે ધીરે તેમાં તે પોતાનો વિકાસ કરે છે. જે વખતે તેને એમ ખબર પડે છે કે આ શરીરમાં રહીને પોતે પોતાનો વિકાશ કરી શકશે નહિ તે વખતે તે તેને છોડી દે છે અને બીજા ઉચ્ચ શરીરને ધારણ કરી લે

છે તેમાંથી પણ તે જ્યારે પોતાનો વિકાસ કરે છે, અને જ્યાં તેમાં પણ તે અધિક વિકાસ યોગ્ય રહેતો નથી ત્યારે તે શરીરનો પણ ત્યાગ કરે છે અને તેથી પણ ઉચ્ચ શરીરને ગ્રહણ કરી લે છે. આ પ્રમાણે જ્યાં સુધી જીવાત્માને પોતાની સર્વથી ઉચ્ચ આકાંક્ષાઓનો વિકાશ કરી શકે તેવું શરીર નથી મળતું ત્યાંસુધી આ ક્રમ ચાલ્યાં કરે છે, અને આ અવસ્થા સુધી પહોંચવાથી જીવાત્મા મુક્ત થઈ જાય છે.

જીવાત્મા અનન્ત છે. તે સર્વત્ર વ્યાપક છે. તો પછી તેને એક શરીરનો ત્યાગ કરીને બીજા શરીરનું ગ્રહણ કરવાનું શું કારણ છે ? જીવાત્મા નથી આવતો કે નથી જતો, નથી પેદા થતો કે નથી મરતો. જે સર્વ વ્યાપી છે તેનો જન્મ કેવી રીતે હોઈ શકે ? જીવાત્મા શરીરમાં રહે છે એમ કહેવું એ સર્વથા નિરર્થક છે. જે વસ્તુ અનિયન્ત્રિત છે તે નિયન્ત્રિત કેવી રીતે હોઈ શકે ? આવો કોઈ પ્રશ્ન કરે તો જણાવવાનું કે, કલ્પના કરો કે કોઈ મનુષ્યે પોતાના હાથમાં એક પુસ્તક લીધું છે. એક પૃષ્ટ વાંચ્યા પછી તેને ફેરવીને બીજું પાન વાંચવા લાગે છે. એવી રીતે તે આગળ ને આગળ વાંચતો જાય છે અને પાનું ફેરવતો જાય છે, આ સર્વ પાનાં ઉથલાવવાનો વ્યાપાર પુસ્તકનાં પાનાંમાં થાય છે. કાંઇ મનુષ્યમાં થતો નથી. તે મનુષ્ય તો જ્યાં ને ત્યાં બેઠોજ રહે છે, તેવીજ સ્થિતિ જીવાત્માની પણ છે. આ સઘળી પ્રકૃતિ એ પુસ્તક રૂપ છે જેને જીવાત્મા વાંચે છે અને પ્રત્યેક જન્મ માનો કે આ પુસ્તકની માફક એક પાનારૂપ ફરે છે.

જ્યારે એક પાન વાંચી લેવામાં આવે છે, ત્યારે તેને ફેરવવામાં આવે છે. જ્યાં સુધી સઘળું પુસ્તક સમાપ્ત કરવામાં આવતું નથી, અને જીવાત્મા પ્રકૃતિના સઘળા અનુભવોને પ્રાપ્ત કરીને પૂર્ણ થઇ શકતો નથી ત્યાંસુધી આ ભણવાનું—જન્મ લેવાનું આ પ્રકારે ચાલુંજ રહે છે. આ સર્વ બને છે ખરૂં, પરંતુ જીવાત્મા જરા પણ તેમાં લુબ્ધ થતો નથી. તે નથી આવતો કે નથી જતો. તે તો માત્ર અનુભવ પ્રાપ્ત કરતોજ રહે છે. તથાપિ આપણને એમ દેખાય છે કે આપણે યાત્રા કરીયે છીએ, પૃથ્વિ ફરે છે. તથાપિ આપણે જો એમ માનીએ કે સૂર્ય ફરે છે, તો એ આપણી ભૂલ છે. આ એક આપણો ભ્રમ માત્ર છે. આવી રીતે આપણ એક આપણો ભ્રમ છે કે આપણે જન્મીએ છીએ અને આપણે મરીએ છીએ; આપણે આવીએ છીએ અને આપણે જઇએ છીએ. આપણે તો આવતા પણ નથી અને જતા પણ નથી; જન્મતા પણ નથી અને મરતા પણ નથી. જીવાત્મા ક્યાં ક્યાં જાય છે એ જાણવાને માટે તો કોઈ સ્થાન પણ નથી તેમજ એવી કોઈ જગ્યા પણ નથી કે જ્યાં તે ન હોય.

જીવાત્માના પ્રકાશ અને પ્રકૃતિના વિકાસનો આ હાલ છે. વિકાસનો ક્રમ અને મોટી એ જીવ જીવાત્મામાં નથી. તે તો કેવળ પ્રકૃતિમાંજ છે. જ્યાં જ્યાં પ્રકૃતિ આગળ રૂપી વિભિપ્ય અને ઉચ્ચતા પ્રાપ્ત કરતી જાય છે. તેમ તેમ જીવાત્માની પ્રતિભાનો પ્રકાશ શમનું શરણ લે છે. ર જાણે એક પડદો નાંખેલો છે તેની પાછળ એક આશ્ચર્યજનક દેખાવ

જાતની સુંદર સુવર્ણનું છિદ્ર છે. પડદાની પાછળ જે દેખાવ છે તેનો કેટલોક ભાગ રાક્ષસ ભાવે વિદ્યમાન હોય છ શકીએ છીએ. જેમ જેમ તે છિદ્રનો આકાર વધારે થતો

પડદાને બિલકુલ ત્યાંથી ઉપાડી લેવામાં આવે છે ત્યારે આપણી અને તે દેખાવની વચ્ચે કાંઇ અવરોધ કરનાર નહિ હોવાથી અંદરનો સઘળો આશ્ચર્યજનક દેખાવ આપણે જોઇ શકીએ છીએ. આ પડદો તે મનુષ્યનું મન છે. મન રૂપી પડદાની અંદરની બાજુ જીવાત્માની પ્રતિભા, પવિત્રતા અને અનંત શક્તિ છે. મન જેટલું અધિક સ્વચ્છ અને પવિત્ર થતું જાય છે તેટલા પ્રમાણમાં જીવાત્માની પ્રતિભાનો અધિક અને અધિક વિકાસ થતો જાય છે. મૂળ જીવાત્મામાં કાંઇ પરિવર્તન થતું નથી પરંતુ પડદામાંજ થાય છે.

જીવાત્મા અપરિવર્તન શીલ, અવિનાશી, પવિત્ર અને આનંદરૂપ છે. અને તેથી કરીને સિદ્ધ થાય છે કે ઉંચામાં ઉંચા અને નિચા મનુષ્યમાં એટલુંજ નહિ પણ એક નાના સરખા જંતુમાં પણ પવિત્ર, પૂર્ણ, અનંત અને સચ્ચિદાનંદસ્વરૂપ જીવાત્મા વિરાજમાન છે. જંતુમય કીડામાં જીવાત્મા પોતાની શક્તિ અને પવિત્રતાનો બહુજ થોડે અંશે વિકાશ કરી શકે છે. અને મનુષ્યમાં તે તેના કરતાં અધિક અંશે પોતાનો વિકાસ કરી શકે છે. અને આથી બંનેમાં તફાવત માત્ર થોડા અને વધારેનો છે. મૂળમાં કાંઇ નથી. પ્રાણી માત્રમાં તેજ પવિત્ર અને પુર્ણ જીવાત્મા વિરાજમાન હોય છે.

સ્વર્ગાદિ લોકોના વિષયમાં પણ મનુષ્યોએ બહુજ કાંઇ વિચાર કર્યો છે. પરંતુ તે વિચાર મધ્યમ શ્રેણીનો સમજવામાં આવે છે. સ્વર્ગનો વિચાર એ નિચ વિચાર છે. તે વિચાર સુખ પ્રાપ્તિની ઇચ્છાથી ઉત્પન્ન થાય છે. આવું માનવું એ આપણી મૂર્ખતા છે. બાળક એમ સમજે છે કે સઘળું જગત્ બાળકોથીજ ભરેલું હશે, ગાંડા માણસ એમ સમજે કે સઘળો સંસાર એ ગાંડાની ઇસ્પિતાલજ હશે. આવી રીતે એવા પણ લોક છે કે જે સુખ પ્રાપ્તિના સ્થાનોની કલ્પનાજ કર્યા કરે છે, જે એમ સમજે છે કે આ સંસાર એ કેવળ ઇન્દ્રિયોને સુખ ભોગવવાનીજ જગ્યા છે, તેનું જીવન, ખાવાપીવામાં અને મોજમઝા ઉડાવવામાંજ વ્યતિત થાય છે. તો તેનામાં અને પશુઓમાં બહુજ થોડું અંતર હોય છે. જીવન તો અલ્પ હોય છે, પણ તેની વિષયવાસના અનંત હોય છે. એથી સ્વાભાવિક છે કે તે એવા સ્થાનોનું ધ્યાન કરતો રહે છે કે જ્યાં કોઈ તેના સુખમાં વિરોધ પ્રકટાવી શકે નહિ. આવા લોક રોજ નવાં નવાં સ્વપ્નાંને દેખ્યાં કરે છે. જ્યારે તેનું એક સ્વપ્ન સમાપ્ત થઇ જાય છે કે તરત બીજું સ્વપ્ન આવે છે કે, જેમાં ઇન્દ્રિયજન્ય ભોગોનું પ્રધાનપણું હોય છે, જ્યારે કોઈ અન્ય પ્રકારના વિષયની ચિંતામાં પડી જાય છે ત્યારેજ તેના આ સ્વપ્નનો પણ અંત આવી જાય છે. આ પ્રકારે તે એકની પછી બીજું એમ જુદાં જુદાં સ્વપ્નોમાં ગોથાં ખાતો આગળ વધતોજ જાય છે.

જીવાત્માના વિષયમાં એક વાત બીજી પણ વિચાર કરવા જેવી છે. જીવાત્મા સ્વભાવથીજ પવિત્ર, બંધનહિન, અનંત અને સર્વવ્યાપી છે, અને તેથી જીવાત્મા એકના બે થઇ શકતા નથી. અનન્ત પદાર્થ બહુ હોઇ શકતો નથી. તેમ બે પણ હોઈ શકે નહિ, જો બે પણ અનન્ત પદાર્થ હોત તો તે એક બીજાને પરસ્પર નિયન્ત્રિત કરી શકત અને આ દશામાં તે બંને નિયન્ત્રિત થઈ શકત. પણ અનન્ત તો કેવળ એકજ વસ્તુ છે અને તેથી આત્મા એકજ છે.

એક વૃક્ષપર એક ઉંચે ટોચપર અને બીજું નિચેની એક ડાળપર એમ બે પક્ષી

ઓં છે. એક ફળ ખાયાં કરે છે અને બીજું છાનુંમાનું બેસી રહ્યું છે, જે પક્ષી નિચેની ડાળીપર બેઠેલું છે તે ભલાઇ અને બુરાઇનાં ફળ ખાઈ રહ્યું છે, અને ઈન્દ્રિયજન્ય સુખની તરફ જઇ રહ્યું છે. જ્યારે ખાતાં ખાતાં કોઈ કડવું ફળ ખાય છે, ત્યારે તે ઉપરની તરફ જુવે છે તો જણાય છે કે ઉપરનું પક્ષી શાન્તિપૂર્વક બેઠું છે, નથી તેને સારાની પરવા કે નથી ખોટાની પરવા. તે પોતે પોતામાંજ મસ્ત છે. તે પોતાનાથી અન્ય કોઇ આનંદની ઇચ્છા કરતું નથી. આનંદ તો પોતાનામાંજ છે. જેથી તેને આમતેમ શોધવા ફરવું એ વૃથા છે. નીચેવાળું પક્ષી ઉપરના પક્ષીની તરફ જોઇને તેની પાસે જવાની ઇચ્છા કરે છે, અને કાંઇક ડાળી ઉપર ચઢે પણ છે. પરંતુ તેના ફળ ખાવાના જુના સંસ્કારો (ટેવો) તેની સાથે હોવાથી તે તેનો પીછો છોડતા નથી. જેથી તે વળી ત્યાં ફળ ખાવા લાગે છે. વળી થોડીવારમાં તેના ખાવામાં પાછું ઘણુંજ કડવું ફળ આવે છે, જેથી પાછું તે ઉપર જુવે છે, તો ઉપરના પક્ષીને તો પ્રથમની માફક શાંત બેઠેલું દેખે છે. વળી પાછું તે કાંઇક ઉપરની ડાળીએ જાય છે, પરંતુ જુના સંસ્કારો (ટેવો) તેને પાછું નિચે ફળ ખાવાને ઘસડી લાવે છે અને વળી તે મીઠાં અને કડવાં ફળને ખાવા લાગે છે. કેટલીકવારે પાછુ તેને કડવું ફળ મળે છે અને જેથી પાછું કાંઇક ઉપરની ડાળીએ ઉડીને બેસે છે. એમ કરતાં કરતાં તે ઉપરની ડાળીએ બેસતું બેસતું જાય છે, તેમ તેમ ઉપરના પક્ષીના પગોનો પડછાયો તેના પર પડતો જાય છે. એમ કરતાં કરતાં તે જ્યારે છેક ટોચે ચડે છે ત્યારે તેનો સઘળો દેખાવ બદલાઈ જાય છે, અને જણાય છે કે નિચેનું પક્ષી તો કદી હતુંજ નહિ, માત્ર ઉપરજ પક્ષી હતું અને જેને તે નિચેનું પક્ષી સમઝતું હતું તે કેવળ ઉપરના પક્ષીનું પ્રતિબિંબ (પડછાયો) જ હતું.

જીવાત્માની આજ પ્રકૃતિ છે. મનુષ્યનો જીવાત્મા ઇન્દ્રિયોના ભોગ અને સંસારની વાસનાઓની તરફ દોડયાં કરે છે. તે પશુઓની માફક ઇન્દ્રિયોના સુખોપભોગમાં ફસ્યાં રહે છે. તે ઇન્દ્રિયોના ક્ષણિક આનંદમાં જ પોતાના જીવનને વ્યતીત કરે છે. જ્યારે તેને થપ્પડ વાગે છે ત્યારે થોડા વખતને માટે તેનું માથું ચક્કર ખાવા લાગે છે અને તે વખતે તેને જણાય છે કે સંસાર જેવું દેખવામાં આવે છે પણ ખરી રીતે તેવું કશુંજ નથી. તે, ઉપરની તરફ નજર નાંખે છે તો તેને અનંતસચ્ચિદાનંદનો એક ઝળકારો દેખાય છે, જેથી તે તરફ ચાલે છે, પરંતુ ઘણા જન્મના સંસ્કારો તેને ફરી પાછો ખેંચી લાવે છે. બીજી વાર પાછી થપ્પડ વાગે છે એટલે સર્વવ્યાપી અનન્તની ઝલક તેના દેખવામાં આવે છે અને તે કાંઇક આગળ વધે છે. આ પ્રકારે જેટલો તે આગળ વધતો જાય છે તે પ્રમાણમાં તેને સમજાય છે કે તેનું નીચ, પતિત અને સ્વાર્થી વ્યક્તિત્વ–મનુષ્યત્વ દુર થતું જાય છે, અને એ નાની સરખી વસ્તુને સુખ આપવાને માટે તેની સઘળા સંસારની આહુતિ આપવાની ઇચ્છા મટતી જાય છે. જેમ જેમ તે ધીરે ધીરે નજીક પહોંચતો જાય છે તેમ તેમ પ્રકૃતિ અંતર્ધ્યાન થતી જાય છે અને જ્યારે તે છેક જીવાત્માના પ્રદેશની નિકટ પહોંચી જાય છે ત્યારે તેને સઘળો દેખાવ ફરી ગયેલો સમજાય છે, અને અનુભવ થાય છે કે હુંજ બીજું પક્ષીછું. જે અનંતને તેણે દૂરથી દેખ્યું હતું તે પોતેજ તેનો આત્મા છે. પ્રતિભા અને શાન્તિનો જે આશ્ચર્યજનક ઝળકારો તેને જણાયો હતો, તે પોતેજ તેનો આત્મા હતો. આ વખતે જીવાત્મા વાસ્તવિક સત્યની પ્રાપ્તી કરી લે છે.

જે પ્રત્યેક અણુમાં ઉપસ્થિત છે, જે દરેક જગ્યાએ વ્યાપ્ત છે, જે સર્વ પદાર્થોના અંતરાત્મા છે, જે આ સંસારનો સ્વામી છે તેજ તમે છો. તમે કાંઇ બીજા નથી; તમેજ આત્મા છો. જીવભાવનો ત્યાગ કરી આત્માની નિકટને નિકટ જતા જાવ. જેમ જેમ તમે નિકટ જતા જશો તેમ તેમ તમારો જીવ ભાવ પલટાઇ જશે અને અને આત્મસ્વરૂપનો અનુભવ થશે.

---

# सुखोत्पादक क्रिया.

મનુષ્ય માત્ર પોતે પોતાને માટે સુખ અને દુઃખને પ્રાપ્ત કરી શકે છે. જે જે મનુષ્યો આ સંસારમાં સુખી જણાય છે તેમણે તે સુખને પોતાનાજ પ્રયત્નથી પ્રાપ્ત કરેલું હોય છે. જે જે દુઃખમાં રખડતા હોય છે, તેમણે પોતેજ તે દુઃખને પોતાની પાસે ઘસડી આણેલું હોય છે.

મનુષ્ય જે વસ્તુ પ્રાપ્ત કરી શકે છે તેનો નાશ પણ કરી શકે છે, અને જે મનુષ્યથી પ્રાપ્ત કરી શકાય એવું છે તેને તે પ્રાપ્ત કરી શકવાને સમર્થ છે. એક મકાન બંધાવનાર મનુષ્ય તેને પાડવું ધારે તો એક ક્ષણ વારમાં પાડી શકવાને સમર્થ છે, અને એવી રીતે મનુષ્ય જે ક્રિયા પોતાને હાથે કરી શકે તેમ છે, તે ક્રિયાનો નાશ કરવાને માટે પણ તે સમર્થ છે. તો તે આધારે જ્યારે મનુષ્ય પોતે સુખ મેળવવાને શક્તિમાન છે, તેમ તેનો ક્ષય કરવાને માટે પણ શક્તિમાન છે. દુઃખ મેળવવાને માટે શક્તિમાન છે તો તેનો નાશ કરવાને માટે પણ શક્તિમાન છે.

સુખ અથવા તો દુઃખ મનુષ્યે પોતે પોતાનીજ મેળે પ્રાપ્ત કરેલાં હોય છે. જો તમે સુખનેજ ઇચ્છતા હો, અને દુઃખનો કેવળ નાશ કરવાનું ઇચ્છતા હશો તો તે પણ બની શકે તેમ છે.

મનુષ્યે જન્મ્યા પછી પોતાની ઉન્નતિ કરવાને માટે અથવા તો સુખ અને ઐશ્વર્યને મેળવવાને માટે કેટલીક કેળવણી લેવાની જરૂર છે, અને તે કેળવણી લઈ જો પોતે યથાર્થ મનુષ્ય બને છે તો પછી તે સંસાર રૂપી રણમાં પોતાનો વિજય પ્રાપ્ત કરી શકે છે.

મનુષ્ય—શરીર, મન અને આત્મા એ ત્રણના સંયોગથી બનેલો છે. તેમાંથી જો એકનો નાશ થાય છે તો તે વખતે મનુષ્યનો નાશ થાય છે. આથી આ ત્રણના આધારે મનુષ્ય જીવી શકે છે. જેમ એક કુહાડીથી લાકડાં કાપવાને માટે તે કુહાડીનું પાનું તેમજ તેનો લાકડાનો હાથો બને જો મજબૂત હોય છે તો તે કાપી શકાય છે, અને તેમાંથી એકની ખામી હોય છે તો પછી બરોબર કાર્ય થતું નથી, તેવીજ રીતે મનુષ્યનામાં શરીર, મન અને આત્મા આ ત્રણે જો મજબૂત અને કેળવાયલાં હોય છે તો આ ત્રણે મળીને થયેલા મનુષ્યથી ઉત્તમ કાર્ય થાય છે. તેમજ જેમ લાકડાં કાપવાને માટે લોઢાની કુહાડી અને તેના હાથાનો સંયોગ કરાવી એક રૂપ આપી અને પછી લાકડાં કાપવામાં આવે છે તો તે બરોબર કાપી શકાય છે પણ કુહાડી અને હાથો બરોબર એક બીજા સાથે સજ્જડ બેઠેલાં નથી હોતાં, અને હાલમડોલા કરતાં હોય છે તો તેથી લાકડાં

કાપી શકાતાં નથી અને વખતે આડું અવળું લાગતાં કુહાડી અને હાથો ભાગી જાય છે, અને તેનો ઉપયોગ કરનાર માર ખાઇ બેસે છે. અને તેથી જો બરોબર એક ઘાએ બે કકડા કરવા હોય તો ઉત્તમ કુહાડીને ધાર ઉતરાવી મજબૂત હાથામાં સજ્જડ બેસાડી કુહાડી અને હાથાને એક કરી પછી તેનો ઉપયોગ કરવાની ઇચ્છા રાખનારો તેનો બરોબર નિશાન મારી ઘા કરે છે તો ઝપાટાબંધ લાકડાં ચીરી નાંખી પોતાના કાર્યની સિદ્ધિ ઉત્તમ પ્રકારે કરે છે. તેવીજ રીતે શરીર અને મન બંનેને ઉત્તમ પ્રકારની કેળવણી આપી મજબૂત બનાવી બંનેનો સંયોગ કરાવી એકજ દિશામાં તે બંને પ્રયત્ન કરે તેવી સ્થિતિમાં જો તેમને મુકે તો આત્મા વડે કરાતી ક્રિયા ઉત્તમ પ્રકારે થઇ શકે છે. જેમ લોઢાની કુહાડી, લાકડાનો હાથો અને તેનો ઉપયોગ કરનાર આ ત્રણે મજબૂત હોય છે, અને પછી એકજ દિશામાં પ્રયત્ન કરે છે તો સિદ્ધિનો અનુભવ કરે છે, તેવીજ રીતે શરીર, મન અને આત્મા આ ત્રણે મજબૂત બની યોગ્ય પ્રકારે કેળવાઇ એક થઇ અને પછી જે પ્રયત્ન કરે છે તે સોએ સો ટકા સિદ્ધજ થાય છે.

મનુષ્યને જે કાંઇ દુઃખ અથવા તો સુખ પ્રાપ્ત થાય છે તે તેના મનનાંજ પ્રતાપ છે. સુખને મેળવવાને અને દુઃખનો ત્યાગ કરવાને માટે મનુષ્યે પોતાના મનનેજ સુધારવાની જરૂર છે. જેવા પ્રકારનું મનુષ્યનું મન હોય છે, તેવા પ્રકારનીજ મનુષ્યની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સ્થિતિ હોય છે. કોઈ પણ મનુષ્યની વર્તમાન સ્થિતિ જોઇને કહી શકાય છે કે તે મનુષ્યનું મન કેવા વિચારનું સેવન કરનારૂં છે, મનુષ્યને કોઇ પણ પ્રકારની સુખદ કે દુઃખદ સ્થિતિને પ્રાપ્ત કરાવનાર તેનું મનજ છે. મન જેવા વિચારોને કરનારૂં હોય છે તેવાં કાર્યો તેનું શરીર કરે છે અને તેવાં ફળને પછી મનુષ્ય ભોગવે છે. મનુષ્યને સુખના શિખર ઉપરથી પાડીને દુઃખના સમુદ્રમાં એક ક્ષણ વારમાં ડૂબાડનાર અને દુઃખના સમુદ્રમાં ડૂબેલાને એક ક્ષણ વારમાંજ સુખના શિખરે સ્થિતિ કરાવનાર વિચારજ છે. વિચાર એ મનુષ્યનામાં એવું સામર્થ્ય પ્રકટાવનાર છે કે જેનું વર્ણન કરી શકાય તેમ નથી. જેમ કુદરતમાં વિદ્યુત વિગેરે અનેક સામર્થ્યો આશ્ચર્યજનક ફેરફાર કરી શકે છે તેવીજ રીતે મનુષ્યનામાં વિચાર એ વિદ્યુત જેવા ફેરફાર કરનાર અને અદ્ભૂત સામર્થ્ય દર્શાવનાર છે. મન જેવા પ્રકારનું કેળવાયલું હોય છે અથવા તો મન ઉપર જેવા પ્રકારના સંસ્કારો પાડવામાં આવેલા હોય છે તેવા પ્રકારનાં કાર્યો તે મનુષ્ય પાસે કરાવે છે, અને જેવાં કાર્યો મનુષ્ય કરે છે તેવાં ફળ તેને ભોગવવાં પડે છે.

દરરોજ મન એ જુના સંસ્કારાનુસાર વિચારો કરીને, તેમ નવા વિચારો ઉત્પન્ન કરીને પોતાનામાં નવા સંસ્કારો ઉત્પન્ન કર્યાજ કરે છે. મન એ પ્રયત્નશીલ છે. એક ઘડી વાર પણ તે નવરૂં પડી શાંત બેસી રહેતું નથી. તે હંમેશાં અનેક વિચાર કર્યાજ કરે છે. જેમ જેમ તેને નવરાશ મળતી જાય છે તેમ તેમ તે નવા નવા વિચારોને ઉપજાવ્યાંજ કરે છે. પણ જો કદી તેને કોઇ પણ કામમાં પરોવવામાં આવે છે, અને નવરૂં મૂકવામાં આવતું નથી તો તેને નવા નવા વિચારોને ઉત્પન્ન કરવાની નવરાશ મળતી નથી, છતાં પણ તે પોતાની ટેવને છોડતું નથી. કામ કરવા છતાં પણ તે કોઇ કોઇ વખતે કામમાંથી ખસી જઇ પાછું નવા વિચારોનાં ગુંચળાંને ગુંથ્યાંજ કરે છે.

ગમે તે વખતે ગમે તેવા વિચારો કરવા એ મનુષ્યને હાનિ કરનાર છે. જેમ કોઇ માણસ કોઇ તેજી ઘોડા ઉપર બેસીને પછી લગામ ઉપર અંકુશ રાખ્યા સિવાય ચાબુક લગાવી તેને સ્વતંત્ર દોડવા દે છે તો તે ઘોડો તેને કયે વખતે કયે સ્થળે લઇજઇને નાંખશે તે કહી શકાતું નથી, તેમ મનુષ્ય જો પોતાના મનને સ્વતંત્રપણે વિચરવા દે છે તો તે મન તેને કયે વખતે કયી સ્થિતિમાં લાવી મૂકશે તે કલ્પી શકાતું નથી. આથી જો ઘોડેશ્વારે ધારેલા સ્થળે પહોંચવું હોય તો, તેણે ઘોડાની લગામ ઉપર અંકુશ રાખવો ઘટે છે, અને જો તે લગામવડે ઘોડાને કબજે રાખી શકે છે તોજ ધારેલા સ્થળે પહોંચી શકે છે, તેવીજ રીતે મનુષ્ય પણ જો પોતાના મનરૂપી ઘોડાના ઉપર અંકુશ રાખી તેને ફાવે ત્યાં સ્વતંત્રપણે વિચરવા નહિ દેશે તો તે પોતાની દુઃખમય સ્થિતિમાંથી સુખમય સ્થિતિને પ્રાપ્ત કરી શકશે. જે મનુષ્યો મનને વશ વર્તાવી શકે છે. મન આડા અવળા વિચાર ન કરે તેને માટે જે મનુષ્ય તેને કોઇ પ્રયત્નમાં જોડેલું રાખે છે અને પછી તે બરોબર પોતાનું કામ કરે છે કે નહિ તેની તેના ઉપર સાવધાનપણે દેખરેખ રાખ્યાં કરે છે તો અંતે તે મન તેને વશ થઈ જાય છે. અને પછી તે વડે થતા વિચારો અને તે વિચારાનુસાર શરીરવડે થતી ક્રિયા એવા પ્રકારની થાય છે કે તેથી મનુષ્ય સુખમાંજ રહી શકે છે. પ્રથમ શરીર આરોગ્ય રહે તે પ્રમાણે મનુષ્યે પોતાનું વર્તન રાખવું, અને ત્યાર પછી મનને તે યોગ્ય વિચારો જ કરે તેવું બનાવવું. અને તે પછી મનુષ્ય જો માનસિક અને શારીરિક ક્રિયાનો સંયોગ કરીને જે ક્રિયા કરે છે, તેમાં તે ફળીભૂત થયા સિવાય રહેતોજ નથી.

જો તમે હાલ સુખી હો અથવા તો દુઃખી હો તો તેના તમે પોતેજ જવાબદાર છો. તે તમારીજ ઉપજાવેલી ક્રિયાથી ઉત્પન્ન કરેલું ફળ છે. તેથી જો તમને તમારી હાલની સ્થિતિ દુઃખકર જણાતી હોય તો તેનો ત્યાગ કરવો પણ તમારાજ હાથમાં છે. તમે હાલ જે વિચાર અને ક્રિયાનું સેવન કરતા હો તેને તમને સુખ મળે તેવા વિચાર અને ક્રિયામાં પલટાવી નાંખો; અને જો આ પ્રમાણે તમે તમારા વિચારને સુખોત્પાદક વિચારમાં ફેરવી શકવાની ક્રિયા કરી શકશો તો અવશ્ય તમને સુખજ મળશે, અને પછી સુખ એ દુર્લભ્ય છે એવું જે તમારા મનમાં પેસી ગયું હશે તે નીકળી જશે.

કોઇ પણ કાર્ય પ્રયત્નથી સરળ થઈ શકે છે. ગમે તેવું અસાધ્ય ગણાતું કાર્ય પ્રયત્ન આગળ સુખ સાધ્ય છે, અને તેથી તમે પ્રયત્નવડે તમારા હાલના વિચારો બદલી શકો તેમ છો.

જેમ જેમ તમે તમારા વિચારોને બદલશો અથવા તો શુદ્ધ કરશો તેમ તેમ તમને સુખ મળતું જશે. વિચારને બદલવાથી અથવા તો મનની મલિનતાનો ત્યાગ કરી તેને સ્વચ્છ બનાવવાથી તે જેમ જેમ સ્વચ્છ થતું જશે તેમ તેમ તે તમારે તાબે થતું જશે અને તેમ તેમ તે દ્વારા કરાતા વિચારો પણ તમને સુખ ઉપજાવનાર થઇ પડશે.

આ કાર્ય કઠિન નથી પણ સરળ છે છતાં પણ કોઇ તેને સિદ્ધ કરી શકતું નથી; કારણકે વિચારને બદલવો અથવા મનના ઉપર અંકુશને પ્રાપ્ત કરવું તેને ઘણા દુષ્કર અને કઠિન કાર્ય માને છે. જેથી તેને સિદ્ધ કરવા ઇચ્છનાર નિરુત્સાહી બની જાય છે, અને જેથી તે કાર્ય કરવાને પ્રયત્ન કરતો નથી.

સુખને પ્રાપ્ત કરવાને માટે પોતાના મનના ઉપર અંકુશ રાખી, તે દ્વારા થતા વિચારો આપણને સુખ ઉપજાવે તેવા તે કરે તેવો તેના ઉપર અંકુશ રાખવો, આ કાર્ય પ્રયત્ન કરનારને જરા પણ અઘરૂં નથી, આ કાર્ય સ્હેલું છે અને તેનો દરેક માણસ ઉપયોગ કરી શકે તેમ છે. આ પ્રમાણે મનને વશ કરવાની એક સ્હેલામાં સ્હેલી રીત છે, અને તેનો જો ઉપયોગ કરવામાં આવે છે તો ગમે તેવો મનુષ્ય પણ તેને વશ કરી પોતે પોતાની ધારેલી સ્થિતિએ પ્હોંચી શકે છે.

આ પ્રયત્ન કરવાને માટે તમે હાલ જે પ્રયાસ કરતા હો, હાલ જે ધંધો રોજગાર કરતા હો તેનો ત્યાગ કરવાનો નથી, પણ તેની સાથેજ આ પ્રયત્ન કરવાનો છે. તેમાં પણ જો તમે અવળે માર્ગે પ્રયત્ન કરતા હો તો તેનો ત્યાગ કરી સવળા રસ્તે વળવાનું હોય છે. તમે હાલ વ્યવહારમાં જે ક્રિયા કરો છો તે માત્ર તમારા શરીરના રક્ષણને માટે જોઇતાં સાધનો મેળવવાની કરો છો. તેની સાથે મનને પુષ્ટ કરવાને માટે લક્ષ આપવાનું હોય છે. શરીર હૃષ્ટ પુષ્ટ અને નિરોગ હોય પણ જો તેનું મન રોગિષ્ટ હોય છે તો તેનાથી કશું કાર્ય સિદ્ધ થતું નથી. માટે મન તરફ લક્ષ આપવાનું છે. જેમ શરીર અયોગ્ય અને નુકશાન કરનાર આહારનું ગ્રહણ કરે છે તો તે રોગી થઇ અંતે તેનો નાશ થાય છે તેવીજ રીતે જો મન પણ અશુભ વિચારોનું સેવન કરનાર અને કોઈ એક જગ્યાએ સ્થિર ન હોતાં ગમે ત્યાં રખડેલ હોય છે તો તેનું પરિણામ સારૂં આવતું નથી.

આથી શરીરની માફકજ મનની ક્રિયા તરફ પણ તમારે દેખરેખ રાખવાની હોય છે. શરીરની મન ઉપર અને મનની શરીર ઉપર અસર થાય છે, અને તેથી જો બંન્ને કેળવાયલાં અને નિરોગી હોય છે તો તેવડે કરતાં કાર્યો સિદ્ધ થાય છે, અને સુખનો માર્ગ ખુલ્લો થઇ જાય છે.

---

## व्यवहारमां संसार त्याग.

( અનુસંધાન ભાગ્યોદય પુ. ૧ લાના અંક ૩ ના પૃષ્ઠ ૧૧૨ થી. )

મનુષ્ય આ પ્રમાણે સુખ મેળવવાની ખાતર જ્યારે અનેક જગ્યાએ ફાંફાં મારે છે, અને જ્યારે વ્યવહારમાં તેને કાંઇ સુખનું ભાન થતું નથી, અથવા તો દરિદ્રતાથી, કે ઘરનાં માણસોથી, કલેશથી પીડાય છે, દેવાવાળા વિતાડે છે, વારંવાર નિષ્ફળતા મળે છે ત્યારે ઘણા માણસો ક્રોધના આવેશમાં આવી અને દુઃખથી કંટાળી જઇ આ વ્યવહારનો ત્યાગ કરે છે, અને પછી ભગવી ચીંથરીને ધારણ કરી "હમ તો બાવા હૈ, હમ તો સંન્યાસી હૈ, હમ તો જતિ હૈ, હમ તો અવધૂત હૈ, વિગેરે" કહી પાછા હરાયા સાંઢની માફક ગમે ત્યાં ફરી, વ્યવહારના મનુષ્યોનીજ શુશ્રુષા કરી પોતાના પેટનું પુરૂં કર્યા કરે છે, અને ન ફકરા થઇ રખડ્યાં કરે છે. બિચારા અજ્ઞાન મનુષ્યો અને ઘણે ભાગે ભોળી ભામાઓ તેમની ભગવી ચીંથરીઓના ભોગ થઇ પડે છે.

આવું લખી કોઈ ત્યાગી મહાત્માઓની નિંદા કરવાનો આ લેખકનો જરા પણ ઈરાદો નથી. પરંતુ યથાર્થ સાધુપણું અથવા તો યથાર્થ ત્યાગીપણું, કાંઇ કુટુંબના માણસો

અને ઘર તથા ધોળાં લુગડાંનો ત્યાગ કરી ભગવી ચીંથરી પહેરી, ફરી મઠ વસાવી અને ચેલાઓ મુંડવામાં આવી જતું નથી; તેવું કહેવાનો ભાવ છે. શાસ્ત્રની મર્યાદા કાંઇ ગમે ત્યારે ઘર છોડી દેવાથીજ સચવાતી નથી. જેને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને પછી સંન્યાશ્રમના રહસ્યનું જ્ઞાન છે તેઓ સારી રીતે જાણે છે કે મનુષ્ય સંન્યાસાશ્રમને ક્યારે અને કેવી સ્થિતિ પછી ગ્રહણ કરી શકે છે! વળી હાલ કાંઇ બધા સંન્યાસીઓ કે ત્યાગીઓ આવી રીતે યથાર્થ ત્યાગી નથી, એવું કહેવાનો પણ ભાવ નથી છતાં જે મનુષ્યો યથાર્થ ત્યાગી નથી પરંતુ માત્ર પેટનું પુર કરવાનેજ ભગવી ચીંથરી ધારણ કરેલી હોય છે તેવાને માટે તેમને ખરો રસ્તો બતાવવાના ઇરાદાથી આ લેખ લખવાનો હેતુ છે.

સુખ મેળવવાને માટેજ મનુષ્ય પ્રયત્ન કરે છે પરંતુ તેને જ્યારે તેનું માનેલું સુખ નથી મળતું ત્યારે તે કંટાળી જઈ ત્યાગીનો વેશ લે છે. છતાં પણ તેને સુખ મળી શકતું નથી. વ્યવહારમાં સુખ મેળવવાને માટે મનુષ્ય ઘર બનાવે છે, ધન કમાવાને માટે ઉદ્યોગ કરે છે, સ્ત્રી પુત્રાદિને પ્રાપ્ત કરે છે છતાં પણ તે સર્વ મળવાથી જે સુખ થાય છે તેના કરતાં, તેમાંથી કોઇનો નાશ થવાથી, જેમકે, એકાએક અગ્નિ લાગી ઘરબાર નાશ થવાથી, ધમધોકાર ચાલતો ધંધો પડી ભાગવાથી, વ્હાલામાં વ્હાલી સ્ત્રી કે વહાલામાં વહાલા પુખ્ત ઉમ્મરના પુત્રનું એકાએક મરણ થવાથી તેના દુઃખનો પાર રહેતો નથી, અને આવી રીતે જે જે પદાર્થો સુખ મેળવવાને માટે તે મેળવે છે તે તે પદાર્થોમાંથી કોઇનો નાશ થતાં તેને અત્યંત દુઃખ થાય છે, સાધારણ મનુષ્યથી મોટા મોટા મોટર ગાડીમાં ફરનારા મનુષ્ય તરફ દૃષ્ટિ નાંખશો તો તે સર્વ કોઇ આ પ્રમાણે બાહ્ય જગતના પદાર્થો ન મળવાથી અથવા તો તેનો નાશ થવાથી દુઃખમાં પીડાતા જણાશે.

સુખ મેળવવાને માટે દરેક મનુષ્ય પ્રયત્ન કરે છે અને તેમાં જ્યારે તે નાસીપાસ થાય છે ત્યારે તેને સુખની ખરી કુંચી જે 'ત્યાગ' તે હાથ આવે છે અને ત્યાગી થઇ ઘરબાર છોડી નાસી જવાનું મન થાય છે આ પ્રમાણે તેને ત્યાગી થવાનો જે એકાએક વેગ ઉઠે છે તે કોઇ પ્રબળ સત્તા વડેજ ઉઠે છે, અને તે પ્રબળ સત્તા તે આપણો અંતરાત્માજ છે. આ અંતરાત્માજ આ પ્રમાણે વ્યવહાર અથવા તો દ્રશ્ય જગત–બાહ્ય પદાર્થો પ્રતિ કંટાળો–વિરાગ ઉત્પન્ન કરાવી ત્યાગી થવાની વૃત્તિ કરાવે છે. આ પ્રમાણે ત્યાગી થઇ જવાની જે વૃત્તિ થવી તે અયોગ્ય નથી, પણ યોગ્ય છે અને સુખ ઉપજાવનાર છે. દરેક મનુષ્યે આ પ્રમાણે પોતાના અંતરાત્માની ઇચ્છા પ્રમાણે ત્યાગી થવુંજ જોઇએ. ત્યાગી થવું એટલે સુખના માર્ગે વળવું એ છે. અંતરાત્મા તમને ત્યાગી થવાની પ્રેરણા કરી યથાર્થ સુખનો માર્ગ બતાવે છે, અને જો તમે ત્યાગી થાવ છો, તોજ સુખને મેળવી શકો છો.

આ સ્થળે કોઇને શંકા થશે કે ઉપર તો ત્યાગી થવાનું ના લખ્યું છતાં વળી પાછો ત્યાગી થવાનો આગ્રહ કેમ કરો છો? તો કહેવાનું કે પ્રિય ભાઇ! ઉપરનો ત્યાગ તે ત્યાગ નથી, પણ નાટકમાં જેમ ગમે તે જાતનો પુરૂષ હોય જે છતાં પણ તે રાજાધિરાજનો વેશ લઇને રાજાધિરાજ બની શકે છે, પુરૂષ હોય છે તો તે સ્ત્રી બની જાય છે, ગુણકા બની જાય છે. વિષ્ણુ ભગવાન કે ભોળાશંભુનો વેશ લઈ શીવજી બની જાય છે. અને આ પ્રમાણે નાટકમાં વેશ લેનારા વેશ ધારી એકટરો કાંઇ યથાર્થ રાજા, રાણી, કે વિષ્ણુ બની શતાક નથી, અથવા તો તેમનામાં તેવું કાંઇ દૈવત હોતું નથી, છતાં પણ તે વખતે માત્ર

પોતાનો વેશ બદલીને પ્રેક્ષકોની નજરે તે વખતનો રાજા, રાણી કે દેવ દેખાય છે, તેથી કાંઈ પ્રેક્ષકો તેને રાજા તરીકે માનતા નથી, અથવા તો તેણે, જે વેશ લીધો હોય છે તે માત્ર પ્રેક્ષકોને દેખાડવા માટેજ હોય છે. તેની માફક પીળાં કપડાં બદલીને ભગવાં ચીંથરાં પહેરવા માત્રથી કાંઇ તેનામાં યથાર્થ ત્યાગીપણું કે યથાર્થ સાધુત્વ આવી શકતું નથી. યથાર્થ ત્યાગ તો કોઇ જુદાજ પ્રકારનો છે. અત્રે જે કહેવાનું છે તે તો માત્ર તેવા મિથ્યાડંબરી ભગવી ચીંથરી પહેરી ને કાઢેલા વેશથી તેને યથાર્થ સિદ્ધ સાધુ કે ત્યાગી ન માનવો એજ છે.

આગળ બન્યા હશે તે તો જુદા, તે ગણતાં તો સાધુના મિથ્યા આડંબરની અસત્યતાનો પાર આવે તેમજ નથી. જેમકે સતિ શિરોમણી સીતા દેવીને હરણ કરનાર કપટ વેશધારી રાવણે સાધુનો વેશ ધારણ કરી માત્ર દેખાવ માત્રથી વેશ બદલીને પોતે સાધુ છે એવી સીતાના મનમાં શ્રદ્ધા બેસાડી હતી, અને સીતા તેનો સાધુ તરીકે સત્કાર કરવા ગયાં એટલે તેણે તેમનું હરણ કર્યું. આવી સીતા સરખી સતિ સ્ત્રીયો મિથ્યાડંબરી સાધુઓથી ભોળવાઇ ગઇ છે. તો પછી હાલની અજ્ઞાન સ્ત્રીઓનો શો હીસાબ! આજે સ્ત્રીઓ એટલી બધી અજ્ઞાન છે કે તેઓ સત્યાસત્યનો નિર્ણય કરી શકવાને અસમર્થ છે, અને તેવી સ્થિતિમાં તેઓ માત્ર ઉપરના વેશથીજ ભોળવાઈ જઇ ઘણી વખતે નુકશાનને સહન કરે છે.

આ પ્રમાણે મિથ્યા આડંબરી સાધુઓથી તેમજ ભૂવા, બ્રાહ્મણો કે જે પોતે અમુક દેવીના ઉપાસકો છે એવું બીજાને મનાવવા પ્રયત્ન કરે છે તેમનો આ ભોળી સ્ત્રીયો ઉપર તો એક ધમધોકાર રોજગાર ચાલ્યાં કરે છે. કેટલાક સંન્યાસી થઇ, સાધુ, વેરાગી થઈ અથવા તો માતા કાઢનારો, બાધા આપનારા, જ્યોતિષ જોઇ ભવિષ્ય કહેનારા અને મોંમાંથી નાળીયેર ચુંદડી કાઢનારા બ્રાહ્મણો બપોરના વખતે કે જે વખતે પુરૂષો પોતાના ઉદ્યોગે ગએલા હોય છે અને માત્ર સ્ત્રીઓ એકલીજ ઘેર હોય છે તે વખતે પોતાના ઢોંગ ધતુરાના ખેલો અજમાવી ભોળી ભામાઓ અને અજ્ઞાન માણસોને ખેતરવાને માટે શેરીએ શેરીએ અને ફળીયે ફળીયે ફર્યા કરે છે. અને કોઇને પ્રજા થવાની, તો કોઇને પતિ વશ કરવાની, કોઇને ધન મળવાની વિગેરે અનેક લાલચો આપી બાધા આખડી કરી, બિચારી અજ્ઞાન સ્ત્રીયોને ઠગી જાય છે. અને આ ઉદ્યોગ કરનારાને આતો એક જાતનો ઉદ્યોગજ થઇ પડેલો હોય છે. માટે દરેક માણસે ઉપરના વેશથી કોઇ પણ માણસથી ભોળવાવું નહિ તેની સાવચેતી રાખવી. આ બધું લખી માત્ર ત્યાગી થઈ ઉપરનો ડોળ ધારણ કરવો તેથી કાંઈ યથાર્થ ત્યાગી થવાતું નથી એજ કહેવાનો હેતુ છે.

આપણે જોઇએ તો હાલના જમાનામાં ધર્માચાર્યો તરીકે ગુરૂની ગાદી ઉપર બેસી ગુરૂ થઇ પડેલા કેટલાક માણસો પોતે મહાન પુરૂષો હોવાનો દાવો કરે છે. તેમના સેવક તેમને પ્રભૂ તુલ્ય માને છે અને પૂજે છે. છતાં પણ તેમનામાંના કેટલાકમાં યથાર્થ સાધુપણું, ગુરૂપણું કે ત્યાગીપણું હોતું નથી. જગત્ જેને જેને ગુરૂ તરીકે, ભગવાન તરીકે પૂજેછે, તેનું વર્તન કેવું હોવું જોઇએ? પછી તે ભલે વ્યવહારમાં હોય કે ભગવાં ધારણ કર્યા હોય, છતાં પણ જેનું ચિત્ત હંમેશાં આત્માની સાથે સંલગ્ન થયેલું હોય તેનાનેજ પૂજ્ય માની શકાય છે, અને તેને માટે તેમનાં લક્ષણો કેવાં હોવાં જોઇએ તે સંબંધમાં આપણા શાસ્ત્રોમાં અનેક સ્થળે વર્ણન કરવામાં આવેલું હોય છે, તે પ્રમાણે જે

તેમનામાં લક્ષણ છે એમ કદાચ આપણે માનીએ તો પછી ભગવી ચીંથરી ધારણ કર્યા પછી, આ મઠ મારા ગુરૂનો છે, આ પંથ ખરો છે, આ પંથ ખોટો છે, અમુક જગ્યા કે મિલ્કત તો અમારા ગુરૂની છે વિગેરે કારણો ઉત્પન્ન કરી કોર્ટમાં, દિવાની અને ફોજદારી શા માટે કરવી પડે, જેઓનું મન હંમેશાં આત્માની સાથેજ જોડાયલું હોય તેવાનેજ ગુરૂ કે પૂજ્ય માનવાના હોય છે તો પછી જેનું મન ધનમાં, ગાદીમાં, અને પંથમાં મમત્વને ચોટાડી બેઠેલું હોય છે અને પછી ધન પંથ કે ગાદી માટે સામા સામી રાજપુરૂષો જેમ ગાદી માટે લડે તેમ સંસારમાંથી જેનું મન ઉપરામ પામી ગયું છે, તેમણે મારામારી કરવી, ફોજદારીમાં ફરીયાદો કરી તહોમતદાર કે ફરીયાદી બની જેલખાનામાં જવું, દીવાની કે હાઇકોર્ટમાં જઇ હુકમનામાં કરાવવાં આ બધું શા માટે કરવું જોઇએ? અને જ્યારે આમ બને છે ત્યારેજ અમારે કહેવું પડે છે કે જે માણસોનું મન બાહ્ય પદાર્થો પ્રતિ મમત્વને ધરાવે છે તેઓ ભલે ગુરૂપદે હોય કે ભગવી ચિંથરીને ધારણ કરી રાજ્યગાદી ભોગવતા હોય છતાં પણ તેઓ યથાર્થ ત્યાગી નથી. તેઓ પોતાનુજ શ્રેય કરી શકતા નથી તો અન્યનું શી રીતે કરી શકે તેમ છે.

બંધુ! આ બધું લખવા બેસીએ તો વિષયાંતર થઇ જાય તેમ છે, અને તેથી માત્ર યથાર્થ ત્યાગી શી રીતે થઇ શકાય છે તે વિષે વિચાર કરવો અયોગ્ય નહિજ ગણાય.

જે મનુષ્યને યથાર્થ ત્યાગને ગ્રહણ કરતાં આવડે છે તો પછી તે આ જન્મમાંજ જીવતા છતાં પણ જીવન્મૂક્ત બની જાય છે. જીવન્મૂક્ત બની યથાર્થ સુખને પ્રાપ્ત કરવું એ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય છે, અને યથાર્થ સુખને પ્રાપ્ત કરવાને માટે દરેક મનુષ્યે પોતાના અંતરાત્માની પ્રેરણાનુસાર યથાર્થ ત્યાગી થવુંજ જોઇએ. યથાર્થ ત્યાગી થનારજ ત્યાગનાં જે જે ફળ શાસ્ત્રોમાં વર્ણવેલાં છે તેને પ્રાપ્ત કરી શકે છે.

પ્રિયબંધુ! આ વાંચી ગભરાવાનું કશું પણ પ્રયોજન નથી. યથાર્થ ત્યાગી થવાને માટે કપડાં લત્તાનો, મોજ વૈભવોનો, સ્ત્રી પુત્રાદિનો, ઘરબાર, કે ધનનો ત્યાગ કરી વનમાં જવાનું નથી, અથવા તો ધોળાં કપડાં બદલી ઘરબારનો ત્યાગ કરી ભગવી ચીંથરી ધારણ કરી પરદેશ જઇ, ફરી નવેસરથી ઘરબાર વસાવવા માટે માને શોધવાના નથી, કે છોકરાંને બદલે ચેલા મુંડવાના નથી. જે કરવાનું છે તે માત્ર તમને જે સ્થિતિ હાલ પ્રાપ્ત હોય તેજ સ્થિતિમાં કરવાનું છે, અને તેથીજ સુખને મેળવી શકાય છે.

અપૂર્ણ.

---

## दुनियामां एक अति उपयोगी वस्तुप्रति अलक्ष.

(અનુસંધાનઃ—પુસ્તક ૧ લાના અંક ૨જાના પૃષ્ટ ૪૭ થી.)

આ પ્રમાણે સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપી યથાર્થ ગૃહિણી બનાવવામાં આવે તોજ યથાર્થ ગૃહ સુખનો અને ભવિષ્યમાં મહાન થનાર બાળકોના સુખને મનુષ્યો પ્રાપ્ત કરી શકે છે. સ્ત્રીઓને જોઈ તેના પતિનું, પુત્રોનું અને તેના સંબંધમાં આવનાર મનુષ્યોનું અંતઃકરણ ઠરે નહિ, તેમજ જો તે સ્ત્રી પોતાના પતિ, પુત્ર, સંબંધી, પિતા કે ભાઇના સંબંધમાં આવતાં દરેકના મનમાં તેના વર્તનથી પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય નહિ, તો તે યથાર્થ

સ્ત્રી નથી. સ્ત્રીને આપણા શાસ્ત્રોમાં દેવીની ઉપમા આપેલી છે. **यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्रदेवताः** આ મનુનું વાક્ય શું જણાવે છે કે જે ગૃહમાં સ્ત્રીનું યોગ્ય સન્માન કરવામાં આવે છે તે ઘરમાં દેવતાઓનો વાસ રહે છે. આટલું બધું મહત્વ આપણા શાસ્ત્રમાં સ્ત્રીને આપેલું છે. તે યથાર્થ સ્ત્રીનેજ આપેલું છે. દરેક મનુષ્યે પોતાની બાલિકાઓને નાનપણથીજ એવું શિક્ષણ આપવું કે તે ભવિષ્યમાં યોગ્ય ગૃહિણી બની પોતાના ગૃહમાં પોતાના પતિપુત્ર અને સંબંધીને સ્વર્ગના સુખનો સ્વાદ ચખાડી શકે.

પુરૂષને કરવાનાં અનેક કાર્ય હોય છે, તેને જેમ વ્યવહારની સિદ્ધિને માટે અનેક ઉદ્યોગો કરી ધન કમાવાનું હોય છે, તેમજ પરમાર્થની સિદ્ધિને માટે પણ યોગ, ભક્તિ, જ્ઞાન વિગેરેના આશ્રયને ગ્રહણ કરી પ્રયત્ન કરવાની જરૂર રહે છે. ત્યારે સ્ત્રીને તો માત્ર એક પતિવ્રત ધર્મનું પાલન કરવાથીજ સર્વ પ્રકારની સિદ્ધિ મળે છે. પતિનેજ પ્રભૂ તરીકે માની તેમની પૂજા કરી, તેમને કોઇપણ પ્રકારે શરીર કે મનને દુઃખ થાય તેવું કાર્ય ન કરવું અને આ મૃત્યુલોકમાંજ ક્લેશ, કંકાસ અને દુઃખનો ત્યાગ કરી, સુખશાંતિ અને આનંદનો પોતાના પતિને અનુભવ કરાવી સ્વર્ગના સુખને ભોગવવું એજ તેનું કર્તવ્ય હોય છે, અને તેથી દરેક મનુષ્યે પોતાની બાળકીમાં, નાનપણથીજ તે પુખ્ત ઉમ્મરની થયે યથાર્થ સ્ત્રી–ગૃહિણી કે સતિ થઇ શકે તેવું શિક્ષણ આપવું જોઈએ.

આપણા દેશમાંજ સાવિત્રિ, સીતા, દમયંતી વિગેરે સતિયો થયેલી છે. તેમનાં દ્રષ્ટાંત વડે સતિના ઉચ્ચ ગુણોને બાળકીઓના મનમાં ઠસાવવા. પતિના આરોગ્યથી, પતિના સુખથી, સ્ત્રીને આરોગ્ય અને સુખ થાય છે. પતિને દુઃખ પડે છે તો સતિ સ્ત્રી પણ દુઃખમાંજ દહાડા કહાડે છે. તેમનું મન રાત્રિ દિવસ પતિનાજ સ્મરણમાં રહ્યાં કરે છે. પતિનો વિયોગ તેનાથી સહન થઇ શકતો નથી. પતિ વિનાનો સંસાર સતિ સ્ત્રીને શૂન્ય જણાય છે. સતિ સ્ત્રીનો પતિ પર પ્રેમ એ સ્વાભાવિક પ્રેમ છે. સ્વાર્થમય પ્રેમ રાખનાર સ્ત્રી સતિ કહેવાતી નથી. સ્વાર્થને માટે પતિ ઉપર પ્રેમ રાખનારી સ્ત્રીનો તે પ્રેમ હંમેશ ટકી શકતો નથી. જ્યાં સુધી તેને જોઇતા પદાર્થો પતિ લાવી આપે છે ત્યાં સુધીજ તે પતિ ઉપર પ્રેમ રાખે છે, પણ જ્યાં કોઇ વસ્તુ તે નથી લાવી આપતો તે વખતે તે પતિની સાથે ક્લેશ કરે છે, અને તેનો તિરસ્કાર કરવાને પણ ચૂકતી નથી. આવી સ્ત્રી તે સતિ નહિ પણ સ્વાર્થને માટેજ પ્રેમ રાખનાર કુલટા સ્ત્રી સમજવી. સતિ સ્ત્રી તો પોતાના પતિની સાથે નિઃસ્વાર્થ પ્રેમ રાખે છે, પતિ એજ પ્રભુ છે એમ માને છે, પતિના સુખે સુખ અને દુઃખે દુઃખ માને છે. તે કાંઇ સ્વાર્થને માટે પ્રેમ રાખતી નથી. પતિ તેને અમુક વસ્તુ લાવી આપે અથવા ન લાવી આપે તેની તેને ચિંતા હોતી નથી. તે તો સર્વ સમયમાં માત્ર પતિની આજ્ઞાજ પાલન કરનારી હોય છે. તેને પતિના સિવાય અન્ય દેવ નથી, તે તો સદા પતિની સેવામાંજ તલ્લિન રહી તેને અનુકુળ વર્તે છે. સ્હવારથી આખો દિવસ અને રાત તે પતિની સેવામાંજ રહે છે, ઘર કામ કરવું, ઘર સ્વચ્છ રાખવું, પતિને પૂજાનાં સાહિત્ય આપી, રસોઇ કરવી, પતિને રસોઇ જમાડવી, ઘરની વસ્તુઓની વ્યવસ્થા રાખવી, બાળકોને શિક્ષણ આપવું, અને દરેક રીતે પતિને સ્હાય કરવી, એ સતિ સ્ત્રીનું કાર્ય છે. જેના ઘરમાં સ્ત્રી સતિ હોય છે તે ઘરમાં ક્લેશ કંકાસ તો નાશીજ જાય છે. ધંધા રોજગારમાં બરકત આવી, લક્ષ્મિનો વાસો થાય છે. બાળકો એક બીજા પ્રતિ પ્રેમ રાખતાં

શીખે છે. એક બીજાનાં આજ્ઞાકારી બને છે. નજીવી બાબતોમાં લડી મરતાં નથી. બાળકો સબળ મનનાં, ઉદાર દીલનાં, ઇર્ષા અને દ્વેષથી રહિત અને ભવિષ્યમાં મહાન પ્રજા થઇ શકે તેવાં હોય છે.

સતિ સ્ત્રીના ગૃહમાં જતાં, સતિ સ્ત્રીનાં દર્શન થતાંજ તેના પ્રતિ પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે, અને જો દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય છે તો મનમાં ભય લાગે છે. શાંતિ અને સુખનો અનુભવ થાય છે, અને આવીજ રીતે સતિ સ્ત્રીના સહવાસમાં આવતા મનુષ્યના દુર્ગુણો સદ્‌ગુણોમાં પલટાઇ જાય છે.

પતિ અને પત્નિમાં યથાર્થ પ્રેમનું સ્વરૂપ સમજાય છે. પ્રેમથી પરમેશ્વર વશ થઇ જાય છે. અને પતિને સતિ સ્ત્રી પ્રેમથી પોતાને વશ કરી લે છે. આ પ્રમાણે પ્રેમથી પતિ અને પત્નિ એક બીજાને વશ થઇ જતાં હોવાથી તે એક બીજામાંજ પોતાનાં મનને પરોવેલાં રાખે છે, અને તેઓ એક બીજાની સાથે જોડાઇ જઇ એકરૂપ થઇ જાય છે. એક બીજાની સુંદરતાથી કે ગુણથી, એક બીજા પ્રેમમાં મગ્ન થાય છે. સ્ત્રી પતિમાં અને પતિ સ્ત્રીમાં આકર્ષાય છે. સ્ત્રીના ગુણોથી પતિ અને પતિના ગુણોથી સ્ત્રી, એક બીજા પ્રતિ મોહિત થઇ રહે છે. પ્રેમ એ સ્ત્રી પુરૂષના મુકુટ રૂપ છે. અને જો પતિ પોતાની સ્ત્રીને વશ કરવા ઇચ્છે છે તો તે પ્રેમથી વશ કરી શકે છે, અને સ્ત્રી પોતાના પતિને વશ કરવા ઇચ્છે છે તો તે પ્રેમથી વશ કરી શકે છે. પ્રેમનો સદુપયોગ કરવાથી અનેક લાભ થાય છે. જ્યારે તેનો દુરૂપયોગ કરવાથી અનેક પ્રકારની હાનિ થાય છે. સતિ સ્ત્રી અને તેનો પતિ પ્રેમનો સદુપયોગ કરતાં સારી રીતે જાણે છે. અને તેમનો એક બીજા પ્રતિનો પ્રેમ દિવસે દિવસે વૃદ્ધિને પામતો રહે છે. અને તે વૃદ્ધિના પરિણામે બંને જણ ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત હોવા છતાં પણ સુખનોજ અનુભવ કરે છે.

દરેક સ્ત્રી જો સતિ હોય તો અનેક સ્થળેથી કલેશ અને કંકાસનાં મૂળ નીકળી જાય અને સ્વર્ગના સુખોનો અનુભવ થાય છે, વળી તેમના દ્વારા થતી પ્રજા પણ એવી થાય છે કે જે પોતાનો, પોતાના કુટુંબનો, અને પોતાના દેશનો ઉદ્ધાર કરી શકે છે.

ઘણી જગ્યાએ આવી ઉપયોગી અને સંસારમાં પોતાના સાથી રૂપે ગણાતી, પોતાના સુખ દુઃખમાં ભાગ લેનાર સ્ત્રી તરફ અલક્ષ આપવામાં આવે છે, અને તેને માત્ર પોતાના એક ભોગનાજ વિષય તરીકે માનવામાં આવે છે, અને આથી અનેક પ્રકારની થતી હાનિને અનેક મનુષ્યો વેઠયાં કરે છે.

જો તમારે આ સંસારમાંજ સ્વર્ગના સુખનો અનુભવ કરવો હોય, તમારી પ્રજાને ભવિષ્યમાં મહાન્ પુરૂષ કે સતિ સ્ત્રી બનાવવી હોય તો, તમારે તમારી સ્ત્રીને, એક પોતાના ભોગ ભોગવવાને નિર્માણ થયેલી વ્યક્તિ તરીકે ન માનો, પણ તેને એક દેવી તરીકે, સતિ તરીકે અને તમારા સુખ દુઃખમાં ભાગ લેનાર સહધર્મિણી તરીકે માનો, અને તેને તેના અધિકારનું જ્ઞાન આપી યથાર્થ ગૃહિણી બનાવો, કે જેથી ભવિષ્યમાં તમારો ગૃહ સંસાર સ્વર્ગ તુલ્ય બની નીકળશે.

---

# સુશિલા.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૩૮ થી ).

શહેરના ધનવાનો તથા ગામડાના લોકોમાં ઘણો અંતર છે. જે મનુષ્ય સદા શહેરમાં રહ્યો છે તેને ગામડામાં રહેવું સારૂં લાગતું નથી. પરંતુ સુશીલાએ એક દિવસ પણ પોતાનો ભાવ બદલ્યો નહિ. તે પોતાના સાસરામાં હર્ષથી સઘળું ઘરકામ કરતી હતી. સુશીલાના પિતાએ તેનાં સાસરિયાંની દરિદ્રાવસ્થા જાણીને પુત્રીની સાથે એક દાસી મોકલી હતી; પરંતુ સુશીલાએ સાસરામાં પહોંચતાંજ તેને પાછી વિદાય કરી દીધી.

સુશીલાએ પોતાના સદ્‌વ્યવહારથી પોતાની સાસુના હૃદયપર બહુજ જલ્દી અધિકાર જમાવી લીધો. ગામની અન્ય સ્ત્રિયો તેના ગુણોને જોઇને મુગ્ધ થવા લાગી. પરંતુ એટલું થતાંય સુશીલા શાન્તિપૂર્વક રહી શકી નહિ. લક્ષ્મિકાંતને બીજા ત્રણ ભાઇ હતા. એક મોટો અને બે નાના. મોટો ભાઇ પરદેશમાં નોકરી કરતો હતો, તેને દર માસે પચાસ રૂપીઆ પગાર મળતો હતો. જેથી લક્ષ્મિકાંતના આખા ઘરનું ઉદર પોષણ થતું હતું, અને નાના ભાઇ ભણતા હતા.

મોટા ભાઇની સ્ત્રી કાળીકાને એ વાતનું મોટું અભિમાન હતું કે મારા પતિને લીધેજ સર્વ રોટલા પામે છે. એથી તે ઘરના કામમાં જરા પણ લક્ષ આપતી નહોતી. જે સર્વને કમાઇને ખવરાવે તેની સ્ત્રી દાસીનું કામ કરતી હશે ? કદી નહિ. આવું તેનું માનવું હતું. સુશીલાએ પોતાની સાસુના હૃદય પર અધિકાર મેળવેલો હોવાથી કાળીકા ઘણુંજ બળવા લાગી. આ તરફ લક્ષ્મિકાંતે પોતાના મકાનમાં એક પડેલા ભાગમાં પુસ્તકાલય ખોલ્યું અને તેમાં ગામના બીજા યુવકોની સાથે સલાહ કરીને એક સભા સ્થાપન કરી. એ સિવાય ગામવાસિયોની વિરૂદ્ધ વર્તમાનપત્રોમાં લેખ લખી લખીને તેમને વૃથા હેરાન કરવા લાગ્યો.

સુશીલાએ ઘણી વાર લક્ષ્મિકાન્તને નોકરી કરવાને માટે, કહ્યું પરંતુ તે તેની આ વાત સાંભળીને હંમેશાં એ ઉત્તર આપતો હતો કે અમારાથી કોઇની ગુલામી નહિ થાય. સુખ છોડીને દુઃખમાં પડવાને માટે કાંઇ પરમેશ્વરે મનુષ્યોને બનાવ્યા નથી.

કેટલાક દિવસે તેનો મોટો ભાઇ રજા લઇને ઘેર આવ્યો. રાત્રે કાળીકાએ નાના ભાઈ અને ભોજાઈની સઘળી કથા પતિને કહી સંભળાવી. પ્રથમ તો તેણે તેની વાતોને હસી કહાડી, પરંતુ જ્યારે તેણે ઘણીવાર તેને કહેવા માંડ્યું ત્યારે તેણે લક્ષ્મિકાંતને બોલાવ્યો અને કહ્યું, "ભાઇ, પચાસ રૂપિયામાં આપણું પુરૂં થતું નથી. જેથી હવે તમારે પણ કાંઈ નોકરી ચાકરીની ચિંતા રાખવી જોઇએ, બેસી રહેવાથી કંઇ કમાવાશે નહિ." આ વાત મોટા ભાઇએ લક્ષ્મિકાંતને બહુજ નમ્રતાપૂર્વક કહી પણ લક્ષ્મિકાંત તો જુદાજ તરંગમાં હતો; તે બોલ્યો, "ભાઈ બે મુઠી અન્નને માટે તમે મને આટલું દુઃખ કેમ આપો છો, મારાથી કોઇની ગુલામી નહિ થાય." આવું કહીને તે પોતાના ભાઇની પાસેથી ઉઠી ગયો. એ વખતે તેણે સુશીલાને તેના પીયેર મોકલી દેવાનો નિશ્ચય કર્યો. પણ સુશીલાએ તો પીયેર જવાની વાત માની નહિ. કેમકે માતાપિતાને ઘેર સુખપૂર્વક રહેવા કરતાં સાસરામાં દુઃખથી રહેવું એ તેને સારૂં લાગતું હતું.

એવા વખતે ગામની નિશાળમાં આસીસ્ટંટ માસ્તરની એક જગ્યા ખાલી પડી તે, વખતે સુશીલાએ તથા તેના મોટા ભાઇએ તે નોકરી મેળવવાનું લક્ષ્મિકાંતને ઘણું કહ્યું, પરંતુ તેણે એવી તુચ્છ નોકરી કરવાની ચોખ્ખી ના પાડી. ત્યાર પછી થોડા દિવસે તેના મોટા ભાઇની નોકરીની રજા પુરી થતાં તે પોતાની નોકરી ઉપર ગયો.

હાલ લક્ષ્મિકાંતને વિલાયત જવાની ધુન લાગી. એક દિવસ તે પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે, આજકાલ વિલાયત ગયા સિવાય મનુષ્યની પ્રતિષ્ઠા વધતી નથી, અને મારી નોકરી પણ મળતી નથી. એથી મારે જરૂર વિલાયત જવુંજ જોઇએ. જેથી તું તારા પિતાને ત્યાંથી થોડા ઘણા રૂપિયા મંગાવીને મને આપે તો હું વિલાયત ચાલ્યો જાઉં.

વિલાયત જવાની વાત સાંભળીને સુશીલાના હૃદયમાં વજ્રપાત જેવી અસર થઈ કેવળ એટલુંજ નહિ પણ પોતાના પિતાને ત્યાંથી રૂપિયા મંગાવવાની વાત સાંભળતાં તો તે ઉદાસજ બની ગઈ.

એવામાં દુર્ગાપૂજાનો વખત નજીક આવ્યો જાણી, સુશીલાના પિતાએ પોતાની પુત્રિ અને જમાઇને તેડી લાવવાને માટે વાહન લઇને માણસ મોકલ્યો. જેથી એક વર્ષે ફરી સુશીલા પોતાના પતિ સાથે પોતાના પિતાને ઘેર ગઇ. તેનાં માબાપે તેમનો ઘણો આદર સત્કાર કર્યો, અને સુશીલાની માતાએ તો સ્નેહથી પોતાની પુત્રીને છાતી સરસી ચાંપી.

દુર્ગાપૂજાવાળા દિવસે સુશીલા પોતાની માતાના ઓરડામાં સુઈ રહી, કેમકે તેની માતાએ જમાઇ અને પુત્રિને આ વખત પોતાનાજ ઓરડામાં મુકામ આપ્યો હતો. લક્ષ્મિકાંતના સુવાના ટાઇમનું કાંઇ નક્કિ નહોતું પણ આજ દુર્ગાપૂજાનો ઉત્સવ હતો જેથી વખતે પતિદેવ ક્યારેય આવશે એમ ધારી સુશીલા ઉંઘી ગઈ.

સવારમાં ઉઠતાં તો સુશીલાએ પોતાના પતિને પોતાના ઓરડામાં ન જોયા. જેથી ઉઠીને જોયું તો પોતાની માની લેખડની ત્રીજોરી ખુલી હતી, અને ત્રિજોરીમાંની સર્વ વસ્તુઓ આમતેમ પડેલી જણાતી હતી અને પોતાના બાપની નાની કેશબોક્સ જે તેની અંદર હતી તે ગુમ થઈ હતી. આ જોઇ સુશીલાનું કાળજું ધડકવા લાગ્યું. તેણે જાણ્યું કે વખતે ચોરી કરનાર ચોરોનાજ પંઝામા કદી પોતાનો પતિ ફસાયો નહિ હોય ? આમ ધારી તેણે કલ્પાંત કરવા માંડયું.

અપૂર્ણ.

---

# મહાન પુરુષોના જીવનમાંથી મળતો બોધ.

( લેખક—શ્રીયુત પ્રેમશંકર નાગરજી દવે. )

( ૪ )

વર્તમાન સમયનો ઉપયોગ કરવો તેની સાથે ભવિષ્યને માટે પણ વિચાર કરી રાખવાની બેશક જરૂર છે. કોઇપણ કાર્યનો આરંભ કરતા પહેલાં તેમાં વિજય પ્રાપ્ત થાય, તેવી વ્યવસ્થા પ્રથમથીજ કરવી પડે છે. આપણી આસપાસ જે જે વસ્તુ અગર સ્થિતિ

આપણે જોઇએ છીએ તે સર્વ ક્રિયામાં મુકાયા પહેલાં સામાન્ય વિચાર રૂપે હવાઈ કીલ્લા સમાન હતી. એક ભવ્ય મકાન બંધાયા પહેલાં તે મકાનની બાહ્ય આકૃતિનું ચિત્ર એન્જીનીયરના મગજમાં ઉદ્‌ભવે છે, અને ત્યાં તેનો માનસિક નકશો ચિત્રાયા પછીજ પ્લેન બને છે. કોઇપણ કાર્ય ભલે તે ક્ષુદ્ર હોય કે મહાન્ હોય, તોપણ તેને માટે પ્રથમ વિચારની સંકલના બંધાય છે અને આગળ પાછળનો ખ્યાલ કર્યા સિવાય આદરેલ કાર્ય ભાગ્યેજ પાર પડે છે. પરંતુ આવા વિચારો કરવામાંજ વિશેષ સમય ગાળી આ ક્ષણે મળેલી સોનેરી તકને ગુમાવી નાંખવી ન પોસાય.

આજનું કરેલ કાર્ય અને તે કાર્યમાં ઉદ્‌ભવેલ જુસ્સો આવતી કાલના કાર્યને વધારે યોગ્ય થઈ પડે છે. જે સમયે જે કાર્ય અવશ્ય કરવાનું હોય તે કરવામાં આવે નહિં તો એ સમયનો દુરૂપયોગજ છે. વાતો કરવાની ખાતરજ અને ગમે તેમ કરી વખત પસાર કરવો, તેમજ પોતાને તથા પોતાના મિત્રોને આનંદમાં રાખવા એ ઉદ્દેશથી અહીં તહીંનાં ગપ્પાં મારવાં એ અમૂલ્ય સમયનો દુરૂપયોગ કરવા બરાબર છે. જે લોકો ઠઠ્ઠા મશ્કરી કરી આનંદમાં રહેવામાંજ સમયનો સદુપયોગ સમજે છે અને જેને આ દુનિયામાં ખાવું, પીવું અને સુખી દુઃખી થવું એ સિવાય અન્ય ઇચ્છા નથી, તેને માટે આ સર્વ ઉપદેશ નથી, પરંતુ જે પુરૂષો જીવનનો અર્થ સમજી શકયા છે, અગર પોતાનું કર્તવ્ય શું છે, જગતના સર્વ પ્રાણી કરતાં આટલી વિશેષ શક્તિઓ ઇશ્વરે શા ઉદ્દેશે મનુષ્યને અર્પેલ છે, એવા વિચાર કરી પોતાના જીવનની જવાબદારી તરફ નજર નાંખે છે, તેવાને માટેજ મહાન પુરૂષો કાંઇપણ કહી ગયા છે.

ઉદ્યોગી સ્વભાવનો માણસ તેની નવરાશના વખતમાં તરતજ કાંઇ પણ ધંધો ખોળી કાઢે છે અને જ્યાં આળસુ માણસને જરા પણ નવરાશ મળતી નથી, ત્યાં ઉદ્યોગી પુરૂષ ગમે તેમ કરી નવરાશ મેળવે છે. જે માણસને ઉદ્યોગ કરવાની ટેવ તેના અંતઃકરણ સાથે જોડાઇ ગઇ હોય છે, અને જેમને આળસુ થઇ બેસી રહેવા કરતાં કામ કરવું વધારે સુગમ અને સરળ માલુમ પડે છે, તેમણે ઘણાં મોટાં મોટાં કાર્યો નવરાશના વખતમાંજ કર્યાં છે. એવા પુરૂષો પોતાની સુખી અગર દુઃખી સ્થિતિનો વિચાર કર્યા સિવાય પોતાના ઉપર પડેલ કર્તવ્યને બોજા રૂપ ન ગણતાં પવિત્ર ધર્મ સમજી વર્તમાન કાળનોજ ઉપયોગ કરે છે. એક વિદ્વાને યોગ્ય કહ્યું છે કે,

गतेशोकोनकर्तव्यो भविष्यनैवचिंतयेत्
वर्तमानेनकालेन प्रवर्तन्तेविचक्षणाः

દેશની અને સમગ્ર વિશ્વની સંસ્કૃતિનો આધાર, દરેક વ્યક્તિની પ્રગતિ અને ઉન્નતિ ઉપર છે, અને દરેક વ્યક્તિની એ પ્રગતિ અને ઉન્નતિ, તેના જીવનના પળ પળના વ્યવહારના પરિણામ સિવાય બીજું કાંઇ નથી. દરેક દેશનો ઇતિહાસ જોતાં આપણને જણાશે કે સંસ્કૃતિ પામેલ અલ્પ જનોએજ આખા દેશને ઉચ્ચ સ્થિતિએ લાવી મુકેલ છે. યુરોપ જે હાલ સર્વ બાબતમાં ઉત્કૃષ્ટ પદે વિરાજે છે, તેની ઉત્કૃષ્ટતા ફક્ત થોડા શોધકો અને યાંત્રિકોથીજ થઇ છે. જો કોઇ પણ વસ્તુ પાછળ મનુષ્ય પોતાનું સર્વસ્વ અર્પે તો એવી કોઇ પણ બાબત નથી કે જેનું નિરાકરણ ન થઇ શકે. તુલસીદાસ કહે છે કે

જો જાગે નિશ દિન બસે, તો તામે પરવિણ;
સરિતા ગજકું લે ચલી, ઉધ ચલાવે મીન.

અમુક વિચાર કરીને તેને તુરત કૃતિમાં મુકાય તો અશક્ય વસ્તુને મનુષ્ય શક્ય કરી શકે છે.

જ્ઞાન, સંપત્તિ અને સુખ એ દરેક મનુષ્યના અધિકારમાં છે. અમુક કાર્ય હું કરી શકીશ અને અમુક નહિ કરી શકું એવી માન્યતા મનુષ્યના જીવનને નિર્માલ્ય કરી નાખે છે. જ્યાં સુધી કાર્ય કરવાની તમારી શક્તિમાં તમે શ્રદ્ધા નહિ રાખો ત્યાં સુધી તમારાથી એક પણ કાર્ય પરિપૂર્ણ થઈ શકશે નહિ. મનુષ્ય ગમે તેવી સ્થિતિમાં હોય પરંતુ જો તે ચાહે તો ઉચ્ચ પાયરીએ ચડી શકે છે, અગર પોતાની બેદરકારીથી તેનું અધઃપતન થાય છે. જે કાર્ય અમુક મનુષ્ય કરી શકયો તે કાર્ય તમે પણ પાર પાડી શકો તે નિઃસંશય છે. ઇશ્વરે દરેક મનુષ્યને સરખી બુદ્ધિ આપેલ છે, અને જેટલે અંશે તમે તે બુદ્ધિનો ઉપયોગ કરો છો, તેટલે અંશે તમારી ઉન્નતિ થાય છે. દરેક જમાનામાં અને દરેક દેશમાં થઇ ગયેલ મહાન પુરૂષો શું જન્મથીજ સાધનસંપન્ન હતા? શું તેઓ તમારાથી ગરીબ હાલતમાં હતા? બુદ્ધિનો વિકાસ કરવાનાં જેવાં સાધનો હાલ વિદ્યમાન છે તેવાં સાધનો અને રાજકીય શાંતિ શું તે વખતે હતી? તમારાથી દરેક રીતે તેઓ ઓછા સાધન સંપન્ન હતા, છતાં તેઓ શા માટે મહાન કહેવાઇ ગયા, અને જે દેશમાં તેમનો જન્મ થયો હતો તેની થોડે ઘણે અંશે સેવા કરવા તેઓ કેવી રીતે સમર્થ થયા? કારણ, તેમને મળતી પળે પળનો તેઓ સદુપયોગ કરતા. પોતાના દેશને અથવા માનવ સમાજને ઉન્નત કરવો એને તે પોતાના જીવનનો હેતુ સમજતા. પરંતુ અત્યારના યુવકો જેના ઉપર ભવિષ્યનું હિંદ આધાર રાખે છે, તેમના જીવન પ્રત્યે સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરતાં જણાશે કે તેમનું જીવન હેતુ શૂન્ય છે. અને જ્યાં પોતાના ભવિષ્ય માટે શેખચલ્લીના હવાઇ કીલ્લા સમાન વિચારો પણ ઉદ્ભવતા નથી; અને પોતા ઉપર આવી પડેલ જવાબદારીને ગમે તેમ કરી વહન કરવી એવોજ જીવનનો અર્થ થાય છે, ત્યાં દેશની કે મનુષ્ય સમાજની સેવા એ શબ્દો અસ્થાને છે. જે મનુષ્ય ઉચ્ચ કે મલીન આશયવાળા પોતાના સ્વાર્થ તરફ પણ બેદરકારીથી જુએ છે ત્યાં આપણે પરમાર્થની આશા કયાંથી રાખી શકીએ? પોતાની, જ્ઞાતિની, દેશની કે સમસ્ત મનુષ્ય સમાજની સેવા કરવાનો ઉપદેશ આપ્યા પહેલાં દરેક યુવકને આત્મ સેવા કરવાના ઉપાયો બતાવવા વિશેષ શ્રેયસ્કર છે. આર્થિક કે માનસિક ઉન્નતિ કેમ થાય તેના દરેક ઉપાયો યુવકોને સુચવવા એજ આ જમાનો હિંદને માટે ઇચ્છે છે. જ્યાં સુધી ગરીબ મજુરના ઝુંપડામાં જણાતી સામાન્ય સુખ શાંતિ, નિર્દોષ આનંદ કે આરામ, મનુષ્યને પ્રાપ્ત નથી, ત્યાં સુધી તેની સ્થિતિ સંતોષકારક ગણી ન શકાય. જે જે દોષો આપણા જીવનમાં પ્રતીત થાય છે તેનાં કારણો જો આપણાથીજ ઉદ્ભવેલ હોય તો તેને તુરત દૂર કરવાં એ આવશ્યક છે. પરંતુ આપણા સંસાર સમાજમાં એવા અનેક ફંદો છે કે જે આપણા અંતઃકરણના આદેશ વિરૂદ્ધ પાયમાલ થવા આપણને ફરજ પાડે છે. બેશક હાલના ફંદો આપણા પૂર્વજોના ઉચ્ચ આશયવાળા નિયમોની પ્રતિકૃતિ છે પરંતુ તે તેનું ભ્રષ્ટ રૂપાંતર છે. મનુષ્યના પાશવ ધર્મને અંકુશમાં રાખનાર તથા અનેક રીતે નીતિની મર્યાદા સાચવનાર નિયમોના પાલનનું પરિણામ જો મનુષ્યના શ્રેય રૂપે હોય

તો તે નિયમોના પાલનને જીવનનું કર્તવ્ય સમજવું જોઇએ, પરંતુ તેથી ઉલટી રીતે જો તે નિયમો મનુષ્યને બંધન રૂપે પ્રતીત થાય અથવા તેથી ઉન્નતિને અંકુશ રૂપ લાગે તો તેવા નિયમોને ફેતરા માફક કાઢી નાંખી તે માંહેના સત્વનેજ પકડી રાખવું જોઇએ. નિયમો અને ધારાઓ મનુષ્યના શ્રેય માટેજ ઘડાયા છે, નહિં કે નિયમો અને ધારાઓ માટે મનુષ્ય સુજાયેલ છે. તે સર્વને સમાજની આવશ્યકતાનુસાર સુધારવા કે વધારવા તે મનુષ્યનો હક્ક છે. પરંતુ જુનાને વળગી રહેવું અને ગમે તેવી ઉચ્ચ ભાવનાવાળા નવીન તરફ તિરસ્કારની નજરથી જોવું તે મનુષ્યનો સ્વભાવ છે અને આવી વૃત્તિ મનુષ્યની નૈસર્ગિક પ્રગતિને અંકુશ રૂપ નડે છે. ધાર્મિક, નૈતિક કે આર્થિક જે સ્થિતિમાં હાલ આપણે છીએ તેમા શું સુધારાની આવશ્યકતા નથી ? જે સંજોગોમાં આપણે જીવન ગુજારીએ છીએ તે શું સંતોષ પામવા લાયક છે ? આપણી આસપાસ સર્વત્ર આપણે દુઃખ અને નિરાશાજ જોઇએ છીએ તેનો ઉપાય આપણા પોતાના હાથમાં છે. આપણી સ્થિતિ ઓસ્ટ્રેલીયા કે આફ્રીકાના માંસાહારી વનમનુષ્યો જેવી અધોગતિમાં નથી, કે ચીન, ઈરાન, અફઘાનીસ્થાન અને રૂશિયા જેટલો નિર્ધન કે પછાત આપણો હિંદ નથી. આપણે આપણા મહાન પૂર્વજોના સંતાન છીએ, પરંતુ આપણો દોષ એટલોજ છે કે તેમને પગલે પગલે ચાલવા માટે આપણે તેમની રહેણી કરણીનું અનુકરણ કરેલ છે, સત્યશઃ સાપને બદલે સાપના લીસોટાને આપણે પકડી રાખ્યો છે તે ઉપરાંત પૌર્વીય અને પાશ્ચાત્ય સંસ્કારોને આપણા જીવનમાં મિશ્રિત કરી વર્ણસંકરતા કરી નાંખેલ છે, પરંતુ આપણી સ્થિતિ એવી અવનત નથી કે આપણે ભવિષ્યને માટે નૈરાશ્યવાદી બનવું પડે. દરેક સાધન આપણા હાથમાં છે. શારીરિક, માનસિક કે ધાર્મિક ઉન્નતિની પ્રાપ્તિમાં આવશ્યક શાંતિ આપણને ઈશ્વરે બક્ષેલ છે તો શા માટે તેનો લાભ લઈ હિંદને આદર્શરૂપ ભૂમિ ન બનાવવી ? હિંદ, પોતાના દરેક સુજ્ઞ પુત્ર પાસે એજ ભિક્ષા માગે છે કે તારી ઉન્નતિ કર, અને તારા સંબંધમાં રસ્તો સૂચવ. તારા પૂર્વજોની શક્તિ તરફ માનની દૃષ્ટિથી જો અને તેને શુદ્ધ સ્વરૂપમાં તારા જીવનમાં ઉતાર. જગતની પ્રગતિ કેમ થઈ અને કઈ કઇ પ્રજાએ તેમાં ભાગ લીધો તે સમજવા પ્રયત્ન કર. તારા પૂર્વજોએ પ્રાપ્ત કરેલ તત્ત્વજ્ઞાનને સમજી કર્મ યોગી થા. બૌદ્ધ પાસેથી નીતિનો પાઠ સમજી તારા પાડોશીને સુખી કરવા શીખ; યુનાન પાસેથી શિલ્પ અને ચિત્રકળા શીખી તેમાં પારંગત થા. યુરોપ પાસેથી વ્યાપાર વિષયક શિક્ષણ લે અને અમેરિકા પાસેથી શારીરિક અને આર્થિક ઉન્નતિની ચાવી શીખ.

આ સર્વ ઉપદેશનું પાલન કરતાં ધ્યાનમાં રાખવું કે તે સત્વ, રજસ્ અને તમસ્ ગુણોના પરિણામ રૂપે છે અને આમાંથી એક પણ ગુણનું પ્રાધાન્ય થવાથી આપણા જીવનની તુલા અવ્યવસ્થિત થઈ જાય છે. આ પરિસ્થિતિ ઈચ્છવા યોગ્ય નથી. આપણા જીવનનું લક્ષ્ય બિંદુ એ હોવું જોઇએ કે આપણે આપણા જીવનની ઉન્નતિ દરેક પ્રકારે કરવી. આપણા ઉપર આવી પડેલ કાર્યોને ગમે તેમ કરી પૂર્ણ કરવાથીજ નહિં, પણ તેમાંથી અનેક ફાંટાઓ કાઢી જીંદગીને હંમેશ પ્રવૃત્ત રાખવાથીજ જ્ઞાન સંપત્તિ અને સુખ પ્રાપ્ત થાય છે. અને તેવી પ્રવૃત્તિનો આરંભ કરવાનો સમય આજનો છે. અમુક વખતે તે કાર્યનો નિર્ણય કરી તે વિચારને મુલતી રાખનારથી કોઇ પણ મહાન કર્મ થઇ શક્યું નથી.

બેશક જીંદગી એ પુષ્પોની શય્યા નથી, અનેક વખત આપણે નિરાશામાંજ સ્વડવું

પડ્યું હશે પરંતુ તે રણક્ષેત્ર પણ નથી. આ સંસારમાં પોતાનુ કર્તવ્ય બજાવવું એજ દરેક વ્યક્તિનો ઉગ્ર મંત્ર હોવો જોઇએ પરંતુ કોઈ કોઈ મનુષ્ય અમુક વસ્તુ પોતાને પ્રાપ્ત થશે નહિં એવી માન્યતા છતા, તેની ઈચ્છા કરવામાં અને દુર્નિવાર્ય ભાસતો વિષે દિલગીરી કરવામાજ જીંદગી ગુજારે છે, તે ઇચ્છવા યોગ્ય નથી. આકાશના વાદળને કાળા ડાઘરૂપે નહિં જોતા તેમાં રહેલ ગુણ તરફ દષ્ટિ કરવી ઘટે છે. તેના શ્યામ વાદળમા પણ રૂપેરી આકૃતિ મનુષ્યને તે તરફ આકર્ષે છે, તેવો ખ્યાલ કરવો જોઇએ.

આગળ જણાવ્યા મુજબ, મનુષ્ય જ્ઞાનથી ભરપૂર છે પરંતુ તે જ્ઞાન અન્ય માટેજ છે. બીજાને દેવામાં, આવતા ઉપદેશનો એક અંશ પણ પોતાના જીવનમાં ઉતારવા તે ઇચ્છતો નથી. પરંતુ યાદ રાખવુ જોઇએ કે

वेदस्याध्ययनंकृतं परिचीतंशास्त्रंपुराणंश्रुतम्
सर्वंनिष्फलंपदेनकमलाकांतस्यचेत्कीर्तितम्
उत्खातंसदशीकृतंविरचितस्सेकोऽहमभूयसा
सर्वंनिष्फलमालवालवलयेक्षिप्तंनबीजंयदि ॥

. વેદનું ગમે તેટલું અધ્યયન કર્યું હોય કે શાસ્ત્ર પુરાણને હૃદયમા ઉતારેલ હોય પરતુ જો મનુષ્ય ઇશ્વરની ભક્તિ નથી કરતો તો તે સર્વ નિષ્ફળ છે. જમીનને ખેડી, ક્યારા ગોડી, પુરતા પાણીથી ભીંજાવી રાખી હોય પરંતુ જો તેમાં બીજ વાવવામાં ન આવે તો તે સર્વ મહેનત નિષ્ફળ જાય છે તેવીજ રીતે ગમે તેટલું જ્ઞાન આપણે પ્રાપ્ત કર્યું હોય અને આપણી ઉન્નતિના ઉપાયો કૃતિમાં મુકવા ગમે તેવા દઢ વિચારો કર્યા હોય પરંતુ જો તેને ખરેખર કૃતિમાં નથી મુકતા તો આપણી ઉન્નતિ કદી પણ થઇ શકતી નથી એ ખાસ જોવાનું છે કે આપણે પરોપદેશે પાંડિત્ય બતાવવુ ન જોઇએ પરંતુ જે બાબતનો ઉપદેશ જગતને દેવા નીકળના હોઈએ તેનું આપણા જીવનમાંજ અનુકરણ કરી જગતને બતાવવું કે ઉન્નતિનો રસ્તો આ છે કારણ મનુષ્યના વચન કરતાં તેના વર્તન ઉપર જગત વિશેષ વિશ્વાસ રાખે છે.

---

# મહત્વાકાંક્ષા-સદ્ગુણી-શશી.

(લેખક શ્રીયુત વેણુ વિહારી).

## પ્રકરણ ૧લું.

### મરણ.

" બાપુ આટલું દુધ પીઓ તો હુશિયારી આવે. "

" ભાઇ, હવે દુધની કંઇજ જરૂર નથી, તે પીવાથી કાંઇજ ફાયદો થશે નહી."

આજે આખા દિવસમા છકાકાએ એક ઘુંટડો સરખો દુધનો પીધો નહોતો, સવારે ડોકટર સાહેબ આવ્યા હતા તેમણે જણાવ્યુ હતુ કે હવે તેઓ જે પગલાં ભરે છે તે પેલી

દુનિયા મારિજ. જેથી બીજા ડોકટરને બોલાવવામાં આવ્યો હતો, તેમણે જે દવા આપી હતી તે તેમને તેમ પડી રહી હતી. જીકાકાને બે વર્ષથી ક્ષયની ભાવના થઈ હતી, તેઓએ ઘણો ઘણા ઉપચારો કર્યા પણ તેથી મુદલે ફાયદો જણાયો નહીં. તેમના તરફ જોનારને એજ આશ્ચર્યતા લાગતી કે તેઓનો આત્મા હજી સુધી આ ખોળીયામાં કેવી રીતે રહ્યો હશે!

જી કાકાનાં મનમાં આજે ઘણીજ વાતો કહેવાની હતી પણ ઉધરસ તેમનો પીચ્છો મુકતી નહીં.

"ભાઈ આમ આવ,—છેક મારી પાસે આવ. આજે મારે તને કેટલીક અગત્યની ખીના જણાવવાની છે. પણ શું કરૂં, આ ઉધરસ આટલું વાકય બોલતાં બોલતાં તો તેમને પાંચ પચીસ વખત ઉધરસ ચઢી આવી. તેઓ તદ્દન ગભરાઇ ગયા.

"બાપુ તમો બોલવાનો મુદ્દલે શ્રમ ન લો.—જરા દવા પાઉં કે?"

"ભાઇ હવે મારે કંઇ દવાની જરૂર નથી, પ્રભુ મને સેજ બોલવા દે—"

આટલી વાત કરે છે એટલામાં તો તેમને ઉધરસનો એક ભારે ઠસકો ભરાઇ આવ્યો. વીનુએ જીકાકાનું મસ્તક ખોળામાં લીધું. ઉધરસ સમ્યા બાદ જીકાકા થોડોક સમય બેહોસ પડ્યા રહ્યા; ત્યાર પછી તેમણે પોતાની આંખો આસ્તે આસ્તે ઉઘાડી સપ્રેમ વિનુ તરફ જોઇ તેને પોતાની નજીક બેસવા ઇસારો કર્યો. વિનુ પાસે આવી બેઠો એટલે જીકાકાએ બોલવું શરૂ કર્યું—

"ભાઇ વીનુ, હું હવે તને જે કંઇ કહું છું તે તરફ પૂર્ણ ધ્યાન દે, હું જે તને કહેવાનો છું તે સાંભળી તું આશ્ચર્ય પામીશ પણ તેથી તને તારી ખરી જન્મ કહાણી સાંભળવા મળશે—" જી કાકાએ સ્વાસ લેઇ પાછું બોલવું શરૂ કર્યું.—" તારી જન્મ કહાણીથી ફક્ત ગીરજા માહિતગાર છે. તું મને ' બાપુ ' સંબોધી બોલાવે છે તે તો જાણે ઠીકજ છે, પણ—હું કંઇ તારો ખરો પીતા નથી.—"

"બાપુ" વચમાંજ વીનુ બોલી ઉઠયો.

"સાંભળ"—જી કાકા અટકાતે અટકાતે બોલ્યા "હું શું કહું છું તે પહેલાં પુરે-પુરૂં સાંભળી લે એટલે તને તારી ખરી હકીકત સમજાશે. તારી મા-કમળ! — હાય! હાય!! કમળ!!! તારો કેવો દિવ્ય પ્રેમ!—" આટલું બોલતાં તેમની આંખોમાંથી ચોધારે આંસુ ટપકવા લાગ્યાં. ડસકાં પર ડસકાં આવવા લાગ્યાં. તેઓએ પોતાનો દુઃખાવેગ કમી થતાં પાછુ બોલવાનું શરૂ કર્યું "કમળ અને હું બચપણથી સાથે ઉછર્યાં. તેનો મારા પ્રત્યે કેવો વિશુદ્ધ પ્રેમ હતો—? ગરીબાઇમાં જન્મ લેવાથી તારી દાદીએ તેને મહા કષ્ટે ઉછેરી; પણ તેની સઘળી ઉમેદ મારા પરજ હતી— મેં પણ તેને આશ્વાસન આપ્યું હતું કે હું તેનું પાણીગ્રહણ કરીશ, પણ હાય! મેં તેનો વિશ્વાસઘાત કર્યો તેથીજ આ હું ભયંકર યાતનાઓ સહન કરૂં છું— કમળ!"

વળી વૃદ્ધે શ્વાસ લેઈ પાછું બોલવું શરૂ કર્યું.

ત્યાર પછી મારે વેપાર અર્થે કાશ્મીર જવું પડ્યું ત્યાંથી હું લગભગ આઠ દસ વર્ષે જ્યારે પાછો આવ્યો ત્યારે કમળ અને તેની બાનો મેં ઘણોજ તપાસ કર્યો પણ તેઓનો

બદલે પત્તો ન ખાધો. મેં તેઓને ફસાવ્યા ! પુરા ફસાવ્યા અને તેથીજ હું આવી યાતનાઓ ભોગવું છું-ભાઇ થોડું પાણી-"

વિનુએ છકાકાને પાણી પાયું. થોડો સમય વિશ્રાંતિ લેઈ પાછું છકાકાએ બોલવું શરૂ કર્યું.

" આમ કેટલાક દિનસો વિત્યાબાદ એક દિવસે ભીંડી બજારની એ ગલીમાંથી હું પસાર થતો હતો તેવામાં દિનમુદ્રાએ મારા તરફ જોતાં તું નજરે પડયો. તે સમયે તારી ઉમ્મર ત્રણેક વર્ષની હતી. તને જોતાંજ મારા હૃદયમાં પ્રેમનો પાનો છુટયો. તને ઉંચકી ખોળે લેવાનો હું વિચાર કરૂં છું એવામાં તો એક ઓરડીમાંથી ' વિનુ ' એવો ઉંડો ઉચ્ચારેલો અવાજ મારા કાને પડયો, તું દોડતો ઓરડીમાં ગયો હું, પણ પ્રેમે આકર્ષાઇ તારી પાછળજ દાખલ થયો. હાય ! હાય !! ત્યાં મેં શું જોયું !-મારી વ્હાલી-કમળ !-હાયરે-કમળ ! ! તારી કેવી ભયંકર સ્થિતી ! મારી કમળ એક ખાટ પર પડી મૃત્યુની આરાધના કરતી હતી; તેનો મારો દ્રષ્ટિપાત થતાંજ. તેનાથી એક અણધારી ચિંચયારી પડાઇ ગઇ.-પ્રભુ-".

આમ કહી છકાકાએ આંખો મિંચી દીધી તોપણ તેમની આંખમાંથી અશ્રુઓ એક સરખાં વહ્યાં કરતાં હતાં. આમ કેટલોક વખત વિત્યાબાદ એક ઉંડો નિસાસો નાંખી 'કમળ' એટલાજ શબ્દો ઉચ્ચાર્યા.

" ભાઇ વિનુ-અમો બન્નેએ આ પ્રમાણે કેટલાક વખત સુદ્ધબુદ્ધ રૂદન કર્યા કીધું ! ત્યાર પછી તેણીએ મને સઘળી હકીકત કહી. જ્યારે મારી તરફની નિરાશા થઇ ત્યારે તેની બાએ તેનું લગ્ન એક સુખી માણસ સાથે કર્યું. પણ તે માણસ તરફથી કમળને સુખ કંઇજ મળ્યું નહિ. તારા જન્મ પછી બેજ માસમાં તારો પીતા ખરાબ રોગનો ભોગ થઇ સ્વર્ગે સીધાવ્યો. તે આ વાતને એક વર્ષ વિત્યા પછી તારી દાદી પણ અનંત ધામને પાંમી. આ પ્રમાણે તેણીએ સઘળા દિવસો દુઃખમાં ગાળ્યા અંતે તને મારે સ્વાધિન કરી તને છેહ ન દેવાનું વચન લેઇ તે બિચારીએ આ લોકની યાત્રા શાંતિથી સમાપ્ત કરી. કમળને આપેલું વચન મેં અંત સુધી પાળ્યું છે. મેં તને પુત્ર પ્રમાણે પાળીપોષી મોટો કર્યો; તને તારા માબાપનું સ્મરણ પણ થવા ન દીધું. મારી પછી તને કોઇ પણ રીતે ભીડ નહિ પડે. કમળને આપેલા વચનમાંથી હું મુક્ત થયો છું તેથી મને ઘણોજ આનંદ થાય છે. હવે મારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ થઇ છે.-હવે હું સુખેથી મરીશ"

આમ કહી તેઓએ અતિ પ્રેમથી વિનુનો હાથ પકડી પોતાના હૃદયપર મુકયો. એટલા સમયની બંધ પડેલી ઉધરસ પાછી ચડી આવી; આ વખત ડોસા ઘણાજ ગભરાઇ ગયા. જેથી વિનુએ નોકરને બોલાવી ડૉકટરને તેડવા મોકલ્યો. જોતજોતામાં છકાકાને અંતનો શ્વાસ શરૂ થયો. ડૉકટર આવ્યા. અતિ પ્રયત્ને દવા, થોડીક પાઇ, દવા પેટમાં જતાંવાંત ડોસાએ આંખો ઉઘાડી ' વિનુ, માધુ ક્યાં ' માધવલાલને, અંત સમયે સંભારતાં ડૉકટર સાહેબને પાસે બેસાડી વીનુ માધુને શોધવા ગયો. ડોસાએ બે ત્રણ વખત ઉંડા જતા અવાજે "માધુ માધુ " કહી બોલાવ્યો. એવામાં વિનુ આવી પહોંચ્યો અને પાસે બેસી બોલ્યો " બાપુ મોટાભાઇ બહાર ગયા છે, તેમને તેડવા માટે ગોવિંદને મોકલ્યો છે.

વર્ગોને એટલા સમર્થ અને સમુત્સુક છે કે આપણે શીખતા થતા નથી એ કેવળ આપણોજ દોષ છે એવું વિચારશુદ્ધ બુદ્ધિને જણાયા સિવાય રહેતું નથી !

* * * * * * *

૧૯૩. સૂર્યનો ઉદયાસ્ત જોઇને મહાત્માપુરુષ સંપત્તિકાળમાં અને વિપત્તિકાળમાં સરખાજ અટળ રહે છે, એવું વિચારી પુરુષ સમજે છે. સૂર્ય રોજ ઉગે છે, અને રોજ આથમે છે, અને આ ધડો ઉદયાસ્તની આપણને ખબર આપવા તૈયાર છે, પણ તે ધડો જો આપણે લેઇશું નહિ તો તે આપણુંજ મૂર્ખત્વ નથી શું ?

* * * * * * *

૧૯૪. વિચારવાન પૂર્વજોએ દ્વિજના છોકરાંને મુંજી (જનોઇ) કરવાના, અને તે પ્રસંગે તેના ગળામાં ત્રણ તાંતણાની જનોઈ ઘાલવાનો ઉત્તમ પ્રચાર પાડ્યો છે. જનોઇનું ઉપહાસ કરનાર કંઈક દ્વિજપુત્ર હાલમાં દેખાતા હશે, તો પણ ત્રણ તાંતણાની જનોઇ અને તેને ત્રણુજ પદરની બ્રહ્મગાંઠ એ ઉપરથી જગત–અર્થાત આપણો આ દેહ–ત્રિગુણાત્મક દેહનુ મૂળ બ્રહ્મ વસ્તુ છતાં તે આપણું નિજ રૂપ છે, એવો બોધ વિચારવાન દ્વિજપુત્ર લેતા હોય છે, ત્રણે તાંતણા જોઇને 'सत्वं रजस्तम इति गुणाः प्रकृति संभवाः એજ ત્રિગુણની કથા તેની અને બ્રહ્મગાંઠ તરફ જોઇને 'गुणानेतान तीत्य त्रीन् देही देह समुद्भवान् । जन्म मृत्यु जरा व्याधि भयं नैवोपजायते' એ આપણા ગુણાતીતનું સ્મરણ મને હમેશાં થઇ આવે છે, મારી જનોઇ તરફ જોઇને મને હમેશાં ગીતામાંના ગુણ ત્રણ વિભાગ સંખ્યાનું સ્મરણ થાય છે.

* * * * * * *

૧૯૫. પંઢરીનો દેવ મુઢ ને 'પાષાણની મૂર્ત્તિ' છે એમ લાગે છે અને નાથ તુકોબા જેવાને તેજ અગમ નિગમનું સ્થાન જીવોનો વિસામો, લાવણ્યનીધ, સુખનો સાગર એમ દેખાય છે ! આ બંનેની દૃષ્ટીનોજ ફરક છે, જેને બીજી દૃષ્ટી હોય તેને આ ભક્તિનું સુખ મળશે અને ઈંટ ઉપર સામળા રૂપેજ તેને બ્રહ્મજ્ઞાન અનાયાસે પગ પાસે લાવી આપશે.

* * * * * * *

૧૯૬. જગતમાં જોતાં સર્વ ઠેકાણે ભરેલાથી અભાગી જનને દઢ પાષાણ લાગે છે, એમ સમર્થ કહે છે. જે દેવના રૂપ તરફ જોઇને ભાવિકોને પ્રેમાનંદની લહેરો તલ્લીન કરી મુકે છે, તે મૂર્ત્તિ તરફ જોતાં મૂઢોને કોઇ પણ ઉચ્ચ વિચાર સુઝતો નથી એ કેવળ દૃષ્ટિનોજ ફરક.

* * * * * * *

૧૯૭. સજ્જનોને જોઇ એકને પરમાનંદ થાય છે, બીજાને દ્વેષ જણાય છે, ત્રીજાને નિર્વિકાર રહે છે ! તુકારામ મહારાજના પગમાં ગંગારામ મવાળ જેવા ભ્રમર પેઠે ભમ્યા કરે છે, ત્યારે મંબાજી બાવા જેવા તેને મારવાને ટપી રહ્યા છે, ગંગારામ મવાળની ગુણ–દૃષ્ટીજ તેને તારક થઈ નહિ શું ! આપણી દૃષ્ટી ચોખ્ખી કરવી, તેને બીજાના દોષ ન જોતા દેવા અને દેખાય તો ગુણવિક્રય દર્શનથી તેનું અદર્શન થવું એ આપણીજ ઉન્નતિનું કારણ થનાર છે.

* * * * * * *

૧૯૮. દેવને સ્નાન કરાવતાં 'દેવની સામે પ્રેમામૃતની ધાર વહે' એ તુકોબારામનાં ચરણ મને યાદ આવે છે, અને ઉહારતી મૂર્તિ ઉપર પાણી પડતાં હૃદયકમલલિંગનું પ્રેમામૃતથી સ્નાન થાય છે.

* * * * * * *

૧૯૯. દેવ ઉપર ફુલ ચઢાવતાં મન ફુલ જેવું પ્રસન્ન થાય છે 'સુમન'થી મનાતીતને ફુલ ચઢાવવાનો પ્રસંગ કેટલો આનંદકારક જણાય છે! લાલ, કાળાં, જાંબલી અને ધોળાં ફુલ દેવને ચઢાવતાં ચિત્તમાંના રાજસ, તામસ, અને સાત્વિક સર્વ વિકાર ઉર્ફે વૃત્તિ દેવને અર્પણ કરીને નિવૃત્તિ પદનો સ્પર્શ થવાથી મને આનંદ થાય છે. ગણેશને એટલે સર્વ ક્રિયાધિશને ત્રીદળી દુર્વા ચઢાવતાં આપણા ગુણત્રયની ગાંઠો તેના સ્વાધીન કર્યા જેવું લાગીને હું હર્ષથી ભરીત રહું છું. શિવને બીલીનાં ત્રિદળ ચઢાવતાં ગુણનો ભાર ડોકા ઉપરથી ઉતરવાં જેવું લાગી, મંગળના મંગળ જે શિવશંકર તેનું સન્નિધ્ય મને મળ્યું, એમ લાગી સર્વસ શિવત્રાસનાથી હું અલ્પકાળ પણ મુક્ત થઉં છું.

* * * * * * *

૨૦૦. સાધુની સંગતીમાં સાધુત્વનો વાયરો આપણા શરીર અને મન ઉપર થઇને જાય છે, તેથી પરમ પવિત્ર હરિ પ્રેમથી ભરેલા વિદ્યુત્કણ આપણા શરીરમાં સંચાર કરે છે, તેની ચરણ ધુળથી પવિત્ર થયેલી ભૂમિનો અંગસ્પર્શ આપણને પણ થાય છે, તેના પરમ શુદ્ધ શ્વાસોશ્વાસથી ભરાઇ રહેલી હવાનો આપણી ચિત્ત શુદ્ધિમાં ઉપયોગ થાય છે, એવો સાધુ સંગ આપણી સર્વ પ્રકારે ઉન્નતિ કરે છે, પણ તે અમોઘ છતાં પણ દુર્લભ છે, ભગવત કૃપા લેશ વગર મળતી નથી. એક ભગવત કૃપા સંપાદન કરવી કે જેથી સાધુસંગ મળે છે અને તે મળ્યાથી તુર્તજ કૃતાર્થતા થાય છે.

* * * * * * * *

૨૦૧. પણ અંતર્બાહ્ય સાધુ એવા ખરા સંત મળ્યા નથી, ત્યાં સુધી આપણે સર્વત્ર સાધુત્વભાવે રહેવું અને આપણું હિત સાધવું. મદ્ય પીને મળે તેની દુર્દશા જોઇને "હે નારાયણ, તમે મારી આ ઘોર વાસનાથી રક્ષા કરી એ તારી કેવડી કૃપા, દેવ! આ દીન ઉપર દયા કર. એમ તેને વિનવવો. ક્રોધથી પછડાએલો, મત્સરથી ગ્રસીત થયેલો, કામથી પીડાએલો અને લોભથી મરેલો પુરૂષ જોવામાં આવે તો, હે દેવ! આ મહા શત્રુઓથી, આ ક્રોધ, મત્સર, કામ લોભાદિ બળીષ્ટ શત્રુઓથી મારૂં રક્ષણ કર. એમ ખરા ચિત્તથી દેવને વિનવવા અને એ પ્રમાણે આ પુરૂષો આપણા ગુરુ થયા એમ માનવું.

* * * * * * * *

૨૦૨ સંત, સજ્જન, હરિદાસ, યોગી, પંડિત ઇત્યાદિ તરફ જતાં પુષ્કળ જણા તેમના ગુણ લેવા કરતાં તેમની પરીક્ષા જોવા માટે જાય છે, એવા એકાદ પુરૂષ તરફ જઇને તે બીડી ખાતો હોય, કંઇ હાસ્ય વિનોદ કરતો હોય કે તેટલુંજ લેઇને તે વિષય ઉપરથી કાયમનું મત ઉતાવળથી બાંધનાર અને તેજ વાતને ખાસ પકડી લેઇને તેમની ઉપહાસ નિંદા કરવાની પ્રવૃત્તિ રાખનાર લોક બહુ જણાય છે. અન્ન ખાનારા બધાજ નાના મોટા માણસોને પ્રકૃતિઅનુસાર કંઇ ગુણ દોષ હોય છે, પણ આપણે તે તરફ જવાનુ તેટલાજ માટે છે કે, તેમના ગુણોનો આવિર્ભાવ થઇને તેમાં આપણને લેવા હોય તેજ લેવાની ટેવ પાડવા માટે

# મારૂં કાર્ય સંપુર્ણ થયેલ છે.

( લેખક—સ્વામી વિવેકાનંદ. )

( અનુવાદક—શ્રીયુત પ્રેમશંકર નારણજી દવે. )

અનાદ્યનંત કાળના મોજાવી ગતિ પ્રમાણે, ઘડીમાં ઉચ્ચ ભાવનાથી પ્રેરાઈ ઉપર જતો, ઘડીમાં ભૌતિક વસ્તુના મોહથી અંજાઇ નીચે પડતો, હું હજુ સુધી સંસાર સાગરમાં ગોથાં ખાયાં કરૂંછું, અલ્પ સ્થાયી તેમજ ક્ષણિક દશ્યો પસાર કરતો કરતો, જીવન પ્રવાહમાં ભરતીઓટ અનુભવતો જાઉંછું. અરેરે ! આ અવિરત તમાશાથી હું કંટાળી ગયોછું, અને લક્ષ્ય સ્થાને કદી નહિં પહોંચતાં, સદાગતિમાન તેમજ દૂર ક્ષિતિજમાં પણ કીનારાની ઝાંખી વગરની આ સર્વ મિથ્યા ભાસી ક્રિયાઓ મ્હને હવે આહ્‌લાદજનક લાગતી નથી. જન્મોજન્મ હું તારા દ્વાર પાસે વાટ જોયાં કરૂંછું, પરંતુ અફસોસ ! તે ખુલતાજ નથી. લાંબો વખત થયાં શોધ્યા કરતાં તારા એક કીરણને હૃદયમાં ઉતારવા અનિમિષ નેત્રે વ્યર્થ પ્રયત્ન કરવામાં હું મારૂં સત્વ નિર્બળ કરી ચુકયો છું. મારા અલ્પાયુષી જીવનના, મહાન કર્તવ્યની અપેક્ષા રાખતા ઉંચા, અને અનેક વિટંબના તથા મોહ-પાશની આંટીઓથી ઘેરાયેલ આ સાંકડા પુલ ઉપર હું તટસ્થ ઉભો રહું છું. ત્યારે, નીચે જીવન કલહમાં વિજયી થવા માટે યત્ન પ્રયત્ન કરતાં, મનોકાંક્ષા પરિપૂર્ણ નહિ થવાથી દિલગીર થતા, અને ક્ષણિક ઈપ્સિતાર્થ મળવાથી આનંદ માનતાં મનુષ્યોના સુથોને હું જોઉંછું ! આ સર્વ વ્યાપારો શા માટે થાય છે ? ઉત્તર આપવા કોઇ પણ શક્તિમાન નથી. હા, ત્યાં સામે, કાળા ભયાનક દરવાજા ધુરકતા દેખાય છે અને જાણે કે સૂચવે છે કેઃ " તારા માટે આગળ રસ્તો નથી, આ જ મર્યાદા છે. તારા નશીબને વિશેષ ન અજમાવ, અને માથે પડતા સંકટોને ગમે તેમ કરી સહન કર. જા, તે સર્વની સાથે ભળી જઇ મારા વચનામૃત (૧) નો પ્યાલો પી તે સર્વના જેવો દીવાનો થા. મનુષ્ય પર અચાનક આવી પડતાં દુઃખનું કારણ શોધવા કોણ હિંમત કરે છે ? છતાં તે દુઃખમાં ગરકાવ થાય છે, ત્યારે શાંત થા, અને તે સર્વની સાથે [illegible] થા."

અફસોસ, મ્હને આ પ્રેરણા ઉત્તેજીત કરતી નથી. આ સર્વ મરૂ મરીચિકાના દશ્યો વચ્ચે હું શાંતિ અનુભવી શકતો નથી. પાણી ઉપર તરતા પરપોટા સમાન, એક પળમાં અદશ્ય થઇ જાય તેવી દુનિયા, તેના મિથ્યા નામ રૂપ અને તેના અર્થ શૂન્ય "પુનરપિ જનનં પુનરપિ મરણં" મ્હને નિરસ લાગે છે. કદી આકર્ષતા, કદી આનંદિત કરતા, અને કદી દિલગીર કરતા આ નામ રૂપાદિ મિથ્યા ભાવના આવરણથી દૂર થવા હું અંતઃકરણ પૂર્વક કેવી રીતે ઈંતેજાર થઇ શકું ? મોહના કેદખાનામાં સપડાઇ હું અજ્ઞાન-અંધકારમાં રીબાઉં છું તો તારો દીવ્ય પ્રકાશ અંદર આવી શકે તેટલા માટે દરવાજા ખુલી જાઓ, મ્હારા માટે તે ખુલવાજ જોઇએ. હે માત ! મ્હારા માટે, આ સંસારની અનેક વિટંબનાઓથી કંટાળી ગયેલ, આ તારા શ્રમિત પુત્ર માટે જ્ઞાન પ્રકાસનાં દ્વાર ખોલ. સ્વધામ પાછા ફરી મ્હારા સત્ય સ્વરૂપમાં લીન થવા હું ઇચ્છું છું-અરે, મ્હને તીવ્ર આકાંક્ષા થાય છે. માતા, મ્હારી રમત મ્હેં પૂર્ણ કરી છે, મ્હારૂં કર્તવ્ય મ્હેં બજાવી લીધેલ છે.

અજ્ઞાન અને મોહથી ઓતપ્રોત થયેલ અંધકારમાં રમવા તેં મ્હને બહાર મોકલ્યો, અને પાછળથી ભયંકર સ્વરૂપ ધારણ કર્યું, ત્યારે તારા સ્વરૂપમાં વિના વિલંબે લીન થઇ જવાની મ્હારી આશા નાબુદ થઈ, ભયનું સામ્રાજ્ય સર્વત્ર સ્થપાઈ ગયું, અને આવી રમત રમ્યાં કરવી એજ મારૂં સર્વસ્વ થયું. દુર્ઘટ વિકારો અને મહાન દુઃખોથી ભરપૂર આ હળહળતા તોફાની સમુદ્રના મોજાંથી આમતેમ અથડાતાં મ્હને અનુભવ થાય છે કે આ સંસાર સાગરમાં વાસ્તવમાં તો દુઃખ અને વિપત્તિ સહન કરવાનાં છે અને સુખ અને શાંતિની આશા તો ભવિષ્યમાં ફલીભૂત થવાની છે ! અહીં જીંદગી પણ જીવતા મોત જેવી છે. અફસોસ ! અને મૃત્યુ-તે-સુખ-દુઃખનાં પુરાણા ચક્રની બીજીવારની ગતિ કે પુનરાવૃત્તિ નહિં હોય તેમ કોને ખબર છે ? આ દુનિયામાં બાળક બુદ્ધિના મનુષ્યો, ક્ષણભંગુર વસ્તુની ક્ષુદ્રતા માટે દીર્ઘ વિચાર કર્યા સિવાય, ઝળહળતાં સોનેરી સ્વપ્નાં અનુભવે છે, અને ધુમાડાના બાચકા જેવી જીંદગીના ગત અનુભવોને ફરી નિહાળવા માનસિક ચિત્ર ખડું કર્યા કરેછે.

જીંદગીમાં જ્ઞાન ઘણું, મોહ મળે છે અને તે દરમ્યાન વૃદ્ધાવસ્થા પણ આવી જાય છે. દેહ છુટયા પછી જન્મ મરણના આ ચક્રમાંથી આપણે ભાગ્યેજ છુટયા હોઈએ, ત્યાં તો નવો જન્મ, નુતન જુવાની આ ચક્રને વિશેષ ગતિ આપે છે, અને પરિણામે તે એક દિવસથી બીજા દિવસ સુધી અને એક વર્ષથી બીજા વર્ષ સુધી એમ નિરંતર ચાલ્યાં કરે છે. ખરેખર, આ એક મિથ્યા ભાસતું ઓતપ્રોત થયેલ રમકડું છે. ભવિષ્યમાં અમુક વસ્તુ પ્રાપ્ત થવાની ખોટી આશા એ તેની શક્તિ ઉત્પાદક છે, ઇચ્છા એ તેની ધરી છે, અને સુખદુઃખ એ તેના દાના છે. આ રમકડા જેવા યંત્રમાં હું ઘસડાયો જાઉં છું અને જાણતો નથી કે કઇ દિશા તરફ જઇ આ દાવાનળથી મ્હને બચાવું. દયાળુ માતા, આ દુનિયામાં વિશેષ વિશેષ લુબ્ધ થવાની ઇચ્છાઓથી પર થવામાં મ્હને મદદ કર.

તારૂં ભયંકર સ્વરૂપ મ્હારી તરફ ન ફેરવ. તે મ્હારી સહનશક્તિની મર્યાદા બહાર છે. મ્હારી તરફ દયાળુ થા, માયાળુ થા, મ્હારી થયેલ ભૂલને માટે મ્હને ઠપકો આપી મ્હારી તરફ સંતોષ દૃષ્ટિથી જો. હે માતા, જે કિનારા ઉપર આ દુનિયાની ખટપટો સઘળી માટે વિરામ પામેલ છે, જ્યાંથી સર્વ દુઃખો, દિલગીરી અને ભૌતિક સુખ પણ દૂર ફેંકાય તે ... વર્ણન સૂર્ય, ચંદ્ર કે ઝગઝગતા તારા, તેમજ વિજળીના ચમકારા પણ તે દરેક

નથી, પણ તેના પ્રકાશનું ફક્ત પ્રતિબિંબજ પાડે છે, તેવા સુખમય, શાંતિપ્રદ કિનારા ઉપર મ્હને લઇજા. ભૂલભુલામણીવાળા સ્વપ્નોથી મોહાઇ હું હવે તારાથી વધારે વખત વિમુખ રહું તેમ થવા ન દે. આ સંસારમાં મ્હારી રમત ગમત પૂર્ણ થઇ છે. હે માતા, મ્હારા બંધનોને તોડી નાંખી મ્હને સ્વતંત્ર કર, સ્વધામ પાછા ફરવા મ્હને તીવ્ર આકાંક્ષા થાય છે.

---

## चंडी प्रासाद.

## एक देवि भक्त गुरु शिष्यनो संवाद.

( લેખકઃ—વૈદ્ય જયશંકર કાનજીભાઇ—ગોંડલ. )

મંગલ. गणेशभारतिदुर्गामर्धनारिनटेश्वरम् ।
औतिथ्यचकुलोत्पन्नं श्रुतिशास्त्रविशारदं ॥
विप्रवृन्दैर्वंद्यमानं पितरंचनमाम्यहं ।
विलिखामिचसंवादमयं तुगुरुशिष्ययोः ॥ १ ॥

ગણેશ ભારતિ દુર્ગાદેવી અને અર્ધ નારીનટેશ્વરને નમસ્કાર કરૂંછું; અને ઔતિથ્ય કુલમાં ઉત્પન્ન થયેલ શ્રુતિ શાસ્ત્રમાં સંપન્ન અને વિપ્ર વૃંદથી પૂજાયેલ મારા પિતાશ્રીને નમસ્કાર કરીને આ ગુરૂશિષ્ય સંવાદ લખવા હું મંગલ કરૂંછું.

( ૧ ) શિષ્ય—જેને આપણે ચંડી કહીએ છીએ તે કયાં દેવિ ?

ગુરૂ—चंडीनामपरब्रह्मणः पट्टमहिषीदेवताचिच्छक्तिः ।
यद्भयात्भातिवातोऽयं सूर्योभीत्याचगच्छति ॥
इन्द्रग्निमृत्यवः स्तद्वत्सादेवि चंडिकास्मृता ॥ १ ॥

( भुवनेश्वरि संहिता ).

ચંડી એવું નામ પરબ્રહ્મ પરમાત્માનાં પટ્ટમહીષી દેવી ચિત્શક્તિનું છે. જેના ભયવડે વાયુ વાય છે. સૂર્યાદિ ગ્રહો ગતિમાન છે. ઇન્દ્ર, અગ્નિ, યમ, વિગેરે દેવતાઓ સ્વકર્મ પરાયણ રહે છે. એવાં જે ચિત્શક્તિ તેને આપણે ચંડી કહીએ છીએ. ચંડ શબ્દજ ભયજનક પ્રયોગ સૂચવે છે, જેમકે આપણે કહીશું જે પ્રચંડ સૂર્ય તપે છે, પ્રચંડ વા વાય છે. વિગેરે અર્થાત્ જે દેવિના પ્રભાવવડે દેવાદિ સર્વે ભયથી સ્વકર્મ કુશળ રહે છે, તે સર્વ દેવની અધિષ્ઠાત્રી છે. માટે તે સચ્ચીદાનંદસ્વરૂપીણી ચિત્ શક્તિ તે ચંડી નામથી ઓળખાય છે. એજ ચંડી પદની નિરુપત્તિ છે. તેજ બધામાં આદ્યશક્તિ, તુરીઆ, ત્રિગુણાત્મિકા મહાલક્ષ્મી, પરમેશ્વરી, ચંડી શબ્દથી આલેખાય છે. સપ્તશતિના પાઠના રહસ્યમાં પણ કહ્યું છે જે सर्वस्याद्या महालक्ष्मी त्रिगुणापरमेश्वरी । लक्ष्यालक્ष्यस्वरूपासा व्याप्य कृत्स्नं व्यवस्थिता ॥ १ ॥ સર્વમાં આદ્યશક્તિ શ્રી મહાલક્ષ્મી ત્રિગુણા, પરમેશ્વરી, લક્ષ્ય અલક્ષ્ય સ્વરૂપે અખીલ વિશ્વમાં વ્યાપિ રહેલાં વિરાજીત છે. તેજ ચંડી સપ્તશતી

આવા મંત્રની અધિષ્ઠાત્રી મકારથી ઝુકાર પર્યન્ત સ્તોત્રરૂપ ચંડીપાઠના દેવતા રૂપે છે, અને તેથીજ તે સ્તુતિ પાઠ સપ્તશતિ (૭૦૦ મંત્રનો સમૂહ) ને ચંડીપાઠ એવુ નામ આપેલું છે. વળી કહ્યુ છે જે,

मंत्र दैवतयोरैक्यात्सप्तशतीस्तोत्रमंत्रश्चंडीशब्देनोच्यते ।
मंत्रदेवतामंत्रेतिष्ठति । देवतानाम मन्त्रगृहण व्यवहार ।
अतएवचंडीशब्देन सप्तशतीस्तोत्रगृहणं ॥

મંત્ર અને દેવનું ઐક્ય હોવાથી સપ્તશતિ સ્તોત્ર મંત્રને ચંડીપાઠ નામ આપેલું છે. મંત્રના દેવતા પોતાના મંત્રમા રહે છે. એ ન્યાયે જે દેવનું યજન ભજન કરવુ હોય ત્યારે તે દેવતાના મંત્રને ગ્રહણ કરવો અને પુરશ્ચરણાદિ અનેકધા ભક્તિ વ્યવહાર છે. એજ પ્રમાણે ચંડી શબ્દથી સપ્તશતિ સ્તોત્ર પાઠ ગૃહણ એ સિદ્ધ થાય છે; કોઈને જપ તપ અધ્યયન કરતાં આપણે જોઈશું અને પૂછીશું તો જવાબ આપશે કે, હુ ગાયત્રી જપુછુ, પાણિની ભણુંછુ, ચંડી વાચુછુ, ત્યારે તે વખતે આપણે સહજ સમજશુ કે, ગાયત્રી એટલે તે દેવતાના મંત્રનો જપ કરે છે. પાણિની એટલે તેમનું રચેલું વ્યાકરણ ભણે છે એવીજ રીતે સપ્તશતિ સ્તોત્રમા ચંડી નામ માટે સમજવુ આગળ વળી કહ્યુ છે જે, मंत्रापुं देवता प्रोक्ताविद्यास्त्रीदेवतातथा । મંત્ર પુ દેવતા છે. અને મંત્ર વિદ્યા, સ્ત્રી, દેવતા છે તેથી ચંડી તે મહાવિદ્યા પણ કહી શકાશે, એ જે જે મહાવિદ્યા ચંડીના ભજન પૂજનનો વિધિ મંત્રમહોદધિ નામના તંત્રવિદ્યાના ગ્રથમા વાર્ણવ પ્રકરણમાં વિસ્તારથી આપ્યો છે. જે મહા વિદ્યાના સ્તોત્ર (ચંડી)ના શતાવૃત્તિ પાઠથી નિચે પ્રમાણે ફલ નિરૂપણ કર્યુ છે જે.—

शतचंडीविधानंतुप्रवृक्ष्येप्रीतयेनृणां । नृपोपद्रवमापन्ने दुर्भिक्षेभूमिकंपने ।
अतिवृष्टावनावृष्टौ परचक्रभयेक्षये ॥ सर्वविघ्नाविनश्यंति शतचंडीविधौ कृते ॥

ચંડી સ્તોત્રના શતાવૃત્તિ વિધાનથી નૃપોપદ્રવ, દુર્ભિક્ષભૂકંપ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ પર (શત્રુ) ના ચક્રનો ભય તથા ક્ષય, કાળ વિગેરે સર્વ પ્રકારના વિઘ્નનો નાશ થાય છે એવુ વિધાન માણસોની પ્રીતિને માટે હું તને કહું છું

શિષ્ય—(૨) ગુરુજી હુ ચંડી એ શબ્દ તથા તેનુ ભજન પૂજન એટલે તેના સ્તોત્ર પાઠ સપ્તશતી (ચંડીપાઠ) અને તેના શતાવર્તન વિધાનનું જે ફલ નિરૂપણ આપે કર્યુ તે, અને સર્વસ્યાદ્યા મહાલક્ષ્મી જગદંબા તેજ ચંડી, દેવી, સપ્તશતિ માલા મંત્રના અધિષ્ઠાત્રી દેવતાનું યજન કરવુ એટલું તો હુ સારી પેઠે સમજ્યો. હવે મને ચંડીપાઠની શતાવૃત્તિ ને શતચંડી, હજાર સહસ્ત્રચંડી, અયુતચંડી તથા લક્ષચંડી, વિગેરે શું સંજ્ઞાઓ છે અને પ્રત્યેકના કાર્ય માટે જે આવશ્યક વિધિ હોય તે મને કહો.

ગુરુ—પ્રિયશિષ્ય એકાગ્રચિત્તથી સાંભળ. શતચંડી શબ્દ પ્રયોગ ચંડીસ્તોત્ર પાઠ પરત્વે છે. જેમ આપણે ચંડીસ્તોત્રના સાતસો મંત્રના સમૂહને સપ્તશતી સ્તોત્ર નામ આપ્યુ છે; તેમજ શતાવૃત્તિ ચંડીપાઠના પ્રયોગને શતચંડી, સહસ્ત્રાવૃત્તિને સહસ્ત્રચંડી તેજ રીતે અયુત ચંડી તે દશહજાર અને એક લક્ષાવૃત્તિના પ્રયોગને લક્ષચંડી પ્રયોગ કહેવો. કહ્યુ છે જે, ंडीस्तोत्रस्य तत्तत्प्रयोगाङ्गु सारेण शत सहस्त्रायुत लक्षाद्यावृत्या यत्रयत्रपाठा विधीयन्ते तत्र शतचंडी, सहस्त्रचंडी, अयुतचंडी, लक्षचंडीत्यादि प्रयोगा अभिधीयन्ते તે દરેક

પ્રયોગો એક એકથી કર્મ વધી દશગણા છે. અને તે દરેક શતચંડીના ઉપલક્ષણ છે. એટલે તે તે સંખ્યાના પ્રયોગમાં ચંડીસ્તોત્રના તેટલી સંખ્યાના પાઠ કરવાં, કરાવવાં, એટલે તે સંખ્યાનો પ્રયોગ નામ આપેલાં છે, ઘણી સંખ્યા એકથી ન બની શકવાથી તે તે સ્તોત્રના ઉપાસકો દ્વારા પાઠ કરાવવાથી તે તે પ્રયોગો કરી શકાય છે. જેને માટે વધારે વિસ્તાર હું તને આગળ ઉપર કહીશ. હાલ તે બાબત બીજું પૂછવું હોય તો સુખેથી પૂછ.

શિષ્ય—ગુરૂજી આટલે સુધી તો હું બરાબર સમજ્યો, પણ હવે જો કોઇને તેમાંનો પ્રયોગ બ્રાહ્મદ્વારા કરાવવો હોય તો કેવા પ્રકારના વિપ્ર વર્ગથી તે કાર્ય લેવું તે કૃપા કરી મને કહો.

ગુરૂ—શિષ્ય તું અધિકારી શિષ્ય છે તેથી મને ઘણો પ્રીય છે, વળી જીજ્ઞાસુ છે. અને આ પ્રશ્ન તેં કર્યો તે ઘણોજ આવશ્યનો છે. કારણ કાર્યનું ફળ કર્તાધીન છે, અને કર્તા બરાબર ન હોયતો ફળ પ્રાપ્તિ તો બાજુપર રહી પણ કર્મ વિફલતા થયા વગર રહેતી નથી. તે માટે હું તને કહું છું તે સાંભળ. શતચંડી પ્રયોગમાં કર્મારંભમાં સ્નાનાદિ નિત્યવિધિ કરીને દશ વિપ્રોનું વરણ કરવું તે કેવળ પાઠ માટે. તેઓ જિતેંદ્રિયાન્ સદાચારાન્ કુલીનાન્ સત્યવાદિનઃ। શ્રુતિપર્ણाश्चंडी पाठरतान् लज्जादयानतः ઇતેંદ્રીય, સદાચારિ, કુલીન, સત્યવાદિ, અર્થજ્ઞ, લાજવાળા અને દયાવાળા, ચંડીપાઠમાં પ્રીતિવાળા હોવા જોઇએ. નહિંતર કર્મ વિફલતાને પામે તેમાં શી નવાઈ?

(૪) શિષ્ય—ગુરૂજી મને એક મોટી શંકા ઉત્પન્ન થઇ છે જો અડચણ ન હોય,તે આજ્ઞા કરો તો કહું.

ગુરૂ—ખુશીથી જે હોય તે નિડરતાથી કહે તને અધિકારજ છે.

શિષ્ય—ગુરૂજી આગળ આપે શાસ્ત્રી શ્લોક પ્રમાણથી કહ્યું જે શતચંડી વિધાન નૃપોપદ્રવ, દુર્ભિક્ષ, ભૂકંપ વિગેરે સકામ કર્મને માટે કહ્યું પરન્તુ મેં એક સ્થલે વાંચ્યું છે જેઃ—

यत्सकामंतत्तद पारमार्थिकमिति। आत्यंतिकश्रेयोर्थिभिः स्वर्गादिसुखमप्य शाश्वतमन्यमानैरपवर्गपरांग सुखानि कर्माणिनाद्रियन्तेविचारवन्द्भिः। જે જે સકામ કર્મ છે તે અપારમાર્થીક કર્મ છે. આત્યંતિક શ્રેય (મોક્ષ)ના અર્થીઓ કે જેઓ સ્વર્ગાદિ સુખને પણ અશાશ્વત માનનારા આ અપવર્ગ (મોક્ષ)ને માટે જે કાર્ય પરાંગ સુખ હોય તેવાં કર્મો વિચારવંત પુરૂષો સ્વીકાર કરતા નથી. તો પછી ચંડીકારાધન શ્રેષ્ટ માનેલું છે તેનું શું કારણ?

ગુરૂ—શિષ્ય ધન્ય છે તારી કુશાગ્રબુદ્ધિને, આ પ્રશ્ન તેં ઘણોજ અગત્યનો કીધો છે. અને તે સર્વોપયોગી છે. માટે સાવધ મનથી શ્રવણ કર, જો કે શતચંડ્યાદિ પ્રયોગ, વિશેષે સકામ પર છે. તથાપિ તેનો નિષ્કામ કર્મમાં વિનિયોગ, કરણના પ્રતિબંધનો અભાવ હોવાથી તે કર્મનું નિષ્કામપણું પણ સિદ્ધ થાય છે. કહ્યું છે જે "सकामं जपतां पुसां तावन्मात्रं फलंभवेत् निष्कामं जपतां पुसामानत्यायोप कल्प्यते॥ એ વચનથી પણ તેનું નિષ્કામ ભજન પણ કોઈથી પણ પ્રતિષેધ થતું નથી. સકામ કર્મથી તેટલુંજ રૂપ નિષ્કામનું ફળ તો અનંત છે. નિઃસિમ છે. તેથીજ તે અપવર્ગ સુખની કોટીમાં જાય છે.

બધાં સુખમાં આત્યંતિક શ્રેયાર્થીઓએ તો અપવર્ગ સુખનેજ નિઃસિમ, અનંત એવાં

નામ આપ્યા છે. એ પ્રમાણે મંટા ધ્રોપથી સર્વ જ્ઞાત છે. માટે તેમનું આરાધન અપવર્ગાખ્ય અનંત સુખને માટે કોઈથી પણ ઉપરુદ્ધ નથીજ.

(૫) શિષ્ય—ગુરૂજી આપે મારા મર્મનો યથાર્થ પ્રત્યુત્તર આપ્યો છે તેથી હું તે બાબતથી સંઘળી રીતે નિઃશંક થયો છું પણ મને એક બીજીજ તેના સંબંધમાં જબરી શંકા ઉદ્ભવી છે તેનું શું?

ગુરૂ—શિષ્ય કહે ત્યારે એવી જબરી તે શી શંકા છે?

શિષ્ય—વારંવાર નમસ્કાર કરીને મોક્ષ (અપવર્ગ) સુખ તો શિવવિષ્ણુઆદિ દેવોની ઉપાસનાથી સહજ થાય છે. એમ શ્રુતિ સિદ્ધ છે. તોપણ પછી શક્તિ ઉપાસનાની શી જરૂર?

ગુરૂ—શિષ્ય તારો પ્રશ્ન તાત્વિક છે. તોપણ જરા સાંભળ, શિવવિષ્ણુ ગણેશાદિ દેવોની ઉપાસના કરતાં શક્તિ ઉપાસના શામાટે શ્રેષ્ટ માનેલી છે, તે સાંભળ. શિવવિષ્ણુઆદિ આરાધનમાં, બધાં ભોગથી પરાંગ મુખ રહેવાથી અતિ કલેશ કષ્ટ સહન કરવાથી તેઓ ઘણા કાર્ય પ્રસાદને માટે ઉન્મુખ થાય છે. પરન્તુ જગદંબા તો સર્વજનની માતુશ્રી છે. અનન્ય ગતિવાળાં પોતાનાં બાળબચ્ચાંના અને પોતાના ભક્તજનોના કલેશ ન સહન કરતાં હોવાથી દયાવડે કરીને આર્દ્ર હૃદયવાળાં હોવાથી સદ્ય પ્રસાદોન્મુખ થાય છે. એટલી વિશેષતા છે; બીજી રીતે ગમે તે દેવની ભક્તિ નિષ્કામ ભજનથી અનંત સુખને આપવાવાળી તો હોયજ છે; વળી તદુપરાંત દેવિભક્તિ તો કેવળ અપવર્ગ સુખ તો નહિં પણ નિષ્કામ ભજનથી તો ઐહિક, આમુષ્મિક સુખ આપી અંતે સ્વસ્વરૂપ સચ્ચિદાનંદ લક્ષણ એવું મોક્ષ સુખ બક્ષે છે. એટલાજ માટે કહ્યું છે જેઃ—यत्रास्ति भोगोनहि तत्र मोक्षो । यत्रास्ति मोक्षोनहि तत्र भोगः॥ श्रीसुंदरी तर्पण तत्पराणां भोगश्च मोक्षश्च करस्थ एव॥ જ્યાં ભોગ છે ત્યાં મોક્ષ નથી, જ્યાં મોક્ષ છે ત્યાં ભોગ નથી પણ શ્રી ભગવતિ શ્રી ભુવનેશ્વરીના આરાધનથી તો ભોગ અને મોક્ષ બન્ને ઈષ્ટ પ્રકારના અરાધનથી હાથની હથેલીમાંજ રહેલા છે. વિશેષ તો શું કહું પણ તમારે એટલું તો કહ્યા વગર ચાલે તેમ નથી જેઃ-महेन्द्रविष्णुभिरुपासित पादपद्मा॥ એવા અનંત વાક્યો વડે શ્રી શારદાના તંત્રગ્રંથમાં શ્રી લક્ષ્મણાચાર્યે શ્રી ભગવતિની ઉપાસના માટે કહ્યું છે. ભય અને આપત્તિની વેળાએ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર આદિ દેવ ગણોએ તેમાંથી મુક્તિને માટે તથા અનંત સુખને માટે પણ શ્રી ભગવતિ શ્રી ભુવનેશ્વરીના પદ્મપાદનું આરાધન કર્યું છે, તે પુરાણ અને ઇતિહાસોવડે સર્વથી અજ્ઞાત નથી, તોપણ આપણા મનુષ્ય જાતિને માટે તેનું આરાધન, દેવારાધ્ય ભગવતી પરત્વે શામાટે ગરીયસન હોય શકે? માટે આપણને માટે તો શું પણ "महाविष्णु शिवाद्यैरपि सैवोपास्येति सुप्रसिद्धमेतत्॥ વળી વિશેષ આગળ જોઈએ તો શ્રી આદ્ય ગુરૂશંકર સ્વામિવિરચિત શ્રી સૌંદર્ય લહરી માં ભગવતિ પ્રતિ વદે છે જે, अतस्त्वामाराध्यां हरिहर विरंच्यादिभिरपि॥ (એટલા માટેજ હરિહર વિરંચી વિગેરે વડે તું આરાધ્ય છે વિગેરે વિગેરે) વસ્તુતઃ જોઈએ તો, સગુણ અને નિર્ગુણ એવાં શ્રી ભગવતિનું સર્વોપાસ્યત્વ, સર્વ કારણત્વ, સિદ્ધજ છે. જેને માટે શ્રી દેવી ભાગવતમાં કહ્યું છે જેઃ—सगुणा निर्गुणा चेतिद्विधा प्रोक्ता मंत्रोपिभिः। सगुणा रागिभिः सेव्या निर्गुणा त्ववितागिभिः॥ સગુણ અને નિર્ગુણ શક્તિ દ્વિધા વર્ણવેલી છે. સગુણરાગિ

(સંસારી) ને ઉપાસ્ય છે. વિરાગીને નિર્ગુણ આરાધ્ય છે. એટલાજ માટે શાસ્ત્રકારો કહે છે જેઃ- आनंदात्मा स्वयंज्योतिश्चिद्रूपः परमेश्वरः। स्वयमे कोऽपियो योऽस्यमसुरैश्वदने-त्मा। यथाब्रह्मजोभूत्वा विष्णुर्भूत्वाभिरक्षती। हरोभूत्वाहरत्येत् सर्वोपास्येतिमेमतिः॥ किंबहुना॥ सर्वाशिव विष्णु ब्रह्मादिरूपा। तत्कार्याणी करोति॥

આનંદાત્મા સ્વયંજ્યોતિ ચિદ્રુપ પરમેશ્વર પોતે એક છે તોપણ જગદંબાને નિરખી અનેકતા થવાને પામે છે, બ્રહ્મા રૂપે સૃષ્ટી રચે છે, વિષ્ણુ રૂપે રક્ષે છે, અને હર રૂપે હરે છે. એવા શ્રી જગદંબાજ સર્વોપાસ્ય છે એવી મારી મતિ છે. વિશેષ શું કહું! તેજ શિવ, બ્રહ્મા વિષ્ણુ રૂપે તે તે કામ કરે છે. શા. તિ. માં પણ આગળ કહ્યું છે જેઃ—शंभुस्त्वमद्रि तनयाकलितार्ध भागः। હે અદ્રિતનયા (પાર્વતી) કલીનાર્ધ ભાગ એવા શંભુ પણ તમેજ છો. આ બધાં પરથી હે શિષ્ય હું જાણું છું કે તારા મનનું સમાધાન થયું હશે.

શિષ્ય—ગુરૂજી આપની કૃપાદ્રષ્ટીથી આપ જે જે મને સમજાવો છો તે મારા હૃદયમાં સચોટ અસર કરે છે. એટલી હું આપની ગુરૂપ્રસાદી માનું છું, પણ મને એક ગંભીર શંકાનું કારણ મળી આવ્યું છે, તો કૃપા કરી જરા સાંભળવા શ્રમ લેશોજી.

ગુરૂ—ઠીક! શિષ્ય, ઉપરનાથી વળી એવી મોટી શી શંકા છે. ઘણી ખુસીથી કહે. હું તારા પ્રશ્ને પણોજ પ્રસન્ન છું માટે ખુલા હૃદયથી કહેજે.

(૬) શિષ્ય—ગુરૂજી ઉપરની બધી વાત તો મેં જાણી પણ મેં એક વેદાંત ગ્રંથમાં વાંચ્યું છે જે ऋते ज्ञानान्नमुक्तिः તો પછી શ્રી ભગવતિનું આરાધન અપવર્ગ સુખને માટે આત્યંતિક શ્રેયાર્થીઓ કેમ સ્વીકાર કરે? વળી તે જ્ઞાન तत्वमसि એ મહા વાક્યના અવબોધ પછી ગુરૂપદાટગમ્ય છે, તેનું કેમ?

અપૂર્ણ.

---

# श्री जैनना चोवीसमा तीर्थंकर श्री महावीर प्रभुजीनुं जीवन चरित्र.

---

(અનુવાદક:—વાડીલાલ કાળુભાઈ સંઘવી:—અમદાવાદ.)

(અનુસંધાન:—પુ૦ ૨, પૃ૦ ૩૯૭ થી.)

---

આર અટ્ઠમ (ત્રણ ઉપવાસ) તપ કર્યો હતો. દીક્ષા લીધા પછી ત્રણસેં ને ઓગણપચાસ દિવસ આહાર કર્યો હતો અને બાકી સર્વ દિવસ ઉલ્લાસ સહિત, પાણી રહિત ઉપવાસ કર્યા હતા.

પ્રભુએ બાર વર્ષ ને સાડા ૭ માસ છદ્મસ્થ પર્યાય પાળી હતી. પ્રભુને સામા નામે કણબીના ક્ષેત્રમાં એક શાલી નામના વૃક્ષ હેઠળ બે ઉપવાસ સહિત ગાય દોહવાની પેઠે બેઠા કાં વૈશાખ શુદી દશમે ઉત્તરા ફાલ્ગુન નક્ષત્રમાં કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હતું.

પ્રભુ શુક્લધ્યાન ધ્યાવતાં થકા કેવળજ્ઞાન પામ્યા, તે વખતે સુર અને વૈમાનિક દેવો, અસુર ને પાતાળવાસી દેવો મળી ચોસઠ ઇંદ્ર કોડાનુકોડી દેવતા સાથે પ્રભુનો કેવળજ્ઞાન મહોત્સવ કરવા આવ્યા. મહોત્સવ કરીને દેવતાએ સમોસરણ રચ્યું; બાર જાતની પ્રદા દેશના-ઉપદેશ સાંભળવા બેઠી. પ્રભુએ ધર્મોપદેશ દીધો.

પ્રભુ ત્યાંથી વિહાર કરી દેવતાની કોડાકોડીએ પરવર્યા થકા બાર યોજનની અપાપા નગરીએ મહાસેન વનને વિષે પધાર્યા. તે વખતે તે વન પ્રફુલ્લિત—નવ પલ્લવ થઈ ગયું, શીતળ છાંયાએ શોભીત થયું, ત્યાં દેવોએ સમોસરણ રચ્યું, પ્રભુએ અમોઘ દેશના દેવા માંડી. તે વાણી ભવ્ય જીવોએ અમૃત સમાન જાણીને હૃદયમાં ધારણ કરી.

પ્રભુએ અગિયાર ગણધર સ્થાપીને ચતુર્વિધ સંઘરૂપ તીર્થની સ્થાપના કરી. પ્રભુને સુધર્મા સ્વામિ આદિ ચૌદ હજાર સાધુ, છત્રીસ હજાર સાધ્વી, એક લાખ ઓગણસાઠ હજાર શ્રાવક, ત્રણ લાખ અઢાર હજાર શ્રાવિકાઓ, તેરસેં અવધિજ્ઞાની, ત્રણસેં ચૌદ પૂર્વધારી, સાતસેં કેવળજ્ઞાની, સાતસેં વૈક્રિય લબ્ધિવાળા, પાંચસેં મનઃપર્યવજ્ઞાની અને ચારસેં વાદી એટલો પરિવાર થયો હતો.

પ્રભુના શાસનમાં માતંગ નામે યક્ષ અને સિદ્ધાયિકા નામે દેવી શાસન દેવતા થયાં.

હવે પ્રભુ પોતાનો નિર્વાણ સમય નજીક જાણી અપાપાનગરીએ પધાર્યા. ત્યાં દેવતાએ સમોસરણ રચ્યું. પ્રભુએ કાર્તિક વદી અમાવાસ્યાની રાત્રીને વિષે સ્વાતિ નક્ષત્રમાં સોળ પહોર પર્યંત અખંડ ધારાએ દેશના આપી. તે દેશનાને સઘળા શ્રાવકો કે જે પોષધવ્રત કરીને બેઠા હતા તે સાંભળતા હતા. તે વખતે સંધ્યા સમય પહેલાં પ્રભુએ પોતાના શિષ્ય ગૌતમ સ્વામિ કે જેમને પ્રભુ પ્રત્યે ઘણોજ રાગ હતો તેથી તેમને પ્રભુના વિયોગથી બહુજ અસર થાય જેથી દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ કરવા સારૂ પાર્શ્વવર્તી ગામે મોકલ્યા. અહિં અમાવાસ્યાની પાછલી બે ઘડી રાત રહી ત્યારે પ્રભુ પલાંઠીવાળી બેઠા, અને એકાકી નિર્વાણ પામ્યા.

પ્રભાત થતાં ગૌતમ સ્વામિ દેવશર્માને પ્રતિબોધ આપી પાછા વળ્યા તેવારે માર્ગમાં કેટલાક દેવોને શૂન્ય ચિત્તે જોયા, અને ઉપયોગ મૂકી જોતાં શ્રી મહાવીર પ્રભુ નિર્વાણ પામ્યાનું જાણ્યું. આથી ગૌતમ સ્વામિ મૂર્છા ખાઈ જમીન પર પડ્યા. થોડીવારે સાવધાન થઇ વિલાપ કરવા લાગ્યા કે હે પ્રભો! તમે ત્રણ લોકના સૂર્ય અસ્ત પામ્યા તો હવે મિથ્યાત્વ રૂપી અંધકાર પ્રસરવા માંડશે. હે પ્રભુ! હું મારા મનના સંદેહ કોને પુછીશ? હે વીર! તમે એવું શું કર્યું કે આવે વખતે મને દૂર કર્યો! હું શું તમારા કેવળજ્ઞાનમાં ભાગ પડાવત! એમ વિલાપ કરી રડવા લાગ્યા, પછી ગૌતમ સ્વામિએ વિચાર્યું કે શ્રી વીતરાગ તો નિસ્નેહી હોય. અહિં તો મારોજ અપરાધ છે, કારણ કે મેં મોહને વશ થઈ તદ્દશ્રુતનો

ઉપયોગ આપી જોયું નહિ! માટે મારા એકપક્ષી સ્નેહને ધિક્કાર હોજો. એમ ભાવના ભાવતા ગૌતમ સ્વામિને તેજ વખતે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પછી બાર વર્ષ કેવળજ્ઞાની તરીકે રહી, બાણું વર્ષનું આયુષ્ય પુરૂં કરી ગૌતમ સ્વામિ મોક્ષે પધાર્યા.

હવે ભગવાનના નિર્વાણ સમયે કુંથુંઆં જાતિનાં તેઇદ્રિ જીવ ઘણાં ઉત્પન્ન થયાં તેનું કારણ શિષ્યે પુછવાથી ગુરૂએ કહ્યું કે જૈન ધર્મ હવે ચાળણીની પેરે ચળાશે, અને હવે સંયમ દુઃખે પાળી શકાશે. અઠ્ઠાશી ગ્રહ માંહેલો ભષ્મ નામે ત્રીસમો ગ્રહ શ્રી મહાવીર પ્રભુના જન્મ નક્ષત્ર થકી ઉતર્યો નથી માટે સાધુ–સાધ્વીનું માન નહિં સચવાય. આમ જાણી સૌધર્મેંદ્રે પ્રભુને વિનંતિ કરેલ કે હે મહારાજ! આપ મોક્ષે પધારો છો, પરંતુ આપના સંતાનીઆને બે હજાર વર્ષ પર્યંત પીડા થશે; માટે બે ઘડીનું આયુષ્ય આપ વધારો. તો ભષ્મગ્રહ ઉતરી જાય, કે જેથી પછવાડે ધર્મનો ઉદય થાય. તે સાંભળી પ્રભુએ કહેલ કે હે ઇંદ્ર! એ પ્રમાણે કોઇથી થયું નથી, થતું નથી તેમ થવાનું પણ નથી. તમે તો બે ઘડી કહો છો પણ એક સમય માત્ર પણ મારાથી આયુષ્ય વધી શકે નહિં; પરંતુ એ ગ્રહ ઉતર્યાં પછી ધર્મદત્ત રાજાથી ધર્મનો ઉદય થશે, અને શ્રી સંઘને હર્ષ થશે.

ભગવાનના નિર્વાણ પછી ભગવાનના મામા ચેડા રાજા વિગેરેએ અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરી, ભગવાન નિર્વાણ પામ્યાં તેથી ભાવ ઉદ્યોત ગયો જાણી દીવા પ્રમુખ દ્રવ્ય ઉદ્યોત કર્યો. ત્યારથી દીવાળીનું પર્વ થયું; હવે નંદીવર્ધન નામે જે ભગવાનના મોટા ભાઇ તેમણે ભગવાનનું નિર્વાણ સાંભળી ઘણોજ શોક કરવા માંડયો, તે વારે સુદર્શના નામે બ્હેને પોતાને ઘેર પોતાના નંદીવર્ધન નામે ભાઇને બોલાવી, ભોજન કરાવી શોક મટાડયો; ત્યારથી લોકોમાં ભાઇલાબીજ કહેવાય છે.

શ્રી મહાવીર નિર્વાણ પછી વલ્લભીપુર નગરને વિષે સર્વ શ્રી સંઘે મળીને સિદ્ધાંત પુસ્તકારૂઢ કર્યાં. એટલે આગળ તો સર્વે સુત્રો આચાર્યને મોઢે હતાં પણ પછી બાર વર્ષ દુકાળ પડયો, અને કેટલાએક સાધુએ મરણ પામ્યા, તેથી ઘણાં સૂત્રો વિચ્છેદ ગયાં પણ જ્યારે સુકાળ થયો ત્યારે સૂત્રોનો વિનાશ થતો જોઇ આચાર્યોએ ભેગા થઇ જેને જેને મોઢે જેટલો પાઠ સ્મરણમાં રહ્યો હતો તે તે સર્વ તાડપત્ર પર લખી પુસ્તકારૂઢ કર્યો.

પ્રભુ ગૃહસ્થપણામાં ત્રીસ વર્ષ, અને સાધુપણામાં બેંતાલીસ વર્ષ એમ બોંતેર વર્ષનું આયુષ્ય પુરૂં કરી પાર્શ્વનાથ પ્રભુના નિર્વાણ પછી અઢીસેં વર્ષે મોક્ષ પધાર્યા.

ॐ शान्तिः शान्तिः शान्तिः

---

## સૂચના.

આવતા માસથી ગઇ સાલ અધુરી રહેલી અમારી **કમલનયની**ની વાર્તા શરૂ થશે. પાછલાં વૅાલ્યુમો હવે થોડાંજ શિલક છે. માટે જેને ખરીદ કરવાની ઇચ્છા હોય તેમણે જેમ બને તેમ જલ્દી મંગાવી લેવાં કારણ કે પછી ૧ લા વર્ષની માફક ખૂટી પડવાનો સંભવ છે. બીજા વર્ષના વૅાલ્યુમની કીં. માત્ર રૂા. ૧–૮–૦ છે.

વળી આ વર્ષમાં પાછલી સાલમાં અપૂર્ણ રહેલા તમામ વિષયો પૂર્ણ કરવામાં આવશે. માટે પાછલાં વૅાલ્યૂમો ખૂટી પડશે તો પછી મળી શકશે નહિ.

તંત્રી ભાગ્યોદય.

# मारी मुसाफरी.

( લેખક—દેસાઇ ઠાકોરદાસ નાથાભાઇ બી. એ. )

Oh, holy Nasik ! Thy praises I can not recite
Poetic fancy and artistic taste thou dost incite;
From times antique thy history I can trace,
Gods, Crystal water and bracing air thee grace.

સમય પાણીના પ્રવાહની માફક વહ્યાં જાય છે. ઇસ્ટર તહેનાર રમઝટ કરતા આવી પહોંચ્યા એપ્રીલની બીજી તારીખે સવારે સાત વાગતા હુ તથા મારા મિત્રો જી. આઇ. પી.ના વિકટોરીઆ ટરમીનસ યા બોરીબંદર સ્ટેશને ટીકીટ ખરીદી દીલ્હી એકસપ્રેસના એક ડબામાં અમે અમારી બેઠક લીધી. પ્લેટફોર્મ ઉપર ફરતાં, ઉતારૂઓની ધમાલ અને તેમના સગાં વહાલાંની હર્ષ શોકની લાગણીઓ નિહાળતા મને નીચેની કડીઓનું સ્મરણ થયું.

' A railway station platform,
Hurrying to and fro,
Smiles for those who Come to see,
And tears for those who go.

ઘંટ વાગ્યો અને દીલ્હી એકસપ્રેસ ચાલી. જી આઇ. પી. ના ડબા બી. બી. એન્ડ સી. આઇ. ના ડબા જેવા બેસના માટે તેમજ સામાન મુકવા માટે સગવડ ભરેલા જોવામાં આવતા નથી. એક પછી એક સ્ટેશન પસાર થવા લાગ્યાં. કેટલાક નવા ઉતારૂઓ દાખલ થવા લાગ્યા. જ્યારે કેટલાક પોતાનું ધાર્યું સ્ટેશન આવતાં ગાડીમાંથી ઉતરી જવા લાગ્યા; આ ક્રમ જોતાં મને આપણા સંસાર ક્રમનો ખ્યાલ આવ્યો. આ સંસાર પણ આગગાડી તુલ્ય છે. જેમ આગગાડીમાં જુદા જુદા ઉતારૂઓ વચ્ચે થોડા સમય માટે ઓળખાણ કે મૈત્રી થાય છે તેમ આ સંસારમાં પણ વિવિધ વિવિધ મનુષ્યો સાથે આપણો સંબંધ થાય છે. દરેક ઉતારૂ પોતાનુ સ્ટેશન આવતા ગાંસડાં પોટલાં લઇ આગગાડીમાંથી વિદાય થાય છે, તેવી રીતે દરેક મનુષ્ય પોતાનો સમય આવતા એટલે કે યમરાજના દરબારનો ડંકો થતા પુન્ય પાપનું પોટલુ લઇ આ સંસારમાથી વિદાય થાય છે. આપણુ જીવન આવું ક્ષણિક અને ચંચળ છે, ખરૂંજ કહેવામાં આવ્યુ છે કે—

' બે દિનના છે ઘરજર સઘળાં, બે દિન અહીં રહેવાનુ છે,
બે દિનનાં છે સગા, સબંધી, બે દિન સુખ લેવાનું છે;
બે દિનનો છે પંખી મેળો, અંતે ઉડી જવાનું છે,
લોકો જેને દુનીઆ કહે તે, એક મુસાફરખાનુ છે. '

( બુદ્દદેવ )

આ સંસારમાં જનમીએ છીએ, ભાગ્યક્રમે જુદા જુદા મનુષ્યોના સંબંધમાં કુટુંબ કે મૈત્રીયોગે આવીએ છીએ અને અન્તે પ્રભુના દરબારમા કરેલાં કાર્યનો જવાબ આપવા ચાલ્યા જઇએ છીએ.

આ તરફનો પ્રદેશ ખાડા ટેકરાવાળો અને ઉજ્જડ જોવામાં આવે છે; સ્થળે સ્થળે ડુંગરા દૃષ્ટિગોચર થાય છે. લીલોતરી તો ભાગ્યેજ નજરે પડે છે; કેટલેક અંતરે વળી છુટાં છવાયાં, રડયાંખડયાં વૃક્ષો દેખાય છે. આ તરફનો પ્રદેશ આપણા ગુજરાત જેટલો રસાળ નથી; ગુજરાતમાં વૃક્ષવેલીઓ અને ઝાડ ખીડ જ્યાં ત્યાં નજરે ચઢે છે. ગાડી સપાટાબંધ કસારા જંક્શને આવી પહોંચી; ત્યાંથી બે એન્જીન જોડવામાં આવે છે. કારણ કે અહીંથી ઉંચો ઢોળાવ ચઢવાનો આવે છે. રીવર્ઝીંગ સ્ટેશનથી આગગાડી ડુંગરોમાંથી ખોદી કાઢેલી ટેનલમાં થઇને પસાર થાય છે. આમ કરતાં ગાડી ઘણે ઉંચે ડુંગરો ઉપર ચાલી જાય છે. આ સમયનો દેખાવ અતિ રમણીય લાગે છે. નીચેની રેલ્વે લાઇન સર્પાકારે દૃષ્ટિમાંથી લોપ થતી જોવામાં આવે છે. આગળ પાછળ ડુંગર, ખીણ અને ટેકરા વિના કાંઇ નજરે પડતું નથી. જાણે કે વીર યોદ્ધાઓને દાટી તેમના સ્મરણાર્થે સ્થળે સ્થળે માટીના ઢગલા કરવામાં આવ્યા હોય અથવા તો રાક્ષસો ચોકી કરતા હોય તેનો ભાસ આ ડુંગરાઓથી થઇ આવે છે. ખરેખર આવા પ્રદેશમાં થઇને પણ મનુષ્ય બુદ્ધિએ પોતાનો રસ્તો કર્યો છે. અત્રે માનસિક શક્તિ અને બુદ્ધિના પ્રભાવનું આપણને દીગદર્શન થાય છે. કાળા માથાનો માનવી શું ન કરે? આમ આગગાડીમાં આગળને આગળ ખેંચાયા જતાં મને કવિ ગોલ્ડસ્મીથના ટ્રાવેલરની નીચેની લીટીઓ યાદ આવી,

'E'en now where Alpine solitudes ascend,
I sit me down a pensive hour to spend;
And placed on high above the storm's career,
Look downward where an hundred realms appear.'

ઇગતપુરી જંક્શને બીજુ એન્જીન કાઢી નાંખવામાં આવે છે. આ સ્થળ સમુદ્ર સપાટીથી ઘણે ઉંચે હોવાથી મધ્યાન કાળે પણ ઠંડો પવન વાય છે. દેવલાલીનું સ્ટેશન આવી પહોંચ્યું. દેવલાલી અને નાસીકની વચ્ચે લીલાં ખેતર જોવામાં આવે છે. અહીંની જમીન ફળદ્રુપ હોય એમ લાગે છે. અન્તે ૫॥ વાગે નાસીક સ્ટેશન આવી પહોંચ્યું. સૂર્ય માથે આવ્યો હતો, તાપ સખ્ત પડતો હતો, અમે ત્યારબાદ સ્ટેશન બહાર આવી બે ઘોડાના ટાંગામાં બેસી અમારા મુકામે જવા નીકળ્યા. ગામમાં જવા માટે ટાંગા તૈયારજ હોય છે. વળી સ્ટેશનથી ગામમાં ઘોડાની ટ્રામ પણ જાય છે. સ્ટેશનથી ગામ પાંચ માઇલ દૂર છે; પણ રસ્તો ઘણો સારો છે અને રસ્તાની બન્ને બાજુએ વૃક્ષોની હાર આવેલી છે. રસ્તામાં હિંદુ સેનેટોરીઅમ આવે છે. યાત્રાળુઓ પાસેથી ગામમાં પ્રવેશ કરવા માટે ચાર આના વેરો લેવામાં આવે છે. ટાંગાવાળા પાસેથી દોઢ આનો ટોલ તરીકે લેવાય છે. અમારો મુકામ બોમ્બે આગ્રારોડ પર રવીવાર પેંઠમાં આવેલો હતો. દોઢ વાગે અમે અમારા મુકામે પહોંચ્યા. આ માર્ગ ઠેક મુંબાઇથી તે આગ્રા સુધી જાય છે; અને મોટરમાં બેસી તે રસ્તે આગ્રા સુધી મુસાફરી કરી શકાય છે. મુકામે જઇ, નાહી ધોઇ અને જમી પરવારી અમે અમારો થાક ઉતારવા જરા આડા થયા. સાંજે ૭ વાગતાં અમે બહાર ફરવા નીકળ્યા. વૅટરનરી હોસ્પીટલ, ડીસ્ટ્રીક્ટ કોર્ટ, રેવન્યુ કોર્ટ, જ્યોર્જ કલબ, કીંગ એડવર્ડ મેમોરીયલ કલબ અને કેથોલીક મીશન સ્કુલ અમે રસ્તામાં જોયાં. માર્ગમાં સૂર્યાસ્ત થયો; તે સમયનો દેખાવ આનંદદાયક હતો. પણ હા, જે સૂર્યનાં બાલકીરણો અમે સવારમાં ગણકારતા નહોતા, જે

સૂર્યનાં તાપથી અમે મધ્યાન સમયે અકળાઇ ગયા હતા, પણ જેના પ્રભાવથી મુગ્ધ થઇ પૂજ્યભાવથી અમે તેના તરફ અમારાં શિર ઝોકાવ્યાં 'હનાં તેજ પ્રતાપી સૂર્ય અત્યારે નિસ્તેજ થતો દૃષ્ટિગોચર થયો.' અરે ! ગાઢા અંધકારે ઘેરાવા લાગ્યો અને થોડા સમયમાં ક્યાં ગયો તેનો પત્તો પણ ન મળે. ક્યાં ગયો તેનો તાપ અને તેનો પ્રભાવ ! આ શું ! શું ! સંસારમાં આવીજ ઘટમાળ ચાલે છે ! આવા પ્રભાવી મહા પુરૂષો જ્યારે અસ્તોદયને પામે છે, ત્યારે આપણા જેવા પામર પ્રાણી તે શી ગુંજાસમાં ? પૂજ્ય મનસુખરામભાઇએ યોગ્યજ કહેલું છેઃ—

શું નથી થતો ઓટ, ભરતી સાગરમાં આવી ?
શું નાવે અંધાર, દિવસ જાયે યદિ સધાવી ?
શું નથી જોતાં સર્વે કદાચિત દૃષ્ટિ ભવથી ?
વ્યોમજ કરી આખ રવી ઝાંખ્યો વાદળથી ?
આ સૃષ્ટિ ઉપરનું સહુ વળી આકાશ તળે તણું
કદી કશું દીઠું છે સ્થિર નીત, કહો વિચારી મનમાં ઘણું ?"

બીજે દિવસે સવારે સ્નાનાદિક કાર્યથી પરીવારી ગામમાં ફરવા નીકળ્યા. માર્ગમાં નેટીવ જનરલ લાયબ્રેરી, મુનસીપલ ઑફીસ અને સીવીલ હોસ્પીટલ જોયાં; નેટીવ જનરલ લાયબ્રેરીમાં બહારના માણસને વાંચવા જવા માટે એક દિવસજ મફત જવાની છુટ છે, સીવીલ હોસ્પીટલ ગામના છેડે વિશાળ જગાએ આવેલી છે તેનું કમ્પાઉન્ડ ઘણુ મોટું છે. સીવીલ સરજનની દેખરેખ નીચે તેનું કાર્ય નિયમિત ચાલે છે હોસ્પીટલમાં દર્દીઓને માટે વોર્ડ પણ છે. બે યુરોપીઅન નર્સો પણ રાખવામાં આવેલી છે.

સંધ્યા સમયે અમે પંચવટીમાં આવેલાં વિધવિધ મંદિરોના દર્શનાર્થે ગયા. ગોદાવરી મૈયાના સામેતીરે પંચવટી આવેલી છે. જ્યાં મંદિરોનો મોટો સમહ છે. સામે તીરે જતાં પગરખાં કાઢી લઈ ઉંચકી લેવાં પડે છે. ગોદાવરીના તીર ઉપર શીવલીંગો ઘણાં જોવામાં આવે છે. પ્રથમ અમે નારૂશંકરના મંદિરમાં દર્શનાર્થે ગયા. મંદિરમાં પ્રવેશ કરતાં જ દ્વાર ઉપર મોટો જુનો સમયનો ઘંટ જોવામાં આવે છે. આ ઘંટ ૧૭૨૧ની સાલનો છે ઘંટના મધ્યમાં ત્રિશૂળનું ચિન્હ છે. બે બાજુએ રા—મ શબ્દ લખેલો છે. આ ઘંટ બે હાથ લાંબો છે, અને તેનો વ્યાસ આશરે આડેક હાથ છે. ઘંટ વગાડતાં મોટો રણકો થાય છે. પછી મહાલક્ષ્મી માતાજીના મંદિરમાં ગયા. મૂર્તિ પ્રચંડ અને ભવ્ય છે. વળી ગોદાવરી માતાના અને કપાલેશ્વરના મંદિરોમાં દર્શન કરી કૃતાર્થ થયા. અપૂર્ણ.

---

સુવા રોગનો ક્વાથ—દેવદાર, વજ, મોથ, કરીયાતું, ધમાસો, ગોખરૂ, કાળીજીરી, કડ, કરૂ, અતિવિષ, કાયફળ, ભોંયરીંગણી, પીપર, ગજપીપર, સુંઠ, હરડે, ધાણા, કાકડાશીંગી, અને ગળો સરખે ભાગે લઇ વાટી મિશ્ર કરી ચચાર તોલાનું એક પડીકું કરી દરરોજ ૧ શેર પાણીમાં ઉકાળી અર્ધું પાણી રહે ત્યારે ઉતારી ગાળી પીવો. સાંજે તેના વધેલા કુચા ઉકાળીને પીવા એમ રોજ પીવાથી સુવા રોગ, મંદવા, સોજા, કફ અને ઉપદંશ તથા તાવ મટે છે.

# જળોપચાર.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૭૮ થી ).

મનુષ્યોના દાંતની બનાવટ માંસભક્ષણ કરનારાં પશુઓને મળતી નથી તેમજ ઘાસ ભક્ષણ કરનાર પશુઓને પણ મળતી નથી. તેની બનાવટ ફળ ભક્ષણ કરનારાં વાંદરાં વિગેરે જીવોના દાંતોના જેવી છે. અને તેથી એ વાત નિર્વિવાદ રીતે અને કોઈ પણ પ્રકારની ભ્રાંતિ સિવાય, નિઃસંશય રીતે સિદ્ધ થાય છે કે ઈશ્વરે મનુષ્યોના દાંત ફળ ખાવાને માટેજ બનાવ્યા છે. પરંતુ કેટલાક લોક તે વડે માંસ અને માંછલાં કાપવાને માટે મંડી પડે છે. બિસ્કુટ ખાવા મંડી પડે છે. ગાંડીયા અને રેવડી ખાવા મંડી પડે છે! આમ છતાં પણ કોઈ નિરોગ હોવાનો દાવો કરી શકતું નથી.

માંસ ભક્ષી જીવોનું જઠર ન્હાનું અને ગોળ હોય છે. તેનાં શરીરથી તેનાં આંતરડાં ૩ થી પાંચ ઘણાં અધિક લાંબાં હોય છે. વનસ્પતિ ભક્ષણ કરનાર પશુઓનું જઠર બહુજ મ્હોટું હોય છે. તે ખાય છે પણ વિશેષ, તેનાં આંતરડાં તેના શરીરથી ૨૦ થી ૨૮ ઘણાં અધિક લાંબાં હોય છે. હવે રહ્યાં ફળભક્ષી જીવો. તેનું જઠર માંસભક્ષી જીવોથી અધિક પ્હોળું હોય છે, અને તેનાં આંતરડાં તેના શરીરથી ૧૦ થી ૧૨ ઘણાં અધિક લાંબાં હોય છે. હવે આ ત્રણે પ્રકારના જીવોથી મનુષ્યનો મુકાબલો કરીએ. મનુષ્યનાં આંતરડાની લંબાઈ ૧૬ થી ૨૮ ફુટ સુધી હોય છે અર્થાત શરીરની લંબાઈથી લંબાઈ ૧૦ થી ૧૨ ફુટ અધિક થઈ, અહીં પણ ફળભક્ષી પશુઓથી મનુષ્યોની બરોબરી થઈ શરીરને અનુસાર મનુષ્યનાં આંતરડાં ફળ ખાનારાં પશુઓના જેટલાંજ નીકળ્યાં અને તેથી મનુષ્ય ફળભક્ષી હોવાનું આ બીજું પ્રમાણ થયું.

જે વસ્તુને તેની સ્વાભાવિક દશામાં જોતાંજ ખાવાનું મન થાય તેજ મનુષ્યને ખાવા યોગ્ય છે. ઉકાળવાથી, અને મસાલા નાંખી પકાવાથી કોઈ વસ્તુની સ્વાભાવિક અવસ્થા બદલી શકાતી નથી. ઘેટાં, બકરાં અથવા માછલાં આદિને જોઈને કોનું મન તેમને બચકુ ભરવાનું થાય છે? કાચું શાક અથવા કાચી તરકારી ખાવાની કોને ઈચ્છા થાય છે? ફરી તેમાં ગમે તેટલું ઘી નાંખે અને ગમે તેટલા માલ મસાલા નાંખે તો પણ તેની આંન્તરિક દશા એવીજ બની રહેવાની તેમાં કદાપિ ફેરફાર થશે નહિ. અને જેવીજ વસ્તુને તેની સ્વાભાવિક અવસ્થામાં જોતાં જીવ કચવાવા લાગે અથવા તે પર તિરસ્કાર થાય તે વસ્તુ મનુષ્યને ખાવા યોગ્ય નથી.

જે વસ્તુ સ્વાભાવિક રીતે જેવી હોય તેવી તેને જલ્દી પચી જાય છે અને તેનાથી શરીરમાં બળ વધે છે. પરંતુ હજારો વર્ષથી આપણે સર્વ અસ્વાભાવિક ભોજન કરી રહ્યાં છીએ અને તેથી કાચા અન્નને તેના સ્વાભાવિક રૂપમાં આપણે ચાવી શકતા નથી. કેમકે આપણા દાંત અને આપણું જઠર અશક્ત થઇ ગયાં છે જેથી જ્યાં સુધી તે બળવાન ન થઈ જાય ત્યાં સુધી અન્નને નરમ કરીને ખાવું જોઈએ. ઉત્તમ એ છે કે મનુષ્યે ભુસા સુદ્ધાં ચાળ્યા સિવાયના લોટની રોટલી ખાવી. ભુસાં ( છાલાં ) માં એક પ્રકારની પાચન શક્તિ છે. એને તેથી એમ ન સમજવું જોઇએ કે તેથી કાંઇ લાભ નથી. પેટમા જઇને ગમે તો ભરી તેનું રૂપ ન બદલે અને ગમે તો તે જેવીને તેવીજ સ્થિતિમાં બાહાર નીકળી જાય.

તો પણ તેનું ખાવું નિષ્ફળ થતું નથી. પેટમાં જતાં તે પોતાનું કામ કર્યા વિના રહેતાંજ નથી.

જેમ કહ્યું કે મનુષ્ય ફળ ભક્ષી છે. અંતર, બાગ અને જંગલમાં થનાર ફળ, અને કન્દ મનુષ્યનું સ્વાભાવિક ભોજન છે. આ પદાર્થોમાંથી જેને જોવા, સુંઘવા તથા સ્વાદ લેવામાં અરૂચિ ન થાય, જીવ કચવાય નહિ, દુર્ગન્ધ આવે નહિ, અથવા કડવાં લાગે તેને ખાવાં ન જોઇએ. કન્દ અર્થાત જડ કરતાં ફળ ખાવાં અધિક લાભદાયક છે. કોઈ કોઇ વખતે કંન્દ પણ ખાવાં જોઇએ. મેથીઆદિ શાક મનુષ્યને ઉપયોગી નથી તેને વનસ્પતિ ભક્ષી જીવોને માટે છોડી દેવાં જોઇએ જે પદાર્થ તેના સ્વાભાવિક રૂપમાં ખાવાથી સારાં લાગે છે અથવા જેને સ્વાભાવિક રૂપમાં જોતાં, ખાવાની ઇચ્છા થાય તે જલ્દી પચી જાય છે, અને તે સર્વથી અધિક બળ વર્ધક હોય છે. જેને ખાંડવા, દળવા, ઉકાળવા, પલાળવા અને મશાલા યા મીઠું લગાવવાની, તેલમાં યા ઘીમાં નાંખવાની જરૂર પડે છે, તેની પાચકતા જતી રહે છે. અને તેથી સ્વાભાવિક પદાર્થો કરતાં તે ઓછાં બળ વધારનારાં છે. જે પદાર્થોને તેના સ્વાભાવિક રૂપમાં જોતાં અરૂચિ અથવા જીવ કચવાવા લાગે છે તે તળવાથી, પકવવાથી કે મશાલા લગાવવાથી ભલે ગમે તેટલું સ્વાદિષ્ટ કેમ ન હોય તો પણ તે હાનિજ કરશે, કેમકે તે પદાર્થો મનુષ્યને ખાવાને માટે બનાવવામાં આવ્યા નથી.

પીવાને માટે સ્વચ્છ જળ કામમાં લેવું જોઇએ. બરફ, સોડા વોટર, શરબત વિગેરે પ્રવાહી પદાર્થો અસ્વભાવિક છે. વિચાર પૂર્વક જોતાં તેનાથી લાભ કરતાં હાનિ વિશેષ થાય છે. જે પદાર્થ જળના જેવા પાતળા અને પ્રવાહી છે. તે અપ્રવાહી પદાર્થો કરતાં વધારે વારમાં પચી શકે છે, અને તેથી તેને પીવા એ યોગ્ય નથી.

શાક વિગેરે બનાવવામાં જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પાણી ઓછું નાંખવું જોઇએ. ચઢતી વખતે પાણીને શાકની સાથેજ રહેવા દેવું. તેને ઓસાવી નાંખવાથી ( પાણી કહાડી નાંખવાથી ) તેની સાથે તે પદાર્થના બળ વર્ધક અંશ પણ જતા રહે છે. દાળની સાથે તેનાં છોડાં પણ રહેવા દેવાં જોઇએ.

પાકેલાં ફળો કરતાં થોડાં પાકેલાં અથવા કાચાં ફળ જલ્દીથી પચી જાય છે, અને તેથી જે રોગી હોય અથવા જેની પાચન શક્તિ ક્ષીણ થઇ ગઈ હોય તેમણે કાચાં અથવા ભોડ ( થોડાં પાકાં ) ફળ ખાવાં જોઇએ. રોગીએ ખાવા પીવાનો બહુજ વિચાર રાખવો જોઇએ, કોઇ વસ્તુ એવી ન ખાવી કે જે જલ્દીથી પચી ન શકે. જ્યાં સુધી એકવાર ખાધેલું ભોજન પચી ન જાય ત્યાં સુધી બીજીવાર ખાવું નહિ.

ઘી બીલકુલ ન ખાવું. મીઠું પણ ઘણુંજ ઓછું ખાવું. ન ખાય તો તે ઘણું જ સારૂં છે. જેને રોટલી પચાવાની શક્તિ ન હોય તેણે ઘઉંની કાંજી પીવી.

જળચિકિત્સા વખતે શરીરની અંદરના સર્વ અવયવ પોતપોતાનું કામ ઘણા પરિશ્રમથી કરે છે તે અનુપયોગી પદાર્થને શરીરથી બહાર કહાડવામાં લાગી રહે છે. જેથી કઠોર ખાઇને તેને પચાવામાં તેનાથી અધિક પરિશ્રમ ન લેવો જોઇએ. જ્યાં સુધી ખાવાપીવાની મનથી ઇચ્છા ન થાય ત્યાં સુધી કાંઇ ન ખાવું જોઇએ. કદાચ ઇચ્છા થાય તો રોટલી, દાળ, કાચાં કે થોડાં પાકેલાં અથવા પાકાં ફળ ખાવાં લાભદાયક છે. કોઈ કોઈ વખતે ટાઢું દુધ ગરમ કર્યા સિવાય પીવું જોઇએ. ભોજનના પદાર્થ ટાઢા થયા પછી ખાવા

જોઇએ, અને તેને બરાબર ચાવીને મ્હોંમાં મમરાવી, રસ કરીને ખાવા જોઇએ. ખુલ્લી જગ્યામાં ભોજન કરવાથી ખાધેલા પદાર્થ જલ્દીથી પચી જાય છે. કેમકે બહાર બેસવાથી અન્નની સાથે વાયુનો સંયોગ થાય છે. ઘરની અંદર બંધ જગામાં ભોજન કરવાથી અન્ન પચવામાં વાર લાગે છે. કૂને સાહેબના મત પ્રમાણે તાજુ દુધ ગરમ કર્યા સિવાય પીવું જોઇએ. તે કહે છે કે જે દુધમાં રોગીષ્ટ પરમાણુઓ હશે તો તે ગરમ કરવાથી પણ જતા નથી. પરમાણુઓનો શું કદી નાશ થાય છે? કોઇ ને કોઇ રૂપમાં તે બની રહે છે. જેથી દુધ તેના સ્વભાવિક રૂપમાં જ પીવું જોઇએ.

સર્વથી અધિક બળવર્ધક તે પદાર્થ છે કે જે જલ્દીથી પચી શકે છે જેથી આપણે તેનો વિચાર ન કરીએ અને મન માન્યુ ભોજન કરીએ તો જ્યાં સુધી સારી રીતે પચી ન જાય ત્યાં સુધી બીજું કાંઈ ખાવું ન જોઇએ. આપણે તે બાબતનો વિચાર કરતા નથી જેથી રોગી બનીએ છીએ. દિવસમાં બે વાર ભોજન કરવું બસ છે. એકવાર દશ વાગે સહવારે અને બીજી વખતે ૮–૯ વાગે સાંજે, વચમાં કાંઈ ન ખાવું જોઇએ. કોઈ કોઇ વખતે અર્ધો ઉપવાસ કરવો સારો છે. અગીઆરશનું વ્રત જે આપણે પંદર દિવસે કરીએ છીએ, તે પણ આને માટે સારૂં છે અને કૂને સાહેબના મતાનુસાર છે. આપણે ઘણા વખતથી તેને જોતા આવીયે છીયે કે એકાદશીમાં કરવામાં આવતો ફળાહાર આપણા અરણ્યવાસી પૂર્વજોના કન્દમૂળ અને ફળપર નિર્વાહ કરવાની વૃત્તિનું સ્મરણ કરાવે છે. હંમેશાં નાના પ્રકારના સ્વાદિષ્ટ પદાર્થોનું સેવન કરેલું હોવાથી હાલમાં સહસા આપણે ફળાહાર પર જીવન નિર્વાહ કરી શકતા નથી જેથી ક્રમે ક્રમે જો મનુષ્ય તેનો અભ્યાસ કરવા માંડે અને કેટલાક વખતે કેવળ ફળાહારી થઈ જાય તો તે ઘણી સારી વાત છે. જે પ્રકારે આપણા પ્રાચિન મુનિ, મહાત્મા, અને તપસ્વી ફળાદિકથી પોતાની ક્ષુધા શાંત કરીને હંમેશાં શાન્ત, શીલ અને સાત્વિક જીવન નિર્વાહ કરે છે તેવીજ રીતે આપણે પણ કરવા લાગીએ તો આપણું કલ્યાણ થવામાં વાર લાગતી નથી. તેમાં કાંઇ સંશય નથી કે મનુષ્ય જેવું ભોજન કરે છે તેવુંજ તેનું આચરણ હોય છે. જે યોગ સાધન કરે છે, અથવા જે સાત્વિક વૃત્તિની ઇચ્છા રાખે છે, તેને માટે ફળાહારથી વિશેષ લાભદાયક બીજો પદાર્થ પૃથ્વિ પર નથી, અને તેથી જો કોઇ પણ વખતે આપણે તેવાજ કેવળ ફળ મૂળ પર નિર્વાહ કરવા લાગીએ તો આપણે તેવાજ સાત્વિક, શીલ, તેવાજ સત્યવાદી, તેવાજ નીરોગી, તેવાજ પુણ્યાત્મા અને તેવાજ સુખી થઇ જઈયે છે કે, જેવા ૩૦૦૦ વર્ષ પહેલાં આપણા અરણ્યવાસી પૂર્વજો હતા, અને જો કદી તેવો મંગળમય સમય આવે તો આધિ, વ્યાધિ, દુઃખ, દારિદ્રય, રોગ અને વેદનાનો સમુળગો નાશ થઈ જાય અને તેનું નામ રહી જાય.

કોઇ હજારો વર્ષ પહેલાં થનારા અમારા ફળાહારી રૂષિઓ લખતા હતા કે,

**एकमेवा द्वितीयं ब्रह्म. ।**

અર્થાત બ્રહ્મ એકજ છે. ગઈ ઓગણીસમી સદીમાં કૂનેસાહેબ કહે છે કે રોગોનું કારણ એકજ છે તેની ચિકિત્સા પણ એકજ છે, બ્રહ્મ અદ્વિતિય, રોગોનું કારણ પણ અદ્વિતીય; અને તેની ચિકિત્સા પણ અદ્વિતીય. અમારાં શાસ્ત્ર પણ હિંસાનો નિષેધ કરે છે. જો મનુષ્યો અમારા વેદાન્ત શાસ્ત્રનું અધ્યયન અને કૂને સાહેબની ચિકિત્સાનું અનુકરણ કરે તો નિર્દયતા સંસારમાંથી જતી રહે; જીવોની સાથે દયા ભાવથી વર્તવાનો ફેલાવો થાય અને સર્વ કોઇ સુખી અને શાન્ત જોવામાં આવે। અસ્તુ।

---

# काव्य रुपे वैदक शुळ पंचोपाय.

( વૈદ્ય દોલતગીરી શીવગીરી ગોસાંઇ–હડાળા. )

દોહરા.

અજમો સીંધવ હરિતકિ, ચિત્રક પીંપરમુળ;
સમ્ભાગે રતિ વીસ લે, ચુર્ણ મટાડે શુળ. ૧
સંચળ સૂંઠ શતાવરી, એલચી પુસ્કર મૂળ;
સમ્ભાગે રતિ વીસ લે, ચુર્ણ મટાડે શુળ. ૨
સાટોડી ને શંખનું, ચુર્ણ બરાબર બાળ્ય;
સમ્ભાગે રતિ બાર લે, શુળ મટે તત્કાળ. ૩
ચિત્રમુળ મીઠું વળી, સુંઠ સીંધવ મન જાણ્ય;
કાચલવણ પીંપર મરી, સંચળ છરૂ આણ્ય. ૪
ધાણા અજમો બિડલવણ, જટામાંસી પરમાણ્ય;
સંભાગે રસ લીંબુમાં, બોર બરાબર વાળ્ય. ૫
ચિત્રકાદિ ગોળી બને, તેર વસ્તુથી થાય;
ઉના જળ સંયોગથી, બે ભક્ષે શુળ જાય. ૬
સીંઢળ પાણીમાં ઘસી, નાભી પર લેપાય;
ગુગળ સંગે મેળવે, તત્કાળે શુળ જાય. ૭

---

# वैदक टुचका.

**સ્ત્રીયોના નષ્ટાર્તવ**—રતુ પ્રાપ્ત ન થવું. ૧ ગ્રેન એળીયો, ૨ ગ્રેન હીરાબોળ, ૬ ગ્રેન કેસર સર્વે વાટી ચુર્ણ કરી ૧ ગ્રેન એકસ્ટ્રેક્ટ જેન્સિયનમાં ઘુંટી ૧ ગોળી કરવી. એ પ્રમાણે ગોળીયો કરી દિવસમાં ત્રણ વખત લેવાથી રતુ આવે છે.

**સંગ્રહણી**—આકડાના મૂળની છાલ, જાયફળ, મરી, ટંકણખાર, અફીણ અને શુદ્ધ કરેલ ધંતુરાના બી દરેક વસ્તુ અકેક તોલો લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી આદાના રસમાં ઘુંટી વાલ વાલની ગોળીયો કરી દર બબે કલાકે અકેક ગોળી ખાવાથી સંગ્રહણી ઝાડા અને દમ મટે છે.

**બાળાગોળી**—હરડે, અંજમો, કેસર, ખારેક, લવીંગ, કાચકાં, ઇંદ્રજવ, જાવંત્રી, વાવડીંગ અને અતિવિષ તે દરેક અકેક તોલો, જાયફળ અર્ધો તોલો સર્વે વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી અર્ધો તોલા અફીણનો કસુંબો કરી તેમાં તે ચુર્ણને ઘુંટી મગ મગ જેવડી ગોળીઓ વાળવી. આ બાળાગોળી બાળકની ચુંક, ઝાડા અને અજીર્ણ મટાડે છે. કેટલીક સ્ત્રીઓ બાળકોને અફીણ ખવરાવે છે, તેના કરતાં આ બાળાગોળી ખવરાવવી લાભકારક છે.

**દુઝતા હરસ**—નાગકેસરનું ચુર્ણ રોજ ૧ વાલ સાકર અને માખણ સાથે ખાવાથી દુઝતા હરસનું લોહી બંધ થઇ મટી જાય છે.

**સુકી ખાંસી**—જેઠીમધના શીરાના કકડા કરી દિવસમાં ત્રણ ચાર વાર મોંમાં કકડા નાંખી રસ ગળવો. દિવસમાં ૧ તોલો આ પ્રમાણે રસ ગળવાથી મટે છે.

**માથું દુઃખવું**—સુખડ, મીઠું અને સુંઠ પાણીમાં ઘસીને કપાળે ચોપડવું અને સન્‌રસીયા તેલને ગરમ કરી બે ટીપાં કાનમાં નાંખવાથી ઉતરી જાય છે.

**માથાની ઉંદરી**—મોગરેલ તેલમાં લીંબુનો રસ મેળવી માથુ મુંડાવી દસબાર દિવસ ચોપડવાથી મટે છે.

**વાળો નીકળવો**—વડની કુણી વડવાઈને ઘુંટી ગોળમાં ઘુંટી ચણા જેવડી ગોળીઓ બનાવવી રોજ બબે ગોળી દહાડામાં ૩ વાર ખાવાથી વાળો મટી જાય છે. અને લસણ, હીંગ અને સાબુ ત્રણેને વાટીને લુગદી કરી વાળા ઉપર બાંધવાથી મટી જાય છે.

**સાતપડો**—હથેળીમાં કે પગના તળીયામાં થાય છે. દીવેલની નીચે ઠરેલો કચરો લઈ સહેજ ગરમ કરી બાંધ્યા કરવાથી મટે છે.

**ખસ-ખુજલી**—સુખડનું તેલ ૦ાા તોલો, કપુર ૦ાા તોલો લીંબુનો રસ ૦ાા તોલો સર્વે મિશ્ર કરી ખસ ઉપર લગાવવાથી મટે છે.

**દુધ વધારવું**—સ્ત્રીઓ ધાવણ ન આવતું હોય તો અડદનો લોટ, વટાણાની દાળ કે પપૈટા ખાવામાં ઉપયોગ કરવાથી ધાવણ વધારે આવે છે.

**સુકા હરસ**—કાળાં મરી ૧૫ તોલા, ૧ શેર સવા બંને વાટી ૧ શેર મદમાં કાલવી ઘુંટી તેમાંથી રોજ સહવારે અને સાંજે એકેક તોલો ખાવાથી અને માયાનો ભૂકો ૨ ડ્રામ, ૦ાા ડ્રામ અફીણ અને મીણ અને તેલનો સાદો મલમ ૨ ઔંસ એકત્ર કરી હરસ ઉપર લગાવવાથી મટે છે.

**શરદી**—૧ ડ્રામ સુંઠ, ૧ ડ્રામ ધોળાં મરી, ૧ ડ્રામ પીપળી મૂળના ગંઠોડા, ૩૦ ગ્રેન એલચી, ૩૦ ગ્રેન લવીંગ, ૧ ડ્રામ તજ અને ૨ ડ્રામ ધાણા સર્વેને વાટી તેનો ચ્હા કરીને દુધ તથા ખાંડ નાંખી પીવાથી શરદી મટે છે. તેમ શરદીના વખતમાં પીવાથી શરદી થતી નથી.

---

## सामार स्विकार.

**શ્રી હિતોપદેશ**—( માળા પાંચમી ) મુંબાઇ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી પ્રમુખ ગં. જમનાબાઇ નગીનદાસ સક્કઇ તરફથી આ અંક અમને મળ્યો છે. તેમાં સ્ત્રિયોપયોગી ઉત્તમ લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં હિંદના મહાન દાદા દાદાભાઇ, કર્મવીર મી. ગાંધી, અને મીસીસ ગાંધી વિગેરેના ફોટા આપવામાં આવ્યા છે. ખરેખર આ પુસ્તક ઉપયોગી થઇ પડે તેમ છે. પૃષ્ટ ૬૮.

**नव जीवन**—( હીંદી માસીક ) આ નામનું સચિત્ર માસિક પુસ્તક ૭ અંક ૧ અલ્હાબાદથી તેના સંપાદક મી. સેવક સરસ્વતિ સદન ઇન્દોર સીટીથી. સમાલોચના માટે મળ્યું છે. આર્યસમાજીસ્ટનું આ માસીક હોવાથી તેમાં તે વિષયના ભિન્ન ભિન્ન લેખો આપવામાં આવે છે. કેટલીક મતભેદ બાદ કરતાં માસીકમાં ઉપયોગી લેખો આવે છે. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦

**દયાનંદ-દંભદર્પણ**—પ્રકાશક હિંમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા-અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૦-૬ પૃષ્ટ સોળ પેજી-૩૨. આ નાનકડા પુસ્તકમાં આર્યસમાજીઓનાં મૂર્તિપૂજા ખંડન,

શ્રાદ્ધનિષેધ, તથા પુનર્જન્મ વિગેરેના સિદ્ધાંતોનું ખંડન કરવામાં આવ્યું છે. એકંદર રીતે સ્થૂલબુદ્ધિ જેઓ આર્યસમાજીસ્ટોના સિદ્ધાંતોને ખરા માની બેઠા હોય તેમને આ પુસ્તક વાંચવા જેવું છે, આ પુસ્તક ટંકશાળ સામે ખજુરીની પોળમાં તેના પ્રકાશક પાસેથી મળશે.

ગોપાળકૃષ્ણ ગોખલે—ભાષાંતર કર્તા શ્રીયુત જીવનલાલ અમરશી મહેતા જ્ઞાનવર્ધક પુસ્તકમાળા અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૮-૦ રોયલ આઠ પેજી પૃષ્ટ ૮૩. લોકમાન્ય શ્રીયુત ગોખલેનું જીવન ચરિત્ર પ્રોફેસર વાસુદેવ બળવંતપટવર્ધન બી. એ. એ મૂળ મરાઠીમાં લખી મનોરંજક માસીકમાં છપાવેલું તેનું આ ભાષાંતર છે. જે વસન્તમાં આપવામાં આવ્યું હતું. ના. ગોખલેનું આ જીવનચરિત્ર વાંચી તેમના ગુણોને ધારણ કરી રાજા અને પ્રજાની ઉત્તમપણે સેવા કરવી એ મનુષ્યનું કર્તવ્ય છે, અને તેને માટે આ પુસ્તક ઉપયોગી છે. જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના ગ્રાહક પાસેથી રૂ. ૦-૪-૦ લેવામાં આવશે.

श्री द्वादशात्म काव्यम्—લેખક શ્રીમદ્વૈદ્ય શાસ્ત્રિ કાનજી માધવજી ગોંડળ કિં. ૦-૮-૦

श्री रुद्राक्षजाबालोपनिषत्—શ્રી રૂદ્રાક્ષ રહસ્ય મૂળ સંસ્કૃત ઉપરથી ગુજરાતીમાં ભાષાંતર કર્તા શ્રીયુત દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદી, હજુર ડેપ્યુટી કલેકટર સુરત, પ્રકાશક પ્રભુશંકર નરભેરામ વ્યાસ. ભાગાતળાવ—સુરત. મૂલ્ય ૦-૬-૦ પૃષ્ટ સોળ પેજી ૭૧. આ પુસ્તક ઉપનિષદ્‌નું છે.

જપ કરતી વખતે રૂદ્રાક્ષની માળા ઘણા માણસો વાપરે છે પણ તેમાં શું ચમત્કારિક ફળ રહેલું છે, તેને ધારણ કરવાથી શું લાભ થાય છે, તેનું મહાત્મ્ય શું છે વિગેરે વિષય ઉપર આ પુસ્તક ઘણો સારો પ્રકાશ પાડે છે.

निगमागम चन्द्रिका —શ્રી મહામંડળ કાર્યાલય બનારસથી આ હીંદી માસિક મળ્યું છે. સનાતન ધર્મ સંબંધી હિંદીમાં ઉત્તમ લેખો આ માસિકમાં આવે છે.

# विविध वर्तमान.

દુકાળની ભિતિ—ગુજરાત અને કાઠીયાવાડમાં વરસાદની તંગી હોવાથી દુકાળની ધાસ્તી રખાય છે. વાયુ શાસ્ત્રિ દેવજી ઉકાભાઇ લખે છે કે,—વરસ સને ૧૯૦૪ જેવું નીવડશે, અને ચોમાસુ ઘણે ભાગે નિષ્ફળ નીવડશે, માટે આ અસહ્ય દુકાળના મામલાને પહોંચી વળવા, અનાજ અને ઘાસને ભરી મુકવાં. તા. ૧૫ સપ્ટેમ્બર આસપાસ ચોમાસું ખલાસ થવાના સંજોગ જણાય છે. તેમ ખેતીવાડી વિજ્ઞાનવાળા મી. ડી. સી. અંજારીયા લખે છે કે,—વરસાદ થોડા વખતમાં સર્વત્ર વરસશે અને રેલમછેલ કરશે. વરસાદ પાછોતરો થવાનો ઘણો સંભવ છે. હવે થાય તે ખરૂં !

લડાઇ—પૂર્વ રણક્ષેત્ર— વૉરસો, અને કોવ્નોના કિલ્લા જર્મનોએ હાથ કરી નેવું અને બુગ વચ્ચે ઘણા આગળ વધ્યા છે. ડાર્ડનલ્સમાં બ્રીટીશ કાફલાએ સુવ્લા નામના નવા મથકેથી ૫૦૦ વાર આગળ વધી એક તુર્કી ખાઇ હાથ કરી છે, ઝેપલીને પૂર્વ કિનારા ઉપર બંબગોળા ફેંકયા હતા. જર્મન મથક ઉપર ફ્રેંચ વિમાનીઓએ તોપોનો મારો ચલાવ્યો હતો. પશ્ચિમ રણ ક્ષેત્રમાં શત્રુઓના હુમલાને મિત્ર રાજ્યોનાં લશ્કરો મારી હઠાવે છે.

કોકેસસમાં રૂશિયનો અને તુર્કો વચ્ચે લડાઇ ચાલુ છે. વૉરસોમાં કયસરની રાજવંશી પ્રવેશ કરવાની ક્રિયા મુલતવી રહી છે. આસ્ટ્રો-ઇટાલી-આસ્ટ્રીયનોએ લ્યુકાઉ લીધું છે.

**ધર્મ ગાદીની મિલકત**—વડતાલ સ્વામીનારાયણની ગાદીના આચાર્ય સામે તે પંથની મિલ્કત ધર્માદા સાર્વજનિક ઠરાવી વહીવટ માટે રીસીવર નીમવા કરેલા દાવા સંબંધમાં ડીસ્ટ્રીક કોર્ટે નીમેલા કોન્ટ્રોલર સામે પ્રતિવાદી તે ગાદીના આચાર્યે અપીલ કરેલી તે સંબંધમાં તા. ૨૭ સપ્ટેમ્બર પછી ડી. જડજ સમક્ષ સબસ્ટેન્સીવ હુકમ મેળવવા જણાવ્યું હતું. એ સંબંધમાં કરાર દાદ કરી સમાધાન કરવા તે સંપ્રદાયના કેટલાક આગેવાનોની ગઇ તા. ૯ મીએ બોટાદમાં કોન્ફરન્સ ભરાઇ હતી.

સલાહ—જર્મનો અને આસ્ટ્રેયનો એ રૂશિયા સાથે સલાહ કરવાની કરેલી તજવીજ નિષ્ફળ નિવડી છે. અક્ટોમ્બરમાં લડાઇ પુરી થવાનું જર્મન કૈસરે જણાવ્યું છે.

**સતિ સ્ત્રીએ પોતાની મેળે અગ્નિ પ્રગટાવ્યો** બાંકીપોર જીલ્લાના પીઆંન્સા ગામે એક રજપૂત બાળાએ તેના પતિ સ્વર્ગ પામવાથી તેની સાથે લોકોના અટકાવ્યા છતાં બળી મુઇ સતી થઈ હતી. તેણી પોતાના પતિની ચ્હેમાં કુદી પડી કે તરતજ પોતાની મેળે અગ્નિ પ્રકટ થયો હતો.

**મનાઈ**—મિત્ર રાજ્યોએ રૂને મનાઇની વસ્તુ તરીકે જાહેર કરી છે.

**કુતરાં લડાઇમાં**—વર્તમાન યુદ્ધમાં ફ્રેન્ચ સૈનિકો, ઘવાયેલા સૈનિકોને ખોળી કાઢવા અને તેમને મદદ આણી આપવાના કામમાં અનેક કુતરાઓને રોક્યા છે. તે કુતરા ઘવાયેલ સૈનિકોને શોધી કાઢી તેની પાસે ઉભા કરી મોટેથી ભસીને બીજાને મદદે બોલાવે છે, તેની ટોપીની પટી લઇ સારવાર કરનારા ખાતામાં દોડી જઈ ખબર આપે છે. કુતરાના પટા મારફતે રૂ મોકલાય છે, અને તે ઘવાયલા સૈનિકને શિકારી કુતરાની માફક ગજે વીંટાળેલ વાઘરીથી સારવાર કરનારને ત્યાં ઘસડી જાય છે.

**કિયોટો** નગરમાં જાપાનસમ્રાટનો રાજ્યાભિષેકોત્સવ તારીખ ૧૦ મી નવેંબરે થશે.

**સ્પેશીએં**કની પેસી વેંચણી રૂપિયે ચાર આના લેખેની કરવામાં આવશે.

**ટીરએં**કની પેસી વેંચણી રૂપિયે આના પ્રમાણેની કરવામાં આવશે.

**દેવ ચમત્કાર**—ત્રાવણકોર ખાતે નાગરકોઇલના મુનસફની કોર્ટમાં એક વાદીએ સોગન ખાઇ પોતાની વાત પુરવાર કરવા માટે એક દેવના મંદિરમાં જઇ સોગન ખાધા કે તરતજ તે મરણ પામ્યો હતો.

**કોન્ગ્રેસનાં પ્રમુખ**—તરીકે નિમવામાં સર એસ. પી. સીંહ અને થીયોસોફિકલવાળાં એનીબીસેંટનાં નામ સંભળાય છે.

**અદ્દભુત બાળક**—ઉત્તર મલબારમાં નામર કુટુંબમાં જન્મેલો એક બાળક દૈવી શક્તિ ધરાવે છે. રોજ સાંજે શીવાલયમાં સેવા કરે છે, એક દિવસ તેને પુજારીએ પ્રસાદ નહી આપવાથી નિરાસા સાથે તે બાળક મંદિર છોડી આગળ ગયો ત્યાં એક બ્રાહ્મણે ચાંદીના વાસણમાં પરસાદ ભરી તેને આપ્યો અને પછી અલોપ થઇ ગયો. આ બાળક

|| સચિત્ર  માસિક. ||

# ભાગ્યોદય.

પુસ્તક ૩. } { ઑક્ટોબર સને ૧૯૧૫ } { ભાદ્રપદ સં. ૧૯૭૧ } { અંક ૮.

## परमेश्वरने केवा साधको प्रिय छे.

( વૈષ્ણવ પ્રાણ થકી પ્યારા, એ લય. )

શ્રી ઇષ્ટને તે સાધકો પ્રાણ પ્યારા,
જેને શ્રી ઇષ્ટ છે પ્રાણ પ્યારારે:—
ઇષ્ટમાં રાખે વૃત્તિ વહેતી, સંતત જેવી તૈલ ધારા,
ખાનપાન આદિ ભૂલી જતા પણ, ઇષ્ટ નામ જે ન ભૂલનારારે;—
તન મન ધન આદિ ઇષ્ટને અર્પી, આપે બની રંક ભીખારા,
ઇષ્ટ સ્મરણને સાચું ધન માની, અધિક જે સંઘરનારારે:—
અનવધિ પ્રેમને ઉરમાં પ્રકટાવી, ક્રોધ દ્વેષ જેણે સંહાર્યા,
નિર્ભય સ્વરૂપ ઇષ્ટમાં રમી જેણે, શોક ભય ચિંતા નિવાર્યારે:—
આવે વિપત્તિ કે હાનિના પ્રસંગો, તે હસતે મુખે ખમનારા,
શ્રદ્ધા ધરી જેહ માને જે ઇષ્ટ મારું, અશુભ ન કદી કરનારારે;—
ઇષ્ટ ઇચ્છાથી સ્થિતિ આવતી જે જે, હિત તમ તે ગણનારા,
સર્વ સ્થિતિમાંથી હિત કરી ધારણ, હિત સ્વરૂપ જે થનારારે;—
ઇષ્ટ સ્વરૂપ લહી, પ્રાણી પદાર્થ પ્રતિ, આત્મદૃષ્ટિને ઢાળનારા,
પ્રાણ જતાં જતાં કોઇ પણ પ્રાણીનું, અશુભ ન ચિંતવનારારે;—
જીવત્વ કેરૂં અહંપણું ગાળી, સ્વરૂપનું અહં ધરનારા,
આત્માના ગુણ ધર્મ નિજમાં આરોપી, મસ્ત થઈ વિચરનારારે;—
આત્માનું સામર્થ્ય યત્ન કરીને, ઉરમાંહિ ઉપજાવનારા,
ઇષ્ટ સ્વરૂપ જે આપ બનીને, ઇષ્ટ યશને પ્રસારનારારે;—

થઇ રહે તું પ્રહ્લાદ સમ, ભય માત્રથી રહિત; કર.
એવું બળ તું પામ જે, સાધનથી પ્રતિદિન,
પ્રભુ પણ પોતાને લહે, નિત્યે તુજ અધીન; કર.
દુર્વાસા સમ થઇ રહે, સદા અકર્તા રૂપ,
ભક્ત થજે ઉદ્ધવ સમો, ભક્તિ વિષે અનુપ; કર.
મરણ ભલે આવી મળે, પણ નવ સાધન ત્યાગ,
સાધન માંહિ શ્રેષ્ટ જે, ગણાય છે જપ યાગ; કર.
ગણાવતો જો હોય તો, જગમાં પ્રભુનો દાસ,
તો પ્રભુમય થતાં લગી, રટ પ્રભુ શ્વાસોશ્વાસ; કર.
સાચી નરહરિ પ્રભુ કૃપા, સાધી સાધન પામ,
અભય આણુ વર્તાવીને, નિર્ભય પદે વિરામ. કર.

श्री उपेन्द्र.

---

# प्रिय वचन वदवा सुबोध.

કચ્છી કાફી. ( નિંદરા આયેતા નિમાણી,—એ લય. )

નિર્મળ કર તારી વાણી, કટુ વચને કદી તાડીએ ન કોઇ પ્રાણી.
કઠોર વાણી ન વદવી કદી, કહીએ ન શબ્દ કોને તાણી;—
ઇર્ષ્યાના શબ્દ ના બોલીએ, વચન ન વદ દ્વેષ આણી;—
નિંદાથી કદી બોલ ન તું, વ્યક્તિ છે દુષ્ટ ફસાણી;—
તોછડી વાણી ન ઉચ્ચારજે, અસત્ય ન કદી જોઇ જાણી;—
ચીડાઇને ક્રોધથી ન બોલવું, મર્મ વચન દુઃખદ નાણી;
ભયનો જનક એક શબ્દ ન કહે, હાનિજનક એ પ્રમાણી;—
બોલ ન ચિંતાજનક એક પેણ, કહેવી ન શોકની કહાણી;—
નિરૂત્સાહ વચનની મુખે, કદી ન ફેરવતો તું ઘાણી;—
શબ્દ જે અન્યનું હિત ના કરે, ફેંકવી તેની ન ધાણી;—
કર બાંધવ ! તુજ મુખને સદા, આનંદ વચનની ખાણી;—
ભવ દવથી બળતા જનને, છાંટ મધુર વાક્ય પાણી;—
નિર્ભય ને નિશ્ચિતપણા,—કેરા વચનની કર લહાણી;—
ધૈર્ય અને ઉત્સાહ તું દે, મતિ જો છે તુજ શાણી;—
જ્ઞાન શૃંગારથી શૃંગારજે, પ્રેમ વસ્ત્રે વાણી રાણી;—
વાણી શિરે તું મુકુટ ધરજે, સ્મરણનો સારંગપાણી;—
નરહરિ પ્રભુ તુજમાં બોલશે, નિર્મળતાની એ એંધાણી;—

श्री उपेन्द्र.

# तमारे कया बळनी जरुर छे.

અમુક મનુષ્ય બળવાન છે એવું પોતે ધારે છે, અમુક મનુષ્ય પોતાના બળનું એવું અભિમાન રાખે છે કે, જો કોઈ પાંચ સાત મનુષ્યો સામા આવે તો તેને પણ મારી હઠાવવાનું પોતાનામાં સામર્થ્ય છે, એમ માને છે. આમ છતાં પણ યથાર્થ રીતે તે બળવાન હોય એમ તેના વર્ણનપરથી જણાતું નથી.

મનુષ્ય માત્રે બળવાન થવું જોઇએ. બળવાન થવું એ પુરૂષત્વને પ્રાપ્ત કરવા તુલ્ય છે. ઘણા મનુષ્યો કામ કરવામાં, ચાલવામાં, કુસ્તી કરવામાં વિગેરે શારીરિક કાર્યો કરવામાં બળવાન જણાય છે. છતાં પણ આપણે તેમને યથાર્થ બળવાન માની શકીએ તેમ નથી.

ઘણી જગ્યાએ એવાં દ્રષ્ટાંતો મળી આવે છે કે ઘણા મનુષ્યો વ્યવહારમાં ન્યાયાધિશનો, મેજીસ્ટ્રેટનો કે કલેક્ટર જેવા માનનીય અને સત્તાવાળો હોદ્દો મળવાની બહારની સત્ય સત્તાના બળે કરીને લોકોમાં માન મેળવે છે, લોકો તેમના પ્રતિ માનની નજરે જુવે છે, અને પોતે પણ પોતાને આવો માનનિય હોદ્દો મળવાથી ભાગ્યશાળી માને છે. અને તેમાં વળી કેટલાક સત્તાના બળના અભિમાને ફસાઇ જઇ પોતાના અહંકારમાં છક બનીને અન્ય લોકો કરતાં પોતે મહાન છે એવું અભિમાન રાખે છે. કેટલાક પોતાનો વેપાર રોજગાર સારો ચાલતો હોવાથી પૈસાના બળથી બહાર મોટર ગાડીઓમાં સેલ કરતા પૈસાના છકથી છકી જઇ આ સંસારમાં પોતાને મહા ભાગ્યશાળી માને છે. આવી રીતે ઘણા મનુષ્યો વ્યવહારમાં અનેક મનુષ્યોની દ્રષ્ટિએ ભાગ્યશાળી અને સુખી દેખાય છે. આ લોકો પૈસા અને સત્તાનું બળ ભલે ધરાવતા હોય, છતાં પણ તેમાંના કેટલાકનું જ્યારે આંતરજીવન તપાસીએ છીએ, ત્યારે તેમના દુઃખનો પાર જણાતો નથી. એક ગરીબ ખેડુતના કરતાં હજાર દરજ્જે તેઓ દુઃખીજ જણાય છે. મનુષ્યનું બાહ્ય જીવન જ્યારે અન્ય મનુષ્યોને સુખી જણાય છે ત્યારે તેમનું આંતરજીવન ગુપ્ત પડદામાં રહીને તેમને દુઃખમાં સતાવે છે.

સારાં લુગડાં લત્તાં પહેરવાં, ઉત્તમ વાહનોમાં મુસાફરી કરવી, સારાં મિષ્ટાન્નો જમવાં, અને નોકર ચાકરોથી સેવાવું એથીજ તેમને સુખી માનવા એ ભૂલ છે. આ બધો બહારનો ઠાઠ માઠ છે. બહારના ઠાઠમાઠમાં પૈસાની જરૂર પડે છે, અને જો પૈસા હોય છે તોજ ઉપરના ઠાઠ માઠથી જગતની દ્રષ્ટિએ સુખી જણાય છે. પરંતુ ઉપરની બાહ્ય સામગ્રીથી અન્ય મનુષ્યની નજરમાં સુખી જણાતા ઘણા મનુષ્યો એવા તો દુઃખી હોય છે કે તે તરફ લક્ષ આપતાં તેના કરતાં હજાર દરજ્જે ગરીબ મનુષ્યો વધુ સુખી જણાય છે.

ખરૂં સુખ બાહ્ય સામગ્રીથી મળી શકતું નથી પરંતુ જો તેનું આંતરજીવન ઉત્તમ પ્રકારનું હોય છે તોજ તે સુખનો અનુભવ કરે છે. મનુષ્યે યોગ્ય બળ મેળવવાને માટે પોતાના આંતર જીવનને સર્વોત્તમ બનાવવાની જરૂર છે. જો આંતરજીવન સર્વોત્તમ બને

તો પછી જેમ દીવાનો પ્રકાશ ચીમનીમાં થઇને બહાર જણાય છે તેમ બાહ્યજીવન પણ સુખી થઈ શકે છે. એક લેમ્પની ચીમનીને ગમે તેટલી સ્વચ્છ કરી હોય, અને અંદર દીવો પ્રકટાવવામાં ન આવે તો તેથી તે ચીમની પ્રકાશને આપી શકતી નથી, તેવીજ રીતે મનુષ્યનું આંતર જીવન તરફ લક્ષ જતું નથી અને તે માત્ર બાહ્ય ડાક માડને કરીનેજ બેસી રહે છે તો તેને યથાર્થ સુખનો અનુભવ થતો નથી.

તમે હાલ જે સ્થિતિમાં હો તેજ સ્થિતિમાં સુખી અને બળવાન થઇ શકો તેમ છે. તમારે બળવાન પણ થવું જોઇએ અને તે સુખને માટેજ થવું જોઇએ. આપણે ઘણા મનુષ્યોને બહારથી વાઘ જેવા અને બળવાન માનીએ છીએ છતાં પણ તેમાં ઘણાંનાં દૃષ્ટાંતો એવાં મળી આવશે કે તેઓને ઘેર જતાં તેમને તેમની વૈરીનો ત્રાસ સતાવે છે. કહેવત છે કે પ્રજાને મન રાજા પણ કાંઇ રાણીને મન રાજા? એ આધારે બહાર સત્તાનો કે ધનનો દોર રાખનાર બળવાન ગણાતા મનુષ્યો ઘેર જતાં બકરી જેવા બની જાય છે. આનું કારણ એજ છે કે તેમના ઉપર તેમની સ્ત્રીએ સ્વામિત્વ મેળવેલું હોય છે, એટલે સ્ત્રીને અયોગ્ય છુટ આપી, યોગ્ય કેળવણી ન આપી, નાનપણમાં ખોટાં લાડ લડાવી અને તેના પરિણામે તેઓ તેમને વશ થઇ ગયેલા હોય છે. અને ઘેર જતાં સ્ત્રીના કલેશ કંકાસથી ત્રાસનો અનુભવ કરે છે. આથી તેઓ બિચારા દુઃખનોજ અનુભવ કરે છે.

આવી રીતે વળી કેટલાક બળવાનનો ડોળ ઘાલનારાઓનું આંતર જીવન તપાસીશું તો તે અનેક પ્રકારની ચિંતાઓમાં ગોથાં ખાતાજ જણાશે. બહારથી સુખી જણાતા છતાં પણ તેઓની ચિંતા અને ભય તેમને ત્રાસ આપ્યાંજ કરે છે.

કેટલાક મનુષ્યો વિદ્વાનોમાં ગણાતા હોવા છતાં પણ યથાર્થ રીતે તેમનામાં વિદ્વતાનો એક અંશ પણ જણાતો નથી. બહારથી પાનાં પોથાં ભણી જવાં અને મુખ પાઠ કરેલા શ્લોકોને બીજાના આગળ બોલી જવું એટલામાંજ વિદ્વતાનો સમાવેશ થતો નથી, તેઓએ શાસ્ત્રાધ્યાયન કર્યું હોય છે, છતાં પણ તેનો લાભ તેમને મળતો નથી, તેઓ જાણે છે કે અમુક પ્રકારનું વર્તન કરવાથી લાભ થાય છે. છતાં પણ તેઓ તે પ્રકારનું વર્તન કરી શકતા નથી. તેઓ ધારે છે કે નિયમસર કામ કરવાથી સર્વોત્તમ કાર્ય સાધી શકાય છે છતાં પણ તેઓ નિયમસર કાર્ય કરી શકતા નથી. તેઓ એક વખત એક પ્રકારનો નિશ્ચય કરે છે છતાં તે નિશ્ચયને પાળવા જેટલું તેમનામાં બળ હોતું નથી. તેઓ સત્ય બોલવાનો નિશ્ચય કરે છે, અને કહે છે કે આપણે ગમે તેટલાં વિઘ્નો આવે છતાં પણ સત્યથી ભ્રષ્ટ ન થવું, છતાં પણ તે પ્રસંગ આવતાં તે નિશ્ચયથી ડગી જાય છે. કોઈ પણ પ્રકારનો અવસર ન મળે તે વખતે તો કદાચ નિશ્ચયને વળગી રહે છે, પણ જ્યાં તે નિશ્ચયને હચમચાવી નાંખનાર કારણ મળે છે કે તરતજ તેનો નિશ્ચય ડગી જાય છે.

પોતે બીડી કે ચ્હા વિગેરેનું વ્યસન છોડવાનો નિશ્ચય કરે છે. થોડા દિવસ તો કદાચ તે નિશ્ચયને વળગી રહે છે, પણ કેટલાક દિવસે મિત્રોની મિજલસમાં અને જ્યાં ચ્હા પાણી ઉડતાં હોય છે અને ધુમ્ર પાનના ગોટે ગોટા હૃદયને ભેદતા હોય છે તેવા સ્થળમાં આવી પડતા મિત્રોના આગ્રહને માનઆપી ચ્હા પાણી અને બીડી તમાકુનો સ્વાદ લેવા પોતાના નિશ્ચયથી ડગી જાય છે. અને એમાં શું, કાલે ફરી નહી પીઇએ, એમ ધારી પોતાના

નિશ્ચયથી ભ્રષ્ટ થાય છે, અને પાછા થોડાજ દિવસમાં હતા તેના તેજ વ્યસનના ચુસ્ત ભક્ત બની જાય છે.

ક્રોધ ન કરવો એવો એક વખત નિશ્ચય કરે છે, અને જ્યાંસુધી ક્રોધ કરવાનો એક પણ પ્રસંગ મળતો નથી, ત્યાં સુધી તો તે ક્રોધને વશ થતો નથી પરંતુ જ્યાં પોતાની વ્હાલી વસ્તુનો કોઈ નાશ કરે છે, અથવા અન્યને કોઇ રીતે પોતાને હાનિ કરતો જુવે છે કે તરતજ પોતાના નિશ્ચયને ભૂલી જઈ બાંયો ચઢાવી તેની સાથે ક્રોધ કરી લડવા તૈયાર થઇ જાય છે, અને પોતાના કરેલા નિશ્ચયથી ભ્રષ્ટ થાય છે.

દરેક મનુષ્ય જાણે છે કે શુભ વિચારનું સેવન કરવાથી સુખ ઉપન્નવનારૂ ક્રિયા થઇ શકે છે અને અશુભ વિચારોનું સેવન કરવાથી અશુભ ક્રિયા થવાથી દુઃખ મળે છે, છતાં પણ તેઓ નિરંતર અશુભ વિચારો અને આચારોનેજ સેવનારા હોય છે. આનું કારણ એકજ છે અને તે તેમની નિર્બળતાજ છે.

મનુષ્ય ભલે શારીરિક બળનું અભિમાન રાખતો હોય, સામા આવનાર પાંચ દસ માણસોને મારી હઠાવવાનું પોતાનામાં બળ છે એમ માનતો હોય, છતાં પણ જો તેનામાં માનસિક બળ હોતું નથી, એકવાર કરેલા નિશ્ચયને પાળવાનું સામર્થ્ય હોતું નથી અને પોતાની મરજી ન હોવા છતાં પણ પારકાના બળે અન્ય માર્ગમાં ઘસડાતો હોય છે, તો તે બળવાન નથી પણ નિર્બળજ છે. જ્યાંસુધી શારીરિક બળની સાથે માનસિક બળ પ્રાપ્ત થતું નથી ત્યાંસુધી તેને યથાર્થ બળવાન કહી શકાશે નહિ.

બહારથી બળવાન ગણાતા, વિદ્વાન ગણાતા અને મોટા મનુષ્ય તરીકે ગણાતા મનુષ્યોની ઘણેભાગે આવી સ્થિતિ હોય છે. તેઓનાં આંતરજીવન તપાસતાં તે નિર્બળજ જણાશે. તેઓ એકવાર એક નિશ્ચય કરે છે વળી બીજીજ ક્ષણે તે નિશ્ચયને ભ્રષ્ટ કરનાર કારણો આવી મળતાં તે નિશ્ચયથી ડગી જાય છે. આમ થવાનું કારણ તેઓની નિર્બળતા જ હોય છે. અને તેમના ઉપર બીજી કોઈ એવી વસ્તુ છે કે જેણે તેમને પોતાના બળથી વશ કરી લીધા હોય છે. તેઓ ભલેને ગમે તેટલો નિશ્ચય કરે છે, છતાં પણ તેમનું તેમના બળવાન શત્રુ આગળ કશું ચાલતુ નથી. અને તેઓ હંમેશાં પોતાના શત્રુના કબજામાં સપડાયલા હોવાથી તેના કહેવા પ્રમાણેજ ચાલે છે.

આ શત્રુ ઉપર જ્યાં સુધી તેઓ સ્વામિત્વ પ્રાપ્ત કરતા નથી ત્યાં સુધી તે નિર્બળજ હોય છે. ભલે બહારથી બળવાન જણાતા હોય છતાં પણ તે બળવાન નથી જ.

બળવાન વ્યક્તિજ બીજી વ્યક્તિ ઉપર સ્વામિત્વ મેળવે છે. અને સુખનો અનુભવ કરી શકે છે, તેવીજ રીતે જો તમારે યથાર્થ બળવાન બનવું હોય તો તમે જેના કબજામાં સપડાયલા છો તે શત્રુને જીતી તેને તમારા કબજામાં લ્યો તોજ તમે બળવાન થઇ શકશો. અને પછી તમે તમારી મરજી પ્રમાણે વર્તિ શકશો. અથવા જે નિશ્ચયને પાળવા માગશો તે નિશ્ચયને પાળી શકશો.

કેટલાક મનુષ્યો સમજે છે કે સવારમાં વહેલા ઉઠવાથી લાભ છે, અને તેથી એકવાર સવારમાં વહેલા ઉઠવાનો નિશ્ચય કરે છે. આ નિશ્ચયાનુસાર ચારેક વાગે આંખ ઉઘડી જાય છે, પણ તેનામાં રહેલો તેનો બળવાન શત્રુ તે વખતે જાગ્રતજ હોય છે. તે

તરતજ તેમના નિશ્ચયને ફેરવે છે, અને જેથી ચાર વાગે ઉઠવાનું મન હોવા છતાં પણ વિચાર થાય છે કે, હજુ જરા ઉંઘી લઉં, આટલું વહેલું ઉઠવાથી દિવસે આંખો બળશે. લાવ જરા આંખો મીંચી પથારીમાંજ પડ્યો રહું, આમ વિચાર કરી તે પડી રહે છે. અને ઉઠવાની વૃત્તિ હોવા છતાં તેને તેનો શત્રુ ઉઠવા દેતો નથી અને તેના વહેલા ઉઠવાના નિશ્ચયને ડગમગાવી નાંખે છે, અને કરેલા નિશ્ચયથી ભ્રષ્ટ કરે છે.

ઘણા મનુષ્યો જાણે છે અને માને છે કે સર્વોત્તમ જીવન ગાળવા ઇચ્છનારે હંમેશાં શુભ વિચારનું અને શુભ આચારનુંજ સેવન કરવું. ને આ પ્રકારે વર્તવાને તે નિશ્ચય પણ કરે છે. આ નિશ્ચયને પાળવાને માટે તેઓ પ્રયત્ન પણ કરે છે અને પાળે છે પણ ખરા, પણ ક્યાં સુધી, માત્ર તે નિશ્ચયથી ભ્રષ્ટ કરનાર કારણો મળતાં નથી ત્યાંસુધી જ. જેમ બળવાન હોવાનો દાવો કરનાર મનુષ્યના બળની ખાત્રી જ્યાંસુધી તેની સામે કુસ્તી કરનાર હરીફો મળતા નથી ત્યાંસુધી થતી નથી, પણ જ્યારે વિકટ વનમાં તેવા મનુષ્યને ઘરેણાં કે દાગીના લઈ જતાં સામું ચોરનું ધાડું મળે છે, અને તેની સામે દાગીના બચાવવાને માટે પોતાના બળનો ઉપયોગ કરવો પડે છે ત્યારેજ થાય છે.

પતિવ્રત કે પત્નિવ્રતને પાલન કરવાનો નિશ્ચય કરનાર સ્ત્રી કે પુરૂષનો તે નિશ્ચય કેવો છે તેની ખાત્રી જ્યાં સુધી તેમના નિશ્ચયને ભ્રષ્ટ કરનાર કારણો મળતાં નથી ત્યાં સુધી થતી નથી, પણ જ્યાં સ્ત્રીને સ્વરૂપવાન પુરૂષ લાલચ અને ફંદામાં ફસાવવા ધારે છે, છતાં તે તેની દુષ્ટ વાસનાને તાબે થતી નથી, તેમજ પત્નિવ્રત પુરૂષ જ્યારે સ્વરૂપવાન લલનાના સંબંધમાં આવતાં તેના હાવભાવથી અંજાતો નથી ત્યારેજ તેમના વ્રતની ખાત્રી થાય છે. તેવીજ રીતે પોતે એકવાર કરેલો નિશ્ચય તે નિશ્ચયથી ભ્રષ્ટ કરનાર કારણો મળવા છતાં પણ ડગતો નથી, ત્યારે તે ખરો નિશ્ચય છે. અને તે નિશ્ચય કરનારના બળની કસોટી પણ તેજ વખતે થાય છે.

પરધનને પત્થર સમાન માનનારાઓની કસોટી જ્યારે લાખો અને કરોડો રૂપિઆ અનાયાસે માત્ર સહેજ અન્યાય કરવાથીજ મળતા હોય, છતાં પણ તે જ્યારે ડગતો નથી અને તે રકમ કરતાં સત્ય અને ન્યાયની કિંમત વધુ આંકી પોતાના નિશ્ચયથી ભ્રષ્ટ થતો નથી ત્યારેજ થાય છે. સત્યનું પાલન કરનારાનો નિશ્ચય ગમે તેટલી લાલચો મળવા છતાં પણ ડગતો નથી ત્યારેજ તે યથાર્થ નિશ્ચય મનાય છે.

'અહીંસા પરમો ધર્મ' માનનારાઓનો નિશ્ચય જ્યાં સુધી કારણ મળતું નથી ત્યાં સુધી તો પાળી શકાય છે. પરંતુ જ્યાં અન્યને સહેજ હાનિ કરવાથી લાખો રૂપિઆની મિલ્કત મળતી હોય છે, છતાં પણ અન્યને મન, વચન અને કર્મથી કોઇપણ પ્રકારની હાનિ ન કરવી એવો નિશ્ચય ધારણ કરનાર પોતાના તે નિશ્ચયને વળગી રહી લાખો રૂપિઆની મિલ્કતને ધિક્કારી કાઢે છે ત્યારેજ તેની કસોટી થાય છે. અને તેજ યથાર્થ નિશ્ચય છે. નહિ કે નાના જીવજંતુઓને પાળવાં, દાણા નાંખવા, અને પ્રસંગ આવે ખુન કરતાં અથવા તો જુઠી સાહેદી આપી અન્યને ફાંસીને લાકડે ચઢાવતાં ન ડરવું, આવાં વર્તન કરનારા કહે કે અમે તો અહીંસા પરમો ધર્મને માનનારા છીએ તો તે યથાર્થ નથી પણ તેઓ ખરેખર અન્યને હાનિ કરનારાજ છે.

આવી રીતે દરેક મનુષ્યે પોતે પોતાના નિશ્ચયથી ન ડગવા માટે પોતાના શત્રુને

વશમાં રાખવાનો પ્રયત્ન કરવો. મનુષ્યને પોતાના નિશ્ચયોથી ભ્રષ્ટ કરાવનાર લાલચોજ છે. અને આવી જુઠી લાલચોથી ભ્રષ્ટ ન થવું એ મનુષ્યનું કર્તવ્ય છે.

મનુષ્યને પોતાના નિશ્ચયથી ડગાવનાર અને લાલચના ફંદામાં ફસાવનાર **મન** છે. આ મનનેજ જો વશ રાખવામાં આવે છે તોજ મનુષ્ય બળવાન્ થઇ શકે છે. જ્યાં સુધી મનને વશ કરવાનું બળ પોતાનામાં હોતું નથી ત્યાં સુધી તે નિર્બળજ છે. જો તમે તમારા નિશ્ચયથી ડગવા ન માગતા હો, તો તે નિશ્ચયથી તમને ભ્રષ્ટ કરનાર મનને તમારા તાબે કરશો તોજ તમે ધાર્યું કાર્ય કરી શકશો. અને મનને તાબે કરી શકશો તોજ તમે તમારૂં આંતર જીવન સુખમય કરી શકશો. આથી તમારે મનને વશ કરવાનું બળ મેળવવાની જરૂર છે. અને તે બળ મેળવવાના અનેક ઉપાયો આ માસિકે તમને જણાવ્યા છે અને જણાવશે, કે જેથી તમને લાભ થયા સિવાય રહેશેજ નહિ.

---

## प्रासंगिक--विचार.

પ્રિયભાઈ! દરેક પ્રાણી અને પદાર્થ હંમેશાં પ્રગતિના પંથમાં છે. મનુષ્યો પણ દરરોજ વૃદ્ધિના ક્રમમાં છે, તેમાં જે મનુષ્યો પોતે આગળ અને આગળ વધે છે, તે ભવિષ્યમાં કરવાનાં મહાન કાર્યો કરી શકે છે, જ્યારે જે મનુષ્યો જ્યાંના ત્યાં આળસુની માફક બેસી રહે છે, અને આગળ વધવાનો પ્રયત્ન ન કરતાં નિરાશામાં દહાડા કાઢે છે તે માણસો હોય છે ત્યાંને ત્યાંજ બેસી રહે છે. કદાચ તેથી પાછા ઉતરે છે ખરા, પણ આગળ વધવામાં તો તેમને માટે મીંડુંજ હોય છે.

મનુષ્યોમાં ચૈતન્યનો નિવાસ છે, અને જડ પદાર્થોમાં ચૈતન્યનો નિવાસ નહિ હોનાથી તે જડ ગણાય છે. ચૈતન્ય સદા ગતિ કરનાર છે જ્યારે ચૈતન્યરહિત પત્થરાદિ પદાર્થો જડ હોવાથી ગતિરહિત હોય છે. જડ પદાર્થોને આગળ વધવાને માટે ચૈતન્યના આશ્રયની જરૂર છે વનસ્પતિ વૃક્ષોમાં ચૈતન્ય હોવાથી તેનો અંકુર ફુટયા પછી દરરોજ થોડું થોડું વિકાર પામી મોટા વૃક્ષરૂપે બને છે. જ્યારે ચૈતન્ય રહિત પદાર્થ, પત્થર, માટી વિગેરે જ્યાં હોય છે ત્યાંને ત્યાં પડી રહે છે, અને વધવાને બદલે તે દરરોજ ભાગીતુટી અંતે નાશ પામે છે

જડ અને ચૈતન્યના આ પ્રકારે ભેદ છે. એક જ્યારે વૃદ્ધિના ક્રમમાં સ્થપાયેલ છે, ત્યારે બીજો નાશના ક્રમમાં સ્થપાયેલ છે. મનુષ્યનામાં ચૈતન્ય છે, અને તે ચૈતન્ય વનસ્પતિ, પશુ, અને પક્ષિઓમાં નિવાસી રહેલા ચૈતન્ય કરતાં કાંઇક વિશેષ ગતિવાળું છે અને તેથી મનુષ્ય પ્રાણિ, સર્વ ચૈતન્યવાળા પ્રાણિઓ કરતાં શ્રેષ્ટ ગણાય છે.

પ્રિયભાઇ! તમે મનુષ્ય છો, વળી ઉચ્ચ યોનિમાં જનમ્યા છો અને તેથીજ તમે

વધુ આગળ વધી તમારા ચૈતન્ય સ્વરૂપ આત્માનો અધિક વિકાસ કરવાની શક્તિવાળા છો. જે મનુષ્યો દરરોજ આગળ અને આગળ વધી પોતાના ચૈતન્યનો અધિક વિકાસ કરે છે તેઓ દરરોજ પોતાનામાં અધિક અધિક સામર્થ્યોને પ્રકટ કરે છે.

તમે વિકાશના ક્રમમાં છો કે નાશના ક્રમમાં છો ? તેનો વિચાર કરો. પ્રિયબંધુ ! જો તમે વિકાશના ક્રમમાં હશો તો તમારામાંથી દિનપ્રતિદિન અધિક અધિક સામર્થ્યો પ્રકટ થયાનો તમને અનુભવ થતો ગયો હશે, અને જો નાશના ક્રમમાં હશો તો જડ પદાર્થોની માફક તમે આગળ વધવાને બદલે પાછળ જતા હશો, તો તમારાં સામર્થ્યો નષ્ટ થતાં જતાં હશે. આ બેમાંથી તમને કેવો અનુભવ થાય છે તે તપાસો. અને જો તમને જણાય કે તમે વિકાશના ક્રમમાં છો તો હજુ પણ તમને જ્યાંસુધી તમારા ચૈતન્ય સ્વરૂપ આત્માનાં સંપૂર્ણ સામર્થ્યોનો તમારામાં પ્રકાશ ન થાય ત્યાં સુધી દરરોજ આગળ અને આગળ ગતિ કર્યા કરો, અને કદાચ નાશના ક્રમમાં હો તો અત્યારથીજ ચેતો અને પાછા જવાને બદલે આગળ વધી તમારા ચૈતન્ય સ્વરૂપનો પ્રકાશ કરી તેનાં સામર્થ્યોનો તમારામાં પ્રકાશ કરવા પ્રયત્ન કરો.

ભાગ્યોદયમાં મનુષ્યના ચૈતન્ય સ્વરૂપનો વિકાશ કરી કેવી રીતે તેનાં સામર્થ્યો પોતાનામાં પ્રકટ કરવાં તેવા લેખોને ચર્ચવામાં આવે છે. મનુષ્ય શરીર અને મન બંનેને ઉત્તમ પ્રકારનું કરી તે એના સંયોગથી જે કાર્યો કરે છે તે સિદ્ધ થાય છે, આથી ભાગ્યોદયમાં ઉત્તમ આરોગ્યવાળું અને કામ કરવાના બળવાળું શરીર બને, અને દિર્ઘાયુ થાય, તેવા લેખો, વળી કદાચ આરોગ્ય બગડે તો તે પ્રસંગે ઘરગતુ વનસ્પતિના પ્રયોગોથી આરોગ્ય સુધરી શકે તેવા ટુચકાઓ આપવામાં આવે છે. અને તે વડે દરેક મનુષ્ય પોતાના શરીરનું આરોગ્ય સુદૃઢ રાખી શકે તેમ છે. શરીરનું આરોગ્ય સુધાર્યા પછી માનસિક શક્તિયોનો વિકાશ થવા અર્થે મનના આરોગ્યને સુધારવા માટે ઉત્તમ તત્વજ્ઞાનના લેખો ભાગ્યોદયમાં ચર્ચવામાં આવે છે. અને તેથી દરેક માણસ પોતાના મનને વશ વર્તાવવાની કળાને હાથ કરી શકે તેમ છે. શરીર અને મન સુધરેલું હોય છે તો પછી પોતાના ચૈતન્ય સ્વરૂપ આત્માનો પોતાનામાં પ્રકાશ કરાવી શકાય છે, અને તેને માટે આધ્યાત્મિક લેખો ભાગ્યોદયમાં ઘણીવાર ચર્ચવામાં આવે છે.

જે મનુષ્ય દરરોજ ભાગ્યોદયને વાંચી તેનું મનન કરી અને વર્તનમાં ઉતારે તો તે ભલેને ગમે તેવી સ્થિતિમાં હોય, છતાં પણ આગળ વધવાના ક્રમમાં સ્થપાય છે, અને જો તેમાં બતાવવામાં આવતા ઉપાયોને પ્રયત્નમાં ઉતારી તે પ્રયત્નમાંથી ન ડગવાને માટે સાવધાનતા રાખે તો તે થોડાજ વખતમાં પોતાના સહવાસમાં આવનાર મનુષ્યોને આશ્ચર્યકારક બળવાળો જણાયા સિવાય રહેવાનોજ નહિ.

ભાગ્યોદય વૃદ્ધિના ક્રમમાં છે, અને તેથીજ તે જોકે આજકાલમાં નીકળ્યું છે, તોપણ લગભગ પચીસ કે પચાસ વર્ષથી નીકળતાં અને ટગુમગુ ચાલતાં માસિકોમાં સર્વ કરતાં આગળ વધી ગયું છે, અને અત્યારે હજારો ગ્રાહકો તેનાં થઈ ગયાં છે; અને દરરોજ સંખ્યાબંધ ગ્રાહકોનો તેમાં ઉમેરો થતોજ જાય છે. આનું માત્ર એજ કારણ છે અને તે એ કે, તેણે માત્ર પોતાનો વિકાસ કરવામાં પરમાત્માનોજ આશ્રય ગ્રહણ કરેલો છે. અને જે જે માણસો

પોતાના કાર્યમાં પરમાત્માનો આશ્રય ગ્રહણ કરે છે તે તે મનુષ્યો ભવિષ્યમાં મહાન કાર્યો કરી શકે છે. કારણકે તેનો આશ્રયદાતા સર્વૈશ્વર્ય સંપન્ન પરમાત્માજ હોય છે.

ભાગ્યોદયના ઘણા ગ્રાહકોના સંતોષજનક અને ભાગ્યોદયના લેખથી પોતાની ઉન્નતિ થયાના સંખ્યાબંધ પત્રો અમને મળે છે. પણ તેમાં તેઓનો પ્રયત્નજ યશને પાત્ર છે. ભાગ્યોદયમાં લખાતા લેખોનું ગ્રહણ કરી જે મનુષ્યો પ્રયત્નમાં ઉતારે છે તેજ મનુષ્યો વિજયને પામે છે. અને તેથી કોઇપણ કાર્યમાં વિજય પામવો એ પોતાનાજ પ્રયત્ન ઉપર આધાર રાખે છે. ભાગ્યોદય તમને ઉત્સાહ આપે છે, વારંવાર દરમાસે એ તમારી પાસે આવી તમારાં કર્તવ્યો કરવાને તમને સાવધાન બનાવે છે, છતાં પણ જો તમે ભાગ્યોદયનેજ નિમિત્ત રૂપ ગણતાં હોતો, તેનો યશ પરમાત્માનેજ ઘટે છે. કારણ કે તેના અને તેના લેખકના ચાલાક પરમાત્માજ છે તે અને તેનો લેખક તો માત્ર પરમાત્મા જે પ્રકારે ગતિ કરાવે છે તે પ્રમાણે ગતિ કરનાર યંત્રરૂપજ છે.

પ્રિયબંધુ! ભાગ્યોદયનો જેમ જેમ અધિક વિસ્તાર અને ફેલાવો થાય તેમ તેમ જનસમૂહ ઉન્નતિ, શાંતિ, સુખ અને આનંદ પ્રાપ્ત કરવાના ક્રમમાં સ્થપાય છે. જેથી ભાગ્યોદયનો ફેલાવો કરવા જે પ્રયત્ન કરવામાં આવે છે, તે મનુષ્યોનું હિત કરવાને માટેજ છે. અને અન્ય મનુષ્યોનું હિત કરવું એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે, તો ભાગ્યોદયના ગ્રાહકનું ન હોય તે માની શકાય નહિ. તમે દર વરસે ભાગ્યોદયના કેટલા ગ્રાહક વધાર્યા તેનો કોઇ દિવસ વિચાર કર્યો છે? જો ના, તો આજેજ તેના ગ્રાહકો વધારવા લક્ષ આપવા માટે અમે તમને સૂચના કરવા ધારીયે છીએ. તમે તમારા કુટુંબમાં, મિત્રોમાં, સગાં સ્નેહિમાં અને જેના જેના પ્રતિ તમારી પ્રીતિ હોય તે તે સર્વનું શુભ કરવાની ઇચ્છા ધરાવતા હો, તો તે સર્વને ભાગ્યોદય વંચાવજો. અને ભાગ્યોદયના ગ્રાહક થવા ભલામણ કરશો તો અમને નથી લાગતું કે બાર મહીને બે રૂપિયા જેવી નજીવી રકમ ખર્ચવા તે ના પાડે!

ભાગ્યોદયના ગ્રાહક થનારને બાર મહિને રૂ. ૨ ખર્ચવાથી, બે તો શું પણ બસો રૂપિયા ઉપરાંતનો ફાયદો થાય છે. બે રૂપિયા જેવી નજીવી રકમ તમે તમારા મિત્રો અને વ્હાલેસરીના અર્થે નજીવી બાબતમાં શું નથી ખર્ચી શકતા? ચ્હા પાણીમાં, બીડી તમાકુ વિગેરે વ્યસનોમાં, ખાવા પીવાનાં મિષ્ટાંનોમાં, હોટલોનાં બીલ ચૂકવવામાં, નાટકોના ખેલ જોવામાં અને એવી અનેક બાબતોમાં અનેક માણસો પોતાના મિત્રોને માટે પૈસાનું પાણી કરતાં ડરતા નથી. કે જેમાં બંનેમાંથી કોઈનું પણ હિત થયાનો સંભવ નથી. છતાં આવું જ્ઞાનના માર્ગે સ્થાપનાર, અયોગ્ય ખર્ચ કરતાં અટકાવી પૈસા બચાવનાર, સુખ, સામર્થ્ય અને આનંદમાં સ્થાપનાર ભાગ્યોદયના ગ્રાહક થવામાં માત્ર રૂ. બે જેવી નજીવી રકમ ખર્ચવા ભાગ્યેજ કોઇ ના પાડી શકશે. માત્ર તમારે તેને ગ્રાહક થવાની ભલામણજ કરવાની છે, અને જો તમે દૃઢ શ્રદ્ધા રાખી ભાગ્યોદયનાં ગ્રાહકો વધારવા ઇચ્છશો તો એક મહિનામાં ઓછામાં ઓછાં દસ પંદર ગ્રાહક વધારી શકશો. અને આ પ્રમાણે જો દરેક ગ્રાહક ભાગ્યોદયનાં ગ્રાહક વધારવા માત્ર સ્હેજ પ્રયત્ન કરવાને ઇચ્છશે તો જોતજોતામાં તેના હજારો ગ્રાહકો વધવાનો સંભવ છે. આટલું વિવેચન કરી અમે અમારા દરેક ગ્રાહક બંધુને ભલામણ કરીએ છીએ કે, આ મહિનામાં અન્ય મનુષ્યોને જ્ઞાનના માર્ગે ચઢાવનાર ભાગ્યોદયના ગ્રાહકો વધારવામાં પ્રયત્ન કરશો, એવી અમારી

માગણી છે, અને વધુ નહિ તો માત્ર એકજ ગ્રાહક કરી મોકલશો તોપણ અમે આનંદ માનીશું.

અમે આશા રાખીએ છીએ કે ભાગ્યોદયના લગભગ ત્રણ વર્ષે અમે અમારા ગ્રાહકો પાસે આ માગણી કરી છે, અને તે તેઓ સ્વિકારી આ મહિનામાંજ ઓછામાં ઓછાં એકથી પાંચ દસ ગ્રાહક દરેક ગ્રાહક કરી મોકલશેજ.

ભાગ્યોદયના ગ્રાહકની દિવસે દિવસે ઉન્નતિ થાય એવા સંકલ્પો પ્રેરવાનો અમે આ માસથી નિશ્ચય કર્યો છે, અને તેથી તેના ગ્રાહક થનારને ભાગ્યોદયના ઉત્તમ લેખો અને ભેટોના લાભ ઉપરાંત તેમની વ્યાવહારિક અને પારમાર્થિક ઉન્નતિ થાય અને આર્થિક ઉન્નતિમાં દિવસે દિવસે વધારો થાય એવા અમે આ માસથી સંકલ્પો પ્રેરતા હોવાથી તે લાભ પણ મળવાનો સંભવ છે. અને તેથી આ લાભ લેવાને દરેક માણસ તેના ગ્રાહક થઇ અમારી માગણીનો સ્વિકાર કરશે, એવું ઇચ્છી વિરમીયે છીએ.

---

# વ્યવહારમાં સંસાર ત્યાગ.

( અનુસંધાન ગતાંકથી. )

યથાર્થ ત્યાગથી યથાર્થ સુખ મળે છે, અને યથાર્થ ત્યાગ તે કાંઇ પોતાને પ્રાપ્ત સંમ્પત્તિ, સ્ત્રી, પુત્રાદિકનો ત્યાગ કરવો અને સાધુ થઇ ભગવાં વસ્ત્ર ધારણ કરી, અન્ય દેશમાં કે વગડામાં જવું તે નથી. મનુષ્ય જે વખતે જન્મે છે, તે વખતે તેને 'આ મારૂં, આ તારૂં' એવો ભેદ હોતો નથી. તે તેની માતાના સ્તન પાનનું સેવન કરી ઉછરી મોટો થાય છે. આ વખતે તેનો જેવી સ્થિતિમાં જન્મ થયો હોય છે તેવી સ્થિતિને તે મેળવે છે. અને જેમ જેમ ઉમ્મર વધતી જાય છે તેમ તેમ તેનામાં તે તે વસ્તુ પ્રતિ મમત્વ બંધાતું જાય છે. અને આ મારાં માતાપિતા, આ મારૂં ઘર, આ મારૂં ધન, આ મારી સ્ત્રી, આ મારો પુત્ર એવી રીતે તેનામાં 'આ મારૂં છે' એ પ્રકારનું મમત્વ બંધાય છે. અને જેને જેને તે 'મારૂં છે' એવું માને છે તેમાંથી જો કોઇનો પણ નાશ થાય છે તો તે વખતે તેને દુઃખનો અનુભવ થાય છે. આવીજ રીતે જેમ જેમ તે મોટો થતો જાય છે, તેમ તેમ તેને જે જે વસ્તુની જરૂર પડતી જણાય છે તે તે વસ્તુને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરે છે. અને તે પ્રયત્નથી મેળવેલી વસ્તુ ઉપર પણ તે પોતાના મમત્વને સ્થાપે છે. અને આવી રીતે તેનામાં આ મમત્વના સંસ્કાર એટલા તો જડ ઘાલીને ચોટી જાય છે કે તેમાંથી કોઇનો પણ નાશ થવાથી તેના દુઃખનો પાર રહેતો નથી.

ખરી રીતે વિચાર કરતાં જણાશે કે પૂર્વે તે જે જન્મમાં હતો તે જન્મમાં મૃત્યુ થવાથી તે વખતનાં માની લીધેલાં મા બાપ, કુટુંબકબીલો અને સાચાં જુઠાં કરી એકઠી કરેલી દોલતનો ત્યાગ કરી તે આ નવાં માબાપને ત્યાં કે તેનો પૂર્વે તેમની સાથે કોઇ પણ પ્રકારનો

સંબંધ હતો નહિ ત્યાં જન્મ્યો છે. અને તેથી તે સર્વ મિલકત કે સગાં વહાલાં તેનાં પ્રથમ જન્મમાં માની લીધેલાં પોતાનાં નથી પણ પારકાંજ છે. છતાં તેનું મમત્વ તેમનાં પ્રતિ બંધાય છે અને 'આ સર્વ મારૂં છે' એવું અભિમાન રાખતાં શીખે છે.

ઘણી વખત આપણે રેલ્વે ટ્રેનમાં મુસાફરી કરતા હોઇએ છીએ તે વખતે કેટલાક માણસો પોતે જે ખાનામાં બેઠા હોય છે તે ખાનામાં અન્ય મનુષ્યને પ્રવેશ કરવા દેતા નથી અને કહે છે કે 'આતો અમારી જગ્યા છે, માટે તમને નહીં બેસવા દઇએ', છતાં પણ જ્યારે કોઇ જોર કરીને અંદર પ્રવેશ કરે છે ત્યારે જગ્યા માટે તેમને સામસામા મારામારી પર આવતાં પણ આપણે જોઇએ છીએ. તે વખતે કેટલાક સમજુ મનુષ્યો તેમને આવી કહે છે કે, ભાઇ! અર્ધો કલાક બેસવું છે તેમાં શામાટે લડી મરો છો! આ આવતા સ્ટેશનને તો ઉતરી પડવાનું છે, તેટલા વખતને માટે સામાસામા શામાટે તકરાર કરો છો, બેસવાની જગ્યા ન હોય તો જરી ઉભા રહો, આમ કહી બંને પક્ષને શાંત કરે છે. તેવીજ રીતે વળી મુંબાઇથી એકજ ખાનામાં બેસી સાથે મુસાફરી કરનારા, જુદી જુદી જાતના અને જુદા જુદા ગામના મનુષ્યોમાં અરસ્પરસ મિત્રતા બંધાય છે, જો કોઇ વચ્ચેના સ્ટેશને કોઇને પાણી જોયતું હોય છે તો તે બીજો માણસ લાવી આપે છે, જો કોઇ છોકરૂં રડતું હોય છે તો પાસે બેઠેલી અન્ય જાતિની સ્ત્રી તેને રમાડે છે અને છાનું રાખે છે. આ પ્રમાણે એક બીજા સાથે સ્નેહ બંધાય છે. ગાડીતો ચાલતીજ હોય છે. તેમાં સુરતનું સ્ટેશન આવવાથી ત્યાં જનાર એક માણસ તે સર્વ મિત્રોનો ત્યાગ કરી ત્યાંજ ઉતરી પડે છે, જે વખતે એક બીજામાં સ્નેહ બંધાવાથી 'આવજો જાજો કહી' તેમનાથી વિખુટો પડે છે, વળી આગળ જતાં ભરૂચ, વડોદરા, આણંદ વિગેરે સ્ટેશનોએ તેમાંથી એકાદ બે માણસો ઉતરતા જાય છે, વળી નવા ચડતા જાય છે. આવીરીતે આ રેલ્વેટ્રેનનો ક્રમ ચાલુજ રહે છે. આમ છતાં મુંબાઇથી અમદાવાદ કે વીરમગામ ઉતરનાર મનુષ્યનો કાઠીયાવાડ કે અજમેર જનાર મનુષ્ય સાથે વધુ વખત સાથેબેસી રહેવાથી વધુ સહવાસ થાય છે. ને સ્નેહ પણ કાંઇક વધે છે. તે જ્યારે અમદાવાદનો પેસેન્જર ઉતરી પડે છે. ત્યારે પ્રથમ ઉતરનાર મનુષ્ય કરતાં આના ઉતરવાથી અંદર બેસી રહેલા દુર જનાર મનુષ્યને કાંઇક અધિક દુઃખ થાય છે. આ વિયોગનું દુઃખ ક્ષણીક હોય છે. એટલે તેઓ એમ સમજે છે કે આ મિત્રતાતો એક સ્ટેશનથી બીજા સ્ટેશન સુધીનીજ છે. અને તે ક્ષણિક હોવાથી તેમાં દ્રઢ પ્રીતિ બંધાતી નથી અને તેથી કરીને અધિક દુઃખકર્તા થઇ પડતી નથી. કારણ કે તેમાં જે સ્નેહથી મમત્વ બંધાયલું હોય છે તે ક્ષણિક હોય છે, થોડા વખતને માટે જ હોય છે જેથી તેને વિયોગ થવાથી વધુ દુઃખ થતું નથી. અને ક્રમાનુસાર આગળ ચાલતાં જે પ્રવાસી અંદર બેસી રહેતો હોય છે તે પણ પોતાના ડબ્બાને છોડી ચાલ્યો જાય છે. છતાં પણ તે પોતાના ડબાનો ત્યાગ કરવાથી અને અન્ય મનુષ્યોને સ્વાધિન કરવાથી દુઃખી થતો નથી કારણ કે તે જાણે છે કે, જેટલું ભાડું આપ્યું હતું તેટલો વખત બેઠા છીએ. આવી રીતે જેમ રેલ્વેની મુસાફરી કલાક બે કલાક, દિવસ કે બે દિવસ માટેની હોય છે, અને તે દરમિયાન જે જે મનુષ્યો સાથે સંબંધ થાય છે તે પણ તેટલા ટુંકા, સમયને માટે જ હોય છે. અને તેથી તેમનો ત્યાગ થવાથી દુઃખ થતું નથી. તેવીજ રીતે આ સંસાર ચક્ર પણ રેલ્વેની મુસાફરી તુલ્યજ હોય છે. જેમ રેલ્વેની મુસાફરી એક કલાક

કે, એક દિવસને માટેની છે અને ત્યાં સુધીજ તેમાં બેઠેલા મનુષ્યોનો અને રેલ્વેના ડબ્બાનો આપણી સાથે સંબંધ હોય છે, પણ સમય થઇ રહેતાં તે સર્વનો ત્યાગ કરી આપણે ચાલ્યા જવાનું હોય છે, તેવીજ રીતે મનુષ્યને પણ આ સંસારરૂપી રેલ્વે ટ્રેનમાં અમુક ઘર રૂપી ડબ્બામાં અને અમુક માણસો રૂપી સાથીઓના સહવાસમાં જન્મ લઇ ચાલીશ, પચાસ, પોણોસો કે સો વર્ષ સુધી મુસાફરી કરવાની હોય છે. અને જેમ એક ડબ્બામાં સાથે બેઠેલા મનુષ્યો પોતપોતાનું સ્ટેશન આવતાં આપણા સહવાસનો ત્યાગ કરી ચાલ્યા જાય છે તેવીજ રીતે આપણાં કુટુંબરૂપી સાથીઓમાંથી પણ પોતપોતાનો સમય–આવરદા આવી પહોંચતાં આપણો ત્યાગ કરી પોતપોતાના સ્થાન–મૃત્યુને પામે છે. અને અન્ય સંબંધીઓ પ્રાપ્ત કરી પાછા ત્યાં જન્મ લઇ નવાં સંબંધીઓમાં સુખ ચેનથી રહે છે. રેલ્વે ટ્રેનના ડબ્બામાં બેઠેલા મુસાફરોમાં મમત્વ બંધાતું નથી અને તેમનો વિયોગ થતાં દુઃખ થતું નથી તેનું કારણ એજ છે કે આપણે તે વખતે જાણીએ છીએ કે, આ સર્વ મુસાફરો પોતપોતાનું સ્ટેશન આવતાં ઉતરી પડવાના છે, અને આપણે પણ આપણું સ્ટેશન આવતાં આ ડબ્બાનો ત્યાગ કરી ઉતરી પડવાના છીએ. જેથી તેમને અને આપણે માત્ર ભેગા બેઠા એટલોજ સંબંધ છે કાંઇ વધુ સંબંધ નથી અને તેવીજ આપણું તેમના પ્રતિ મમત્વ બંધાતું નથી. અને તેમનામાં મમત્વ ન બંધાવાથીજ તેમનો વિયોગ થતાં દુઃખ થતું નથી. તેવીજ રીતે આપણે પણ આ સંસાર ચક્રમાંજ જન્મ લીધા પછી આપણા સંબંધમાં આવનાર મા, બાપ, સ્ત્રી, પુત્ર વિગેરે કુટુંબી જનોમાં, ધનમાં, ઘરમાં અને વૈભવોમાં મમત્વ બાંધતા નથી, અથવા એમ જાણીએ કે આ સર્વ પોતપોતાનો વખત આવતાં આપણો સંબંધ છોડી ચાલ્યા જવાના છે, અને આપણે પોતે પણ આ સર્વ કુટુંબીજનોને તેમજ સર્વ સંપત્તિને છોડી સમય આવતાં ચાલ્યા જવાના છીએ, આપણે આમાંનું કશું જન્મ્યા તે વખતે સાથે લઇને જન્મ્યા નહોતા, અને જઇશું તે વખતે આમાંનું કશું સાથે લઇ જવાના નથી, પણ જેવા આવ્યા તેવાજ ચાલ્યા જવાનું છે તો આપણું તેમના પ્રતિ મમત્વ બંધાતું નથી, અને આ પ્રકારે જ્યાં મમત્વ બંધાયેલું હોતું નથી ત્યાં તેનો વિયોગ થવાથી દુઃખનો અનુભવ પણ થતો નથી.

આ પ્રકારે મમત્વનો ત્યાગ કરવો તેનું નામજ યથાર્થ ત્યાગ છે. અને જેઓ આ સંસારમાં રહેવા છતાં પણ પ્રાપ્ત પદાર્થો અને સંબંધી જનોમાં પોતાના મમત્વને સ્થાપતા નથી અને જનક વિદેહિની માફક વિચરે છે, તેઓ જીવન્મુક્ત પદનો અનુભવ આ સંસારમાંજ કરે છે. અને જેઓ પ્રાપ્ત પદાર્થોનો ત્યાગ કરી ભગવાં વસ્ત્ર ધારણ કરી અન્ય જગ્યાએ મુંડાવી, પાછા ચેલા બની ગુરુની મિલ્કતના સ્વામિ થઇ બેસે છે, અને નવેસરથી ઘરને ઠેકાણે મઠ, છોકરાંની જગ્યાએ ચેલા અને ધન વૈભવોને પ્રાપ્ત કરી તેમાં મમત્વને સ્થાપે છે, તેમજ ધનને માટે વલખાં માર્યા કરે છે તેઓ એ ભાગમાં ધારણ કર્યા છતાં પણ યથાર્થ ત્યાગી નથી અને તેમને યથાર્થ ત્યાગનું ફળ પણ મળતું નથી.

અપૂર્ણ.

# महत्वाकांक्षा--सद्गुणी--शशी.

( અનુસંધાન ગતાંકથી. )

( લેખકઃ—શ્રીયુત વેણુવિહારી ).

## પ્રકરણ ત્રીજું.

### તારે મારે શી સગાઇ?

ચૈત્રમાસ લગભગ અડધો પસાર થઈ ગયો હતો. આ દિવસો ઉષ્ણતા વરસવાનાજ હતા, તેમાં વળી ખરા બપોરનો સમય તો શરીરને લાહી લાહી કરી મુકતો હતો. આવા સમયે વિનુ પોતાના ઓરડામાં ઈઝી ચેરપર એક પુસ્તકનાં પાનાં ફેરવી રહ્યો હતો. એકતો બહારની ઉષ્ણતાએ બફાઈ જવાતું હતુ, અને બીજી તરફથી ચાલુ સ્થિતિનો વિચાર સતાવી રહ્યો હતો જેથી તેને ઘણીજ અમુઝણ થઈ જીવ ક્યાંય ગોઠતો નહિં. 'જીકાકાના મરણ પછી તેને હંમેશાં એવાજ વિચારો આવતા કે હવે પોતે કેવળ નિરાશ્રિત થઇ ગયો છે.

અંતે તેણે હાથમાંનું પુસ્તક ટેબલપર મુક્યું અને ખુલ્લી હવામાં બેઠકપર જઇ થોડી વિશ્રાંતી લેવી એવો વિચાર કરી, મોટું વિગેરે ધોઈ ગોવિંદને બોલાવ્યો અને પોતે કપડાં પહેરવા લાગ્યો. એટલામાં ગોવિંદ બારણા આગળ આવી ખડો થયો. તેને ગાડી જોડવાનું કહ્યું, ત્યારે તે બોલ્યો "મારા હુકમ વીના ગાડી જોડતો નહિં એવો ગઈકાલથી મોટાભાઈએ હુકમ કર્યો છે. ભાઈજી, આપે મોટા ભાઇને કહ્યું છે?"

"ના."

"હું મોટા ભાઇને પુછી આવું."

"તેમની પાસે જવાની કંઇ જરૂર નથી. તું તારે કામે જા, મારે ગાડીની કંઇ અગત્ય નથી." આટલું કહી વીનું બાહેર ગયો.

ચોપાટીપર મન શાંત થાય તેવી જગોએ વિનુ એક બાંકડાપર જઈ બેઠો, પણ તેના તરફ જોનારને તેની મુખાકૃતિપરથી સ્પષ્ટ થતું હતું કે તેના હૃદયમાં મુદ્દલે શાંતી નહોતી. 'મોટાભાઇના હુકમ સિવાય' ગોવિંદના આ શબ્દોના ભણકારા હજુ તેના કાનમાં વાગી રહ્યા હતા.

પોતાપરનો જીકાકાનો પ્રેમ, પોતાનો અભ્યાસ, ઘરમાંની બદલાયેલી સ્થિતિ અને મોટા ભાઇનો હુકમ, આજ વિચારોના વમળોમાં તેનું મગજ ગોથાં ખાતું હતું. અભ્યાસ સિવાય બીજો કોઈ વિચાર કરવાનો તેને આજ દિવસ સુધી વખતજ આવ્યો નહોતો, જેથી તેનું મગજ ઘણુંજ ગોથાં ખાવા લાગ્યું.

ઘરનું વાસીદુ અને બીજાં કેટલાંક પરચુરણ કામો ગીરજા ડોસી કરતી. તેના શિવાય

બીજા બે નોકરો, એક રસોઇયો અને એક ઘોડાવાળો, આટલા માણસો ઘરમાં હતાં. કાકાનાં પત્ની તેમની ચડતી જોવા પામ્યાં નહોતાં. તે તે પહેલાં સ્વર્ગે સિધાવ્યાં હતાં, અને ત્યારથીજ તેઓએ માધુને ઉછેરવા ગીરજાને રોકી હતી. માધુ મોટો થતાં, ગીરજા ઘરનાં બીજાં કામો કરવા લાગી. ગીરજાને જો કે માધુ માટે રોકવામાં આવી હતી તોપણ તે માધુ કરતાં વિનુને વધારે ચહાતી.

ઘરનું વાસીદુ વાળી હવે તે લગભગ સંધ્યાકાળે, ઉપરનું દિવાનખાનું વાળવા આવી હતી. તેણે વિનુનો ઓરડો વાળવા માંડ્યો. એવામાં વિનુ બહારથી હવા ખાઇ પાછો આવ્યો અને તે વખતે તેને ઝાડુ મારતાં જોઇ બોલ્યો "ગીરજા, આમ બત્તી વખતે તેં આ શું માંડ્યું છે?" આટલું કહી તેણે કપડાં ઉતાર્યાં, અને ખુરસી ખેંચી તે પર તે બેઠો. ગીરજા કંઇપણ ન બોલી તેણે છાનામાના પોતાનું કામ આટોપ્યું અને નીચે જવા લાગી, એવામાં નીચેના શબ્દો તેને સંભળાયા 'બુદ્ધિ બદલાયજ' જેથી તરત ઝાડુ દુર મુકી તે વિનુ પાસે આવી બોલી, બુદ્ધિ કોની પલટાઇ છે ભાઈ?"

"કોઇની નહિં—એ તો અમસ્તું."

"હા, હા! તે હું સઘળું જાણું છું. આજ ઘરમાં મારાં કાળાંનાં ધોળાં થયાં છે સમજ્યા! તમો નહિં જણાવો, તોપણ મારી કંઈ જાણબહાર નથી, કહો જોઇએ કોની બુદ્ધિ બદલાઇ?"

"કોઇની નહિ, કશુંને.?"

"જુઓ ભાઇ, હવે તમો મોટા થયા, પણ મને તો તમો નહાનાજ દીસો છો. જે કંઇ હોય તે મને કહો. તમો ધારતા હશો કે ડોશી ગાંડી છે. પણ તમે કંઇ નથી સમજ્યા! ખાઇને ખોદનારી આ ડોસી નથી. માધુના કાવતરાંથી આ ગીરજા અજાણી નથી, મોટાભાઈ તો હવે થયા ...

વિનુને ડોશીનો પૂર્ણ ભરૂંસો હતો, અને તેના ઉપરના વાક્યે તો તેને થંડો ગારજ બનાવ્યો. થોડોક સમય વિત્યાબાદ તે બોલ્યો 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.' તેમ ઘરના માલીકની તો ઠીક પણ દરેક નોકરચાકરની પણ મતી મારી જાય છે, પ્રત્યક્ષ પ્રમાણ જોઇલે કે તેં રહી રહીને અત્યારે સંધ્યાકાળે ઝાડુ પકડ્યું."

હવે ગીરજાડોશીને પોતાની ભૂલ સમજાઈ. તે બોલી "આજે ક્યારો વાસ્તાને મોડું થયું, નહિંતો હું હમેશાં તે કામ ક્યારનું આટોપી લેતી."

"તે ખરૂં પણ કહેવત છે ને કે 'કાગનું બેસવું અને તાડનું પડવું' તેજ પ્રમાણે આ પણ બનાવ છે."

"હા એ પણ ખરૂંજ છે! આ ઘરની શોભા જવાનું તમે આજે ભાખો છો. પણ તે સબંધે મેં ક્યારનુંએ ભવિષ્ય કરી મુક્યું છે. આજે તમારે માટે ગાડી ન જોડી, એવું મેં સાંભળ્યું, સાચું કે?"

"તે વાતને પડતી મુક."

"પણ એમ કેમ નાનુભાઈ, શું તમારૂં કંઈજ લાગતુ વળગતું નથી?" આ ગીરજાએ નિરપેક્ષ બુદ્ધિએ શબ્દો ઉચ્ચાર્યા પણ તેની અસર વિનુના મનપર કેવી થઈ તે માત્ર તે બીચારી ડોશી ન જાણી શકી. ધીમે ધીમે વિનુની-આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. ત્યારે ડોશીએ

ધાર્યું કે પોતાની અજાણમાં કંઈક બનાવ બનવા પામ્યો છે ખરો. તેનું હૃદય ભરાઇ આવ્યું. તેણે પિતૃવાત્સલ્યના પ્રેમે તેના બરડાપર હાથ ફેરવ્યો. અને વિનુનું શાંત્વન કરવા લાગી. વિનુએ છેકાકાએ મરણ સમયે કહેલી હકીકત ગીરજાડોસીને કહી સંભળાવી. ત્યારપછી વિનુ બોલ્યો. "ગીરજા, બાપુ હતા ત્યાંસુધી તેમણે મારું પ્રેમથી પાલનપોષણ કર્યું, પણ હવે મારું આ ઘરમાં કંઇજ લાગતુંવળગતું નથી."

વિનુને સઘળો ઇતિહાસ ગીરજાથી કંઇજ અજાણ્યો નહોતો. તેણે તેનું પોતાથી બને તેટલું શાન્ત્વન કર્યું. એટલામાં જમવાનો વખત થયો એમ કહેતો ગોવિંદ આવ્યો. ગીરજા માધુના ઓરડામાં ઝાડુ મારવા ગઈ, ગીરજા જ્યારે ઓરડામાં દાખલ થઈ ત્યારે માધુ પલંગપર પડ્યો હતો. ગીરજા વાળવા મંડી જે જોઇ તે ગરજી ઉઠ્યો "ડોકરી હજુ હમણાં ઝાડુ કાઢવા આવે છે? આટલું કામ પણ તારાથી વખતસર થતું નથી? હમણાં તારી મીજાજ વધી પડ્યો લાગે છે."

કોઈ દિવસ નહિં અને આજે આ ઉચારેલા માધુના શબ્દો સાંભળી ડોશી તો ટાઢી હીમ થઇ ગઇ. તેણે ચુપચુપ પોતાનું કામ આટોપી લીધું અને જવા લાગી. એટલે માધુ બોલ્યો "ગીરજા, વિનુ જમી રહ્યો હોયતો હું બોલાવું છું એમ કહે." ગીરજા કંઈ પણ ન બોલતાં ત્યાંથી ચાલી ગઈ. મેડાપરનો ચોક વાળી તે નીચે જતી હતી એવામાં વિનુ સામો મળ્યો, ત્યાંજ તેણે તેને મોટાભાઇનો સંદેશો કહ્યો અને પોતે નીચે ગઈ.

વિનુ આવતાંજ માધુએ તેને એક ખુરશીપર બેસવા કહી પોતે પણ એક ખુરસી પાસે લેઇ બેઠો અને બોલ્યો "વિનુ! આજ મેં તને ખાસ કેટલેક ખુલાસો કરવા બોલાવ્યો છે. બાપુ હતા ત્યાંસુધી તો જાણે સઘળું ઠીકઠીક હતું. હવે બે ચાર દિવસમાં તારી કૉલેજ ઉઘડશે એટલે તું કૉલેજમાં જઇશ, પણ હવે પછી તારી તે મોટા ખર્ચની રકમ મારાથી ભરી શકાય તેમ નથી માટે તારું શું કહેવું છે તે જણાવ."

મોટા ભાઇનો ઉપરનો પ્રશ્ન સાંભળી, વિનુ સમજી ગયો કે હવે કૉલેજ છોડવી જોઇશે અને પોતે ગોઠવેલો સઘળો પ્લાન રદ્દ કરવો પડશે જેથી તેને પોતાનો અભ્યાસ છોડવા સબંધિના વિચારે ઘણુંજ માઠું લાગ્યું, અને તેથીજ તે શોકાર્તસ્વરે બોલ્યો "મોટા, હું શો જવાબ આપી શકું! પણ—પણ બાપુના મનમાં મારે ઇજીની—અ—ર,"...

"બાપુના મનમાં શું હતું તે જાણવાની મને કંઇ આવશ્યકતા નથી. બાપુના મનની વાત તેમના અન્ત સાથે બળી ખાખ થઇ ગઇ, અને કદાચ જો તેમનો એવો કંઈક ઇરાદો હોત તો તેઓએ તારે માટે કંઇ જુદી યોજના કરી રાખી હોત."

આ છેવટનું વાક્ય તેણે બીતાં બીતાં ઉચાર્યું, અને તે સમયે તે વિનુ તરફ બારીકાઇથી જોતો રહ્યો.

"શી યોજના કરી છે. તે સબંધે હું કંઇજ જાણતો નથી. પણ તેમનો વિચાર આ કોર્સ પૂર્ણ કરાવવાનો હતો અને મારા મનમાં પણ તેમની ઇચ્છા પ્રમાણે—"

"હું કહું છું ને—કે તેમણે તેવી કંઇજ વ્યવસ્થા કરી નથી."

"તો મોટા, મારો આ કોર્સ પુરો થાય ત્યાંસુધીનું ખર્ચ તું—"

વચમાંજ માધુ તાડુક્યો "શું હું ચલાવું?! અને તે શા માટે!! તારે મારે શી સગાઇ?"

---

## પ્રકરણ ચોથું.

### ગીરજા ડાશી.

વિનુ પોતાના ઓરડામાં ગયા પ્રકરણમાં જણાવી ગયા તે વિષયના સંબંધમાં વિચાર કરતો બેઠો હતો. મોટાભાઈના શબ્દોનું સ્મરણ થતાં તેના હૃદયમાં આઘાત થતો. બાપુએ પોતા માટે ઘણી સારી વ્યવસ્થા કરી છે એવું તેમણે તેના સનમુખ સ્પષ્ટ જણાવ્યું હતું છતાં હાલ પોતે તદ્દન નિરાધાર થયેલો હતો–એક કોડી પણ પાસે નહોતી; હવે મારૂં શું થશે, અભ્યાસ બંધ કરી કોલેજ તજવી જોઈશે, પણ અભ્યાસ જારી રાખવો કે કેમ, અને જો જારૂ રાખવો તો પૈસાનું કેમ કરવું? પૈસા ધીરે એવો કોણ છે? આવાને આવા વિચારોમાં ઘણો વખત વ્યતિત થયો. એવામાં તેને કંઈક વિચાર આવ્યો હોય એમ જણાયું. તે ઉઠયો અને પોતાની ટ્રંકમાં પોતાનાં પુસ્તકો ભરવા લાગ્યો, ચોપડીયો ભરી રહ્યા પછી પોતાનાં કપડાં પણ અંદર ગોઠવ્યાં ત્યાર બાદ તેણે પોતાની કોલેજના સુપરિટેન્ડન્ટને 'પોતાનું નામ લીસ્ટમાંથી કમી કરવા અને પોતે ગાળેલાં બે વર્ષનું સર્ટીફીકેટ મોકલાવા' બાબતની અરજી લખી તેને એક કવરમાં બીડી પોતાના ગુંઝામાં ઘાલી. તેના ચહેરાપરથી કંઇ પણ નિશ્ચય કર્યો હોય એમ જણાતું હતું અને તેથી તેની મુખમુદ્રા ગંભીર ભાસતી હતી. તેણે ઓરડામાં ચોતરફ પોતાની નજર ફેંકી બાહેર આવી ગોવિંદને હાંક મારી પોતાની ટ્રંક નીચે લેઈ જવા જણાવ્યું, અને પોતે મોટાભાઈના ઓરડામાં ગયો.

પગલાં સાંભળી માધુ પલંગપર પડયો પડયો બોલ્યો "કોણ"?

"કોઈ નહિ એ તો હું વિનું."

"કેમ વિનુ આટલી રાત્રે કયાં જાય છે?"

"ક્યાંય નહિ–ફક્ત આપને પુછવાજ—"

"મેં એક વખત કહ્યું ને, કે મને પુછવાની કંઈજ જરૂર નથી. ખાસ વીલમાં પણ તારા વિષે કંઈજ ઉલ્લેખ કર્યો નથી."

"મોટા, તેનો તો હવે સવાલજ નથી, આજ સુધી આપણ ભાઈ પ્રમાણે વર્ત્યા, તેવુંજ બંધુત્વ કાયમ નિભાવવા માટેની સવિનય પ્રાર્થના કરવાજ હું તમારી પાસે આવ્યોછું."

વિનુના કહેવા પ્રત્યે મુદ્દલે ધ્યાન ન દેતાં માધુ બોલ્યો "એ તો જાણે બધું ઠીક છે,–પણ તું હવે કયાં જાય છે?"

"મોટા, તે વાત તમારે મને પુછવીજ નહિં. જે પ્રયત્ને બાપુની ઇચ્છા પુર્ણ થાય તેવોજ પ્રયત્ન હું આરંભીશ."

વિનું, તું ઘેલો છે. હજુ તારી ભણવાની ગાંડાઇ કંઈ ગઇ નથી. જો તું ડાહ્યો હોય તો કાલથી પેઢીપર ચાલ, જો કે બાપુએ તારી કંઈ સોઈ કરી નથી તોપણ તારા ખર્ચના સંબંધમાં હું ઓછુ નહિં આવવા દેઉં. બાપુએ તારી કંઇજ ગોઠવણ ન કરી એ નવાઇ જેવુંજ છે!"

મોટા તું બાપુની કૃતિનો દોષ ન કાઢ, તેઓ મારે માટે કંઇ વ્યવસ્થા કરી મુકે એવો મારો તેમનાપર શો હક્ક છે. આજ સુધી તેઓએ મારૂં પુત્ર પ્રમાણે પાલણ પોષણ કર્યું અને સુશિક્ષણ આપ્યું એ કંઇ એમનો મારાપર ઓછો ઉપકાર નથી–વારૂં હવે મને જવાની રજા છે?"

"વા—રૂ—જા—વ." માધુ બોલ્યો.

માધુને તેજ જોઈતું હતું. ટાઢે પાણીએ ખસ ગઈ. વીલ માટે તેને જે બીક હતી તે દુર થઇ. વિનુના કહેવાપરથી વીલ તેની પાસે હોવાનો સંભવ નહોતો. અને વીલની તેને ખબર પણ નહિ હોય એવી તેની ખાત્રી થઇ. અને તેથી તે પોતાના આગળના વેતનેબંધ બેસાડવાના વિચારમાંજ નિંદ્રાવશ થયો.

વિનું માધુની રજા લેઇ ગીરજાની ઓરડીમાં ગયો. તે વખતે ગીરજા સુઈ જવાની તૈયારીમાં હતી. વિનુને જોતાંજ તે બોલી. "કેમ નાનુ! આટલી રાત્રે ક્યાં?"

"ક્યાં શું પુછોછે? ભાગ્ય લેઈ જાય ત્યાં!"

"એટલે, નાનું હું કાંઇ ન સમજી!"

વિનુએ તેને સઘળી વાત કહી સંભળાવી, અને પોતાનો આગળ અભ્યાસ કરવાનો વિચાર પણ જણાવ્યો. તે સાંભળી ડોસી ઘણીજ ગળગળી થઇ ગઈ તે બોલી "સાંભળો નાનુભાઇ, આપ આમ ન કરો. તમે ઘર છોડીને જાવાનો જે વિચાર કર્યો છે તે ના પાયે-દાર છે.—વારૂં તમો આગળ અભ્યાસ કરવાનું કહોછો તે પૈસા સિવાય કેમ નિભાવી શકશો?"

આવા આવા ડોશીએ ઘણાજ અટપટા માર્ગ બતાવ્યા પણ વિનુ પોતાના વિચારમાં જરાજ પણ ડગ્યો નહિં એટલે ડોશી આગળ વધી "આપની પાસે પૈસા નથી તો મારી પાસે થોડાક શીલક છે તેનો સ્વીકાર કરો, નાનુભાઇ ના ન પાડશો." આટલું બોલતાં બોલતાં તેની આંખોમાંથી ચોધારે આંસુ વહેવા લાગ્યાં. ડોશીએ વિનુને છાતી સરસો ચાંપી ડુસકે ડુસકે રડવા લાગી. હવે વિનુની ખાત્રી થઇ કે આ જગતમાં એક પણ એવું માણસ છે કે જે પોતાને પુત્ર પ્રમાણે પ્યારથી ચ્હાય છે. તેણે ડોશીને ધીરજ આપી અને કહ્યું કે 'જરૂર પડશે તો હું પ્રથમ તારી પાસેજ આવીશ.' આ પ્રમાણે ગીરજા ડોશીને વચન આપી તે તેની ઓરડીમાંથી ક્ષુબ્ધ અંતઃકરણે બાહેર પડ્યો.

વિનુની પોતાના બાળપણનું ઘર તજતાં શી દશા થઈ હશે, તેની કલ્પના વાંચકોએ પોતાના મનથીજ કરી લેવી ઉચિત છે!

ઝડપ હૃદયે વિનુ પોતાની ટ્રંક લેઇ રાતના સરદારગૃહમાં દાખલ થયો. ત્યાંના મેનેજરે તેને ચાખળી ગોઠવણ કરી આપી. મેનેજરે સોંપેલી રૂમમાં વિનુ શતપટી કરવા લાગ્યો: તેનું મોટું કપાળ સંકુચિત થયું હતું, ચ્હેરો ફીક્કો પડી ગયો હતો. આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં હતાં.

પોતાના તરંગોના ઉભરાઓ શમાવવાના પ્રયત્નો તે રૂમમાં એક સરખી શતપટી કર્યા જતો હતો. અંતે તેના પગ થાકયા પણ મન કંઇ શાંત નજ થયું. થાક લાગતાં તે બારીને અઢેલી સેજ વિરામ લેતો, એટલામાં નવા તરંગો ઉભરાતાં તે પોતાનો થાક ભૂલી જઇ પાછો ફરવા લાગતો, આ પ્રમાણે તે કેવળ ગાંડા જેવો બની ગયો હતો. જો આ તેના વિચાર તરંગો બંધ ન પડે અને ચાલુજ રહે તો તેનું મગજ ખરાબ થઇ ગાંડોજ બને એવી શોચમય સ્થિતિમાં તે આવી પડ્યો હતો. પણ મનુષ્ય દેહ એક અજબ વસ્તુ છે. આ સંસાર ઘટનામાં દુઃખ હૃદયને તીર પ્રમાણે વિંધે છે, ચિંતા અગ્નિ પ્રમાણે શરીરને શોષિ બાળી ભસ્મ કરે છે. શારીરિક રોગને જેમ દવા છે તેમ માનસિક રોગનું કંઇ ઔષધજ હોતું નથી. તેની ચિકિત્સાજ થતી નથી.

અંતે જ્યાં શાન્તિનું સામ્રાજ્ય સ્થાપન થયું, રાત્રી દેવીનો પૂર્ણ અમલ ચોતરફ ફેલાય સમય રાત્ર વીતી ગઇ ત્યારે વિનુનું તૃપ્ત હૃદય સેજ શાંત થયું. તેનું મન આસ્તે આસ્તે સ્વસ્થ થતું આવ્યું. તેની ચિંતા ઓસરતી ચાલી. આસ્તે આસ્તે ચિંતા હરણ કરનાર નિંદ્રા દેવીએ વિનુને પોતાના મોહપાશમાં ઘેર્યો એટલે નાઇલાજે તે પથારીમાં પડ્યો અને નિંદ્રાદેવીને વશ થયો.

થોડોક સમય વિતતાં તેને સ્વપ્નો આવવાં લાગ્યાં. આજે તે કેવાં સ્વપ્નો જોતો હતો વારૂ? શું તે પોતાના ઉદયનાં સ્વપ્નાં હતાં? દિન પ્રતિદિન પોતાની ઉન્નતિ થશે; કિર્તિ ચોતરફ ફેલાશે, યશોગાન ગવાશે, શું આવાં આવાં તેને સ્વપ્નાં આવતાં હતાં? નારે ના. આવાં આવાં સુસ્વપ્નોએ તેનો સંબંધ તજ્યો હતો. આ સંસારમાંનાં મૃગ જલરૂપી ચિત્રોમાંનાં કેટલાંક ચિત્રો નષ્ટ થયાં છે, પોતાનો આશા દિપ મંદ થતો જાય છે, એવામાં તેની નજર આગળ જુના સમયનું ચિત્ર દેખાવા લાગ્યું. શોકથી હૃદય દબાઈ ગયું છે, આશા, સુખ, ગૌરવ પોતાને તજી જતાં જુવે છે એવામાં તેની મમતાળુ માતાનું પ્રસન્ન મુખ દેખાવા લાગ્યું. આ સ્વપ્ન જોતાંજ તેના તે મિંચાયેલા નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં તે આંસુનો રેલો ગાલપર થઇ ઉશીકાપર પડી ઉશીકું પલળવા લાગ્યું.

અપૂર્ણ.

---

# મહાન પુરુષોના જીવનમાંથી મળતો બોધ.

( લેખક-પ્રેમશંકર નારણજી દવે ).

૫

આ સૃષ્ટિમાં કોઈપણ વસ્તુ નિરૂપયોગી અથવા ક્ષુદ્ર નથી. દરેક વસ્તુ તેની જગ્યાએ ઉત્તમ હોય છે. મનુષ્યના જીવનમાં એવી અનેક બાબતો માટે વિચાર બંધાયા હોય છે કે જેને સારા અને ખરાબના ઉપનામ અપાયા હોય. પરંતુ આપણે એ નિઃસંશય માનવું જોઈએ કે સારૂં અને ખરાબ કાંઈપણ નથી. गुणा गुणज्ञेषु गुणा भवन्ति ते निर्गुणं प्राप्य भवन्ति दोषाः જગતની દરેક બાબતને આપણે મનના ચસ્મા દ્વારાજ જોઈએ છીએ અને જે રંગના ચસ્મા તે રંગની દુનિયા જેવી રીતે તમને દેખાય છે, તેવીજ રીતે જેવી તમારી માન્યતા અને વિચાર શ્રેણી, તેવી તમારી તે વસ્તુ પ્રત્યે ભાવના. કમળો હોય તે પીળુંજ દેખે, જગત કાંઈ પીળું થઇ ગયું નથી. આપણે જાણીએ છીએ કે અમુક વસ્તુ જેને આપણે ખરાબ કહીએ છીએ, તેજ વસ્તુ અન્યના જીવનનો આધાર હોય છે. અફીણ, દારૂ, ગાંજો, ભાંગ, તેને જો તમે અનિષ્ટ ગણતા હશો, તો તમારો પાડોશી તેને ઉત્તમ.

માનતો હશે. मुण्डे मुण्डे मतिर्भिन्ना હોઈ એક વસ્તુ માટે તમે કદી પણ નિર્વિવાદ મત બાંધી શકોજ નહિ. જગતની સર્વ વસ્તુમાં જેમ વૈચિત્ર્યભાવ છે તેમ વ્યક્તિ વ્યક્તિની માન્યતામાં પણ સમાનતાનો અભાવ છે. તમને જો વાતો કરી વખત પસાર કરવામાં આનંદ મળતો હશે તો જ્ઞાનીને જ્ઞાનમાં, સંસારીને સંસારની લોલુપતામાં, પ્રેમીને પ્રેમમાં, અફીણીને અફીણમાં, દારૂડીયાને પીવામાં અને દુષ્ટને દુષ્કૃત્યો કરવામાંજ આનંદ મળે છે. કુદરતના નિયમ પ્રમાણે હરેક પ્રાણી, ચાહે તે મનુષ્ય, પશુ, કે પક્ષી હોય પરંતુ તે હમેશાં સુખ માટે પ્રયત્ન કરે છે, પછી ભલે તે સુખને આપણે દુઃખ તરીકે ગણતા હોઇએ તોપણ ફીકર નહિ, તે પોતાનાંજ કાર્યમાં મશગુલ રહે છે. માછલું મિષ્ઠાન ખાવામાં, હરિણ મધુર સૂર સાંભળવામાં, પતંગીયું દિવાના તેજમાં, અને હસ્તી હસ્તિનીના પ્રેમમાં એટલાં તલ્લીન રહે છે કે મિષ્ઠાન નિચે ફાંસો છે તેનું મચ્છીને ભાન રહેતું નથી. મધુર સૂર પાછળ દુર્નિવાર્ય મૃત્યુપાશ છે તેની માહિતી હરિણને હોતી નથી. દિવાનું તેજ એ પોતાનો કાળ છે એમ પતંગીયું સમજી શકતું નથી. હસ્તિની પાછળ ચાલતાં, પારધિઓએ ખાડો પાડી રસ્તો ભયંકર અને દેહ વિનાશક કરેલ છે તેનું જ્ઞાન હસ્તીને હોતું નથી. તેઓ તો પોતાના સુખમાંજ મગ્ન હોય છે. મનરૂપી રાજાને તૃપ્ત કરવા વ્યર્થ પ્રયત્ન કરે છે, પરંતુ મન તો તૃપ્ત થવાને બદલે, ઉલટું અગ્નિમાં ઘૃતની માફક વિશેષ પ્રજ્વલિત થતું જાય છે.

અમુક વ્યાધિવાળા રોગીને જો ઘી ખાવાનો નિષેધ કર્યો તો શું આપણે એમ સમજવું કે ઘી ગુણે અનિષ્ટ છે? અમુક ઔષધ જે મનુષ્યના રોગને નિવારી શકે અને શરીરને નિરામય બનાવે તો શું તે યોગ્ય છે કે રોગને પેસવા ન દેવા માટે તે ઔષધ હમેશ લેવું? નહિ. દરેક વસ્તુ તેની જગ્યાએજ ઉત્તમ હોય છે. ઝેરનો કીડો અમૃતમાં મુકશો તો તે મરી જશે, એ કથન તમને આશ્ચર્યજનક નહિજ લાગે. ગધેડાએ સાકર ખાવી એ મૃત્યુને ભેટવા બરાબર છે અને થોડું ખારેક ખાય તો તે વસ્તુ તેને માદક છે. ત્યારે આ બન્ને વસ્તુ મનુષ્યને પ્રિય હોય છે. તેવીજ રીતે જો કોઈ પણ વસ્તુ આપણે નિરૂપયોગી સમજતા હઇશું તો તેજ વસ્તુ અન્યને આવશ્યક જણાતી હશે, અથવા તેનો જીવનનો સ્તંભ હશે. સત્ય રીતે કહેતાં—સાર, ખરાબ એ ઉપનામ, અમુક વસ્તુની આપણને કેટલી જરૂર છે તેને અંગે આધાર રાખે છે.

તાત્વિક ભાષામાં કહીએ તો આ દુનિયામાં કોઈપણ વસ્તુ સારી, ખરાબ કે ક્ષુદ્ર નથી, દરેક તેની નિર્ણીત સ્થિતિમાં સમાન છે. અને જે વસ્તુનો આપણને વધારે ખપ તે વધારે સારી અને ઓછો ખપ તે થોડી સારી, એ સિદ્ધાંત છે. તમારા ઘરના ખુણા તરફ જુઓ અને તપાસો કે કઈ વસ્તુ તમે વધારે પસંદ કરોછો અને તેજ વસ્તુને બીજા પુરૂષનો ધોરણ પ્રમાણે સરખાવો તો તેની ઉપયોગીતામાં ઘણો તફાવત લાગશે. સારો-ખરાબ ભાવ એ મનની સ્થિતિ ઉપર આધાર રાખે છે. વસ્તુતઃ કોઇપણ બાબતને વિશેષણ આપવું એ યથાર્થ નથી.

ઘણીખરી વખત જેને આપણે અનિષ્ટ કહીએ છીએ તે ઉત્તમ વસ્તુનો દુરૂપયોગ અથવા અતિશયપણું છે. યંત્રનું એક ચક્ર સ્થાન ભ્રષ્ટ થઈ જવાથી આખા સંચા કામને બગાડે છે અને જો આપણે પણ કુદરતના નિયમથી જરા વિરૂદ્ધ જઇએ તો તેટલાજ પ્રમાણમાં આપણે સહન કરવું પડે છે. અતિશય હિંમત મૂર્ખાઈ છે, અતિશય પ્રેમ નિર્બળતા

લેખાય છે, અને અતિશય કરકસર એ લોભ ગણાય છે. સર્વ વસ્તુમાં સમાનતા હોવી જોઇએ.

જેમ દુનિયામાં એવી કોઇપણ સૂક્ષ્મ વસ્તુ નથી કે જેનો પડછાયો ન પડે. વાળ જેવી ઝીણી ચીજનો પણ છાયો પડે છે, તેમ દુનિયામાં એવી કોઇપણ નજીવી બાબત નથી કે જેના પરિણામરૂપ સંકળના બંધાયા વિના રહે. ઘણા જંગલોની ઉત્પત્તિ અનેક વર્ષોની પેદાશ છે પણ એવા હજારો જંગલોનું મૂળ જોવા જતાં, એક ફણગો હોય છે. મહાસાગરના મધ્યમાં આપણે એવા અનેક બેટો જોઇશું કે જે વેરાન ખડક જેવા લાગશે. પરંતુ દશ વિશ વર્ષો પછી તે બેટ વનસ્પતિથી ભરપૂર થઈ જાય છે, તેનું કારણ એજ કે ભરતી સાથે ઘસડાઇ આવેલ નજીવાં લાગતાં બીયાં ઉગી તે વેરાનબેટ મનુષ્યને રહેવા લાયક સ્થાન બની જાય છે. આપણામાં એવી અનેક કહેવતો છે જે આપણને સ્પષ્ટ રીતે કહે છે કે હરેક મહાન કાર્ય નજીવી લાગતી પ્રગતિદ્વારાજ થયેલ છે. "ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય, ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય" એ શબ્દો હજુ આપણી યાદ શક્તિમાંથી ભુંસાઈ ગયા નથી. છતાં એવી કેટલી બધી બાબતો આપણી જીંદગીમાંથી હંમેશ પસાર થાય છે કે જેને આપણે નજીવી ભૂલ ગણી આપણા હૃદયમાં સ્થાયી સ્થાન આપતાં સંકોચાતા નથી. જે મનુષ્ય તમે ખરાબ કહોછો, જેના વિરૂદ્ધ હરેક જગ્યાએ ટીકા થાય છે અગર ક્રમક્રમાટી આવે તેવાં દુષ્કૃત્યોથી જેનું જીવન રગદોળાયેલ છે, તે મનુષ્ય શું જન્મથીજ એવી પ્રકૃતિનો હતો? શું તે સારૂં-ખરાબ જાણી શકતો નહિં હતો? શું તેની આસપાસ અશુદ્ધ વિચારોનુંજ વાતાવરણ છવાયેલ હતું? નહિં. તદ્દન નજીવી જણાતી અનેક બાબતો તેના જીવનમાં પસાર થઇ સમય અને સંજોગ અનુસાર વૃદ્ધિ પામેલ હોય છે; અને લાંબે વખતે મહાન દોષરૂપ લેખાય છે. જગતમાં કોઈપણ વસ્તુ સ્થાયી નથી, સર્વમાં નિરંતર ફેરફાર થયાં કરે છે. સારા કૃત્યો તરફનો તમારો ભાવ વૃદ્ધિ પામી સુકૃત્યો કરવા તમને પ્રેરશે. તેવીજ રીતે ખરાબ વિચારોને કદિ કદિ આવકાર આપ્યાથી; તમને તેના મનનમાં આનંદ મળશે અને પરિણામે દુષ્કૃત્યો કરતાં તમે બીલકુલ અચકાશો નહિં. આસપાસ ખીણોવાળા પર્વતના ઢોળાવ ઉપર ચડતાં જો તમે સહી સલામત રસ્તે જવા ધ્યાન નહિં રાખો તો જરૂર ખાઇમાંજ પડશો. તેવીજ રીતે તમારામાં ઉચ્ચ વિચારોને પોષવા તમે સંકલ્પ નહિં કરો તો તમારી ઇચ્છા વિરૂદ્ધ તમે હલકા વિચારો તરફ આકર્ષાશો. કદિ કદિ હલકા વિચારોમાં મગ્ન રહેશો તો આ વિષનો કીડો મોટો થઇ તમારા જીવન વૃક્ષને કોલી ખાશે. "મનુષ્ય ભૂલને પાત્ર છે" એવા ક્ષમાના શબ્દો પોતાની જાતને લગાડવા યોગ્ય નથી. કોઇપણ ભૂલ જણાતાં તેને નજર સામે રાખી, ધ્યાન બહાર કરવા ચુકના નહિં.

જે મનુષ્યો દુર્નિવાર્ય વ્યાધિથી પીડાતા હોય છે, તે વ્યાધિ શું વંશપરંપરા ઉતરી આવેલ હતી? નહિં. એક પૈસાની ગોળી ખાવાથી જે રોગ મટી જઇ શરીર નિરામય થઇ જાત, તે રોગની દરકાર નહિં રાખ્યાથી લાંબે વખતે એવું પરિણામ આવ્યું કે તે રોગ અસાધ્ય થઇ ગયો. એક રોજ ઉપવાસ કરવાથી જઠર સારૂં થઈ જાત પણ તેમ કરવાની હિંમત નહિં ચાલવાથી અગર સ્વાભાવિક બેપરવાઇથી, સઘળા રોગોનું કારણ જઠર થઈ પડે છે. નજીવા લાગતા દરેક દોષને જો વખતસર દૂર કરવામાં ન આવે તો કેટલું નુકશાન

થાય છે તેનો આપણને ઘણો અનુભવ છે અને તેથીજ A stitch in time, saves nine એ કથન યથાર્થ લેખાય છે. મનુષ્ય દુઃખી થાય, વ્યાધિગ્રસ્ત થાય કે વિપત્તિમાં આવી પડે, તે સર્વનું કારણુ નજીવુંજ હોય છે. અને તેવા નજીવાપણાની શક્તિ તરફ બેદરકારી બતાવ્યાથીજ અનિષ્ટ ફળ આપણે ભોગવવાં પડે છે. ગમે તે જાતની નજીવી ભૂલને દૂર કરવામાં આપણે જેટલો વિલંબ કરીએ તેટલે અંશે આપણે આવી પડતી વિપત્તિ માટે જવાબદાર છીએ. જગતમાં દરેક કાર્યને કારણ હોય છે. જો તમે સુખી હશો તો તે સુખનું કારણભૂત પણ એક નજીવી વસ્તુ હશે કે જે તમે જાણતાં-અજાણતાં કરી હશે. સુખ અગર દુઃખ કદી પણ અનાયાસે મળતાંજ નથી, તે સર્વ મનુષ્યની કૃતિનાં ફળ છે. તમારા જીવનમાં નજીવા લાગતા તમારા ગુણોને તમે જ્યાં સુધી ખીલવશો નહિં, ત્યાંસુધી નસીબ તમારી યારી નહિં કરે.

કોઇ પણ વસ્તુ ભલે તે નાની લાગતી હોય તો પણ તેને નજીવી ન ગણો. નાની રેતીના કણોથી પર્વત બનેલ છે. પળોનો સમૂહ વર્ષને બનાવે છે અને નજીવી બાબતોથી જ જીવન ઉત્પન્ન થયેલ છે. જે મનુષ્ય નજીવી બાબતોમાં મોટાઇ જોતો નથી તેમાં તેનીજ હલકાઇ છે. નાના ઝરાનો એક પત્થરો નદીના પ્રવાહને ફેરવી નાંખવા કારણભૂત થયેલ હોય છે અને જ્યારે એક નાના ઝરામાંથી સિંધુ નદીનું સ્વરૂપ થાય ત્યારે દેખાતી નજીવી વસ્તુના પરિણામનો હીસાબ કોણ કરી શકે ? આપણી જીંદગીમાં એવા પણ અનુભવો છે કે જે આપણને મૃત્યુ પર્યંત દિલગીરી કરાવે અને તે ફક્ત એક પળમાં થયેલ હોય છે. એક ક્ષણમાં બંદુકનો ઘોડો ઉપર પાડી શકાય, પણ એ ક્રિયાને પરિણામે ગયેલ જીવ પાછો આવી શકતો નથી.

જરાક માનસિક નિર્બળતા, થોડીક સ્વાર્થ વૃત્તિ, અધીરો સ્વભાવ, અને દૃઢ નિશ્ચયનો અભાવ, આ સર્વને મનુષ્યમાં રહેલ મહાન શક્તિઓ સાથે સરખાવતાં તમે નજીવી બાબતો ગણશો, પણ આ નજીવા દોષો એજ અનેક મનુષ્યોના મહાન ગુણોને નિર્મૂળ કરી તેમના જીવન ચક્રને ભસ્મીભૂત કરેલ છે. નાની કે મોટી બાબત મનુષ્યના જીવન ઉપર સારી કે માઠી અસર કર્યા વગર ભાગ્યેજ રહે છે, તેમ છતાં પણ જ્યારે અસાવધ પુરૂષ તેવી બાબતના પૂરમાં તણાયો જાય છે, ત્યારે સાવધ મનુષ્ય તેના પ્રવાહનો યુક્તિ પ્રયુક્તિ વડે એવો તો ઉપયોગ કરે છે કે તે પ્રવાહનું બળ તેના લાભમાંજ વપરાય છે.

આપણા જીવનમાં એવા અનેક નજીવા દોષો છે કે જેના માટે આપણે દરકાર રાખતા નથી, અને અન્ય પુરૂષને આપણું જીવન દોષવાળું લાગે છે. વાસ્તવિક રીતે મનુષ્ય સંપૂર્ણ છે અને આ સંપૂર્ણતા તાદૃશ કરવા તેના જીવનમાં કેળવણીનો ઓપ ચડવો જોઇએ. હું સંપૂર્ણ છું, નિર્દોષ છું, પવિત્ર છું, એવો ભાવ મનુષ્યમાં સ્વાભાવિક છે, અને તેથીજ મનુષ્યના શરીરમાં બે કોથળી રહે છે એમ કહેવાય છે. તેની છાતી ઉપર લટકતી કોથળીમાં બીજાના દોષો ભરાય છે અને તે તુરત નજરમાં આવે છે. બીજી કોથળી તેના વાંસામાં લટકે છે અને તેમાં પોતાના દોષો ભરેલ હોય છે, પરંતુ તેની નજરે પડી શકેજ નહિં. કારણ તે પોતાને ઉચ્ચ ભૂમિકાનો પ્રાણી સમજે છે. મનુષ્ય ગમે તેવો ગરીબ, લાચાર કે નિરાધાર સ્થિતિનો હશે છતાં પોતાનું ગૌરવ જાળવવા તે બનતો પ્રયત્ન કરશે. આથી સાબીત થાય છે કે પોતે સંપૂર્ણ છે એટલું તે મનમાં માને છે અને સંપૂર્ણતા બતાવવા તેણે પોતાના

ગુણોને ખીલવવા જોઇએ. વચનથી અને કૃત્યથી આપણે જેટલી પ્રતિષ્ઠા જાળવીએ છીએ, તેટલી બીજા કશાથી જાળવી શકતા નથી અને આપણી પ્રતિષ્ઠા જો આપણે પોતે જાળવીએ નહિં તો અન્ય પુરૂષ તરફથી માન મેળવવાની આશા વ્યર્થ છે.

જે મનુષ્ય દરેકને ખુશી કરવા પ્રયત્ન કરે છે, તેનાથી કોઈ ખુશી થતું નથી. જે મનુષ્ય લોકપ્રિય થવા નિરંતર મથ્યા કરે છે, તે મનુષ્ય ઇચ્છિત લોકપ્રિયતાને પ્રાપ્ત કરી શકતો નથી. તે પોતાની વાતને ઉડાવી દઇ, પોતાના સિદ્ધાંતોને વિસારી મુકી, અને પોતાનું અંતઃકરણ વેચી દઇ લોકપ્રિય થવા ઇચ્છેછે, નહિં કે બીજાનું સારૂં કરવા. તે કોઈનું કાંઈ પણ શ્રેય કરી શકતો નથી, તેમજ તેનું પોતાનું જીવન નિરાશામય હોય છે.

તમે ગમે તેટલા સત્ય ઉપર આધાર રાખતા હો તોપણ તમારા ઉચ્ચ સિદ્ધાંતો લોકપ્રિય થઈ શકતા નથી. જો તમે તમારા સિદ્ધાંતોને વળગી રહો અને તમારા અંતઃકરણના આદેશ પ્રમાણે ચાલો તો તમારે જગતના માર્મિક શબ્દો, ટીકાઓ, સહન કરવા અને તેમને અપ્રિય થવા તત્પર થવું પડે. જે વસ્તુ અન્યના મત પ્રમાણે સારી હોય, પણ આપણને પસંદ ન હોય છતાં તે પ્રમાણે આપણે ચાલવું એવું શિક્ષણ મરદાઈથી વિરૂદ્ધ છે, ધર્મ વિરૂદ્ધ છે અને ગુલામીની હદ છે. તમારા અંતઃકરણમાં યોજાતા દરેક વિચારને ક્રિયામાં મુકો. લજ્જાશીલ સ્વભાવમાં આકર્ષક ગુણ કાંઈ નથી, અને ભયભીત થવામાં પ્રેમ થવા યોગ્ય તત્ત્વ નથી. અડગ હિંમત એજ પ્રતિષ્ઠાને યોગ્ય અને ગૌરવ મુક્ત છે. તમારી બુદ્ધિ અને સામર્થ્ય માટે તમને ઉંચો અભિપ્રાય છે ? જો તમારે અભ્યુદયને પ્રાપ્ત કરી પ્રતિષ્ઠા મેળવવી હોય તો તમારા પોતા માટે ઉંચો અભિપ્રાય બાંધવોજ જોઇએ. સાધારણ મજુર જેટલીજ તમારી બુદ્ધિ છે એમ તમે માનશો તો જગત તમને કાલીદાસની ઉપમા કદી પણ નહિં આપે. જો તમારૂં સામર્થ્ય અપંગ બાળક જેટલું તમે આંકશો તો તમે કદી પણ સેન્ડો થઇ શકશો નહિં. ઉત્તમ પુરૂષ તરીકે જો તમે તમારી જાતને સમજતા હશો તોજ તમારામાં સદ્ગુણનાં અંકુરો ફુટશે અને ત્યારેજ તમે નિંદ્ય કાર્યો કરતાં અચકાશો.

Do what thy manhood bids thee do
From none but self expect applause
He noblest lives and noblest dies
Who makes and keeps his self-made Laws.

તમારૂં ગૌરવ જે કરવા તમને સુચવે તેજ કરો અને કાંઇ પણ કાર્ય કર્યા પહેલાં તમારા અંતઃકરણની સંમતિ લો. મોરલીના સુર પ્રમાણે નાચનારા સાપ ન બનો. કારણ અન્યની શિખામણું પરમાર્થ કરતાં સ્વાર્થને વિશેષ સુસેવે છે. જે પોતાની પ્રેરણા અનુસાર વર્તે છે તેનું જીવનજ ખરૂં જીવન ગણાય છે, પરંતુ હું હલકો છું, નિર્બળ છું અને બીજાઓની સેવા કરવા સરજાયેલ છું એવું ભાન થતાં, આપણે નીચી ભૂમિકામાં ઉતરી પડીએ છીએ અને આપણા મગજના અણુઓને તેવાજ વિચાર કરવાની ટેવ પડી જાય છે. આમ થવાથી તેનો ઉંચા પ્રકારનો વિકાસ થવાનો બહુજ ઓછો સંભવ છે, એથી ઉલટું, બીજા પાસે દયા ન માગવાનું વ્રત મનુષ્યને સ્વાશ્રયી બનાવી તેની પોતાની મહત્તા અંતઃકરણમાં સ્થાપે છે.

મનુષ્ય ઇશ્વર સ્વરૂપ હોઈ, બેશક પોતે સંપૂર્ણ છે અને દરેક નાના મોટા રોગોથી

મુક્ત છે એમ માને છે, અને એવીજ માન્યતા તેની ઉર્ધ્વગતિ કરે છે. પરંતુ પોતાની ભૂલો જો જણાતી હોય તો તે ગમે તેટલી ક્ષુદ્ર હોય છતાં તેના તરફ આંખ આડા કાન ધરવા યોગ્ય નથી. યાદ રાખવું કે વડનું બી ગમે તેટલું નાનું છે છતાં તેમાં વડનું આખું ઝાડ સૂક્ષ્મ રૂપે સમાયેલ છે અને તેને અનુકૂળ સંજોગો મળતાં પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રકાશી દે છે. તેમજ તમારા દોષો તમે ગમે તેટલા તેને નજીવા ગણતા હશો પરંતુ તેની પુનરાવૃત્તિ થવા દેશો તો જે દોષોને તમે ફૂંક મારી ઉડાડી શકતે તેજ દોષો હાથ વડે હડસેલી શકાશે નહિં, અને જો તેને લાંબો સમય તમારા હૃદયમાં મૂળ સ્થાપવા દેશો તો તમારા જીવનના ચૈતન્ય રસને ચુસી લેશે. કારણ તે દોષને દરરોજ નવું જીવન મળવાથી દિવસે દિવસે તેમાં સંકલ્પવૃત્તિનું બળ ઓછું વાપરવું પડે છે અને તે કાર્ય યાંત્રિક જેવું થઈ જાય છે. વારંવાર કરવામાં આવતા કાર્યની ટેવ પડી જાય છે, અને આવી અનેક ટેવોનો સમૂહ એ આપણા જીવનના ગુણ દોષનો નકશો છે આપણી બધી ટેવો મનની પ્રવૃત્તિ છે. એકજ પ્રકારની માનસિક સ્થિતિની વારંવાર પુનરાવૃત્તિનું પરિણામ છે. આ આદતોને સારાસાર વિચારથી જો ક્રિયામાં મુકાય નહિં તો તે સ્વાભાવિક સ્વચ્છંદી અને સ્વાર્થમય થાય છે અને જો મનુષ્ય તેને નિયમમાં મુકવા, ગતિમાન કરવા અથવા જરૂર પડેતો કાઢી નાખવામાં બેદરકાર રહે છે તો તે ટેવ મનુષ્ય ઉપર અંકુશ ચલાવે છે.

તમને ગમે તેટલી નજીવી બાબત લાગતી હોય તોપણ તેની ટેવ પડે એ સારૂં નહિ. ખરાબ ટેવ પડી પછી લક્ષણનું સ્વરૂપ પકડે છે, અને પાછળથી તે માણસ ઉપર એવી જુલમી સત્તા ભોગવે છે કે ઘણીવાર માણસ દુર્ગુણને ધિક્કારે છે છતાં તેને વળગી રહે છે અને ચોરેલી ખરાબ ટેવોનો તે જીંદગી સુધી ગુલામ થઈ રહે છે. આપણી આસપાસ કેટલા બધા બંધુઓ છે કે જેઓ અનેક તરેહની ટેવોના ગુલામ થઇ ગયા છે. બેશક તેઓ પોતાની અમુક ટેવોને સારી અને અમુકને ખરાબ કહી, પોતાની ભૂલ ઉપર ઢાંકપીછોડો કરવા ઇચ્છે છે પરંતુ એટલું તો સત્ય છે કે તેવી ટેવો ઉપર તેમનો પોતાનો કાબુ નથી, ઉલટું તે ટેવો તેમના ઉપર અંકુશ રાખે છે. આ સર્વનું મૂળ જુઓ તો તમને જણાશે કે કદી ઇચ્છાથી અગર ઇચ્છાવિરૂદ્ધ તે કાર્ય કરવાથીજ તેનું લાંબે વખતે આવું અનિષ્ટ પરિણામ આવેલ છે.

(અપૂર્ણ.)

---

# मारी मुसाफरी.

( લેખકઃ—શ્રીયુત ઠાકોરદાસ નાથાભાઇ દેસાઇ. બી. એ.)

( અનુસંધાનઃ—ગતાંક પૃષ્ટ ૨૮૫ થી ).

આગળ જતાં સીતા ગુફા આવે છે જે જોવા લાયક છે. આ ગુફામાં દાખલ થવા માટે માણસ દીઠ એક પૈસો લેવામાં આવે છે જે સરકારમાં જાય છે. ગુફામાં જવાનું દ્વાર ઘણુંજ નાનુ છે, એટલે હૃષ્ટપુષ્ટ માણસને અંદર જવું મુશ્કેલ થઇ પડે. ગુફામાં રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓ છે. વળી અંદર બીજી નાની ગુફા છે જેમાં મહાદેવની સ્થાપના કરેલી છે; એવું કહેવાય છે કે આ મહાદેવજીની સીતામાતા હમેશ પુજા કરતાં

હતું. આગળ જતાં જલરેખા જોવામાં આવે છે જેને લોકો લક્ષ્મણજીના ધનુષ્યની રેખા કહે છે. પાસે સીતાહરણનું સ્થાન આવેલું છે. જ્યાંથી રાવણ છળ કરી સીતાજીનું હરણ કરી ગયો હતો; આ સ્થળે સીતાજીની અને રાવણની મૂર્તિ આવેલી છે. પાસેજ ખડા હનુમાનનું મંદિર છે; અહીં પણ દાખલ થવા માટે માણસદીઠ એક પૈસો લેવામાં આવે છે. ખડા હનુમાનની મૂર્તિ ઘણીજ ભવ્ય અને ભયંકર લાગે છે. મૂર્તિ લગભગ દશેક હાથ મોટી છે. મૂર્તિ તરફ દૃષ્ટિ નાંખતાં રામાયણમાં વર્ણવેલા વાયુપુત્ર હનુમાનજીનાં આશ્ચર્યકારક અને વીરતાયુક્ત કાર્યો યાદ આવે છે. મસ્તક મૂર્તિ તરફ નીચું નમાવ્યા વિના રહેવાતું નથી. (જય હનુમાનકી જય) આ ઉદ્ગારો સાથે અમે પવનસુતની જય ઘોષના કરી.

આગળ જતાં ખડા રામનું મંદિર આવે છે, આ મંદિર ઘણુંજ ભવ્ય અને રમણીય છે. તે પથ્થરનુંજ બાંધેલું છે. આ મંદિરમાં ચારે બાજુએ સંત સાધુને માટે ઓસરીઓ છે. મંદિરમાં રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓનાં આબેહુબ દર્શન થયાં. ત્યાં જતાં મારા મનમાં રહેલો પૂજ્યભાવ સતેજ થયો, મારા સંસારિક વિચારો હું ભૂલ્યો અને પરમકૃપાળુ પ્રભુ રામચંદ્રજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતાં આંતરિક પ્રાર્થનામાં હું લીન થયો.

'શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન હરણ ભવ ભય દારૂણં,
નવ કુંજ લોચન કંજ મુખ કર કંજ પદ કંજારૂણં,
કંદર્પ અગણિત અમીત છબી નવ નીલ નીરજં સુંદરમ્,
પટપીત માનહુ તડીત રૂચી શુચીનો પીજનક સુતાવરમ્,
× × × ×
ઇતિ વદીત તુલસીદાસ શંકર શેષ મુનિ મનરંજનં,
મમ હૃદય કંજ નિવાસ કરી કામાદિ ખલ દલ ગંજનમ્.

સામે પથ્થરનો મંડપ છે. સામીજ હનુમાનજીની મૂર્તિ જોવામાં આવે છે. આ મંડપમાં ચાલીસ પથ્થરના થાંભલા છે. આ મંડપ ભવ્ય છે અને પથ્થરજ જોવામાં આવે છે.

ગોદાવરીપર આવેલા પુલ આગળ સુંદર નારાયણનું મંદિર છે. ગોદાવરી નદીમાં જુદા જુદા કુંડ કરી નાના ધોવાની સગવડતા કરેલી છે—રામકુંડ, સીતાકુંડ, લક્ષ્મણકુંડ, ઇંદ્રકુંડ, હનુમાનકુંડ વિગેરે. સંધ્યા સમય વીતી ગયો હતો તેથી અમે આ પૂલ ઉપર આવીને બેઠા. રાત્રિનું સામ્રાજ્ય વ્યાપવા માંડ્યું હતું. રાત્રિનો શાંત પવન, પાસેના મંદિરોમાં થતી આરતીની ગર્જના, નોબત, શરણાઈ અને ઢોલનો મીઠો સ્વર અને ધુપ અને પુષ્પનો સુવાસ અમારાં મગજ શાન્ત કરતાં હતાં. નિશાદેવી કાળી સાડી ઓઢી સડસડાટ દોડી આવતી હતી. નીલ આકાશ હીરારૂપી તારકાઓથી ચકચકિત થઇ રહ્યું હતું. આ સમયે કવિ કેમ્પબેલની નીચેની લીટીઓનું મને સ્મરણ થયું.

"For the night cloud had lowered,
The sentinel stars set their watch in the sky."

પ્રિય મિત્રોનો મેળો હતો; એક વૃદ્ધ ભિક્ષુક ગુજરાતી, મરાઠી, હીંદી અને મારવાડી ભજન અમારી આગળ ગાતો હતો; અને પવનની ઠંડી લહેરી આવતી હતી. સર્વ શાંતતા પ્રસરતી દૃષ્ટિગોચર થતી હતી. સમય આનંદદાયક હતો. અમે અમારી છાવણીની ચિંતા-

એથી ઘડીભર મુક્ત થયા. આવા સુખી અનુભવો આપણા જીવનમાં * પણાજ થોડા આવે છે. પૂલ નીચે ગોદાવરી કે જેને યાત્રાળુ લોક ગંગાજીના નામથી સંબોધે છે તેનો પવિત્ર જલ પ્રવાહ ખળખળ અવાજ કરતો વહેતો હતો. આ ખળખળ અવાજમાં મહા કવિ ટેનીસનના શબ્દોનું ઉચ્ચારણ થતું હોય એમ મને લાગ્યું.

" Men may come and men may go,
But I goan for over. "

'ભલે મનુષ્યો આ સંસારમાં આવે અને જાય પણ હું તો સનત્ હમ્મેશ વહ્યાંજ જાઉં છું.' આ સત્ય છે. આ ગોદાવરીનો પ્રવાહ પુરાણકાળમાં વહેતો હતો, અત્યારે વહે છે અને ભવિષ્યમાં વહેશે પણ ખરો; પણ આ સંસારમાંથી જુની વ્યક્તીઓ વિસર્જન થાય છે ને વળી નવી પેદા થાય છે. આ સંસારચક્રનું દિગ્દર્શન જુઓ ! આ આપણી દુનીઆનો ક્રમ ! જેવું તે જવાનું છે. માયાના મોહમાં ફસાઈ રહેવું, કુકર્મ કરી પાપનું પોટલું ઉંચકવું અને અન્તે માટીમાં મળવું આવી વસ્તુસ્થિતિ આ જગમાં સર્વત્ર વ્યાપેલી જોવામાં આવે છે.

તા. ૪-૪-૧૯૧૫ ની સવારે ટાંગામાં બેસી પાંચ માઇલ દૂર આવેલી પૌરાણિક પાંડુલીના અથવા પાંડર કૌરવોની ગુફા જોવા અમે ગયા. આ બાજુનો માર્ગ પણ ઘણો ચોખ્ખો અને સારો છે. રસ્તાની બન્ને બાજુએ આમ્રવૃક્ષો જોવામાં આવે છે. સવારનો મંદમંદ શીતળ વાયુ વાતો હતો; સૂર્યોદય થવા માંડયો: મગજ શાન્ત થતું અને અમારો ટાંગો ઝપાટાબંધ ચાલ્યો જતો હતો. સૂર્યદેવતાનાં દર્શન થયાં અને પૂજ્ય કવિ દલપતરામભાઈની નીચેની કડીઓ મારાથી અચાનક ગવાઇ ગઈ.

' પંખી મધુર સ્વર ઉચરે છે, જુદી જુદી જાત અનેક જે છે;
જાણે થશે આજ નવીન રાય, ગાંધર્વ તેના ગુણ ગાન ગાય.
જનો સ્તુતી ઇશ્વરની કરે છે, મહાત્મ્ય તેનું મનમાં ધરે છે;
જાણે રવીનું શુભ રાજ્ય જાગે, પ્રભુ સમીપે સુખ એમ માગે. "

આ ગુફાઓ ઉંચે ડુંગર ઉપર ડુંગરની મધ્યમાં આવેલી છે, ઉપર ચઢતાં લગભગ દશ મીનીટ થાય છે. ગુફાઓ આગળ ખજુરીપાનાં ઝાડ ઘણાં જોવામાં આવે છે. ઉપર ચઢયા બાદ નીચે દૃષ્ટિ નાંખતાં નીચેની વસ્તુઓ ઘણીજ નહાની લાગે છે. મોટો માર્ગ એક લીટી દોરેલી હોય એમ ભાસે છે. પશુ પક્ષી ઉંદરડાં જેવાં દેખાય છે. મોટાં મોટાં વૃક્ષ જાણે કે રણભૂમિ ઉપર વીરપુરૂષો રક્ષાર્થે ઉભા હોય એવો દેખાવ આપે છે. આ વૃક્ષોનો દેખાવ કવિ સ્કોટે વર્ણવેલા દેખાવને કાંઇક મળતો આવે છે.

" The trees retire inscattered ranks,
Save where advanced before the rest,
As champions, when their band is broke,
Stand forth to guard the rearward post."

ગુફાઓ આશરે પચીસ છે, ડુંગરમાંના પથ્થરમાંથીજ કોરી કાઢવામાં આવેલી છે. વળી અવરનવર પથ્થરમાંથી ઝરી આવેલા પાણીના કુંડ છે. પાણી સ્વચ્છ અને મીઠું છે.

આ ગુફાઓની સંભાળ લેવા નામદાર સરકાર તરફથી એક રખેવાળ રાખવામાં આવે છે. ત્યાં એક પૂજારી પણ રહે છે, જે આપણને બધી ગુફાઓ બતલાવી જુની દંત કથાઓ અને ઇતિહાસનો કાંઈક ખ્યાલ આપે છે. આ સ્થળ જન સમાજથી દૂર હોવાથી અને ડુંગરો અને ટેકરામાં આવેલુ હોવાથી તદન શાંત જોવામાં આવે છે. અત્રે જનસમાજનો ઘોંઘાટ અને ખખડાટ જોવામાં આવતો નથી. આ સ્થળ કોઈ પહાડી સાધુ કે યોગીને માટે યોગ્યછે.

'Far in a wild, unknown to public view.'

(Hermit).

આવા સ્થળમાં સંસારની અવનતી અને ગુંચવાડા ભરેલી માયા અને લુબ્ધ કરતા મોહને સ્થાન નથી. બળતા મનનો તાપ નિવારણ થાય તેવું આ સ્થળ છે. આગળ પાછળ પ્રસરેલી શાન્તિ આપણને પણ શાંતિ સાગરમાં ડુબાવે છે. આપણે દુનીઆના રાગમાં રચી રહેલા છીએ, આપણે સંસારી છીએ, આપણે ચિંતાગ્રસ્ત છીએ તો પણ આ સ્થળે આપણા મનને થોડો ઘણો આસાયેશ મળે છે. આ એકાંત સ્થળ સુજ્ઞજનોને માટે યોગ્ય સ્થળ છે. કારણ કેઃ—

Wisdom's self
Oft seeks to sweet retired solitude
Where, with her best nurse, Contemplation,
The plumes her feathers and lets grow her wings."

(Milton).

આ ગુફાઓને નંબર નાંખેલા છે. આ પચીસ ગુફાઓમાંથી ફક્ત સાતજ ગુફાઓ જોવા જેવી છે. કેટલીક ગુફાઓ પડી ગએલી છે જ્યારે કેટલીક ખાલી અને નકામી છે. ચોથા નંબરની ગુફા મોટી છે. અંદર પ્રવેશ કરતાંજ મ્હોટા પથ્થરના ૭ થાંભલા આવે છે. થાંભલાના અગ્રભાગે હાથી, વાઘ, વૃષભ વિગેરે આકૃતિઓ કોરી કાઢેલી જોવામાં આવે છે. વળી ત્યાં પાલી ભાષામાં લેખ લખેલો જોવામાં આવે છે. અંદર પેસવાને ત્રણ દરવાજા છે. અંદર અઢાર ઓરડીઓ છે જે ઋષિ મુનીઓ માટે સમાધિ કરવા માટે હતી એવું કહેવાય છે. નંબર દસ વાળી ગુફા મોટી છે અને અંદર સોળ ઓરડીઓ છે. મધ્યમાં એક મૂર્તિ છે. સર્વ સ્થળે પથ્થરજ જોવામાં આવે છે. નંબર સોળવાળી ગુફામાં નીસરણી ચઢી જવાનું છે આ ગુફાને ઇંદ્રસભા કહેવામાં આવે છે. અહીં ત્રણ મૂર્તિઓ જોવામાં આવે છે. મધ્યની મૂર્તિ કરતાં આગળ પાછળની બે મૂર્તિઓ ઘણી મોટી છે. મૂર્તિઓ બેઠા ઘાટમાં કોતરવામાં આવેલી છે. માથે મુગટ અને કાને કુંડળો જોવામાં આવે છે. આગળ પાછળ ચામર ઢોળનાર અને છડીદાર ઉભેલા નજરે પડે છે. મૂર્તિઓનાં હસ્ત જોડેલા હોવાથી પુષ્પાંજલિના આકારમાં જોવામાં આવે છે. નંબર અઢારવાળી ગુફામાં થાંભલા છે અને વચ્ચે મોટી ભીમની ગદા છે. નંબર સત્તરવાળી ગુફામાં મધ્યમાં મહાદેવનુ લીંગ છે અને આગળ પાછળ ઓરડીઓ અને બેઠકો છે. નંબર વીસવાળી ગુફા ભવ્ય છે અને અંદર અઢાર પથ્થરની ઓરડીઓ છે. છત આખા પથ્થરનીજ જોવામાં આવે છે. જાણે કે એક નાનુ બેઠા ઘાટનું ઘર હોય તેવો દેખાવ આપે છે. મધ્યમાં યુધિષ્ઠીર, અર્જુન, ભીમ, સહદેવ, નકુલ, કૃષ્ણ

અને દ્રૌપદીની મૂર્તિઓ જોવામાં આવે છે. નંબર ત્રીસવાળી ગુફા શિલ્પકળાનો એક ઉત્તમ નમુનો ભાસે છે. આ કૌરવની ગુફા કહેવાય છે. આ ગુફામાં નાની મોટી મળી આશરે સો-એક મૂર્તિઓ છે જેમાં દુર્યોધન, દ્રોણ, કર્ણ, ગાંધારી વિગેરેની મૂર્તિઓ જોવામાં આવે છે. આ મોટી ગુફાઓમાં પ્રવેશ કરતાં ને આગળ પાછળ દૃષ્ટિ નાંખતાં શિલ્પ કળાના પ્રભાવનુ ભાન થાય છે. વળી ભૂતકાળ તરફ નજર દોડે છે અને તે સમયના શિલ્પ શાસ્ત્રીઓ અને આ ગુફા કોતરી કાઢનારાઓ પ્રતિ આશ્ચર્યની લાગણીથી જોયા વિના રહેવાતું નથી. આવા આવા પુરૂષો અને કૌરવ-પાંડવ જેવા મહારથી અને યોદ્ધાઓ પણ મરણ શરણ થયા છે. તેઓ એક સમયે પોતાના પ્રભાવથી અન્ય જનોને આંજતા હતા પણ અત્યારે તેઓ નથી. મૃત્યુ મોડા વહેલાં દરેકને પોતાના પંજામાં સપડાવે છે.

'There is no armour against fate,
Death lays his icy hands on Kings.
Sceptre and crown
Must tumble down.

આ સંસારમાં કોઇ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી. ભલે પછી તે રાય હોય કે રંક હોય, વિદ્વાન હોય કે મૂર્ખ હોય, વીર હોય કે બાયલો હોય, વૃદ્ધ હોય કે બાળક હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, વૈદ્ય હોય કે વકીલ હોય—સર્વ સમય આવતાં મૃત્યુના ભક્ષ થાય છે. કારણકે:—

'ભલા ભલા જાતા રહ્યા, આપણ જઇશું કાલ;
ભુખ વારો એ મોતનો તેનું મોટુ સાલ.'

વળી શામળભટે યોગ્યજ કહેલું છે કે—

'વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાનવી,
થીર થાવર કોઇ રહ્યા નહી, કોણ માત્રમાં માનવી?
કોઇ આજ કોઇ કાલ, કોઇ માસ ખટમાસે,
કોઇ વર્ષ દસબાર કોઇ પચીસ પચાસે,
કોઇ સાઠ સિત્તેર કોઇ પોણોસો એંસી,
જે જાયુ તે જાય નથી રહેવાનુ બેસી.'

આપણી પાછળ કાંઇ રહેવાનુ નથી પણ ફક્ત આપણું નામજ રહેશે; આ જગતમાં પોતાનો જશ અને બીજાને સારૂ ઉત્તમ નમુનો મુકી જાય છે તેનુંજ જીવન ધન્ય, કૃતકૃત્ય અને ભાગ્યશાળી છે. આ ઉપરથી સારાંશ એ છે કે આપણે આ સંસારમાં સર્વ પ્રાણીમાત્ર ઉપર પ્રેમ રાખવો, શુભ અને હિતાવહ કાર્યો કરવાં અને કાંઇ વિરલ કાર્ય કરી પોતાની પાછળ પોતાના અમર નામની સુવાસ મુકી જવા પ્રયાસ કરવો. આજ તે આપણું જીવન સૂત્ર હોવું જોઇએ. આવા વિચારોના વમળમાં ગોથાં ખાતો હું ડુંગર પરથી નીચે ઉતર્યો અને મારા મિત્રો સાથે ભાડાના ટાંગામાં બેસી મારા મુકામે ગયો.

સાંજે અમારા મિત્ર ડોકટર ગોવેકર સાથે કીન્ગ એડવર્ડ મેમોરીયલ કલબમાં અમે ગયા. કલબ ખાસ ઓફીસરોને માટેજ છે પણ ત્યાં અમારા જોવામાં કોઇ મેમ્બર આવ્યા નહી. મકાન ઘણું સારૂં છે અને ઇગ્લીશ સ્ટાઇલમાં ઉત્તમ જાતના ફરનીચરથી શણગારેલુ

છે. મકાનના આગલા ભાગમાં સુંદર બાગ છે અને ફુવારો ઉડી રહેલો છે. આ કલબને અંગે બે ટેનીસ કોર્ટ છે. સંધ્યા સમય હતો, અમે ગોષ્ટી વિનોદ કરતા ટેનીસ ખેલતા હતા અને નાશીકની થંડી અને આરોગ્યવર્ધક હવાનો લ્હાવો લેતા હતા. અંધારૂ થતાં સાયાળુ ડોકટર સાહેબને પ્રણામ કરી અમે અમારા મુકામે ગયા, વાળુ કરી અમે થાકી ગયા હતા તેથી અમે તરતજ સુઇ ગયા. અપૂર્ણ.

## મહારાજાનાં મહા વાક્ય.

(લખનારઃ—આર્યવૈદ મયારામ સુંદરજી.)

૧ "પશ્ચિમને તત્વજ્ઞાન શિખવીને તેનાં વિદ્યા હુન્નર શિખો; યુરોપને પવિત્ર જીંદગી સંપાદન કરાવીને તેના ઉંચા રાજદ્વારી વિચારો ગ્રહણ કરો; અને અમેરિકનોમાં આત્મજ્ઞાન ઠસાવીને તેના વેપારીઓની વ્યવહારીક રીતીઓ મંનમાં ઉતારો."

૨. "આપણા આગલા જમાનાના રૂષિઓએ તત્વજ્ઞાન, સાહિત્ય જ્ઞાન તથા દુનીઆના હુન્નર ઉદ્યોગના જ્ઞાનમાં જે ફાળો આપ્યો છે, તે માટે આપણે આજે પણ મગરૂર છીએ. આપણી મૂળ ફરજ અને મોટામાં મોટી કીર્તિ આપણા દિવસોની મગજ શક્તિને લગતી સરસાઇ પાછી મેળવવામાં છે. આપણે પશ્ચિમ તરફ નજર કરો. ત્યાના લોકો જ્યારે એક બીજા ઉપર સરસાઇ ભોગવવા હરીફાઈ કરે છે ત્યારે આપણા લોકોનો મોટો જથ્થો (આજે) આળસાઈપણે જીંદગી ગુજારે છે! અને પોતાના બાપદાદાની પાછળ આંખ મિંચિને ચાલે છે!"

૩. "હિંદુસ્તાનના (વેદ વિરૂદ્ધ મત પંથીના) ધાર્મીક નિયમો આપણા બાહોશ અને હુંસીયાર જુવાનીઆઓને હુન્નર ઉદ્યોગની, રાજદ્વારી અને વાણીજ્યની બાબતોમાંથી અલગ રાખે છે; એટલુંજ નહિં પણ તેઓની આર્થીક સ્વતંત્રતાના સુધારા વધારાને આગળ વધતો અટકાવે છે."

૪. "પશ્ચિમના ઉદ્યોગીક સુધારાવધારાના સાયન્ટિફિક નિયમોને સ્વિકારવામાં હિંદુસ્તાનના લોકો શા માટે સુસ્ત રહેતા હશે? આ સવાલનો જવાબ લંબાણથી આપવાનું કામ હું હાથ ધરતો નથી; પણ એટલીજ સુચના કરીને સંતોષ પકડીશ કે, આપણા દેશમાં ધાર્મિક ને જનસામાજીક નિયમોને આપણે એક મેગ્ન તરીકે સારી રીતે જેવા જોઇએ."

૫. "જાતિ સ્વભોગ આપવાની લહેઝત તમો શિખો; તમારી ખોડખાંપણો દૂર કરો. અને ખાલી મોટી મોટી વાતો કરવાને બદલે કામ કરી બતલાવો."

૬. "એક જણ તરફથી અથવા તો બેગા મળીને કરવામાં આવતાં જે મોટાં ખરચ લાભદાયક ન હોય તેવાં ખરચ કરતાં ધ્યાન રાખો. હિંદીઓનું નસીબ સુધારવાના સામાન્ય હેતુ માટે નાત જાત તથા કોમકોમ વચ્ચેના વહેમો ભૂલી જવાનું તથા પોતાના ધાર્મિક જુસ્સાને મનુષ્ય જાતની ઉન્નતિ માટે વહેવાર રીતો એકત્ર થવા તરફ દોરવાનું કરો. અર્થશાસ્ત્રનાં સાંસારીક તથા વિદ્વતાની બાબતમાં સ્વતંત્ર થવાનું તેઓને જણાવો, અને આ પ્રમાણે વર્તવાથી દુનીઆં ઉપરની કોઇ સત્તા તેઓને ગુલામ ગીરિમાં રાખી શકશે નહિ."

મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ.

# बाइबलमां वेदान्त शिक्षा.

વેદાન્તનું મૂળ વેદ છે. ઈશ્વરીયજ્ઞાન થવાનું કારણ વેદ અનાદિ છે. સૃષ્ટિના આદિથી વેદથીજ ભિન્નભિન્ન દેશો અને ભાષાઓમાં પ્રકાશ થયો છે. વેદોક્ત જ્ઞાનને આજ સુધીમાં પણ કોઇ ભ્રમ પૂર્ણ સિદ્ધ કરી શક્યું નથી. આર્ય ધર્મનું સ્વચ્છ ભવન વેદાન્તના અચલ પર્વત પરજ સ્થાપિત છે. તથાપિ અન્ય જગ્યાએ પણ વેદાન્તની છાયા પડી ચુકી છે. સૂફીમત વેદાન્તનુંજ અંગ છે. તેનું મહા વાક્ય છે, "લાઇલા હઇલ્લલ્લાહ" "મુહમ્મદઅલ રસુલ્લાહ" આ મહમ્મદ સાહેબના વખતથી જોડેલું વાક્ય છે. દારા શિકોહેસિરે અકબરીમાં લખ્યું છે કે, મુસલમાનોને ત્યાં જે" લોહેમહફુજ "નામની ખુદાની ગુપ્ત કિતાબ બતલાવેલી છે તે વેદજ છે. તે લખે છે કે,—

"મુતાબિક કુરાનમજીદઇ આયત કિ ઇન્નહુલ કુરાનમ્ કરીમઈ કિતાબેમકનૂન્ લા યમસ્સહુ ઇલ્લલ્મુતઃ હરનતનૂઝીલુમ્ મિર્રબ્બિલ્ આલમીન' માલૂમ મેશવ:...કે ઈ આયત દરહકેઅશો તૌરેતો ઇન્જિલનેમ્...નજરહ તૌરેતો ઉઝીલવઝૂર વદીગર સોહોફ* નયન્દાખત ઇન્માખયાં તૌહીદ દરઆંહાક મુજમિલ વ મર્જૂ બૂદ...પેશ અજ જમીએ કુતુબે સમાવી ચહાર કિતાબે આસમાનીકે ૠગ્વેદ યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ વારાદ...અજહમીં કિતાબાં જાહીર અસ્તકે જમીએ ઇસરા રસલૂક વ અશગાલ તૌહિદ સીર્ઈદરઆંમ દર્જ અસ્ત્"

હવે બાઇબલમાં જે ઇજેકીલનું વર્ણન છે તે સાંભળો;—"જુવો, ઈસરાયલિયોનું ખુદાનું તેજ પૂર્વના રસ્તે આવ્યું. તે મને આ દ્વારની પાસે લાવ્યું કે જે દ્વાર પૂર્વની માફક રાહ જોઈ રહ્યું છે."

મસીહ વેદાન્તને માનનાર હતા, તેની પુષ્ટિમાં અમે આગળ ચાલીને તેનાં કાંઇક વાક્ય આપીશું. અહીં એ શંકા થાય છે કે, આપણને ઇસાઇયોનાં કરેલાં ૨૦૦૦ વર્ષના જુના અર્થો પ્રતિ તિરસ્કાર કરવાનો શો અધિકાર છે? તેનું સમાધાન સાંભળો.

(૧) પશ્ચિમવાળાઓ કરતાં સર્વોત્તમ અર્થ કરવામાં આપણે અધિક સમર્થ છીએ. કેમકે આપણે અને મસીહ બને પૂર્વ દેશીય છીએ. પશ્ચિમવાળાઓએ તો આજ સુધી પણ આપણને ઓળખ્યા નથી. તો પછી આજથી ૨૦૦૦ વર્ષ પહેલાં તે આપણને કેવી રીતે જાણી શકતા હતા? જેવી રીતે આપણે પૂર્વ દેશવાળા, મસીહના સમયના અને તેના આચાર વિચારનું યથાર્થ મહાત્મ્ય સમજી શકે છે તેવી રીતે પશ્ચિમવાળા સમજી શકતા નથી. પશ્ચિમમાં કાલચક્ર એટલી તેજીથી ચાલી રહ્યું છે કે જે આજ છે તે કાલે હોતું નથી. તેના વિરૂદ્ધ આપણે એવા સ્થિર છીએ કે આપણી કાલ અને આજમાં કાંઇ અંતરજ નથી. ઇસાઇઓએ આજ સુધી મસીહના વાસ્તવિક રૂપને જોયુંજ નથી: આ વિષયમાં એક ઉદાર ચરિત અમેરિકન વિદ્વાને લખ્યું છે કે:—

"Our western eyes have seen christ Weslernized, distorted in the lenses of Greciar speculation, of Roman Institution-alism" of medialval scholasticism."

* કુરાન વિગેરેનો આશય છે.

(૨) પશ્ચિમવાળાઓની વૃત્તિ લૌકિક છે અને આપણી પારલૌકિક છે. ચિત્તવૃત્તિના નિરોધનો મહિમા આપણે અહીંજ છે. તે લોકોના વિચાર પ્રાકૃતિક છે, પરંતુ આપણા ભાવ અને કલ્પનાઓ માનસિક છે, આપણે આત્મ સંબંધી વિષયોમાં અધિક રૂચિ રાખીએ છીએ જેથી સ્વભાવિક રીતે આપણે મસીહના વિચારોને યોગ્ય રીતે સમજવાને અધિક સમર્થ છીએ. પશ્ચિમવાળાઓ હાલ પ્રકૃતિના શયનાગારમાં પડેલા છે એવી દશામાં તેમને માટે આત્મિક સૂર્યનાં દર્શન અસંભવિત છે.

(૩) ધર્મા ધર્મના નિર્ણયમાં જે વિશ્વાસંજનક રીતિયોથી આપણે કામ લઇએ છીએ, તેથી તે લોકો અપરિચિત છે. ધાર્મિક વાતોને ધર્મની કસોટી પર કસવાને ઇસાઈ લોક પાપ સમજે છે. પણ આપણે તો યુક્તિ અને તર્કની સહાયતા સિવાયના કોઈ અન્ય પ્રમાણને પ્રમાણજ માનતા નથી. અને તેથી ધાર્મિક વિષયોમાં અમારોજ નિશ્ચય અને નિર્ણય અધિક માન્ય થઇ શકે છે.

(૪) આપણે બાઇબલના અર્થોની પરીક્ષા પક્ષપાત છોડીને કરીએ છીએ. પણ ઇસાઇ લોક પોત પોતાના મતો અને સંપ્રદાયોની તરફ અર્થોની ખેંચતાણ કરે છે. જેને લીધે યોગ્ય અર્થ જાણવાથી તે દુર રહી જાય છે.

આ કારણોથી આપણે ઇસાઇયોના કૃત્રિમ અર્થોની તરફ ધ્યાન ન આપતાં સ્વતંત્ર વિચાર કરવો જોઇએ. હવે આપણે વેદાન્તના પ્રકાશમાં મસીહના વાક્યાર્થ શોધવાનો પ્રયત્ન કરીશું.

## મસીહના સદુપદેશ.

ઇસાને જ્યારથી આત્મજ્ઞાન પ્રાપ્ત થયું ત્યારથી તે ક્રાઇસ્ટ (christ) ના નામથી પ્રસિદ્ધ થયા. જેમ સંન્યાસ ગ્રહણ કરવાથી પ્રથમ આશ્રમનું નામ બદલાઈ જાય છે તેની રીતે ઇસાનું નામ બદલાઇ ગયું. આત્માનો સાક્ષાત્કાર થવાથી જીવ રૂપી ભ્રમ નષ્ટ થઈ જાય છે, અને દેહ સંબંધી સઘળાં બંધનો પણ ટુટી જાય છે. અને તેથી નામનું બદલાવું એ સ્વાભાવિક છે. મસીહમાં અને આપણામાં યથાર્થતઃ કાંઇ ભેદ નથી. ભેદ કેવળ ક્રમનો છે. લોકોએ જ્યારે મસીહને એક બહુજ મ્હોટા મહાત્મા તરીકે ઓળખ્યા ત્યારે તેમની પૂજા કરવા લાગ્યા. એથી મસીહે ઉત્તર આપ્યો કે મને નિર્દોષ કેમ કહો છો ? પરમાત્મા સિવાય અન્ય કોઇ નિર્દોષ નથી. અહીં સંદેહ થાય છે કે મસીહ પોતાનું અનુસરણ કરવાને કેમ શિક્ષણ આપે છે. તો-તેનો ઉત્તર એ છે કે, તે જીવોપાસના કરવાનું શીખવતા નથી. તેનાં સઘળાં વાક્ય ઇશ્વરપરક છે. તે કહે છે કે ઉપાસના એકનીજ થઇ શકે છે અને તે એક ઇશ્વરજ આપણા પિતા છે. તેમણે કહ્યું છે કે હું અને મારો પિતા એકજ છીએ. તેનાં આ વાક્ય દેહબદ્ધ જીવનાં નથી. તેનું એ કહેવું છે કે તમે સત્યને જાણો, સત્યજ તમને મુક્તિ આપશે. આ વાક્ય કાંઇ તેના માટે નથી.

એનાં વાક્ય અમારે ત્યાં પણ મહાત્માઓનાં કહેલાં બહુજ મળી આવે છે. કૌશીતકીય બ્રાહ્મણોપનિષદમાં પ્રતર્દન નામના રાજાને તેના પરમ હિતની વાત ઇન્દ્ર આ પ્રકારે બતલાવે છે. "सहोवाच प्राणोऽस्मि प्रज्ञात्मातं मामायुर मृ ...मित्युपास्व" જે પ્રકારે આ વાક્ય ઇન્દ્રની ઉપાસનાનાં સૂચક નહીં પણ તે ઇશ્વર વિષયક છે. તેજ પ્રકારે મસીહનાં વાક્યોને પણ સમજવાં જોઇએ.

જ્યારે મસીહ આપણને સંસારની જ્યોતિ બતલાવે છે. ( I am the light of the world) ત્યારે તે એ સૂચવે છે કે આપણે પણ તેવાજ છીએ ( you are the light of the world. ) લોકોએ જ્યારે મસીહપર એમ કહીને પત્થર માર્યા કે તમે તમને પોતાને ઇશ્વર મનાવો છો, ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે જો તમે શબ્દ બ્રહ્મને જાણતા હો તો તમે પણ ઇશ્વર છો એથી સિદ્ધ થાય છે કે મસીહે આપણને જીવો પાસના શીખવી નથી.

### ઇશ્વર પુત્ર—Son of God.

એવીરીતે મસીહ પોતાનેજ ઇશ્વર પુત્ર કહેતા નથી. પરંતુ જેણે ઇશ્વરને પોતાના હૃદયમાં પ્રકટ કરી લીધા છે તેવા દરેક મનુષ્યને કહે છે. એથી સેંટ પાલે પણ કહ્યું છે કે, ઇશ્વર તે છે કે જે પરમાત્માને શોધવા ભટકતા નથી. મસીહે કહ્યું છે કે આપણો પિતા ઇશ્વર એક છે અને હું ઇશ્વરથી દુર નથી.

### ઇશ્વરીય રાજ્ય—Kingdom of Heaven.

મસીહે મુક્તિની રીતિ આ પ્રકારે બતાવી છે. જ્યાંસુધી મનુષ્ય દ્વિજન્મા ન હોય ઇશ્વરીયપદ પ્રાપ્ત કરી શકતો નથી, દ્વિજન્મા હોવાના આશય આત્મામાં જન્મ લેવો યા પ્રવેશ કરવો તે છે. આ ઇશ્વરીય પદની આપણે કયાં સુધી શોધ કરવી ? તો જવાબ મળે છે કે;—જુવો ઇશ્વરી રાજ્ય તમારીજ અંદર છે. મસીહ આત્મભેદને માનતા નહોતા. તેનું કથન છે કે, હું મારા પિતામાં છું તમે મારામાં છો અને હું તમારામાં છું. " મસીહે પ્રાર્થના કરી છે કે જેવી રીતે તે મને પ્રાપ્ત થયો છે, તેવીજ રીતે સાક્ષાત્કાર દરેક પ્રાણીને થાય. જેવી રીતે હું એક થઇ ગયો છું તેવીજ રીતે દરેક જણ એક થઇ જાય."

મસીહનો આદેશ છે કે, પ્રથમ ઇશ્વરીય પદની શોધ કરો, તે સત્ય છે અને સત્યજ આત્મા છે. જેથી તે પરમ પદ આપણાથી જુદું નથી. તેની પ્રાપ્તિથી તમે એવા પૂર્ણ થઇ જશો કે જેવી રીતે સ્વર્ગમાં તમારો પિતા છે.

### નિષ્કર્ષ.

આ વાકયોથી એ સિદ્ધ થાય છે કે મસીહના વિચાર વૈદિક હતા અને તેનું જીવન આદર્શ જીવન હતું. તેણે નિર્ભય થઇને પોતાના વિચારો પ્રકટ કર્યા છે. પરંતુ ક્રૂર અને પાતકી મનુષ્યોએ તેમના સન્માર્ગમાં અનેક વિઘ્નો નાંખ્યા છે. મસીહે તેમને કહ્યું છે કે મારે તમને બહુજ વાતો કહેવી છે. પરંતુ તેને તમે હજુ સુધી સાંભળી શકતા નથી. તેમને હજુ બહુજ કાંઇ શીખવું છે. મસીહ તેમને કહી ગયા છે કે જેવી રીતે પ્રકાશ પૂર્વમાંથી આવે છે અને પશ્ચિમ સુધી ફેલાઇ જાય છે તેવી રીતે આ મનુષ્ય પુત્રનું આવવું, પણ સમજવું.

અંતે મારૂં એવું નિવેદન છે કે મસીહની શિક્ષામાં વેદાન્તના અનેક તત્વો વિદ્યમાન છે. અને તેથી મસીહના અનુયાયિયોએ જાણવું જોઇએ કે, તે આપણા શાસ્ત્રોથી દૂર ન રહેતાં તેનું તેમણે અધ્યયન કરી અને તેમાંથી કાંઇ શીખવું. જોઇએ તે વડે અધિક આત્મજ્ઞાનનું સમ્પાદન કરવાને માટે મસીહ સ્વયં પૂર્વની તરફ આંગળી ઉઠાવી ગયા છે.

લક્ષ્મીધર કલ્લા.

# कमलनयनी.

( અનુસંધાન ગત વર્ષઅંક ૧૨ ના પૃષ્ટ ૩૯૧ થી ).

આજે હું તથા મારી પત્નિ કમલનયની એક વૈભવ શાળી બંગલામાં અમારાજ શહેરમાં રહીએ છીએ. અમારા જીવનનો નિભાવ કરી શકાય તેને માટે દ્રવ્યની તંગી અમને નથી, અમે અમારૂં જીવન દેશ હિતના કાર્યોમાં અર્પી દીધું છે. હું પુરૂષોને, અને મારી સુશીલ પત્નિ સ્ત્રીઓને સુધારવા પાછળ સતત મહેનત કરીએ છીએ દેશમાં પુરૂષ અને સ્ત્રી બંને મળીને સંસારનો પાયો રચાય છે. આ બંને જો યોગ્ય રીતે કેળવાયલાં અને સુશિક્ષીત હોય છે તો તેમના વડે ઉત્પન્ન થતી પ્રજા પણ ભાગ્યશાળી ઉત્પન્ન થાય છે. આમ છતાં પણ અમે નિરૂદ્યમી બેસી રહેતાં નહોતાં. મારા પિતાની સમૃદ્ધિનો હુંજ વારસ હોવાથી તે સર્વ મિલ્કતની મારેજ વ્યવસ્થા કરવી પડતી. હું તે નિયમિત રીતે કરતો હતો હાલ મારા પિતા વૃદ્ધાવસ્થાને લીધે મારા આવવાથી વાનપ્રસ્થાશ્રમ ભોગવતા હતા. અને પોતાની મિલ્કતની સર્વ સત્તા મને સોંપી દીધી હતી. આ સર્વ મિલ્કતની વ્યવસ્થા કરવામાં મને મારી સદ્ગુણશાળી પત્નિ મદદગાર થઈ પડી હતી.

આજકાલના ધનવાનોની માફક અમે માત્ર પૈસા કમાવા તેનેજ અમારા કર્તવ્ય રૂપે માનતાં નહોતાં પણ પૈસા કમાઇ તેનો સદુપયોગ કરવો એથીજ પૈસો કમાવો સાર્થક થાય છે. એવું માનતાં હતાં અને તેથી જે જે દ્રવ્ય અમને મળતું તેનો અમે સદુપયોગ કરી જાણતા. કોઈ પણ પ્રકારના ભેદ ભાવ સિવાય પૈસાને અમે યોગ્ય કાર્યમાં યોજતાં આવી રીતે અમે અમારૂં જીવન સુખમાં વિતાવતાં હતાં.

મહાત્મા શ્રી અને સાધ્વિ દેવી અમને અમારાં લગ્ન થયા પછી પોતાની પર્ણકુટી સોંપી વનમાં ગયાં હતાં. તે દરમીયાન અમે બંને જણ માત્ર ફળાહાર કરીનેજ અમારૂં જીવન વિતાવતાં હતાં અને દિવસનો ઘણો ભાગ અમે ગુરૂ ઉપદિષ્ટ મંત્રોનો વિધિસર જપ કરવામાં વિતાવતાં હતાં. તેમજ વખતો વખત અમો બંને સ્ત્રી પુરૂષ પરસ્પર સંસારના સુખો સંબંધી, સ્ત્રી પુરૂષના કર્તવ્ય સંબંધી, વાર્તાલાપ ચલાવતાં હતાં. આ વખતે અમે જો કે સાધુ જીવન ગાળતાં હોવા છતાં પણ અમારા એક બીજા પ્રતિના સ્નેહથી અમે સુખનો અનુભવ કરતાં હતાં, અને માત્ર ગુરૂના પ્રતાપથી અમે આ ઘોર જંગલમાં નિર્ભયતાથી ગુરૂના પધારવાની રાહ જોઇ અમારો સમય વિતાવતાં હતાં. અમારી પર્ણકુટીની નજીક થોડે દુર એક નદિનો નિર્મળ પ્રવાહ વહન કરતો હતો, અમે ઘણીવાર બંને જણ તે સ્થળે જતાં અને ત્યાંની સ્વચ્છ હવાનો લાભ લેતાં, નિર્મળ પ્રવાહ નિહાળતાં અને કુદરતની અલૌકિક લીલાનું અવલોકન કરતાં આનંદનો અનુભવ કરતાં હતાં. તે નદીમાં એક નાવડુ

હતું તેમાં બેસીને અમે ઘણીવાર રાત્રે ચંદ્રના પ્રકાશમાં સહેલ કરવા નીકળી પડતાં, આ વખતે અમને ઇશ્વરની લીલાનાં અગાધ સામર્થ્યોનો અનુભવ થતો.

આવી રીતે આનંદમાં દિવસો વિતાવતાં ઘણા દિવસ વ્યતિત થયા પણ મહાત્મા શ્રી પાછા પધાર્યા નહિ. અમને સંકટ વખતે પોથીમાં જોવાનું મહાત્માશ્રીએ કહ્યું હતું પણ હજુ સુધી અમે તે પોથીને છોડી નહોતી કારણ કે આ સ્થળે અમને કોઇ પણ પ્રકારનું સંકટ નહોતું. એક વખત અમે બંને જણ વનમાં વિચરતાં હતાં તેવામાં એક દિશામાંથી અવાજ આવતો જણાયો કે "બાળકો નિર્ભય રહેજો, ગુરૂમાં અને ગુરૂ ઉપદિષ્ટ મંત્રોમાં શ્રદ્ધા રાખી આવી પડતાં વિઘ્નોનો પરાજય કરજો. થોડાજ વખતમાં તમારા ઉપર એક મહાન આફત આવવાનો સમય આવી પહોંચ્યો છે." આ વાક્ય અમે સાંભળ્યું, જેથી ચારે તરફ નજર કરી પણ કોઇ માણસ જોવામાં આવ્યું નહિ. અમે ઘણી તપાસ કરી પણ આ શબ્દો ઉચ્ચારનારનો પત્તો મળી શક્યો નહિ. આથી અમે સાંથી શું વિઘ્ન આવશે તેની ચિંતા કરતાં પર્ણકુટી તરફ આવી પહોંચ્યાં. અર્ધ રાત્રિ વિતી ગઈ પણ કાંઈ વિઘ્નનાં ચિન્હો જણાયાં નહિ. આથી અમે બંને દંપત્તિ નિંદ્રા વશ થઈ ગયાં.

સવાર થયું પણ કાંઇ વિઘ્ન તો જણાયું નહિ, જેથી અમે આ તો અમથો ભણકારો હશે એમ માની પાછાં અમારા સંયમાદિ કર્તવ્યોમાં નિમગ્ન થયાં. આમ વળી કેટલાક દિવસ અમે અમારા આનંદમાં વિતાવ્યા. આ વખતે અમે પ્રથમ સાંભળેલી વિઘ્ન આવવાની વાત તો ભૂલીજ ગયાં હતાં. હજુ સુધી મહાત્માશ્રી ન પધારવાથી અમને ચિંતા થવા લાગી કે ઘણો વખત વિતિ જવા છતાં પણ હજુ પોતે કેમ પધાર્યા નહિ હોય; આમ વિચાર કરતાં મહાત્માશ્રીની રાહ જોતાં અમે દિવસ વિતાવવા લાગ્યાં. આ વખતે અમારી સ્થિતિ સાધુમય હોવાથી સંસારના પદાર્થો મેળવવાની લાલસા કરવાની કે કોઈ અન્ય ચિંતા નહોતી, અમારા બંને જણ વચ્ચેના પ્રેમમાં વિક્ષેપ કરનાર કોઈ કારણ મળી આવતું નહિ. વળી કમલનયની મારા સુખે સુખી, અને દુખે દુઃખી થતી. હું પણ તેને કોઈ પણ રીતે દુઃખ થાય એવું કોઇ કર્તવ્ય કરતો નહિ. ઘણા દિવસ આમ વ્યતિત થવાથી અમને ઘેર જવાનો વિચાર આવ્યો. અને ત્યાં જઈ પોતાના માબાપના વિયોગને દુર કરી પ્રાપ્ત સંપત્તિથી સુખ ભોગવવાનો અમે વિચાર કર્યો. પરંતુ મહાત્માશ્રીની આજ્ઞા ન હોવાથી અમારે આ વિચાર તો માંડીજ વાળવો પડ્યો. અમે ઘણી વખતે નાવમાં બેસીને નદીમાં ફરવા જતાં તે પ્રમાણે એક વખત રાત્રે ચંદ્રના પ્રકાશમાં અમે બંને જણ નાવમાં બેસી નદીમાં ફરતાં હતાં. ફરતાં ફરતાં નદીની મધ્યમાં આવી પહોંચ્યાં. આ વખતે એકાએક દૈવ સંજોગે નદીમાં ભરપુર પુર આવવાથી અમારી હોડી હાલડોલા થવા લાગી. અમને નદીનો અને નાવનો સંપૂર્ણ અનુભવ નહિ હોવાથી હોડી અમારા કબજામાં ન રહી, આ વખતે અમે બંને જણ કાંઈ પણ ઉપાય ન ચાલવાથી માત્ર ઇષ્ટનુંજ સ્મરણ કરવા લાગ્યાં. આમ પુરનો વેગ વધવાથી અમારી હોડી તો સમુદ્ર તરફ ઉછળતી અને ઘસડાતી તણાવા લાગી. એવામાં એકાએક ભ્રમર આવવાથી હોડી ઉંધી વળી ગઈ અને હું અને મારી ધર્મપત્નિ બંને જણ નદીના મધ્યમાં હોડીના ડુબવાની સાથેજ જળમાં પડ્યાં.

અપૂર્ણ.

# हीत वचन.

( સંશોધકઃ—વાડીલાલ કાકુભાઇ સંઘવી,—અમદાવાદ. )

સંત પુરુષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે.

૧. જો સદ્‌ગુણ ખીલવવાની તમારી ખરી ઇચ્છા હોય તો સજ્જનોને શોધો, અને તેમના સહવાસમાં રહો.

૨. સાદાઈ અને સરલતાને તમારી જિંદગીની કૂંચી બનાવો.

૩. જ્યાં સુધી તમારાથી નીચાં છે તેમને તમારી હારમાં ન મૂકો ત્યાં સુધી ઉંચા નહિ થવાય એ વાત ખૂબ યાદ રાખજો.

૪. હજારો ચરિત્રો વાંચતાં જે અસર ન થાય તેવી અસર સત્પુરુષની પા ઘડીની સોબતથી થઇ શકે છે.

૫. જે દીન–ગરીબ ઉપર દયા કરે તેજ મહાત્મા અને મોટી કીર્તિવાળો કહેવાય છે.

૬. જે બહુ વ્હાલી વસ્તુ હોય તેનો પરિગ્રહ કરવો એજ દુઃખદાયી છે.

૭. અનુકૂળ મળે ત્યારે કોઇ રીતે રાજી થવું નહિ અને પ્રતિકૂળ મળે ત્યારે કોઈ રીતે દીલગીર થવું નહિ.

૮. જેને આ સંસારમાં પ્રભુ સિવાય કોઈનો આધાર નથી તેમની સેવા કરવાથી પ્રભુનીજ સેવા કરી કહેવાય છે.

૯. માણસ માત્ર પર દયા રાખવાથીજ પ્રભુ પ્રસન્ન થાય છે, એ નકી સમજી પોતાનું જીવન પરોપકાર પરાયણ કરી દેવું જોઇએ.

૧૦. નાદાન શ્રીમંતાઇ કરતાં ભલી ગરીબાઈ હજાર દરજ્જે સારી છે.

૧૧. સુવિચાર, નીતિ અને સ્નેહ વગરનો આત્મા વસ્તિ વગરના ઘર જેવો છે.

૧૨. પૈસાનો એવો સારો ઉપયોગ કરો કે જેથી દુઃખ તમારા પર સ્વાર થઇ શકે જ નહિ.

૧૩. કોઈ પણ પ્રકારની આશા રાખી, કાંઇ પણ બદલામાં મેળવવાનું ધારીને દાન કરવું, તે દાન નહિ પણ એક જાતનું વેચાણ કહેવાય છે.

૧૪. હંમેશાં મગજમાં સુવિચારોનો સંગ્રહ કરી મનને ઉચ્ચાશયમાં રાખી, સત્યતા અને પ્રમાણિકતા સતેજ રાખતાં કે જેથી જીવન સુખદ અને મોહક બને.

૧૫. શ્રદ્ધા તથા વિશ્વાસથીજ ઇચ્છિલી વાત ફળીભુત થાય છે.

૧૬. મીલકતનો ઉત્તમ ઝરો અથવા સારી રીતે રહેવું એ કરકસર છે.

૧૭. તમારાથી મેળવી શકાય એટલું મેળવો, પણ તે પ્રમાણિકપણે ઉદ્યોગ કરી મેળવો.

૧૮. જે તમે આજ કરી શકતા હો તે કાલ ઉપર મુલતવી રાખતાજ નહિં.

૧૯. મોજમજા ખર્ચ કર્યા વિના ભોગવાતી નથી માટે તેથી સાવધ રહેજો.

૨૦. યથાર્થ નિંદ્રા અને લક્ષ્મિની જરૂર હોય તો પ્રયત્નશીલ બનો.

૨૧. મનુષ્ય જન્મ એક બીજા પ્રત્યે દ્વેષ કે વિરોધ કરવા માટે નથી, પરંતુ અન્ય મનુષ્યોને બને તેટલા ઉપયોગી થવા માટે છે.

૨૨. લોકપ્રિય થવું હોય તો અન્ય પ્રતિ નિઃસ્વાર્થ પ્રેમ રાખતાં શીખવું જોઇએ.

૨૩. અસત્ય અને પ્રપંચથી અન્યને છેતરવા કે દગો કરવો એ પોતાની જાતનેજ છેતરવા તુલ્ય છે.

૨૪. વ્યવહારમાં ગમે તેટલો લાભ થવાનો પ્રસંગ આવે તો પણ સત્યથી વિમુખ થવું નહિં.

૨૫. પ્રભુ જેવા દિવસ આપે તેવા માથે ચ્હડાવી નિભાવી લેવું જોઇએ.

૨૬. અનુભવ વિનાની અક્કલ અને પરિશ્રમ વિનાના પૈસા દુઃખને દૂર કરવામાં અને સુખ આપવામાં કામ આવતા નથી.

૨૭. જે બાબતનો ઠપકો આપણે બીજાને આપીએ તેજ બાબતની એબ આપણામાં છે કે નહિં, તેનો પ્રથમ વિચાર કરવો.

૨૮. કરોડો રૂપીયાના વ્યયે પણ જે યશ નથી મેળવતો. તે યશ ધનના વ્યય વિના માત્ર પ્રમાણિકપણાથી જામે છે, એ લક્ષમાં રાખવું.

૨૯. શરીર, વસ્ત્રો અને વ્યવહારમાં કામ આવતી દરેક વસ્તુએ સાફ રાખવાની જેટલી જરૂર છે, તે કરતાં હૃદયને સાફ રાખવાની વધારે જરૂર છે.

૩૦. જેવો માણસ મળે, જેવો સમય મળે અને જેવી આપણી લાયકાત હોય તેવોજ તકોચ્ચાર ને વ્યવહાર રાખવો કે પરિણામે પસ્તાવું ન પડે.

# आरोग्य सूत्रावली.

શરીરની આરોગ્યતા એ પ્રથમ સુખ છે. મનુષ્ય માત્રે પોતાનું શરીર હંમેશાં તંદુરસ્ત રહે અને રોગના પંઝામાં ન ફસાઈ જાય તેને માટે પ્રથમ ધ્યાન આપવાની ખાસ જરૂર છે. શરીર સુખી હોય છે તો શરીરદ્વારા સર્વ કાર્યો ઉત્તમ રીતે સાધી શકાય છે. સુખના સાધન રૂપે ગણાતા દ્રવ્યાદિ પદાર્થો પણ શરીર આરોગ્યતાવાળું હોય છે તો મળી શકે છે. શરીરની આરોગ્યતા ઉપર બીજા બધા સુખનો આધાર છે.

બહારની ગમે તેટલી સંપત્તિ હોય, નોકર ચાકરોનું સુખ હોય, સ્ત્રી પુત્રાદિ શુશ્રુષા કરતાં હોય અને ધનાદિ પદાર્થો પ્રાપ્ત હોય તો પણ માત્ર એક શરીર સંપત્તિ સારી ન હોય તો તે સર્વ નકામાં છે. માટે મનુષ્ય માત્રે પોતાના શરીરની વધુ કાળજી રાખવી જોઇએ. શરીરની આરોગ્યતા પાછળજ સર્વ સુખ હોય છે. જેથી મનુષ્યનું મુખ્ય કર્તવ્ય શરીરનું આરોગ્ય સચવાય તેવી કૃતિ કરવાનું હોય છે.

શરીર હંમેશાં તંદુરસ્ત રહે અને તેમાં રોગ કોઇ પણ વખતે ન થાય તેની દરેક માણસે કાળજી રાખવી જોઇએ. રોગ થયા પછી તેને નિમૂળ કરવા માટે પ્રયત્ન કરવામાં આવે છે તે કરતાં રોગ થાયજ નહિં તેવું વર્તન કરવું એ વધારે સલાહ ભરેલું છે. દરેક મનુષ્યે પોતાનું, પોતાના કુટુંબનું, પોતાનાં સ્ત્રી પુત્રાદિનું શરીર નીરોગ રહે તે ઉપર વધુ લક્ષ આપવાનું છે.

૬ શરીરને ટકાવી રાખનાર, પોષનાર અને વૃદ્ધિ કરનાર હવા, પાણી અને આહાર છે. આ ત્રણનો જો કુદરતના નિયમને અનુસરીને ઉપયોગ કરવામાં આવે છે તો, કોઈ પણ મનુષ્ય ભાગ્યેજ માંદુ પડે છે. મનુષ્ય જ્યારે માંદુ પડે છે ત્યારે તેણે આ કુદરતના નિયમોનો ભંગ કર્યો છે, એમજ માની શકાય છે. નિયમસર આહાર લેવો, શુદ્ધ પાણી પીવું, અને ચોખ્ખી હવા શ્વાસમાં લેવી એ આરોગ્યતાને અટકાવી રાખનાર છે.

અનિયમિત આહાર લેવો, પ્રમાણ કરતાં વધારે અથવા તો થોડું ખાવું, ગમે તેવું ગંદુ પાણી પીવું, ગમે તેવા સ્થાનની ગંદી હવાને શ્વાસમાં લેવી અને વ્યાયામ ન કરવો એ શરીરમાં રોગ ઉત્પન્ન કરનાર છે.

મનુષ્યે પચે તેટલો ખોરાક લેવો, તે બરોબર પચે તે માટે બરોબર ચાવી રસ કરી પેટમાં ઉતારવો, શુદ્ધ જળ પીવું, શુદ્ધ હવાથી ફેફસાંને ભરેલાં રાખવાં, ઘટતી કસરત કરવી, અને સુખ રૂપ વિશ્રાંતિ લેવી એ આરોગ્યતાને બક્ષનાર છે. તેમાંના કોઇ પણ નિયમનો જો કોઇ પણ માણસ જાણે કે અજાણ્યે ભંગ કરે છે તો તેના ફળ રૂપે, મંદવાડ તેની પાસે આવી મળે છે. અને તેથી જો કોઇ માણસને એવી ઇચ્છા હોય છે, કે આપણને રોગજ ન થાય તેને માટે પ્રયત્ન કરવો તો તેણે માત્ર ઉપરના નિયમોનું બરોબર રીતે પાલન કરવું જોઇએ.

## ૧. આહાર.

મનુષ્ય માત્રના જીવનનો આધાર અન્નપર હોય છે. શરીરનું પોષણ અને વૃદ્ધિ કરવામાં અન્નના જેવું બીજું સાધન નથી. અંદરની ઉષ્ણતા અન્નથીજ ઉત્પન્ન થાય છે. જુદા જુદા અવયવો જીર્ણ થઇ તેનાં શરીરના સૂક્ષ્મ અણુઓનો નાશ થતાં તેને બદલે નવાં તંદુરસ્ત અણુઓની ઉત્પત્તિ થાય છે. આ ક્રિયા અન્નનાં પોષક દ્રવ્યથીજ થાય છે. શરીર, બળ, બુદ્ધિ અને સામર્થ્યનો આધાર અન્ન ઉપર છે. કહેવત છે કે **અન્નમય પ્રાણ** એ ખોટું નથી.

### અન્નના વર્ગ.

રસાયનિક ગુણધર્માનુરૂપ પાંચ વિભાગ થઈ શકે છે. **૧** નૈટ્રોજન વિશિષ્ટ પદાર્થ, ૨ વસામય પદાર્થ, ૩ પિષ્ટસત્વ કિંવા શર્કરામય પદાર્થ, ૪ ક્ષાર અને ૫ પાણી. પ્રથમ ત્રણ વર્ગની ગણના સજીવમાં કરવામાં આવે છે અને ક્ષાર તથા પાણીની નિર્જીવમાં ગણના કરેવામાં આવે છે.

**૧ નૈટ્રોજન વિશિષ્ટ પદાર્થ**—આ જાતીના પદાર્થોમાં નૈટ્રોજન કાર્બન, હૈડ્રોજન અને ઓકિસજન આ મુખ્ય તત્વો સિવાય ગંધક અને ફોસ્ફરસનો પણ અંશ હોય છે. સર્વ કરતાં નૈટ્રોજન વાયુ વધુ પ્રમાણમાં હોય છે. આ વર્ગના પદાર્થોનો મુખ્ય ધર્મ શરીરની ઉષ્ણતા અને શક્તિ ઉત્પન્ન કરી તેની વૃદ્ધિ કરવાનો હોય છે. તે સિવાય જીર્ણ અણુઓની જગ્યાએ નવા અણુઓ ઉત્પન્ન કરવાની ક્રિયા આ પ્રકારના અન્નપર આધાર રાખે છે સારાંશ કે આ જાતિના અન્ન સિવાય જીવન ટકવું મુશ્કેલ છે. દૂધ, ઘઉં, વટાણા, તુવેર, અડદ, વાલ, બાજરી વિગેરે બેપડવાળાં ધાન્યોમાં આ તત્વ વધારે પ્રમાણમાં હોય છે.

**વસામય પદાર્થ**—હૈડ્રોકાર્બન્સ કિંવા ફેટ્સ તેમાં કાર્બન અને હૈડ્રોજન આ તત્વોનું પ્રમાણ વિશેષ અને ઓકિસજનનું પ્રમાણ થોડા અંશમાં હોય છે. દુધની મલાઇ, લુણી, ઘી અને વનસ્પતિના બીજમાંથી નીકળનાર તેલ એ આ વર્ગના પદાર્થો છે. આ પ્રકારના અન્નદ્વારા શરીરમાં ચરબીનો પ્રવેશ થાય છે. શરીરની ઉષ્ણતા અને શક્તિ,

અને તેની વૃદ્ધિ ચરબીથી થાય છે. વધેલી ચરબી શરીરના જુદા જુદા ભાગમાં વહેંચાઈ જાય છે. ખાંધ, થાપા; છાતીનો પાછલો ભાગ, સ્ત્રીઓનાં સ્તન, ઉદર પ્રદેશ વિગેરે જુદા જુદા ઠેકાણે ચરબીના થરે થર એકઠા જામી જઇ તે ભાગના આકારરૂપે થઇ એક પ્રકારની શોભા આપે છે. તે સિવાય ચરબીના થર તળે આવેલાં નાજુક અંગોનું ટંડી તથા વાગવાથી રક્ષણ કરે છે.

૩ પિષ્ટસત્વ કિંવા શર્કરામય પદાર્થ (કાર્બોહૈડ્રેટસ કિંવા સ્ટાર્ચીસ, શર્કરા વિગેરે) તેમાં કાર્બન હૈડ્રોજન અને ઓક્સિજન આ ત્રણ મુખ્ય તત્વો છે, ઉદ્‌ભિજ કોટિના સર્વ અન્નનો આ વર્ગમાં સમાવેશ થઇ શકે છે. બટાકા, રતાળુ, સુરણ, ગાજર, વિગેરે વનસ્પતિ, કંદ, ચોખા, બાજરી, ઘઉં, મકાઇ વિગેરે ધાન્યો અને આરારૂટ, સાબુદાણા વિગેરે પદાર્થોમાં પિષ્ટસત્વ (સ્ટાર્ચ)નું પ્રમાણ વિશેષ હોય છે. કેળાં, નારંગી, લીંબુ, સીતાફળ, કેરી, ડાડિમ, અનનસ, દ્રાક્ષ વિગેરે ઘણાં ખરાં ફળોમાં સાકરનું પ્રમાણ વિશેષ હોય છે. અને તેથીજ તે મીઠાં લાગે છે. વસામય પદાર્થોની માફક આ વર્ગના પદાર્થોમાં શરીરની ઉષ્ણતા અને શક્તિ વધારવાનો ધર્મ છે.

૪. ક્ષાર—સોડિયમ અને પોટેશિયમ કલોરાઇડસ, અથવા ફોસ્ફેટ અન્નની સાથે શરીરમાં જાય છે, હર વખતે ઉપયોગી થઇ પડનાર મીઠું અથવા સોડિયમનો કલોરાઇડ નામનો ક્ષાર છે. લીંબુ, આંબલી, કોકમ વિગેરે ફળોમાંથી સૈટ્રીક, ટાર્ટરિક, મેલિક, એસેટિક વિગેરે ઉદ્‌ભિજ એસિડો, અને તેમાંથી સૈટ્રેટસ, ટાર્ટરેટસ, એસેટેટ્સ, વિગેરે જુદા જુદા ક્ષાર બને છે. તે ક્ષારોનો શરીર વૃદ્ધિના કાર્યમાં વિશેષ ઉપયોગ થાય છે. ફક્ત ગ્રોટીડ પદાર્થ વિશેષ પ્રમાણમાં ખાવાથી સ્કર્વી નામનો એક પ્રકારનો ઉષ્ણતા મુળક રક્ત વિકાર ઉત્પન્ન થાય છે, તેથી તાવ આવી દાંતને હલાવી નાંખી ત્યાં સોજો ઉત્પન્ન કરી તેમાંથી લોહિ કાઢે છે.

તેમજ ઉદ્‌ભિજ એસિડોની સહાયથી પંચેન્દ્રિયનો પાચક રસ તીવ્રતાથી વધે છે. તેમાં અપચો થવાનો સંભવ રહેતો નથી. ઉદ્‌ભિજ અન્નમાં કાંઇક સારક ગુણ છે. જેથી મળ શુદ્ધિ બરાબર થાય છે. કલોરાઇડસ, અને ફોસ્ફેટસ ક્ષાર લોહિના પ્રવાહિપણામાં વિશેષ વધારો કરે છે. જેથી લોહિ ગંઠાઇ જવાનો સંભવ રહેતો નથી. તેથી લોહિનું એક સરખુ દ્રવવું અને લોહિમાંથી પોષક તત્વોનું શોષણ કરવાની ક્રિયા સતત ચાલુ રહે છે. શરીરમાંથી બહાર કઢાવવા યોગ્ય, ઉચ્છ્વાસ, પરસેવો, મૂત્ર અને મળ વિગેરેનો ત્યાગ કરવાની ક્રિયા બરાબર થાય છે. અને આ ક્રિયા હંમેશાં સરખી રીતે ચાલુ રાખવામાં ક્ષાર ઉત્તમ મદદ કરે છે.

૫-પાણી—બે ભાગ હૈડ્રોજન અને એક ભાગ ઓક્સિજનનો રસાયનિક સંયોગ થવાથી તેમાંથી પાણીની ઉત્પત્તિ થાય છે. કોઈ પણ પ્રકારના અન્નમાં પાણીનો થોડો ઘણો પણ અંશ હોય છે. ફળ અને શાકમાં પાણી વિશેષ પ્રમાણમાં હોય છે. કાકડી તડબુચ વિગેરે રસવાળા ફળોમાં ઘણો ભાગ પાણીનો હોય છે. પેટમાં ગયેલા અન્નનો પાણીની સહાયથી પાતળો રસ થાય છે. રસ પાતળો થવાથી પચનેન્દ્રિયના જુદા જુદા ભાગોનું તેને પચવવાનું કામ સારી રીતે ચાલે છે. અન્નરસ પાતળો થવાથી તેનાં પોષક દ્રવ્યો આંતરડાંમાં થઇને સૂક્ષ્મ રક્તવાહિનિયો દ્વારા લોહિમાં સહેલથી પ્રવેશ કરી શકે છે. અર્થાત તેની શોષણ ક્રિયા ત્વરાથી થાય છે. લોહિનું પ્રવાહિપણું પાણીની મદદથી વધે છે અને તેથી રુધિરા-

બિસ્રરણની ક્રિયામાં વિશેષ સહાય થાય છે. સિવાય તેનું-કાર્ય મળમૂત્રને બહાર કાઢવાનું છે તેમાં પાણીથી ઘણી મદદ મળે છે.

જીવનનિર્વાહ અન્ન કરતાં પાણી ઉપર વિશેષ આધાર રાખી શકે છે. કોઇ વખત પ્રાણિ અન્ન સિવાય કેટલાક દિવસ રહી શકે છે, પણ પાણિ સિવાય ચાલી શકતું નથી.

પ્રત્યેક જાતના અન્નમાં પાણી થોડે ઘણે અંશે રહેલું હોય છે. તે સિવાય મનુષ્યના પોષણને માટે ૫૦ થી ૮૦ ઔંસ પર્યંત પાણીની જરૂર પડે છે.

અન્નના મુખ્ય પ્રકાર સિવાય ચ્હા, કોફી, કોકો, મસાલા, તમાકુ, દારૂ વિગેરેનું વ્યસન કેટલાક મનુષ્યોને હોય છે. પણ તેનો અન્ન જેવો કાંઈ ઉપયોગ હોતો નથી. મસાલાનો ઉપયોગ અન્નને સ્વાદિષ્ટ કરવા માટે હોય છે. ચ્હા, કોફી અગર કોકો જેવાં વ્યસનો કેવળ ઉત્તેજક છે. અતિ પ્રમાણમાં કડક ચ્હા કે કોફી દિવસમાં વારંવાર પીવાથી અગ્નિમાંદ્ય, અપચો, બંધકોશ વિગેરે નાના પ્રકારના વિકારો શરીરમાં ઉત્પન્ન થાય છે. અને આ વિકારો થવાથી આરોગ્યતાની અને શરીરની વધુ ને વધુ કાયમની ખરાબી થઇને તેમાંથી અસાધ્ય રોગો ઉત્પન્ન થઈ મનુષ્યક્ષીણ આયુષી થાય છે. માટે વિવેકી મનુષ્યે કોઇ પણ પ્રકારનું વ્યસન કરવાની જરૂર નથી. અપૂર્ણ.

---

# ગર્ભિણી સ્ત્રીના પ્રસવ દુઃખનો ઉપાય.

(અનુસંધાન ચાલુ અંક ૫, પૃષ્ટ ૧૯૬ થી.)

( લેખક શ્રીયુત ડાકટર કે. સી. ઔડી. એમ. ડી. )

મનુષ્યોના જન્મ વખતે શરીર જેવું બળવાન હોય છે તેવાજ શરીરના સ્વાસ્થ્ય, બળ વિગેરેને ભોગવે છે, ગ્રહ પ્રકૃત નિયમથી કદી બળવાન અને કદી નિર્બળ થઇને ઐશ્વરીક કાર્ય કરે છે. સૂર્યાદિગ્રહ પોત પોતાની સ્થાનિક રાશિગત બળાબળ અનુસાર પૃથ્વિના ઉપર યથારીતિ શક્તિ પરિચાલન કરતા રહે છે. મનુષ્યો પૃથ્વિના અંતર્ભુક્ત જીવ છે તો તેના ઉપર ગ્રહોની યથાસંભવ શક્તિપરિચાલન કેમ ન હોઈ શકે? પૃથ્વિ અને સર્વ ગ્રહ સૂર્યની સાથે પરસ્પર આકર્ષણીય શક્તિ રાખવાને લીધે આખા જગતના સર્વ ગ્રહો પોત પોતાના સ્થાનપર રહીને પરિભ્રમણ કરે છે. કોઈ ગ્રહ પણ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઈ શકતા નથી. આ પ્રકારે પરસ્પર શકિતના ફલાનુસાર એકના ઉપર બીજાની ક્રિયા સહજમાં થઈ શકે છે. જેમ સૂર્ય અને પૃથ્વિના પૂર્વોક્ત રૂપ પરસ્પર સશક્તિ વશ સૂર્ય પૃથ્વિને ગરમી આપે છે અને પૃથ્વિમાંથી રસ ખેંચે છે. આ પ્રકારે ચંદ્રમા પૃથ્વિને રસ આપે છે. આ પ્રકારે પરસ્પર આકર્ષણીય શક્તિવશ અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે સૂર્ય પૃથ્વિનો રસ ખેંચવાને લીધે અને ચંદ્રમાના તેના વિપરીત દશામાં સ્થિત આકર્ષણિય શક્તિ દ્વારા પવતીય રસ પરસ્પર ઉલટી ચાલથી એકચિત્ત થઇને સર્વના રસાકર્ષનાનુકુલ્ય કરે છે. આને લીધે પૃથ્વિપરના સમુદ્રનું જળ ઉભરાઈને પ્રબળ જ્વાર-ઝાર ઉત્પન્ન કરે છે અને તે તિથિયોમાં જીવના શરીરમાં રસ-ધાતુ પ્રબળ ચંદ્રમાની શીતલતાથી અત્યંત વર્દ્ધિત અથવા સૂર્યની આકર્ષણ શક્તિ પુર્વ પ્રમાણે પ્રબળતા મેળવીને સર્વથી ન્યુનાધિક પરિમાણથી સ્વાસ્થ્ય પણ કમી કરી નાંખે છે. સૂર્યની ચાલના પ્રમાણે આપણી ઋતુઓમાં પણ ભેદ હોય છે.

સૂર્ય જ્યારે કર્ક રાશીપર આવે છે ત્યારે શ્રાવણમાં વરસાદ વરસે છે, અને સૂર્યના કન્યારાશિ પર આવવાથી શરદ ઋતુનો પ્રવેશ થાય છે અને જગત્ શોભાયમાન થાય છે. ઋતુઓની સાથે સાથે મનુષ્યના શરીરની ધાતુઓમાં પણ ફેરફાર થાય છે. અને કાંઇ અંતર પણ થઇ જાય છે જેમકે વર્ષા કાળમાં વાયુ પ્રકોપ થાય છે અને શરદ ઋતુમાં પિત્ત પ્રકોપ ઇત્યાદી થાય છે. અને દરરોજ સવારમાં કફ, બપોરે પિત્ત અને સાંજુકે વાયુનો પ્રકોપ થાય છે.

આ પ્રકારે બાલ્યાવસ્થામાં કફ, યુવાનીમાં પિત્ત અને વૃદ્ધાવસ્થામાં વાયુનો પ્રકોપ પ્રબળપણે થાય છે. આની શક્તિનો વિચાર કરવાથી જણાય છે કે ગ્રીષ્મ ઋતુમાં મંગળ અને રવિ પ્રબળ હોય છે. અને પિત્તની પ્રબળતા થાય છે. વર્ષા કાળમાં ચંદ્રમા બળવાન થાય છે. આ કારણથીજ તેની શીતળતાથી કફનો સંચાર થઇને વાયુને રોકીને પ્રકોપાવે છે. અને જીવન કાળની મધ્યમ અવસ્થામાં ગ્રહોના સાધારણ અધિકાર અનુસાર કાળ ભેદ થાય છે.

જીવન કાળમાં પ્રથમ ચાર વર્ષ સુધી ચંદ્રમાનો અધિકાર હોય છે. ચંદ્રમા શીત ઉત્પન્ન કરે છે. આ વખતે કફ, શ્લેષ્મની પ્રબળતા થાય છે. શ્લેષ્મને જીવના બળના આધાર રૂપ કહીને તેને બાલાકફ કહે છે. બાલ્યાવસ્થામાંજ જીવના શરીરમાં બાલાકફ વધે છે અને તેજ શક્તિયોને વધવાનો યથાર્થ સમય છે. એ વાસ્તે સ્તન કે જે શ્લેષ્માજનક જલ સંબધી પદાર્થ છે તે તે વખતે શરીરના પોષક રૂપ થાય છે. ચંદ્રમા મસ્તક, ઉદર વિગેરે ઉપર આધિપત્ય રાખે છે. તે ઉપરાંત દશ વર્ષ સુધી બુધનો અધિકાર હોય છે. બુધ વાત, પિત્ત અને કફને સમાન રાખે છે. આ વખત પૂર્વ સંચિત યથાસમાવેશ ક્રમથી કામ કરવાનો પ્રારંભ થાય છે. એ વાસ્તે આ વખતે સ્વભાવથીજ ચંચલતા, વાતચિત કરવામાં ચતુરાઇ અને બુદ્ધિનો પ્રકાશ હૃદયમાં આવવા લાગે છે. એજ કારણથી આ વખતે વાતો કરવી વિગેરે જેટલું શિક્ષણ અને તે અનુસાર ક્રિયાદિમાં પ્રવૃત્તિ થાય છે. બુધ મસ્તક અને જીવ્હા ઉપર અધિકાર રાખે છે, આ દેશમાં ચૌદ વર્ષની અવસ્થામાં સ્ત્રિયો ગર્ભવતિ થાય છે. સાધારણ રીતે ચૌદ વર્ષની અવસ્થાથી શુક્રનો અધિકાર થાય છે. આ વખતે સર્વને જ્વાની આવેલી હોય છે. શુક્ર રજોગુણને ઉદીપન કરે છે અને વાક્પટુતા, રસજ્ઞતા વિલાસિતા, વિગેરે મનુષ્યમાં પ્રકટ થવા લાગે છે. શુક્ર ગ્રિવા અને જ્ઞાનેન્દ્રિયોની ઉપર આધિપત્ય રાખે છે. આ પ્રકારે યથાક્રમે રવિ, મંગળ વિગેરે આધિપત્ય કરે છે. બાયોકેમિકના નિદાનમાં ફાસ્ફેટ ઑફ પોટાશ ( Phosphate of Potas ) મેષ રાશિ ચંદ્ર સ્વરૂપનું કામ કરે છે. મેષ રાશિનો માલિક મંગળ છે અને તેના અધિકારના સમયે સાધારણ સ્ત્રિયોને ગર્ભ રહે છે. મંગળ રક્ત અને ગ્રીવાની ઉપર અધિપત્ય રાખે છે.

જીવન કાળમાં શુક્ર, રવિ. અને મંગળનું સાધારણ રીતે શરીરના ઉપર આધિપત્ય રહે છે. અને જન્મ કાળના ગ્રહોનું પોત પોતાના સ્થાનીય બળની અનુસાર કાર્ય થાય છે. જન્મ કાળમાં જે સ્ત્રિયોને શુક્ર, રવિ અને મંગળ વિરૂદ્ધ હોય છે. તેને પ્રસવના સમયે નિશ્ચય કષ્ટ પડે છે. જ્યારે આપણા લોકના શરીરની ધાતુ પ્રબળતા સ્વભાવ સિદ્ધ હોય છે ત્યારે તેના બગડવાથી સ્વાસ્થ્યનું બગડવાનો અવશ્ય સંભવ છે. અને ગર્ભસ્થિત બાળકની ઉપર ચંદ્રમાનું આધિપત્ય રહે છે. ચંદ્રમા મસ્તકના ઉપર આધિપત્ય રાખે છે આથીજ બાળકનું મસ્તક પ્રથમ બહાર નિકળે છે. ફોસ્ફેટ ઑફ પોટાસ ગર્ભિણી સ્ત્રિયોને

ગોઝ રીતે સેવન કરાવવાથી પ્રસવ વખતનાં નાના વિધ સંકટોથી તેની રક્ષા થશે એ વાત નક્કિ છે. પ્રસવ કાળમાં તેની અસાધારણ ક્ષમતા જોઇને ધાત્રી વિદ્યાભિજ્ઞ ચિકિત્સકોને આશ્ચર્ય થાય છે. અને તેથી અમે સાધારણ રીતે ગર્ભિણી સ્ત્રિયોને તેનો નિયમિત વ્યવહાર કરવાની અનુમતિ આપીયે છીએ. આમાં કોઈ પણ પ્રકારનું ઝેર હોતું નથી કે જેથી ગર્ભિણી ને કોઇ પ્રકારની હાનિ થાય તેનો વ્યવહાર કરવાથી પ્રસુતિકા અને બાળકનું રક્ષણ કવચની તુલ્ય થાય છે, તેમાં હારથી બાળકનો જન્મ થતી વખતે કોઈ પણ પ્રકારનું ગર્ભિણીને કષ્ટ થતું નથી. અને દાઇ વિગેરેને બોલાવવાની પણ જરૂર પડતી નથી, અથવા તો કોઇ પ્રકારનું ગર્ભિણીને હેરાન થવું પડતું નથી. ડાકટર વિગેરેને બોલાવવાના ખર્ચની આવશ્યકતા પડતી નથી, અને કોઇ પ્રકારનું કષ્ટ સહેવું પડતું નથી. તેનો પ્રયોગ આ પ્રમાણે કરવાનો છે કે એ ગ્રેન દરરોજ સવાર અને સાંજે સેવન કરવું. અને પ્રસવ કાળ વખતે ગ્રેન, ગ્રેન કરીને દસ દસ મિનીટે આપવાથી થોડાજ સમયમાં નિર્વિઘ્નપણે પ્રસવ થાય છે. તેમાં કાંઇ સંદેહ નથી. દવા ગરમ પાણીની સાથે પીવાથી અધિક લાભ થાય છે. તે દવા ( ફોસ્ફેટ ઑફ પોટાસ, ) નિચેની વસ્તુઓની બને છે;

પોટાસિયમ નામની ધાતુ, હાઇડ્રોજન, ઓક્સિજન નામના ગેસ અને ફોસ્ફોરસ નામની ધાતુ આ ત્રણના પરસ્પર રાસાયનિક સંયોગ દ્વારા ફોસ્ફેટ ઓફ પોટાસ તૈયાર થાય છે.

---

# વિવિધ ઘરગતુ વૈદુ.

( લેખકઃ—વૈદ્ય. દુર્લભદાસ હરજીવનદાસ પારેખ. )

**સંગ્રહણી—અતીસાર.**

૧ નાગરમોથ, મોચરસ, લોદર, ધાવડીનાં ફુલ, કાચા બીલાનો ગર્ભ, ઇંદ્રજવ, અફીણ, સુદ્ધ કરેલો પારો, શુદ્ધ ગંધક એ નવે વસ્તુ સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું તેમાં મોરપીંછાની ભસ્મ તોલા ૨ મેળવવી રોજ સવાર સાંજ ાા તોલો મધમાં મેળવી ચાટવું.

૨ શુદ્ધ પારો; શુદ્ધ ગંધક, શુદ્ધ હીંગળો; ટંકણખાર, સુંઠ, મરી, પીપર, જાયફલ; લવીંગ, તેજપાલ, ઇલાયચી; ચિત્રક, નાગરમોથ, ગજપીપર, તાર, સુગંધીવાળો, અભ્રખ ભસ્મ, ધાવડીનાં ફુલ. અતવીસતીકળી, મોચરસ, અફીણ, એ સર્વે વસ્તુ ચાર ચાર તોલા લઈ સર્વેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી એક માસા ( ૭ રતીભાર ) ચૂર્ણ સાકરની સાથે ખાવું. તેથી-સંગ્રહણી અને ધાતુવૃદ્ધિ આયુષ્યની વૃદ્ધિ કરે છે.

**ઉંઘ લાવવાની દવા**—અફીણ ૧૨ ઘઉંભાર, તુખમેકાહુ ૩૦ ઘઉંભાર, પીંપર ૩૦ ઘઉંભાર, કાળાં મરી ૩૦ ઘઉંભાર, સુંઠ ૩૦ ઘઉંભાર, સર્વેનું ચૂર્ણ કરી બાવળના ગુંદરના પાણીએ ગોળી વાળવી. તેની માત્રા ૧ વાલની લેવી.

**મોઢેથી લોહી ઓકવું**—સુગંધીવાળો, ચંદન, ખસ, મોથ, પીતપાપડો સર્વે સરખે વજને લઈ ઉકાળો કરવો તે ઠરે ત્યારે પીવું.

**ત્રીદોષની દવા**—શુદ્ધ ગંધક, શુદ્ધ પારો; તામ્ર, લોહ, અભ્રખ, ત્રીફળા, શીલાજીત, ગુગળ, ચિત્રક તે સર્વે તોલો ૧ પ્રમાણે લેવું, તોલા ૫ કડુ લેવું તેની ગોળીઓ વાળવી તેની માત્રા વાલ ૧ની ગોળી કરવી. રોજ સવારે સાંજ બબ્બે બબ્બે લેવી. તેના ઉપર ઉકાળો—ચીકણો, અરડુસી; આદુ, દરેક રૂ ૧ ભાર લઇ તેનો ઉકાળો કરી એક અધોળ પીવો.

## નેત્ર રોગના ઉપાયો.

૧ જેઠીમધ, ગેરૂ, સિંધાલુણ, દારૂહલદર, ખાપરીયું, ગરમ પાણીમાં વાટી આંખના ફરતો લેપ કરવાથી આંખનાં દરદો મટે છે.

૨ આવળનાં બીજને વાટી ઝીણું ભરણ માફક કરી આંજવાથી દુખતી આંખ સારી થાય છે અને આંખમાં ચડેલું લોહી તોડી નાંખે છે.

૩ દારૂડીનું દુધ નેત્રરોગને માટે અકસીર છે.

૪ ચોમાસામાં જે અળશીયા થાય છે તે સુકાઇ ગયેલા અળશીઆ લાવી વાટી ભૂકો કરી તે ભુકાને રૂમાં વીંટી તેની વાટ જાડી કરવી. તે કાકડાને ઘીમાં બોળી દીવો કરવો ને તેનું કાજળ પાડવું તે કાજળ આંખમાં આંજવું તેથી રાતે અગર દીવસે અંધારામાં પુરતી સેસની માફક દેખે છે.

૫ ખાખરાના મૂળમાંથી વીધીસર તેલ કાઢી તે તેલ આંજવાથી આંખનાં દરેક રોગ મટાડે છે.

૬ સર્વે નેત્ર રોગહર નેત્રાંજન—કાળા નાગના પેટની અંદરની ચરબી લાવી તેને લોઢાની નાની તવીમાં કે એક છાલીઆમાં ચરબી નાંખી અંગારા ઉપર મૂકી તેનું તેલ બનાવવું, તે તેલ ગાળી લઈ તેમાં રૂની વાટો એ ત્રણ બોળી દીવો કરવો તે દીવાની (મસ) ઉપર કાજળ પાડવું તે કાજળ આંખમાં દીવસ ૩૦ અંજન કરેથી આંધળા જેવો માણસ દેખતો થાય છે અને મુઢ ગર્ભવાલી બાઇને ગર્ભનો પ્રસવ થાય છે.

## वन्ध्या रोग.

(લેખક. વૈદ્ય કૃષ્ણારામ ભવાનીશંકર.)

(૨)

ભારતવાસી પ્રિય બંધુઓ? વંધત્વપણું એ શરમીંદગી માની, બાળક એ આનંદનો ઝરો માની, બાળકો રમાડવાની તિવ્ર જીજ્ઞાસાથી, વારસો સોંપવાના હેતુથી, અગર શ્રાદ્ધ પહોંચે સ્વર્ગે જવાની લાલસાથી કે અન્ય કારણોથી—ગરીબ યા તવંગર, રાજા અને પ્રજા, સામાન્ય રીતે સર્વ બંધુઓ, સંતતી માટે પુર્ણ ઇચ્છા રાખે છે અને વલખાં મારે છે. એ નિ:સંદેહ છે. આ ઇચ્છાને સ્વાધિન થઈ કોઈ કોઈ વખત સુધરેલા કહેવાતા અને અધિકાર પ્રાપ્ત કરેલા પુરૂષો પણ વ્હેમ વહનમાં તણાએલા અમારા જોવામાં અને સાંભળવામાં આવેલા છે.

પાલીતાણા પાસે સાત નેસ કરી એક નેસ છે. ત્યાં એક "ભરવાડ" "મને નાગ પસંદ" છે. એવી વાતો ઉડતાં સેંકડો મનુષ્યો—ત્યાં અંધ મટવાને, સંતતી લેવાને, અને દરદોથી મુક્ત થવા થોડાં વરસ પહેલાં ગયાં હતાં. અને સ્થળે સ્થળે એજ વાત આ વિભાગમાં ચાલી રહી હતી. અંધ શ્રદ્ધાની પણ બલિહારી છે. કહેવત છે કે—"દુનિયાં ઝુકતી હે પણ ઝુકાવને વાલા ચહીએ" એ કહેવત આ વખત સાચી ઠરી હતી. લાભ તો પ્રભુની કૃપા કે દવા ઉપચારથીજ થયો હતો અને થાય છે. વાસ્તવિક રીતે-સંતતી ન થવામાં સ્રીઓ કે પુરૂષો, દરદો યા શારીરીક ખામીને આધિન હોય છે.

**પુરૂષોની ખામી**—(૧) બાલ્યાવસ્થામાં હસ્ત દોષની ભયંકર કુટેવથી પુરૂષત્વ ખોઇ—ઉતી જુવાનીમાં વૃદ્ધ જેવા ના લાયક બની ગયા હોય છે—(૨) કોઇ સવાવસ્થામાં અતિ

રતિવિલાસમાં પડી ઉપદંશ જેવા મહાન વ્યાધિને વશ થયા હોય છે. (૩) પ્રમેહ—નપુંષકત્વપણું. (૪) નિર્જીવ વિર્ય. (૫) સ્ત્રી પુરૂષ વચ્ચે પ્રેમની ખામી. (૬) ઓને રજો દર્શન પહેલાં કાચી કુમળી વયમાં સંસાર વ્યવહારમાં પોતાને લાયક ગણી કાચાં ફળ વેડર્યાં હોય છે. આવા આવા અનેક દોષો કરી પ્રાપનો પોટલો બાંધ્યો હોય છે, તેથી સંતતી રમાડવાને એનસિબ રહેવાય છે. વિર્ય એ શરીરનો રાજા છે—સ્ત્રીયોએ ૧૬ વર્ષ અને પુરૂષોએ ૨૫ વર્ષ બ્રહ્મચર્ય પાળી પછી સંસાર માંડવો જોઇએ. એક પતિવૃત અને એક પત્નીવ્રત પાળવું જોઇએ. પછી જોઈ લ્યો કે સંતતી કેવી પરાક્રમી ઉત્પન્ન થાય છે?

ભાગ્યોદય—અગષ્ટ ૧૯૧૫ પૃષ્ટ ૨૪૦ મેં કેટલીએક હકીકત આપી છે. તેમાં વિશેષ પ્રકાશ પાડવા, આજે આ લેખ આપની સેવામાં અને વાંચનારી આલમની સેવામાં રજુ કરૂં છું.

**(૧) ગર્ભસ્થાનની જન્મથી કંઈપણ ખોડ ખાંપણ**—એટલે જનન અવયવોની અપૂર્ણતા, કોઇને ગર્ભ સ્થાન બીલકુલ હોતું નથી; અગર હોય છે તો બહુજ જીણું અગર નાનું હોય છે. ઉમ્મરે બધા અવયવો ખીલ્યા છતાં ગર્ભાશય નહોય તેની સાથે ગર્ભ અંડ પણ હોતાં નથી. પ્રસવ માર્ગનો દ્વાર હોય નહીં અગર બંધ હોય છે. આવી સ્ત્રીયોને સ્તન પણ હોતાં નથી. આવી સ્ત્રીયો મોટી થાય તોપણ છોકરી જેવી લાગે છે. બાંધો બરાબર વધતો નથી. કોઈ કોઈ વારતો આવી છોકરીમાં પુરૂષ જેવાં લક્ષણ હોય છે. પ્રસવ દ્વાર ટુંકું હોય અગર હોયજ નહીં. અથવા ફળવાહિની અપૂર્ણ કે—ખામી વાળી હોય. (ફળવાહીની=ગર્ભ અંડની સાથે બેઉ બાજુએ બે નળી ગર્ભાશય સુધી હોય છે તે.) સ્ત્રીના, ઉત્પત્તિ અવયવો અને તેના માર્ગો સાંકડા એટલે સંકોચાએલા હોય તો તેથી પણ ગર્ભ રહે નહીં. જેમકે પ્રસવ માર્ગનો સંકોચ. અંદર પડદો બહુ કઠણ હોયતો અંતરાય આવ્યા છતાં બ્હાર ન આવવાથી અંદર જમાવ થાય છે અને ઋતુ વખતે પીડા થાય છે; તેથી રક્તની ગાંઠ. સોજો, પીડા વગેરે દરદો થાય છે.

**આડો પડદો હોય તેનાં લક્ષણો**—સ્વામી સમાગમની અડચણ. પુરી ઉમ્મર થયા છતાં અને છાતી વગેરે અવયવો ખીલ્યા છતાં દરમાસે પીડા થાય, પણ રક્ત બહાર ન. આવે; ત્યારે એમ સમજવું કે—આડો પડદો છે. અગર માર્ગનો સંકોચ છે.

**(૨) કમળનું ફરી જવું** કમળનું મોં પ્રસવ દ્વાર તરફ રહેવાની જરૂર છે. કમળ જરા પણ ફરી જાય, અને પ્રસવ દ્વારથી જરા છેટું જાય તો પણ ગર્ભ રહી શકતો નથી.

ઉપાય—કમળ ફરી જાય તે કાંઈ દવા ખાધાથી કે અંદર લેવાથી સીધું થાય નહીં, પણ તે ફરવાનાં જે કારણો હોય તે દુર કરવાં; અને યોગ્ય સ્થિતિમાં સુવાડીને આંગળીની મદદથી યુક્તિથી ફેરવી શકાય છે.

**કમળ ફરી ગયાની નીશાની**—(૧) સ્વામી સમાગમ વખતે પીડા થવી. (૨) અંતરાયની પીડા. અંતરાય બહુ અથવા ઓછો થવો અને દરદ સાથે થવો. (૩) ગર્ભાશયનું હેઠે ઉતરી આવવું. (૪) વરમ થવો. (૫) છોકરાં નહીં થવાં. (૬) પેશાબ બહુ થાય કે ટપકયા કરે. (૭) ઝાડો કબજ રહે. હરશના જેવું દરદ લાગે. (૮) કમર વાંસો અને માથામાં પીડા થવી. (૯) કસુવાવડ થાય. એમાંનાં કેટલાંએક લક્ષણો હોય ત્યારે કમળ ફરેલું જાણવું.

(૩) સ્વામી સંબંધ ન થઇ શકવો–યોની પટલ બહુ મજબુત હોયતો સમાગમ અસંભવિત બનેછે. કદાપિ કુદરતિ રીતેજ માર્ગ સંકાચાએલો હોય–માર્ગમાં તેનાં જખમ કે ઘારૂં હોય, માર્ગ બહુ ટુંકો હોય, મોં બહુ સાંકડું હોય, સંબંધ માર્ગમાં તેના ઉપર કે કમળના મોં ઉપર જખમ હોય, કે તે ભાગ આગળ કાચો પડદો હોય, આવા કારણોથી સમાગમ દુખ દાયક થઇ પડે–મોટી સ્ત્રીને ઘણીવાર હીસ્ટ્રીયા જેવાં લક્ષણ થઇ આવે છે.

ઉપાય—પડદો સખ્ત હોય તો કાતરથી કપાવવો. અને રૂઝ લાવનારી દવાનું પોનું મારવું. જો જખમ હોય તો રૂઝવવાના ઉપાય કરવા. માર્ગ સાંકડો હોય તો પહોળો કરવાનું યંત્ર આવે છે તે પહેરાવવું. ચીરા પડયા હોય તો રૂઝવવાના ઉપાય કરવા. અને એ કારણો દૂર ન થાય ત્યાં સુધી સમાગમથી દૂર રહેવું.

( ૪ ) ગર્ભાશયમાં કોઇ ગાંઠ બાઝી હોય અથવા ચરબી જામી ગઇ હોય તો તેથી પણ દહાડા રહેવાનો અટકાવ થાય છે. ગર્ભ ન રહેવા માટે સ્ત્રીના બધા ઉત્પત્તિ અવયવો સંપૂર્ણ સારી રીતે ખુલ્લા તથા રોગ વિનાનાં જોઇએ.

( ૫ ) જે સ્ત્રીનું શરીર ફુલી જાય તેને ગર્ભ રહેતો નથી. એને ખાસી ગઇ કહે છે ખાસી જવું એટલે ચરબીથી શરીર જાડું થઇ જવું.

( ૬ ) પરમો, ચાંદી, પ્રદર વગેરે કારણો–દહાડા ન રહેવાનાં દરદ રૂપ છે. આવાં દરદોથી સ્ત્રીના ગર્ભાશયમાં વરમ થાય છે. એ વરમ મટે તો દહાડા રહે. વરમવાળી સ્ત્રીને દહાડા રહે તો ગર્ભ અવતરી મરી જાય. કોઠે રતવા છે એમ બોલાય છે તેજ આ દરદ. કોઇ કોઈ આ દરદને જાતીની ચાંદી પણ કહે છે. આવી સ્ત્રીયોને "ફળઘૃત" ઘણું સરસ કામ કરે છે. અમોએ "ફળઘૃતથી." પુષ્કળ કસુવાવડો અને મરતાં બાળકો અટકાવ્યાં છે.

હવે એક ગોરજી મહારાજ આ સંબધમાં સાત કારણો બતાવે છે અને તેના ઉપાયો કહે છે તે તેનાપર ઉપયોગી બાબત થઇ પડશે તે નીચે પ્રમાણે.

( ૧ ) કમળ ફરકે તેથી ગર્ભ નરહે. ૨. કમળ ઉપર માંસ બંધાય તેથી ગર્ભ ન રહે. ( ૩ ) સંગ કરવાથી હૈયુ દુખે તો યોનીમાં કીડા જાણવો, તેથી ગર્ભ ન રહે. (૪) દેહમાં પિત હોય તો અંતરાય વ્હેલો આવે તેથી ગર્ભ ન રહે. (૫) રૂધિરાપિતથી ગર્ભ ન રહે ( ૬ ) શીત હોય તો ગર્ભ ન રહે. મોએ લોહી થુંકે. ( ૭ ) ભૂત, પ્રેત પિશાચ ગુરદોષ, સાતે રોગના ઉપાય અને ચિન્હો—( ૧ ) અંગ–શરીર ફુજે તો કમળ ફરકયું જાણવું તેને કપાસીઆનાં બીજ અને મોર પીંછ એકઠાં વાટી ન્હાયા પછી દીન ત્રણ યોની ધોવરાવવી. તો ગર્ભ રહે. (૨) સંગ કર્યા પછી કેડ દુખે તો કમળ વાયે બંધાણું જાણવું ન્હાયા પછી દીન ત્રણ હીંગ તેલમાં ઉકાળી યોની ધોવરાવવી તો ગર્ભ રહે. (૩) સંગ કર્યા પછી પગની પીંડી દુખે તો માંસ બંધાણું જાણવું. તેને ઘોળું ઉરૂ. હાથીનો નખ. વાટી સરસીયા તેલમાં ઉકાળી યોની ધોવરાવવી. ( ઋતુ પછી દીન ત્રણ. ) માંસ છુટી મટી ગર્ભ ધરે. ( ૪ ) સંગે હૈયું દુખે તો કીડા જાણવો. સાકરના પાણીમાં દરહ અને એલાં પલાળી રૈતુપછી દીન ત્રણ યોની ધોવરાવવી. કીડા મરે અને ગર્ભ રહે. ( ૫ ) સંગ કર્યા પછી ડુંટી તથા યોની દાઝે. પરસેવો થાય તો પિત્તરોગ કહીએ. કપુર, માલકણ, બાવચી કાળાં મરી. જાયફળ, મીરજ, કેસર સાથે યોની ધોવરાવવી એ રૂતુ પછી દીન ત્રણ. ગર્ભ રહે. પ્રથમ લોહી કાળુ આવે તો પિત કહીએ.

( ૬ ) શીત હોય તો ગર્ભ ન રહે. મોએ લોહી થુંકે–ઉપાય ભમરીનાં ઘર એકઠાં કરી ઉકાળી રૈતુપછી દીન ત્રણ યોની ધોવરાવ્યે–શીત જાય. (૭) ભૂત પ્રેતાદિક માટે મંત્ર. આ ઉપાય પણ કેટલાએક ઉત્તમ જણાય છે.

# इंग्लंडना राजकुटुंबनुं युरोपनां बीजां राजकुटुंबो साथेनुं सगपण.

૧. **ઇંગ્લંડ અને જર્મની**—નામદાર પંચમ જ્યોર્જ અને જર્મનીના કૈસર બંને મામા ફોઇના દિકરા ભાઇ થાય છે.

**ના. શહેનશાહ જ્યોર્જ**—જેમ નામદાર મહારાણી વિક્ટોરીયાના પુત્ર સ્વ. ના. સાતમા એડવર્ડના પુત્ર થાય છે તેવીજ રીતે

**જર્મન કૈસર**—એ ના. વિક્ટોરીયા રાણીની પુત્રી પ્રીન્સેસ ફ્રેડરીક જર્મનીના પુત્ર થાય છે.

૨. **ઇંગ્લંડ અને રૂશિયા**—રૂશિયાના ના. ઝાર અને ના પંચમ જ્યોર્જ બંને સગા મશીઆઈ ભાઇ થાય છે. એટલે ના. પંચમજ્યોર્જનાં માતુશ્રી રાજમાતા અલેકઝાંડ્રા અને રૂશિયાના ના. ઝારનાં માતુશ્રી બંને સગી બેનો થાય છે.

વળી ના. વિક્ટોરીયા રાણીની દિકરી પ્રિન્સેસ આલીસની પુત્રી ઝરીના એ રૂશિયાનાં રાણી છે એટલે,

**જેમ** ના. પંચમ જ્યોર્જ અને કૈસર, મામા ફોઈના ભાઇ થાય છે તેમ રૂશિયાનાં રાણી ઝરીના એ ના. પંચમ જ્યોર્જનાં ફોઇની દિકરી થાય છે.

૩. **ઇંગ્લંડ અને બેલ્જીઅમ**—બેલ્જીયમના રાજા એ મહારાણી વિક્ટોરીયાના કાકાના દિકરા ભાઇ કાઉન્ટ ઑફ ફ્લેંડર્સના પુત્ર થાય છે. એટલે શહેનશાહ પંચમ જ્યોર્જ અને બેલ્જીયમનો રાજા બંને વિક્ટોરિયા રાણીના પ્રપૌત્રજ ગણાય.

૪. **ઇંગ્લંડ, ગ્રીસ અને જર્મની**—ગ્રીસનો રાજા પહેલો જ્યોર્જ તે રાજમાતા અલેકઝાંડ્રાનો ભાઇ થાય એટલે ના. પંચમ જ્યોર્જનો મામો થાય છે, અને તેના પુત્ર ક્રાઉન પ્રીન્સની યુવરાણી તે મહારાણી વિક્ટોરીયાની છોકરી પ્રીન્સેસ ફ્રેડરીક જર્મનીની પુત્રી, અને જર્મન કૈસરની સગી બ્હેન ક્રાઉન પ્રીન્સેસ છે.

એટલે ગ્રીસનો યુવરાજ ક્રાઉન પીન્સ, ના. પંચમ જ્યોર્જનો મામાનો દિકરો ભાઈ થાય છે. અને તેની યુવરાણી ક્રાઉન પ્રીસેસ તે તેમની ફોઇની છોડી બેન અને કૈસરની સગી બેન થાય છે.

૫. **ઇંગ્લંડ અને સ્પેન**—ના. જ્યોર્જ જેમ મહારાણી વિક્ટોરીયાના પૌત્ર છે તેમ સ્પેનની રાણી એ વિક્ટોરીયાનાં પૌત્રી છે. ઇંગ્લંડ અને સ્પેનનો યુવરાજ બંને મહારાણીના પ્રપૌત્ર છે.

૬. **ઇંગ્લંડ અને પોર્ટુગાલ**—પોર્ટુગલનો રાજા મેન્યુઅલ ના. મહારાણી વિક્ટોરીઆ રાણીની પીયરની બાજુથી પ્રપૌત્ર છે.

૭. **ઇંગ્લંડ અને સ્વીડન**—ના. પંચમ જ્યોર્જની કાકાની છોકરી બ્હેન એટલે ડયુક ઑફ કોનાટની છોકરી પ્રીન્સેસ માર્ગારેટનું લગ્ન સ્વીડનના યુવરાજની સાથે કર્યું છે. એટલે તે સ્વીડનનાં ભાવિ રાણી છે.

૮. **ઇંગ્લંડ, ડેન્માર્ક અને નોર્વે**—ડેન્માર્કનો હાલનો રાજા એ રાજમાતા એલેકઝાન્ડ્રા રાણીના સગા ભાઇ થાય છે. જેથી શહેનશાહ જ્યોર્જના સગા મામા થાય છે, અને શહેનશાહનાં સગી બ્હેન પ્રીન્સેસ માંડ એ નોર્વેની રાણી છે.

# वैद्क टुचका संग्रह.

પ્રદર—કાચાં કેળાંને દુધમાં મીલાવીને ખાવાથી સર્વ પ્રકારના પ્રદર રોગ મટે છે.

સોમરોગ—સ્ત્રીઓને ધોળી ધાતુજવી-શ્વેત પ્રદર. પાકાં કેળાં, આમળાંનો રસ, મદ, ખાંડ અને દુધ સર્વને એકત્ર મેળવી પીવાથી સ્ત્રીઓનું સોમધાતુનું જવું બંધ થાય છે.

ત્રિદોશશૂળ—શંખ, સીંધાલુણ, શેકેલીહીંગ અને મરી સુંઠ અને પીંપર સર્વનું સરખે ભાગે ચુર્ણ કરી ગરમ પાણી સાથે ૨ વાલની માત્રામાં લેવાથી ત્રીદોષ જનક શૂળ મટે છે.

ધાતુપુષ્ટિ—ગાયનું ઘી ૨ શેર અને દુધ ૨૦ શેરમાં શતાવરીનું ચુર્ણ અર્ધો શેર પકાવવું. તૈયાર થયે સાકર, ઘુંટેલી પીંપર, અને મદ તે ઘીમાં મેળવી સેવન કરવાથી અત્યંત વીર્યની વૃદ્ધિ થાય છે.

સ્ત્રીઓનું ધાવણ શુદ્ધ થાય—પીંપર, પીંપરી મૂળ, ચવક, સુંઠ, અજમો, જીરૂ કાળીજીરી, હળદર, સંચર, મીઠું સર્વને સરખે ભાગે લઈ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી કાંજીમાં પકાવી તેનું પાન કરવાથી સ્ત્રીઓનું દુધ શુદ્ધ અને વિકાર રહિત થાય છે તથ દુધ વધે છે.

ગર્ભિણીસ્ત્રીનું શૂળ અને તાવ—નાગરમોથ, ગળો, બીલું, સુગંધી વાળો સર્વના ક્વાથમાં મદ મેળવી પીવાથી ગર્ભવંતીસ્ત્રીનું શૂળ તથા તાવ મટે છે.

ઉલટી—વરીયાળી તથા કપુરી મધુરીનું ચુર્ણ પાણીમાં પીસી પીવાથી બધી જાતની ઉલટી મટી જાય છે.

હરશ—કમુંબાનાં કુળાં પાંનને કાંજીમાં પકાવીને શાકની પેઠે ખાવાથી હરસ મટે છે,

સંગ્રહણી—જીરૂ, શાહજીરૂ, ધાણા, સુકીલુણી અને દુધેલીનો છોડ સર્વે સરખે ભાગે લઈ ચુર્ણ કરી ઠંડા પાણી સાથે ખાવું અને અડબીનું શાક દહીં વિગેરે ખોરાક ખાવે જેથી સંગ્રહણી મટે છે.

મુત્રકચ્છ—સફેદ તલનો ખોળ અને ગુંદીના પાનનું ચુર્ણ ઉનાં પાણી સાથે પીવાથી ભયંકર મુત્ર કચ્છ મટે છે.

પ્રમેહ—શેમળાનું ચુર્ણ અને સાકર સરખે ભાગે લઇ સવારમાં ૨ વાલની માત્રાથી ખાવાથી મટે છે.

કમળો—અર્ધો તોલો અઘાડાનું મુળ અને અર્ધો તોલો ખીજડી-સમડીનું મુળ બન્નેને છાસમાં વાટી પીવાથી કમળો, સોજા અને પાંડુ રોગ મટે છે.

## આવતો અંક.

અમારો આવતો અંક દીવાળીનો બહાર પડશે તે બરોબર દિવાળી ઉપર દરેક ગ્રાહકને મળશે. તે અંક સાથે નવા વર્ષનું પંચાંગ દરેક ગ્રાહકને ભેટ મળશે. તે ધ્યાનમાં લેવું. માટે તા. ૧ લીએ ઉતાવળ કરવી નહિ. -- તંત્રી ભાસ્યોદય.

રતવા—તુંબડીનાં બી, વાવડીંગ, કડુ, એરંડાનાં બી, લીંબડાની લીંબોળી, કુંવાડીયાંનાં બી, બાવચી, અંઘાડાનાં બી સર્વે ભાગે લઇ ખાંડી તલના તેલમાં ઘુંટી ઘુપેલની માફક તેલ ગાળી તે તેલ રતવા ઉપર ચોપડવાથી મટે છે.

ખસ—સીંધવખારને કુંવરપાઠાંના રસમાં ઘુંટી ચોપડવાથી સુકી ખસ મટે છે.

વાઇ-મૃગી—હડકાયા કુતરાનું હાડકું પાણીમાં ઘસી નાકમાં ટીપાં નાંખવાથી અને નગોડના મૂળનું ચુર્ણ ખવરાવવાથી વાઇનું દરદ મટે છે,

વા—ઘુપેલ તેલની માફક રાળનું તેલ કાઢી તે તેલ ચોપડવાથી વા મટી જાય છે.

બાળકનું ગળું પડવું—સુંઠ, પીંપર, સીંધવ, હરડે, ઉપલેટ, વજ સર્વ સરખે ભાગે લઈ વસ્ત્ર ગાળ ચુર્ણ કરવું. તે ચુર્ણને નાની પાડી કે વાછડીના છાણનો રસ કરી લુગડે ગાળી લઈ તેમાં વાટી ઘુંટી પછી લુગડે ગાળી નાંખી તેમાંથી ૧ રતી રસ ધાવણ અથવા તો મદ સાથે મેળવી બાળકને પીવરાવવાથી અને બાળકના ડોકાને બે હાથે જરા પકડી સહેજ ઉંચું કરી, પછી તાળવે જવખાર-મદમાં કાલવી ચોપડવાથી બાળકનું ગળું પડવું—તાલું કંટક, અને તેથી થતા રોગો જેવા કે તાળવે ખાડો પડવો, તરસ લાગવી, ધાવે નહિ, ઝાડો બંધ થાય, ચકરી આવે, મુખસુકાય, આંખો આવે, ઉલટી થાય, હાથ પગ ગળી જઇ શરીર સુકાઈ જાય વિગેરે રોગ મટેછે.

---

# विविध वर्तमान.

**ખોટી જાહેર ખબરથી ઠગાઈ**—જેમ્સ પેટ્રીક અને કું. ના નામે ધંધો કરનાર ગંગુ નાઈડુ સામે ફાઉન્ટન પેન માટે રૂ. ૧] મોકલનારને સોનાનું ઘડીઆળ મફત આપવાની જાહેર ખબર છપાવી ઘડીઆળ ન આપવાથી ઠગાઈ કરવાના હેતુથી ખોટી લલચાવનારી જાહેર ખબર આપવા માટે તેના ઉપર ત્રણ આરોપ સાબીત કરી દરેક આરોપ માટે રૂ. ૩૦૦ના દંડની અને દંડ ન આપેતો દરેક આરોપ માટે ત્રણ માસની સખત સજાનો ઠરાવ તા. ૧૪ મી મંગળવારે જ્યોર્જ ટાઉન પોલીસ કોર્ટમાં કરવામાં આવ્યો હતો.

**જયંતી**—ત્રેયો વૃદ્ધ દાદા, દેશભક્ત શ્રીમાન દાદાભાઇની ૯૧ મા વર્ષની જયંતી તા. ૪ થીના રોજ હીંદના નાના મોટા સર્વ સ્થળોએ ઉજવવામાં આવી હતી. તે પ્રસંગને અનુસરી આ વખતના આ અંકમાં શ્રીયુક્ત દાદાભાઇ, સ્વ. ના ગોખલે, અને મી. વાચ્છાનાં ચિત્ર આપવામાં આવ્યાં છે.

**સ્ત્રીઓને કચેરીમાં નીમવાનું બંધ**—વડોદરા રાજ્યમાં સ્ત્રીઓને કચેરીઓમાં કારકુનની જગ્યા આપવા સંબંધમાં ના. મહારાજા સાહેબે, જો જગ્યા આપવામાં આવે તો સ્ત્રી વર્ગની મર્યાદા અને માન જળવાય તેમ તેને કયાં બેસાડવાં, અને કેવા પ્રકારનું કામ સોંપવું તેમ તેમણે વસ્ત્રો કેવી ફેશનનાં પહેરવાં તે બાબતનો નિયમ કરી પછી જગ્યા આપવાનું જણાવવાથી ના. દીવાન સાહેબે હાલ સ્ત્રીઓને આવી જગ્યાએ નિમવાનું યોગ્ય નથી એવું જણાવ્યું છે.

**સ્ત્રી કેળવણી**—હીંદુ સ્ત્રીઓમાં કેળવણીનો વધારો અને ઉત્તેજન આપવા માટે

વડોદરાના ના. મહારાણી ચીમના બાઇએ દોઢ લાખ રૂપિઆની રકમ. લાયક સ્ત્રીઓને સ્કોલરશીપ આપવા માટે આપી છે.

**જપ્ત**—આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા એ નામનું પુસ્તક લેખક શ્રી નારાયણ વસનજી ઠક્કુર અને પ્રકાશક શ્રીયુત ઇચ્છારામ સુર્યરામ દેશાઇ ગુજરાતી પ્રેસ તે પુસ્તક જપ્ત કરવામાં આવ્યું છે. એવું સરકારી ગેઝીટમાં જાહેર કરવામાં આવ્યું છે.

**કેદીઓને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ**—પી. કો. કા. ૩૭૬ અને ૩૭૭ મુજબ અને ક્રી. પ્રો. કો. ક. ૨૦૯ અને ૧૫૦ મુજબ ૧૫ થી ૨૧ વર્ષની ઉમરના ગુનેગારોને ૧૨ મહીનાથી ઓછી સજા થઇ હોય અને પહેલાં સજા થઇ ન હોય તો તેવા કેદીઓને ધારવાડની બોર્ટલ જેલમાં હુન્નર ઉદ્યોગ શીખવવાને મોકલી આપવાનો સરકારે એક ઠરાવ બહાર પાડ્યો છે.

**મફત અંગ્રેજી કેળવણી**-અમદાવાદમાં દશા ખડાયતા વણીક જ્ઞાતિમાં અંગ્રેજી કેળવણી મફત આપવા સંબંધી વિચાર કરી યોજના ઘડવા તથા ફંડ એકઠું કરવા વકીલ મી. ચીમનલાલ રણછોડલાલ દેશાઇ બી. એ. એલ. એલ. બી. ના પ્રમુખપણા નીચે એક સભા ભરાઇ હતી. જેમાં વાર્ષિક રૂ. ૬૦૦ સુધીનું ફંડ થયું હતું.

**રેલ**—જોનપુર અને લખનૌમાં વરસાદથી રેલ આવવાથી ઘણાં મકાનો તુટી ગયાં હતાં.

**દુકાળ**—વડોદરા રાજ્યમાં દુકાળ માટે મે. નીંબાલકરને ફેમીન કમીશનર નીમ્યા છે. ઘાસ, અનાજ તથા તગાવી માટે રૂ. ૩ લાખની મંજુરી અપાઇ છે. સીંધ, ગુજરાત, કાઠીઆવાડ કચ્છ પશ્ચિમ બંગાળમાં દુકાળનું સંકટ ફેલાયું છે. અનાજના ભાવ ૧૩ થી ૫૦ ટકા જેટલા વધ્યા છે.

અમદાવાદમાં દુકાળના સબબે શુક્રવારમાં જીજ કીંમતે ઢોરાં વેચાવા માંડયાં છે. એક ૩૦૦ રૂપીઆની ટંકે મણ દુધ આપતી ભેંસ રૂ. ૧૦૫ માં, બળદો ૬ રૂપીઆમાં, ભેસો રૂ. ૧૦ માં વેચાય છે.

**મીલો**—કાપડની છુટથી ખરીદી થતી ન હોવાથી, રૂના ભાવ વધી જવાથી મુંબાઇની મીલો બંધ થવાનો સંભવ છે.

**ખાંડ**—આ અઠવાડીયામાં જાવાથી ૭૧ હજાર ખાંડના કોથળા મુંબાઇમાં આવ્યા છે. જેથી ખાંડનાં ભાવમાં ઘટાડો થવા સંભવ છે.

**લાહોર ફીતુર કેસ**—લાહોર ફીતુર કેસમાં ૬૧ આરોપીમાંથી ૨૪ ને ફાંસીની સજા અને ૨૭ ને જન્મ દેશનીકાલની અને ૬ ને જુદી જુદી મુદતના કેદખાનાની સજા કરવામાં આવી છે, અને ૪ ને છોડી મુક્યા છે.

**લડાઇ**—ત્રેબીઝન્ડની દક્ષિણે-પશ્ચિમે રૂશિયાની મોટી ફતેહ થઇ છે. રૂશિયાના ઝારે દરીયાઇ કાફલા અને લશ્કરની સર્વોપરી સત્તા-રૂશીયન લશ્કરનું સેનાપતિપણું ના. ઝારે લીધું છે. અને સેનાપતિ ગ્રાંડ ડયુક. નીકોલસને કોકેસસના વાઇસરોય અને સેનાપતિ નીમ્યા છે. પેટ્રોગ્રેડ નજીક આઓઇતા ખાતેના દારૂગોળા બનાવવાનું એક જંગાવર કારખાનું જરમન કામદારોની મદદથી ગઇ વસંતઋતુમાં ઉડાડી મુક્યું છે.

**પ્રદર્શન**—રંગુન ખાતે આવતા ફેબ્રુઆરીમાં બાળકોનું પ્રદર્શન ભરાશે.



श्रीकृष्णभगवान.

*The Manoranjan Press, Bombay.*

॥ સચિત્ર  માસિક. ॥

# ભાગ્યોદય.

પુસ્તક ૩. } { ઑક્ટોબર સને ૧૯૧૫ } { ભાદ્રપદ સં. ૧૯૭૧ } { અંક ૮.

## परमेश्वरने केवा साधको प्रिय छे.

( વૈષ્ણવ પ્રાણ થકી પ્યારા, એ લય. )

શ્રી ઈષ્ટને તે સાધકો પ્રાણ પ્યારા,
જેને શ્રી ઈષ્ટ છે પ્રાણ પ્યારારે;—
ઈષ્ટમાં રાખે વૃત્તિ વહેતી, સંતત જેવી તૈલ ધારા,
ખાનપાન આદિ ભૂલી જતા પણ, ઈષ્ટ નામ જે ન ભૂલનારારે;—
તન મન ધન આદિ ઈષ્ટને અર્પી, આપે બની રહે ભીખારા,
ઈષ્ટ સ્મરણને સાચું ધન માની, અધિક જે સંગ્રહનારારે;—
અનવધિ પ્રેમને ઉરમાં પ્રકટાવી, ક્રોધ દ્વેષ જેણે સંહાર્યા,
નિર્ભય સ્વરૂપ ઈષ્ટમાં રમી જેણે, શોક ભય ચિંતા નિવાર્યારે;—
આવે વિપત્તિ કે હાનિના પ્રસંગો, તે હસ્તે મુખે ખમનારા,
શ્રદ્ધા ધરી જેહ માને જે ઈષ્ટ મારૂં, અશુભ ન કદી કરનારારે;—
ઈષ્ટ ઈચ્છાથી સ્થિતિ આવતી જે જે, હિત તમ તે ગણનારા,
સર્વ સ્થિતિમાંથી હિત કરી ધારણ, હિત સ્વરૂપ જે થનારારે;—
ઈષ્ટ સ્વરૂપ લહી, પ્રાણી પદાર્થ પ્રતિ, આત્મદૃષ્ટિને ઢાળનારા,
પ્રાણ જતાં છતાં કોઈ પણ પ્રાણીનું, અશુભ ન ચિંતવનારારે;—
જીવત્વ કેરૂં અહંપણું ગાળી, સ્વરૂપનું અહં ધરનારા,
આત્માના શુદ્ધ ધર્મ નિજમાં આરોપી, મસ્ત થઈ વિચરનારારે;—
આત્માનું સામર્થ્ય યત્ન કરીને, ઉરમાંહિ ઉપજાવનારા,
ઈષ્ટ સ્વરૂપ જે આપ બનીને, ઈષ્ટ પદને પ્રસારનારારે;—

ઇષ્ટના પ્રીતિપાત્ર જનોને, જે ની કદી નિંદનારા,
ઇષ્ટના પ્રીતિપાત્રનાં ચરણો, પ્રેમથી જે સેવનારારે;—
ઇષ્ટ પ્રસન્નતા પામવા અર્થે, જીવન જે ગાળનારા;
ઇષ્ટને સ્વાધિન કરવામાં તેના, જ્યાં ત્યાં પડે પોબારારે;—
હોંશે વધાવી લઇ, હૃદય શું ઇષ્ટ કહે, તેને ધન્ય ધન્ય પુત્ર મારા,
ઉપેન્દ્ર નરહરિ પ્રભુને જેણે, કદીએ ગણ્યા નથી ન્યારારે;—

श्री उपेन्द्र.

## साधनशस्त्र सजी समरमां चढवा साधकने प्रोत्साहक वचनो.

(કેમ ભસે છે ભાન, એ લય.)

સજી સાધન હથીયાર, સમર ચઢી કર વીર! જય જયકાર.
તુજ પીઠે કર ચાર-પ્રભુતા, નથી તું જ થાવી હાર;
દુર્બળ તું નથી, સબળ મહા તું, વીર ત્રીભુવન વિજયી,
ત્રિભુવન વિજયી ખડ્ગ સમીપ છે, તુજ કર માંહિ લઇ,
વીર હાક વગાડી આજે, ગગને વિજય ધ્વજ રાજે,
કેર કર દૃઢ યત્ન અપાર વીરા, થઇ સાધનમાં એક તાર;—કર.
ક્યાં બાળક ધ્રુવજી અને, ક્યાં અવિચલ મહારાજ્ય,
પણ સત્સાધનના બળે, ભોગવતા તે આજ; કર.
ક્યાં નરવર નાગર પ્રભુ, ક્યાં રોહીદાસ ચમાર,
પણ નિજ આંતર બળ વડે, વશ કીધા શ્રી મુરાર; કર.
જે સાધનની સિદ્ધિથી, મળતું મહા સામર્થ્ય,
તે સાધનને સાધીને, સાર સકલ તુજ અર્થ; કર.
દધિચિએ નિજ હાડકાં, શિબિએ નિજ માંસ,
તુચ્છ ગણ્યાં જે બળ થકી, પાત્ર તે સાધન ખાસ; કર.
એવા બળને પામજે, તન મન વિભવ અપાર,
પરહિત કાજે પ્રાણ પણ, થાય ન દેતાં વાર; કર.
જમદગ્નિ આ ક્રોધને, વિકાર ને શુકદેવ,
જે બળથી જીતી શક્યા, તે બળની કર સેવ; કર.
દીધાં અષ્ટાવક્રને જનકે તન મન પ્રાણ,
તદ્વત તું બળ પામજે, દેવાને મહા દાન; કર.
હરિશ્ચંદ્ર સરખો થજે, વચન તું પાલનહાર,
સહનશીલ મુરૂધ્વજ સમો, કર્ણ સમો દાતાર; કર.
બુદ્ધની પેઠે ત્યાગજે, વૈભવ પ્રયત્ન કાજ,
ચ્યવન મુનિ સમ ચિત્તથી, આરાધ તું ગુરૂરાજ; કર.
વસિષ્ટ મુનિ સમ તું રહે, મહા જ્ઞાનમાં સ્થિત,

થઇ રહે તું પ્રહ્લાદ સમ, ભય માત્રથી રહિત; કર.
એવું બળ તું પામ જે, સાધનથી પ્રતિદિન,
પ્રભુ પણ પોતાને લડે, નિત્યે તુજ આધીન; કર.
દુર્વાસા સમ થઇ રહે, સદા અકર્તા રૂપ,
ભક્ત થજે ઉદ્ધવ સમો, ભક્તિ વિષે અનુપ; કર.
મરણ ભલે આવી મળે, પણ નવ સાધન ત્યાગ,
સાધન માંહિ શ્રેષ્ટ જે, ગણાય છે જપ યાગ; કર.
ગણાવતો જો હોય તો, જગમાં પ્રભુનો દાસ,
તો પ્રભુમય થાતાં લગી, રટ પ્રભુ શ્વાસોશ્વાસ; કર.
સાચી નરહરિ પ્રભુ કૃપા, સાધી સાધન પામ,
અભય આણ વર્તાવીને, નિર્ભય પદે વિરામ. કર.

શ્રી उपेन्द्र.

---

## પ્રિય વચન વદવા સુબોધ.

કચ્છી કાફી. ( નિદરા આયેતા નિમાણી,—એ લય. )

નિર્મળ કર તારી વાણી, કટુ વચને કદી તાડીએ ન કોઇ પ્રાણી.
કઠોર વાણી ન વદની કદી, કહીએ ન શબ્દ કોને તાણી;—
ઇર્ષ્યાના શબ્દ ના બોલીએ, વચન ન વદ દ્વેષ આણી;—
નિંદાથી કદી બોલ ન તું, વ્યક્તિ છે દુષ્ટ ફેલાણી;—
તોછડી વાણી ન ઉચ્ચારજે, અસત્ય ન કદી જોઇ જાણી;—
ચીડાઇને કોઇથી ન બોલવું, મર્મ વચન દુઃખદ નાણી;
ભયનો જનક એક શબ્દ ન કહે, હાનિજનક એ પ્રમાણી;—
બોલ ન ચિંતાજનક એક વેણ, કહેવી ન શોકની કહાણી;—
નિરૂત્સાહ વચનની મુખે, કદી ન ફેરવતો તું ઘાણી;—
શબ્દ જે અન્યનું હિત ના કરે, ફેંકી તેની ન ધાણી;—
કર બાંધવ ! તુજ મુખને સદા, આનંદ વચનની ખાણી;—
ભવ દવથી બળતા જનને, છાંટ મધુર વાક્ય પાણી;—
નિર્ભય ને નિશ્ચિતપણા,—કેરા વચનની કર લ્હાણી;—
ધૈર્ય અને ઉત્સાહ તું દે, મતિ જો છે તુજ શાણી;—
જ્ઞાન શૃંગારથી શૃંગારજે, પ્રેમ વસ્ત્રે વાણી રાણી;—
વાણી શિરે તું મુકુટ ધરજે, સ્મરણનો સારંગપાણી;—
નરહરિ પ્રભુ તુજમાં બોલશે, નિર્મળતાની એ એંધાણી;—

શ્રી उपेन्द्र.

# तमारे कया बळनी जरुर छे.

અમુક મનુષ્ય બળવાન છે એવું પોતે ધારે છે, અમુક મનુષ્ય પોતાના બળનું એવું અભિમાન રાખે છે કે, જો કોઈ પાંચ સાત મનુષ્યો સામા આવે તો તેને પણ મારી હઠાવવાનું પોતાનામાં સામર્થ્ય છે, એમ માને છે. આમ છતાં પણ યથાર્થ રીતે તે બળવાન હોય એમ તેના વર્તનપરથી જણાતું નથી.

મનુષ્ય માત્રે બળવાન થવું જોઇએ. બળવાન થવું એ પુરુષત્વને પ્રાપ્ત કરવા તુલ્ય છે. ઘણા મનુષ્યો કામ કરવામાં, ચાલવામાં, કુસ્તી કરવામાં વિગેરે શારીરિક કાર્યો કરવામાં બળવાન જણાય છે. છતાં પણ આપણે તેમને યથાર્થ બળવાન માની શકીએ તેમ નથી.

ઘણી જગ્યાએ એવાં દૃષ્ટાંતો મળી આવે છે કે ઘણા મનુષ્યો વ્યવહારમાં ન્યાયાધિશનો, મેજીસ્ટ્રેટનો કે કલેકટર જેવો માનનીય અને સત્તાવાળો હોદ્દો મળવાથી બહારથી રાજ્ય સત્તાના બળે કરીને લોકોમાં માન મેળવે છે, લોકો તેમના પ્રતિ માનની નજરે જુવે છે, અને પોતે પણ પોતાને આવો માનનિય હોદ્દો મળવાથી ભાગ્યશાળી માને છે. અને તેમાં વળી કેટલાક સત્તાના બળના અભિમાને ફસાઇ જઇ પોતાના અહંકારમાં છક બનીને અન્ય લોકો કરતાં પોતે મહાન છે એવું અભિમાન રાખે છે. કેટલાક પોતાનો વેપાર રોજગાર સારો ચાલતો હોવાથી પૈસાના બળથી બહાર મોટર ગાડીઓમાં સેલ કરતા પૈસાના છકથી છકી જઇ આ સંસારમાં પોતાને મહા ભાગ્યશાળી માને છે. આવી રીતે ઘણા મનુષ્યો વ્યવહારમાં અનેક મનુષ્યોની દ્રષ્ટિએ ભાગ્યશાળી અને સુખી દેખાય છે. આ લોકો પૈસા અને સત્તાનું બળ ભલે ધરાવતા હોય, છતાં પણ તેમાંના કેટલાકનું જ્યારે આંતરજીવન તપાસીએ છીએ, ત્યારે તેમના દુઃખનો પાર જણાતો નથી. એક ગરીબ ખેડુતના કરતાં હજાર દરજ્જે તેઓ દુઃખીજ જણાય છે. મનુષ્યનું બાહ્ય જીવન જ્યારે અન્ય મનુષ્યોને સુખી જણાય છે ત્યારે તેમનું આંતરજીવન ગુપ્ત પડદામાં રહીને તેમને દુઃખમાં સતાવે છે.

સારાં લુગડાં લત્તાં પહેરવાં, ઉત્તમ વાહનોમાં મુસાફરી કરવી, સારાં મિષ્ટાન્નો જમવાં, અને નોકર ચાકરોથી સેવાવું એથીજ તેમને સુખી માનવા એ ભૂલ છે. આ બધો બહારનો ઠાઠ માઠ છે. બહારના ઠાઠમાઠમાં પૈસાની જરૂર પડે છે, અને જો પૈસા હોય છે તોજ ઉપરના ઠાઠ માઠથી જગતની દષ્ટિએ સુખી જણાય છે. પરંતુ ઉપરની બાહ્ય સામગ્રીથી અન્ય મનુષ્યની નજરમાં સુખી જણાતા ઘણા મનુષ્યો એવા તો દુઃખી હોય છે કે તે તરફ લક્ષ આપતાં તેના કરતાં હજાર દરજ્જે ગરીબ મનુષ્યો વધુ સુખી જણાય છે.

ખરૂં સુખ બાહ્ય સામગ્રીથી મળી શકતું નથી પરંતુ જો તેનું આંતરજીવન ઉત્તમ પ્રકારનું હોય છે તોજ તે સુખનો અનુભવ કરે છે. મનુષ્યે યોગ્ય બળ મેળવવાને માટે પોતાના આંતર જીવનને સર્વોત્તમ બનાવવાની જરૂર છે. જો આંતરજીવન સર્વોત્તમ બને

તો પછી જેમ દીવાનો પ્રકાશ ચીમનીમાં થઇને બહાર જણાય છે તેમ બાહ્યજીવન પણ સુખી થઈ શકે છે. એક લેમ્પની ચીમનીને ગમે તેટલી સ્વચ્છ કરી હોય, અને અંદર દીવો પ્રકટાવવામાં ન આવે તો તેથી તે ચીમની પ્રકાશને આપી શકતી નથી, તેવીજ રીતે મનુષ્યનું આંતર જીવન તરફ લક્ષ જતું નથી અને તે માત્ર બાહ્ય ટાક માકને કરીનેજ બેસી રહે છે તો તેને યથાર્થ સુખનો અનુભવ થતો નથી.

તમે હાલ જે સ્થિતિમાં હો તેજ સ્થિતિમાં સુખી અને બળવાન થઇ શકો તેમ છો. તમારે બળવાન પણ થવું જોઇએ અને તે સુખને માટેજ થવું જોઇએ. આપણે ઘણા મનુષ્યોને બહારથી વાઘ જેવા અને બળવાન માનીએ છીએ છતાં પણ તેમાં ઘણાંનાં દૃષ્ટાંતો એવાં મળી આવશે કે તેઓને ઘેર જતાં તેમને તેમની બૈરીનો ત્રાસ સતાવે છે. કહેવત છે કે પ્રજાને મન રાજા પણ કાંઇ રાણીને મન રાજા? એ આધારે બહાર સત્તાનો કે ધનનો દોર રાખતા બળવાન ગણાતા મનુષ્યો ઘેર જતાં બકરી જેવા બની જાય છે. આનું કારણ એજ છે કે તેમના ઉપર તેમની સ્ત્રીએ સ્વામિત્વ મેળવેલું હોય છે, એટલે સ્ત્રીને અયોગ્ય છુટ આપી, યોગ્ય કેળવણી ન આપી, નાનપણમાં ખોટાં લાડ લડાવી અને તેના પરિણામે તેઓ તેમને વશ થઇ ગયેલા હોય છે. અને ઘેર જતાં સ્ત્રીના કલેશ કંકાસથી ત્રાસનો અનુભવ કરે છે. આથી તેઓ બિચારા દુઃખનોજ અનુભવ કરે છે.

આવી રીતે વળી કેટલાક બળવાનનો ડોળ ઘાલનારાઓનું આંતર જીવન તપાસીશું તો તે અનેક પ્રકારની ચિંતાઓમાં ગોથાં ખાતાજ જણાશે. બહારથી સુખી જણાતા છતાં પણ તેઓની ચિંતા અને ભય તેમને ત્રાસ આપ્યાંજ કરે છે.

કેટલાક મનુષ્યો વિદ્વાનોમાં ગણાતા હોવા છતાં પણ યથાર્થ રીતે તેમનામાં વિદ્વતાનો એક અંશ પણ જણાતો નથી. બહારથી પાનાં પોથાં ભણી જવાં અને મુખ પાઠ કરેલા શ્લોકોને બીજાના આગળ બોલી જવું એટલામાંજ વિદ્વતાનો સમાવેશ થતો નથી, તેઓએ શાસ્ત્રાધ્યાયન કર્યું હોય છે, છતાં પણ તેનો લાભ તેમને મળતો નથી, તેઓ જાણે છે કે અમુક પ્રકારનું વર્તન કરવાથી લાભ થાય છે. છતાં પણ તેઓ તે પ્રકારનું વર્તન કરી શકતા નથી. તેઓ ધારે છે કે નિયમસર કામ કરવાથી સર્વોત્તમ કાર્ય સાધી શકાય છે છતાં પણ તેઓ નિયમસર કાર્ય કરી શકતા નથી. તેઓ એક વખત એક પ્રકારનો નિશ્ચય કરે છે છતાં તે નિશ્ચયને પાળવા જેટલું તેમનામાં બળ હોતું નથી. તેઓ સત્ય બોલવાનો નિશ્ચય કરે છે, અને કહે છે કે આપણે ગમે તેટલાં વિઘ્નો આવે છતાં પણ સત્યથી ભ્રષ્ટ ન થવું, છતાં પણ તે પ્રસંગ આવતાં તે નિશ્ચયથી ડગી જાય છે. કોઈ પણ પ્રકારનો અવસર ન મળે તે વખતે તો કદાચ નિશ્ચયને વળગી રહે છે, પણ જ્યાં તે નિશ્ચયને હચમચાવી નાંખનાર કારણ મળે છે કે તરતજ તેનો નિશ્ચય ડગી જાય છે.

પોતે બીડી કે ચ્હા વિગેરેનું વ્યસન છોડવાનો નિશ્ચય કરે છે. થોડા દિવસ તો કદાચ તે નિશ્ચયને વળગી રહે છે, પણ કેટલાક દિવસે મિત્રોની મિજલસમાં અને જ્યાં ચ્હા પાણી ઉડતાં હોય છે અને ધુમ્ર પાનના ગોટે ગોટા હૃદયને ભેદતા હોય છે તેવા સ્થળમાં આવી પડતા મિત્રોના આગ્રહને માનઆપી ચ્હા પાણી અને બીડી તમાકુનો સ્વાદ લેવા પોતાના નિશ્ચયથી ડગી જાય છે. અને એમાં શું, કાલે ફરી નહીં પીઇએ, એમ ધારી પોતાના

નિશ્ચયથી ભ્રષ્ટ થાય છે, અને પાછા થોડાજ દિવસમાં હતા તેના તેજ વ્યસનના ચુસ્ત ભક્ત બની જાય છે.

ક્રોધ ન કરવો એવો એક વખત નિશ્ચય કરે છે, અને જ્યાંસુધી ક્રોધ કરવાનો એક પણ પ્રસંગ મળતો નથી, ત્યાં સુધી તો તે ક્રોધને વશ થતો નથી પરંતુ જ્યાં પોતાની વ્હાલી વસ્તુનો કોઈ નાશ કરે છે, અથવા અન્યને કોઇ રીતે પોતાને હાનિ કરતો જુવે છે કે તરતજ પોતાના નિશ્ચયને ભૂલી જઈ બાંયો ચઢાવી તેની સાથે ક્રોધ કરી લડવા તૈયાર થઇ જાય છે, અને પોતાના કરેલા નિશ્ચયથી ભ્રષ્ટ થાય છે.

દરેક મનુષ્ય જાણે છે કે શુભ વિચારનું સેવન કરવાથી સુખ ઉપજાવનાર ક્રિયા થઇ શકે છે અને અશુભ વિચારોનું સેવન કરવાથી અશુભ ક્રિયા થવાથી દુઃખ મળે છે, છતાં પણ તેઓ નિરંતર અશુભ વિચારો અને આચારોનેજ સેવનારા હોય છે. આનું કારણ એકજ છે અને તે તેમની નિર્બળતાજ છે.

મનુષ્ય ભલે શારીરિક બળનું અભિમાન રાખતો હોય, સામા આવનાર પાંચ દસ માણસોને મારી હઠાવવાનું પોતાનામાં બળ છે એમ માનતો હોય, છતાં પણ જો તેનામાં માનસિક બળ હોતું નથી, એકવાર કરેલા નિશ્ચયને પાળવાનું સામર્થ્ય હોતું નથી અને પોતાની મરજી ન હોવા છતાં પણ પારકાના બળે અન્ય માર્ગમાં ઘસડાતો હોય છે, તો તે બળવાન નથી પણ નિર્બળજ છે. જ્યાંસુધી શારીરિક બળની સાથે માનસિક બળ પ્રાપ્ત થતું નથી ત્યાંસુધી તેને યથાર્થ બળવાન કહી શકાશે નહિ.

બહારથી બળવાન ગણાતા, વિદ્વાન ગણાતા અને મોટા મનુષ્ય તરીકે ગણાતા મનુષ્યોની ઘણેભાગે આવી સ્થિતિ હોય છે. તેઓનાં આંતરજીવન તપાસતાં તે નિર્બળજ જણાશે. તેઓ એકવાર એક નિશ્ચય કરે છે વળી બીજેજ ક્ષણે તે નિશ્ચયને ભ્રષ્ટ કરનાર કારણો આવી મળતાં તે નિશ્ચયથી ડગી જાય છે. આમ થવાનું કારણ તેઓની નિર્બળતા જ હોય છે. અને તેમના ઉપર બીજી કોઈ એવી વસ્તુ છે કે જેણે તેમને પોતાના બળથી વશ કરી લીધા હોય છે. તેઓ ભલેને ગમે તેટલો નિશ્ચય કરે છે, છતાં પણ તેમનું તેમના બળવાન શત્રુ આગળ કશું ચાલતું નથી. અને તેઓ હમેશાં પોતાના શત્રુના કબજામાં સપડાયલા હોવાથી તેના કહેવા પ્રમાણેજ ચાલે છે.

આ શત્રુ ઉપર જ્યાં સુધી તેઓ સ્વામિત્વ પ્રાપ્ત કરતા નથી ત્યાં સુધી તે નિર્બળજ હોય છે. ભલે બહારથી બળવાન જણાતા હોય છતાં પણ તે બળવાન નથીજ.

બળવાન વ્યક્તિજ બીજી વ્યક્તિ ઉપર સ્વામિત્વ મેળવે છે. અને સુખનો અનુભવ કરી શકે છે, તેવીજ રીતે જો તમારે યથાર્થ બળવાન બનવું હોય તો તમે જેના કબજામાં સપડાયલા છો તે શત્રુને જીતી તેને તમારા કબજામાં લ્યો તોજ તમે બળવાન થઇ શકશો. અને પછી તમે તમારી મરજી પ્રમાણે વર્તી શકશો. અથવા જે નિશ્ચયને પાળવા માગશો તે નિશ્ચયને પાળી શકશો.

કેટલાક મનુષ્યો સમજે છે કે સવારમાં વહેલા ઉઠવાથી લાભ છે, અને તેથી એકવાર સવારમાં વહેલા ઉઠવાનો નિશ્ચય કરે છે. આ નિશ્ચયાનુસાર ચારેક વાગે આંખ ઉઘડી જાય છે, પણ તેનામાં રહેલો તેનો બળવાન શત્રુ તે વખતે જાગ્રતજ હોય છે. તે

તરતજ તેમના નિશ્ચયને ફેરવે છે, અને જેથી ચાર વાગે ઉઠવાનું મન હોવા છતાં પણ વિચાર થાય છે કે, હજુ જરા ઉંઘી લઉં, આટલું વહેલું ઉઠવાથી દિવસે આંખો બળશે. લાવ જરા આંખો મીંચી પથારીમાંજ પડ્યો રહું, આમ વિચાર કરી તે પડી રહે છે. અને ઉઠવાની વૃત્તિ હોવા છતાં તેને તેનો શત્રુ ઉઠવા દેતો નથી, અને તેના વહેલા ઉઠવાના નિશ્ચયને ડગમગાવી નાંખે છે, અને કરેલા નિશ્ચયથી ભ્રષ્ટ કરે છે.

ઘણા મનુષ્યો જાણે છે અને માને છે કે સર્વોત્તમ જીવન ગાળવા ઇચ્છનારે હંમેશાં શુભ વિચારનું અને શુભ આચારનુંજ સેવન કરવું. ને આ પ્રકારે વર્તવાને તે નિશ્ચય પણ કરે છે. આ નિશ્ચયને પાળવાને માટે તેઓ પ્રયત્ન પણ કરે છે અને પાળે છે પણ ખરા, પણ ક્યાં સુધી, માત્ર તે નિશ્ચયથી ભ્રષ્ટ કરનાર કારણો મળતાં નથી ત્યાંસુધી જ. જેમ બળવાન હોવાનો દાવો કરનાર મનુષ્યના બળની ખાત્રી જ્યાંસુધી તેની સામે કુસ્તી કરનાર હરીફો મળતા નથી ત્યાંસુધી થતી નથી, પણ જ્યારે વિકટ વનમાં તેવા મનુષ્યને ઘરેણાં કે દાગીના લઈ જતાં સામું ચોરનું ધાડું મળે છે, અને તેની સામે દાગીના બચાવવાને માટે પોતાના બળનો ઉપયોગ કરવો પડે છે ત્યારેજ થાય છે.

પતિવ્રત કે પત્નિવ્રતને પાલન કરવાનો નિશ્ચય કરનાર સ્ત્રી કે પુરૂષનો તે નિશ્ચય કેવો છે તેની ખાત્રી જ્યાં સુધી તેમના નિશ્ચયને ભ્રષ્ટ કરનાર કારણો મળતાં નથી ત્યાં સુધી થતી નથી, પણ જ્યાં સ્ત્રીને સ્વરૂપવાન પુરૂષ લાલચ અને ફંદામાં ફસાવવા ધારે છે, છતાં તે તેની દુષ્ટ વાસનાને તાબે થતી નથી, તેમજ પત્નિવ્રત પુરૂષ જ્યારે સ્વરૂપવાન લલનાના સંબંધમાં આવતાં તેના હાવભાવથી અંજાતો નથી ત્યારેજ તેમના વ્રતની ખાત્રી થાય છે. તેવીજ રીતે પોતે એકવાર કરેલો નિશ્ચય તે નિશ્ચયથી ભ્રષ્ટ કરનાર કારણો મળવા છતાં પણ ડગતો નથી, ત્યારે તે ખરો નિશ્ચય છે. અને તે નિશ્ચય કરનારના બળની કસોટી પણ તેજ વખતે થાય છે.

પરધનને પત્થર સમાન માનનારાઓની કસોટી જ્યારે લાખો અને કરોડો રૂપિયા અનાયાસે માત્ર સહેજ અન્યાય કરવાથીજ મળતા હોય, છતાં પણ તે જ્યારે ડગતો નથી અને તે રકમ કરતાં સત્ય અને ન્યાયની કિંમત વધુ આંકી પોતાના નિશ્ચયથી ભ્રષ્ટ થતો નથી ત્યારેજ થાય છે. સત્યનું પાલન કરનારનો નિશ્ચય ગમે તેટલી લાલચો મળવા છતાં પણ ડગતો નથી ત્યારેજ તે યથાર્થ નિશ્ચય મનાય છે.

'અહીંસા પરમો ધર્મ' માનનારાઓનો નિશ્ચય જ્યાં સુધી કારણ મળતું નથી ત્યાં સુધી તો પાળી શકાય છે. પરંતુ જ્યાં અન્યને સહેજ હાનિ કરવાથી લાખો રૂપિઆની મિલ્કત મળતી હોય છે, છતાં પણ અન્યને મન, વચન અને કર્મથી કોઇપણ પ્રકારની હાનિ ન કરી એવો નિશ્ચય ધારણ કરનાર પોતાના તે નિશ્ચયને વળગી રહી લાખો રૂપિઆની મિલ્કતને ધિક્કારી કાઢે છે ત્યારેજ તેની કસોટી થાય છે. અને તેજ યથાર્થ નિશ્ચય છે. નહિ કે નાના જીવજંતુઓને પાળવાં, દાણા નાંખવા, અને પ્રસંગ આવે ખુન કરતાં આંચકો તો જુઠી સાહેદી આપી અન્યને ફાંસીને લાકડે ચઢાવતાં ન ડરવું, આવાં વર્તન કરનારા કહે કે અમે તો અહીંસા પરમો ધર્મને માનનારા છીએ તો તે યથાર્થ નથી પણ તેઓ ખરેખર અન્યને હાનિ કરનારાજ છે.

આવી રીતે દરેક મનુષ્યે પોતે પોતાના નિશ્ચયથી ન ડગવા માટે પોતાના શત્રુને

વશમાં રાખવાનો પ્રયત્ન કરવો. મનુષ્યને પોતાના નિશ્ચયોથી ભ્રષ્ટ કરાવનાર લાલચોજ છે. અને આવી જુઠી લાલચોથી ભ્રષ્ટ ન થવું એ મનુષ્યનું કર્ત્તવ્ય છે.

મનુષ્યને પોતાના નિશ્ચયથી ડગાવનાર અને લાલચના ફંદામાં ફસાવનાર **મન** છે. આ મનનેજ જો વશ રાખવામાં આવે છે તોજ મનુષ્ય બળવાન્ થઇ શકે છે. જ્યાં સુધી મનને વશ કરવાનું બળ પોતાનામાં હોતું નથી ત્યાં સુધી તે નિર્બળજ છે. જો તમે તમારા નિશ્ચયથી ડગવા ન માગતા હો, તો તે નિશ્ચયથી તમને ભ્રષ્ટ કરનાર મનને તમારા તાબે કરશો તોજ તમે ધાર્યું કાર્ય કરી શકશો. અને મનને તાબે કરી શકશો તોજ તમે તમારૂં આંતર જીવન સુખમય કરી શકશો. આથી તમારે મનને વશ કરવાનું બળ મેળવવાની જરૂર છે. અને તે બળ મેળવવાના અનેક ઉપાયો આ માસિકે તમને જણાવ્યા છે અને જણાવશે, કે જેથી તમને લાભ થયા સિવાય રહેશેજ નહિ.

---

# प्रासंगिक--विचार.

પ્રિયભાઈ! દરેક પ્રાણી અને પદાર્થ હંમેશાં પ્રગતિના પંથમાં છે. મનુષ્યો પણ દરરોજ વૃદ્ધિના ક્રમમાં છે, તેમાં જે મનુષ્યો પોતે આગળ અને આગળ વધે છે, તે ભવિષ્યમાં કરવાનાં મહાન કાર્યો કરી શકે છે, જ્યારે જે મનુષ્યો જ્યાંના ત્યાં આળસુની માફક બેસી રહે છે, અને આગળ વધવાનો પ્રયત્ન ન કરતાં નિરાશામાં દહાડા કાઢે છે તે માણસો હોય છે ત્યાંને ત્યાંજ બેસી રહે છે. કદાચ તેથી પાછા ઉતરે છે ખરા, પણ આગળ વધવામાં તો તેમને માટે મીંડુંજ હોય છે.

મનુષ્યોમાં ચૈતન્યનો નિવાસ છે, અને જડ પદાર્થોમાં ચૈતન્યનો નિવાસ નહિ હોવાથી તે જડ ગણાય છે. ચૈતન્ય સદા ગતિ કરનાર છે જ્યારે ચૈતન્યરહિત પત્થરાદિ પદાર્થો જડ હોવાથી ગતિરહિત હોય છે. જડ પદાર્થોને આગળ વધવાને માટે ચૈતન્યના આશ્રયની જરૂર છે. વનસ્પતિ દ્રવ્યોમાં ચૈતન્ય હોવાથી તેનો અંકુર ફુટયા પછી દરરોજ થોડું થોડું વિકાસ પામી મોટા વૃક્ષરૂપે બને છે. જ્યારે ચૈતન્ય રહિત પદાર્થ, પત્થર, માટી વિગેરે જ્યાં હોય છે ત્યાંને ત્યાં પડી રહે છે, અને વધવાને બદલે તે દરરોજ ભાગીતુટી અંતે નાશ પામે છે.

જડ અને ચૈતન્યના આ પ્રકારે ભેદ છે. એક જ્યારે વૃદ્ધિના ક્રમમાં સ્થપાયેલ છે, ત્યારે બીજો નાશના ક્રમમાં સ્થપાયેલ છે. મનુષ્યનામાં ચૈતન્ય છે, અને તે ચૈતન્ય વનસ્પતિ, પશુ, અને પક્ષિઓમાં નિવાસી રહેલા ચૈતન્ય કરતાં કાંઇક વિશેષ ગતિવાળું છે, અને તેથી મનુષ્ય પ્રાણિ, સર્વ ચૈતન્યવાળા પ્રાણિઓ કરતાં શ્રેષ્ટ ગણાય છે.

પ્રિયભાઈ! તમે મનુષ્ય છો, વળી ઉચ્ચ યોનિમાં જનમ્યા છો અને તેથીજ તમે

વધુ આગળ વધી તમારા ચૈતન્ય સ્વરૂપ આત્માનો અધિક વિકાસ કરવાની શક્તિવાળા છો. જે મનુષ્યો દરરોજ આગળ અને આગળ વધી પોતાના ચૈતન્યનો અધિક વિકાસ કરે છે તેઓ દરરોજ પોતાનામાં અધિક અધિક સામર્થ્યોને પ્રકટ કરે છે.

તમે વિકાશના ક્રમમાં છો કે નાશના ક્રમમાં છો? તેનો વિચાર કરો. પ્રિયબંધુ! જો તમે વિકાશના ક્રમમાં હશો તો તમારામાંથી દિનપ્રતિદિન અધિક અધિક સામર્થ્યો પ્રકટ થયાનો તમને અનુભવ થતો ગયો હશે, અને જો નાશના ક્રમમાં હશો તો જડ પદાર્થોની માફક તમે આગળ વધવાને બદલે પાછળ જતા હશો, તો તમારાં સામર્થ્યો નષ્ટ થતાં જતાં હશે. આ બેમાંથી તમને કેવો અનુભવ થાય છે તે તપાસો. અને જો તમને જણાય કે તમે વિકાશના ક્રમમાં છો તો હજુ પણ તમને જ્યાંસુધી તમારા ચૈતન્ય સ્વરૂપ આત્માનાં સંપૂર્ણ સામર્થ્યોનો તમારામાં પ્રકાશ ન થાય ત્યાં સુધી દરરોજ આગળ અને આગળ ગતિ કર્યા કરો. અને કદાચ નાશના ક્રમમાં હો તો અત્યારથીજ ચેતો અને પાછા જવાને બદલે આગળ વધી તમારા ચૈતન્ય સ્વરૂપનો પ્રકાશ કરી તેનાં સામર્થ્યોનો તમારામાં પ્રકાશ કરવા પ્રયત્ન કરો.

ભાગ્યોદયમાં મનુષ્યના ચૈતન્ય સ્વરૂપનો વિકાશ કરી કેવી રીતે તેનાં સામર્થ્યો પોતાનામાં પ્રકટ કરવાં તેવા લેખોને ચર્ચવામાં આવે છે. મનુષ્ય શરીર અને મન બંનેને ઉત્તમ પ્રકારનું કરી તે બેના સંયોગથી જે કાર્યો કરે છે તે સિદ્ધ થાય છે, આથી ભાગ્યોદયમાં ઉત્તમ. આરોગ્યવાળું અને કામ કરવાના બળવાળું શરીર બને, અને દિર્ઘાયુ થાય, તેવા લેખો, વળી કદાચ આરોગ્ય બગડે તો તે પ્રસંગે ઘરગતુ વનસ્પતિના પ્રયોગોથી આરોગ્ય સુધરી શકે તેવા ટુચકાઓ આપવામાં આવે છે. અને તે વડે દરેક મનુષ્ય પોતાના શરીરનું આરોગ્ય સુદઢ રાખી શકે તેમ છે. શરીરનું આરોગ્ય સુધાર્યા પછી માનસિક શક્તિયોનો વિકાશ થવા અર્થે મનના આરોગ્યને સુધારવા માટે ઉત્તમ તત્ત્વજ્ઞાનના લેખો ભાગ્યોદયમાં ચર્ચવામાં આવે છે. અને તેથી દરેક માણસ પોતાના મનને વશ વર્તાવવાની કળાને હાથ કરી શકે તેમ છે. શરીર અને મન સુધરેલું હોય છે તો પછી પોતાના ચૈતન્ય સ્વરૂપ આત્માનો પોતાનામાં પ્રકાશ કરાવી શકાય છે, અને તેને માટે આધ્યાત્મિક લેખો ભાગ્યોદયમાં ઘણીવાર ચર્ચવામાં આવે છે.

જો મનુષ્ય દરરોજ ભાગ્યોદયને વાંચી તેનું મનન કરી અને વર્તનમાં ઉતારે તો તે ભલેને ગમે તેવી સ્થિતિમાં હોય, છતાં પણ આગળ વધવાના ક્રમમાં સ્થપાય છે, અને જો તેમાં બતાવવામાં આવતા ઉપાયોને પ્રયત્નમાં ઉતારી તે પ્રયત્નમાંથી ન ડગવાને માટે સાવધાનતા રાખે તો તે થોડાજ વખતમાં પોતાના સહવાસમાં આવનાર મનુષ્યોને આશ્ચર્યકારક બળવાળો જણાયા સિવાય રહેવાનોજ નહિ.

ભાગ્યોદય વૃદ્ધિના ક્રમમાં છે, અને તેથીજ તે જોકે આજકાલમાં નીકળ્યું છે, તોપણ લગભગ પચીસ કે પચાસ વર્ષથી નીકળતાં અને ટગુમગુ ચાલતાં માસિકોમાં સર્વ કરતાં આગળ વધી ગયું છે, અને અત્યારે હજારો ગ્રાહકો તેનાં થઈ ગયાં છે; અને દરરોજ સંખ્યાબંધ ગ્રાહકોનો તેમાં ઉમેરો થતોજ જાય છે. આનું માત્ર એજ કારણ છે અને તે એ કે તેણે માત્ર પોતાનો વિકાશ કરવામાં પરમાત્માનોજ આશ્રય ગ્રહણ કરેલો છે. અને જે જે માણસો

પોતાના કાર્યમાં પરમાત્માનો આશ્રય ગ્રહણ કરે છે તે તે મનુષ્યો ભવિષ્યમાં મહાન કાર્યો કરી શકે છે. કારણકે તેનો આશ્રયદાતા સર્વૈશ્વર્ય સંપન્ન પરમાત્માજ હોય છે.

ભાગ્યોદયના ઘણા ગ્રાહકોના સંતોષજનક અને ભાગ્યોદયના લેખથી પોતાની ઉન્નતિ થયાના સંખ્યાબંધ પત્રો અમને મળે છે. પણ તેમાં તેઓનો પ્રયત્નજ યશને પાત્ર છે. ભાગ્યોદયમાં લખાતા લેખોનું ગ્રહણ કરી જે મનુષ્યો પ્રયત્નમાં ઉતારે છે તેજ મનુષ્યો વિજયને પામે છે. અને તેથી કોઇપણ કાર્યમાં વિજય પામવો એ પોતાનાજ પ્રયત્ન ઉપર આધાર રાખે છે. ભાગ્યોદય તમને ઉત્સાહ આપે છે, વારંવાર દરમાસે એ તમારી પાસે આવી તમારાં કર્તવ્યો કરવાને તમને સાવધાન બનાવે છે, છતાં પણ જો તમે ભાગ્યોદયનેજ નિમિત્ત રૂપ ગણતા હો તો, તેનો યશ પરમાત્માનેજ ઘટે છે કારણ કે તેના અને તેના લેખકના ચાલક પરમાત્માજ છે તે અને તેનો લેખક તો માત્ર પરમાત્મા જે પ્રકારે ગતિ કરાવે છે તે પ્રમાણે ગતિ કરનાર યંત્રરૂપજ છે.

પ્રિયબંધુ! ભાગ્યોદયનો જેમ જેમ અધિક વિસ્તાર અને ફેલાવો થાય તેમ તેમ જનસમૂહ ઉન્નતિ, શાંતિ, સુખ અને આનંદ પ્રાપ્ત કરવાના ક્રમમાં સ્થપાય છે. જેથી ભાગ્યોદયનો ફેલાવો કરવા જે પ્રયત્ન કરવામાં આવે છે, તે મનુષ્યોનું હિત કરવાને માટેજ છે. અને અન્ય મનુષ્યોનું હિત કરવું એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે, તો ભાગ્યોદયના ગ્રાહકનું ન હોય તે માની શકાય નહિ. તમે દર વરસે ભાગ્યોદયના કેટલા ગ્રાહક વધાર્યા તેનો કોઇ દિવસ વિચાર કર્યો છે? જો ના, તો આજેજ તેના ગ્રાહકો વધારવા લક્ષ આપવા માટે અમે તમને સૂચના કરવા ધારીયે છીએ તમે તમારા કુટુંબમાં, મિત્રોમાં, સગાં સ્નેહિમાં અને જેના જેના પ્રતિ તમારી પ્રીતિ હોય તે તે સર્વનું શુભ કરવાની ઇચ્છા ધરાવતા હો, તો તે સર્વને ભાગ્યોદય વંચાવજો. અને ભાગ્યોદયના ગ્રાહક થવા ભલામણ કરશો તો અમને નથી લાગતું કે બાર મહીને બે રૂપિયા જેવી નજીવી રકમ ખર્ચવા તે ના પાડે!

ભાગ્યોદયના ગ્રાહક થનારને બાર મહિને રૂ. ૨ ખર્ચવાથી, બે તો શું પણ બસો રૂપિયા ઉપરાંતનો ફાયદો થાય છે. બે રૂપિયા જેવી નજીવી રકમ તમે તમારા મિત્રો અને વ્હાલેસરીના અર્થે નજીવી બાબતમાં શું નથી ખર્ચી શકતા? ચ્હા પાણીમાં, બીડી તમાકુ વિગેરે વ્યસનોમાં, ખાવા પીવાનાં મિજાનોમાં, હોટલોનાં બીલ ચૂકવવામાં, નાટકોના ખેલ જોવામાં અને એવી અનેક બાબતોમાં અનેક માણસો પોતાના મિત્રોને માટે પૈસાનું પાણી કરતાં ડરતા નથી. કે જેમાં બંનેમાંથી કોઈનું પણ હિત થવાનો સંભવ નથી. છતાં આવું જ્ઞાનના માર્ગે સ્થાપનાર, અયોગ્ય ખર્ચ કરતાં અટકાવી પૈસા બચાવનાર, સુખ, સામર્થ્ય અને આનંદમાં સ્થાપનાર ભાગ્યોદયના ગ્રાહક થવામાં માત્ર રૂ. બે જેવી નજીવી રકમ ખર્ચવા ભાગ્યેજ કોઇ ના પાડી શકશે. માત્ર તમારે તેને ગ્રાહક થવાની ભલામણજ કરવાની છે, અને જો તમે દૃઢ શ્રદ્ધા રાખી ભાગ્યોદયનાં ગ્રાહકો વધારવા ઇચ્છશો તો એક મહિનામાં ઓછામાં ઓછાં દસ પંદર ગ્રાહક વધારી શકશો. અને આ પ્રમાણે જો દરેક ગ્રાહક ભાગ્યોદયનાં ગ્રાહક વધારવા માત્ર સ્હેજ પ્રયત્ન કરવાને ઇચ્છશે તો જોતજોતામાં તેનાં હજારો ગ્રાહકો વધવાનો સંભવ છે. આટલું વિવેચન કરી અમે અમારા દરેક ગ્રાહક બંધુને ભલામણ કરીએ છીએ કે, આ મહિનામાં અન્ય મનુષ્યોને જ્ઞાનના માર્ગે ચઢાવનાર ભાગ્યોદયના ગ્રાહકો વધારવામાં પ્રયત્ન કરશો, એવી અમારી

માગણી છે, અને વધું નહિ તો માત્ર એકજ ગ્રાહક કરી મોકલશો તોપણ અ આનંદ માનીશું.

અમે આશા રાખીએ છીએ કે ભાગ્યોદયના લગભગ ત્રણ વર્ષે અમે અમારા ગ્રા પાસે આ માગણી કરી છે, અને તે તેઓ સ્વિકારી આ મહિનામાંજ ઓછામાં ઓ એકથી પાંચ દસ ગ્રાહક દરેક ગ્રાહક કરી મોકલશેજ.

ભાગ્યોદયના ગ્રાહકની દિવસે દિવસે ઉન્નતિ થાય એવા સંકલ્પો પ્રેરવાનો અમે આ માસથી નિશ્ચય કર્યો છે, અને તેથી તેના ગ્રાહક થનારને ભાગ્યોદયના ઉત્તમ લેખો અને ફોટોના લાભ ઉપરાંત તેમની વ્યાવહારિક અને પારમાર્થિક ઉન્નતિ થાય અને આર્થિક ઉન્નતિમાં દિવસે દિવસે વધારો થાય એવા અમે આ માસથી સંકલ્પો પ્રેરતા હોવાથી તે લાભ પણ મળવાનો સંભવ છે. અને તેથી આ લાભ લેવાને દરેક માણસ તેના ગ્રાહક થઇ અમારી માગણીનો સ્વિકાર કરશે, એવું ઇચ્છી વિરમીયે છીએ.

---

# व्यवहारमां संसार त्याग.

( અનુસંધાન ગતાંકથી. )

યથાર્થ ત્યાગથી યથાર્થ સુખ મળે છે, અને યથાર્થ ત્યાગ તે કાંઇ પોતાને પ્રાપ્ત સંમ્પત્તિ, સ્ત્રી, પુત્રાદિકનો ત્યાગ કરવો અને સાધુ થઇ ભગવાં વસ્ત્ર ધારણ કરી, અન્ય દેશમાં કે વગડામાં જવું તે નથી. મનુષ્ય જે વખતે જન્મે છે, તે વખતે તેને 'આ મારૂં, આ તારૂં' એવો ભેદ હોતો નથી. ને તેની માતાના સ્તન પાનનું સેવન કરી ઉછરી મોટો થાય છે. આ વખતે તેનો જેવી સ્થિતિમાં જન્મ થયો હોય છે તેવી સ્થિતિને તે મેળવે છે. અને જેમ જેમ ઉમ્મર વધતી જાય છે તેમ તેમ તેનામાં તે તે વસ્તુ પ્રતિ મમત્વ બંધાતું જાય છે. અને આ મારાં માતાપિતા, આ મારૂં ઘર, આ મારૂં ધન, આ મારી સ્ત્રી, આ મારો પુત્ર એવી રીતે તેનામાં 'આ મારૂં છે' એ પ્રકારનું મમત્વ બંધાય છે. અને જેને જેને તે 'મારૂં છે' એવું માને છે તેમાંથી જો કોઇનો પણ નાશ થાય છે તો તે વખતે તેને દુઃખનો અનુભવ થાય છે. આવીજ રીતે જેમ જેમ તે મોટો થતો જાય છે, તેમ તેમ તેને જે જે વસ્તુની જરૂર પડતી જણાય છે તે તે વસ્તુને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરે છે. અને તે પ્રયત્નથી મેળવેલી વસ્તુ ઉપર પણ તે પોતાના મમત્વને સ્થાપે છે. અને આવી રીતે તેનામાં આ મમત્વના સંસ્કાર એટલા તો જડ ઘાલીને ચોંટી જાય છે કે તેમાંથી કોઇનો પણ નાશ થવાથી તેના દુઃખનો પાર રહેતો નથી.

ખરી રીતે વિચાર કરતાં જણાશે કે પૂર્વે તે જે જન્મમાં હતો તે જન્મમાં મૃત્યુ થવાથી તે વખતનાં માની લીધેલાં મા બાપ, કુટુંબકબીલો અને સાચાં જુઠાં કરી એકઠી કરેલી દોલતનો ત્યાગ કરી તે આ નવાં માબાપને ત્યાં કે તેનો પૂર્વે તેમની સાથે કોઇ પણ પ્રકારનો

સંબંધ હતો નહિ ત્યાં જન્મ્યો છે. અને તેથી તે સર્વ મિલકત કે સગાં વહાલાં તેનાં પ્રથમ જન્મમાં માની લીધેલાં પોતાનાં નથી પણ પારકાંજ છે. છતાં તેનું મમત્વ તેમના અતિ બંધાય છે અને 'આ સર્વ મારૂં છે' એવું અભિમાન રાખતાં શીખે છે.

ઘણી વખત આપણે રેલ્વે ટ્રેનમાં મુસાફરી કરતા હોઇએ છીએ તે વખતે કેટલાક માણસો પોતે જે ખાનામાં બેઠા હોય છે તે ખાનામાં અન્ય મનુષ્યને પ્રવેશ કરવા દેતા નથી અને કહે છે કે 'આતો અમારી જગ્યા છે, માટે તમને નહીં બેસવા દઇએ' છતાં પણ જ્યારે કોઇ જોર કરીને અંદર પ્રવેશ કરે છે ત્યારે જગ્યા માટે તેમને સામસામા મારામારી પર આવતાં પણ આપણે જોઇએ છીએ. તે વખતે કેટલાક સમજુ મનુષ્યો તેમને આવી કહે છે કે, ભાઇ ! અર્ધો કલાક બેસવું છે તેમાં શામાટે લડી મરો છો ! આ આવતા સ્ટેશને તો ઉતરી પડવાનું છે, તેટલા વખતને માટે સામાસામા શામાટે તકરાર કરો છો, બેસવાની જગ્યા ન હોય તો જરી ઉભા રહો, આમ કહી બંને પક્ષને શાંત કરે છે. તેવીજ રીતે વળી મુંબાઇથી એકજ ખાંનામાં બેસી સાથે મુસાફરી કરનારા, જુદી જુદી જાતના અને જુદા જુદા ગામના મનુષ્યોમાં અરસપરસ મિત્રતા બંધાય છે, જો કોઇ વચ્ચેના સ્ટેશને કોઇને પાણી જોતું હોય છે તો તે બીજો માણસ લાવી આપે છે, જો કોઇ છોકરૂં રડતું હોય છે તો પાસે બેઠેલી અન્ય જાતિની સ્ત્રી તેને રમાડે છે અને છાનું રાખે છે. આ પ્રમાણે એક બીજા સાથે સ્નેહ બંધાય છે. ગાડીતો ચાલતીજ હોય છે. તેમાં સુરતનું સ્ટેશન આવવાથી ત્યાં જનાર એક માણસ તે સર્વ મિત્રોનો ત્યાગ કરી ત્યાંજ ઉતરી પડે છે, જે વખતે એક બીજામાં સ્નેહ બંધાવાથી 'આવજો જજો કહી' તેમનાથી વિખુટો પડે છે, વળી આગળ જતાં ભરૂચ, વડોદરા, આણંદ વિગેરે સ્ટેશનોએ તેમાંથી એકાદ બે માણસો ઉતરતા જાય છે, વળી નવા ચડતા જાય છે. આવીરીતે આ રેલ્વેટ્રેનનો ક્રમ ચાલુજ રહે છે. આમ છતાં મુંબાઇથી અમદાવાદ કે વીરમગામ ઉતરનાર મનુષ્યનો કાઠીયાવાડ કે અજમેર જનાર મનુષ્ય સાથે વધુ વખત સાથેબેસી રહેવાથી વધુ સહવાસ થાય છે. ને સ્નેહ પણ કાંઇક વધે છે. તે જ્યારે અમદાવાદનો પેસેન્જર ઉતરી પડે છે. ત્યારે પ્રથમ ઉતરનાર મનુષ્ય કરતાં આના ઉતરવાથી અંદર બેસી રહેલા દુર જનાર મનુષ્યને કાંઇક અધિક દુઃખ થાય છે. આ વિયોગનું દુઃખ ક્ષણીક હોય છે. એટલે તેઓ એમ સમજે છે. કે આ મિત્રતાતો એક સ્ટેશનથી બીજા સ્ટેશન સુધીનીજ છે. અને તે ક્ષણિક હોવાથી તેમાં દૃઢ પ્રીતિ બંધાતી નથી અને તેથી કરીને અધિક દુઃખકર્તા થઇ પડતી નથી. કારણ કે તેમાં જે સ્નેહથી મમત્વ બંધાયલું હોય છે તે ક્ષણિક હોય છે, થોડા વખતને માટે જ હોય છે જેથી તેને વિયોગ થવાથી વધુ દુઃખ થતું નથી. અને ક્રમાનુસાર આગળ ચાલતાં જે પ્રવાસી અંદર બેસી રહેતો હોય છે તે પણ પોતાના ડબ્બાને છોડી ચાલ્યો જાય છે. છતાં પણ તે પોતાના ડબ્બાનો ત્યાગ કરવાથી અને અન્ય મનુષ્યોને સ્વાધિન કરવાથી દુઃખી થતો નથી કારણ કે તે જાણે છે કે, જેટલું ભાડું આપ્યું હતું તેટલો વખત બેઠા છીએ. આવી રીતે જેમ રેલ્વેની મુસાફરી કલાક બે કલાક, દિવસ કે બે દિવસ માટેની હોય છે, અને તે દરમિયાન જે જે મનુષ્યો સાથે સંબંધ થાય છે તે પણ તેટલા ટુંકા, સમયને માટે જ હોય છે. અને તેથી તેમનો ત્યાગ થવાથી દુઃખ થતું નથી. તેવીજ રીતે આ સંસાર ચક્ર પણ રેલ્વેની મુસાફરી તુલ્યજ હોય છે. જેમ રેલ્વેની મુસાફરી એક કલાક

કે, એક દિવસને મારેની છે અને ત્યાં સુધીજ તેમાં બેઠેલા મનુષ્યોનો અને રેલ્વેના ડબ્બાનો આપણી સાથે સંબંધ હોય છે, પણ સમય થઇ રહેતાં તે સર્વનો ત્યાગ કરી આપણે ચાલ્યા જવાનું હોય છે, તેવીજ રીતે મનુષ્યને પણ આ સંસારરૂપી રેલ્વે ટ્રેનમાં અમુક ઘર રૂપી ડબ્બામાં અને અમુક માણસો રૂપી સાથીઓના સહવાસમાં જન્મ લઇ ચાલીસ, પચાસ, પોણોસો કે સો વર્ષસુધી મુસાફરી કરવાની હોય છે. અને જેમ એક ડબ્બામાં સાથે બેઠેલા મનુષ્યો પોતપોતાનું સ્ટેશન આવતાં આપણા સહવાસનો ત્યાગ કરી ચાલ્યા જાય છે તેવીજ રીતે આપણા કુટુંબરૂપી સાથીઓમાંથી પણ પોતપોતાનો સમય–આવરદા આવી પહોંચતાં આપણો ત્યાગ કરી પોતપોતાના સ્થાન–મૃત્યુને પામે છે. અને અન્ય સંબંધીઓ પ્રાપ્ત કરી પાછા ત્યાં જન્મ લઇ નવાં સંબંધીઓમાં સુખ ચેનથી રહે છે. રેલ્વે ટ્રેનના ડબ્બામાં બેઠેલા મુસાફરોમાં મમત્વ બંધાતું નથી અને તેમનો વિયોગ થતાં દુઃખ થતું નથી તેનું કારણ એજ છે કે આપણે તે વખતે જાણીએ છીએ કે, આ સર્વ મુસાફરો પોતપોતાનું સ્ટેશન આવતાં ઉતરી પડવાના છે, અને આપણે પણ આપણું સ્ટેશન આવતાં આ ડબ્બાનો ત્યાગ કરી ઉતરી પડવાના છીએ. જેથી તેમને અને આપણે માત્ર ભેગા બેઠા એટલોજ સંબંધ છે કાંઇ વધુ સંબંધ નથી અને તેથીજ આપણું તેમના પ્રતિ મમત્વ બંધાતું નથી. અને તેમનામાં મમત્વ ન બંધાવાથીજ તેમનો વિયોગ થતાં દુઃખ થતું નથી. તેવીજ રીતે આપણે પણ આ સંસાર ચક્રમાંજ જન્મ લીધા પછી આપણા સંબંધમાં આવનાર મા, બાપ, સ્ત્રી, પુત્ર વિગેરે કુટુંબી જનોમાં, ધનમાં, ઘરમાં અને વૈભવોમાં મમત્વ બાંધતા નથી; અથવા એમ જાણીએ કે આ સર્વ પોતપોતાનો વખત આવતાં આપણો સંબંધ છોડી ચાલ્યા જવાના છે, અને આપણે પોતે પણ આ સર્વ કુટુંબીજનોને તેમજ સર્વ સંપત્તિને છોડી સમય આવતાં ચાલ્યા જવાના છીએ, આપણે આમાંનું કશું જન્મ્યા તે વખતે સાથે લઇને જન્મ્યા નહોતા, અને જઇશું તે વખતે આમાંનું કશું સાથે લઇ જવાના નથી, પણ જેવા આવ્યા તેવાજ ચાલ્યા જવાનું છે તો આપણું તેમના પ્રતિ મમત્વ બંધાતું નથી, અને આ પ્રકારે જ્યાં મમત્વ બંધાયેલું હોતું નથી ત્યાં તેનો વિયોગ થવાથી દુઃખનો અનુભવ પણ થતો નથી.

આ પ્રકારે મમત્વનો ત્યાગ કરવો તેનું નામજ યથાર્થ ત્યાગ છે. અને જેઓ આ સંસારમાં રહેતા છતાં પણ પ્રાપ્ત પદાર્થો અને સંબંધી જનોમાં પોતાના મમત્વને સ્થાપતા નથી અને જનક વિદેહિની માફક વિચરે છે, તેઓ જીવન્મુક્ત પદનો અનુભવ આ સંસારમાંજ કરે છે. અને જેઓ પ્રાપ્ત પદાર્થોનો ત્યાગ કરી ભગવાં વસ્ત્ર ધારણ કરી અન્ય જગ્યાએ મુંડાવી, પાછા ચેલા બની ગુરૂની મિલ્કતના સ્વામિ થઈ બેસે છે, અને નવેસરથી ઘરને ઠેકાણે મઠ, છોકરાંની જગ્યાએ ચેલા અને ધન વૈભવોને પ્રાપ્ત કરી તેમાં મમત્વને સ્થાપે છે, તેમજ ધનને માટે વલખાં માર્યા કરે છે તેઓ એ ભાગમાં ધારણ કર્યા છતાં પણ યથાર્થ ત્યાગી નથી અને તેમને યથાર્થ ત્યાગનું ફળ પણ મળતું નથી.

અપૂર્ણ.

# मह्त्वाकांक्षा-सद्गुणी-शशी.

( અનુસંધાન ગતાંકથી. )

( લેખકઃ—શ્રીયુત વેણુવિહારી ).

## પ્રકરણ ત્રીજું.

### તારે મારે શી સગાઇ?

ચૈત્રમાસ લગભગ અડધો પસાર થઈ ગયો હતો. આ દિવસો ઉષ્ણતા વરસવાનાજ હતા, તેમાં વળી ખરા બપોરનો સમય તો શરીરને લાહી લાહી કરી મુકતો હતો. આવા સમયે વિનુ પોતાના ઓરડામાં ઈઝી ચેરપર એક પુસ્તકનાં પાનાં ફેરવી રહ્યો હતો. એકતો બહારની ઉષ્ણતાએ બફાઈ જવાતું હતું, અને બીજી તરફથી ચાલુ સ્થિતિનો વિચાર સતાવી રહ્યો હતો જેથી તેને ઘણીજ અમુઝણ થઈ જીવ ક્યાંય ગોઠતો નહિં. છકાકાના મરણ પછી તેને હંમેશાં એવાજ વિચારો આવતા કે હવે પોતે કેવળ નિરાશ્રિત થઇ ગયો છે.

અંતે તેણે હાથમાંનું પુસ્તક ટેબલપર મુક્યું અને ખુલ્લી હવામાં ચોપાટીપર જઇ થોડી વિશ્રાંતી લેવી એવો વિચાર કરી, મોહું વિગેરે ધોઈ ગોવિંદને બોલાવ્યો અને પોતે કપડાં પહેરવા લાગ્યો. એટલામાં ગોવિંદ બારણા આગળ આવી ખડો થયો. તેને ગાડી જોડવાનું કહ્યું, ત્યારે તે બોલ્યો "મારા હુકમ વીના ગાડી જોડતો નહિં એવો ગઇકાલથી મોટાભાઈએ હુકમ કર્યો છે. ભાઈજી, આપે મોટા ભાઇને કહ્યુ છે?"

"ના."

"હું મોટા ભાઇને પુછી આવું."

"તેમની પાસે જવાની કંઇ જરૂર નથી. તું તારે કામે જા, મારે ગાડીનો કંઇ અગત્ય નથી." આટલું કહી વીનું બાહેર ગયો.

ચોપાટીપર મન શાંત થાય તેવી જગ્યાએ વિનુ એક બાંકડાપર જઈ બેઠો, પણ તેના તરફ જોનારને તેની મુખાકૃતિપરથી સ્પષ્ટ થતું હતું કે તેના હૃદયમાં મુદ્દલે શાંતી નહોતી. 'મોટાભાઇના હુકમ સિવાય' ગોવિંદના આ શબ્દોના ભણકારા હજુ તેના કાનમાં વાગી રહ્યા હતા.

પોતાપરનો છકાકાનો પ્રેમ, પોતાનો અભ્યાસ, ઘરમાંની બદલાયેલી સ્થિતિ અને મોટા ભાઇનો હુકમ, આજ વિચારોના વમળોમાં તેનું મગજ ગોથાં ખાતું હતું. અભ્યાસ સિવાય બીજો કોઈ વિચાર કરવાનો તેને આજ દિવસ સુધી વખતજ આવ્યો નહોતો, જેથી તેનું મગજ ઘણુંજ ગોથાં ખાવા લાગ્યું.

ઘરનું વાસીદુ અને બીજાં કેટલાંક પરચુરણ કામો ગીરજા ડોસી કરતી. તેના સિવાય

બીજા બે નોકરો, એક રસોઇયો અને એક ઘોડાવાળો, આટલા માણસો ઘરમાં હતાં. ભુકાકાનાં પત્ની તેમની ચડતી જોવા પામ્યાં નહોતાં. તે તે પહેલાં સ્વર્ગે સિધાવ્યાં હતાં, અને ત્યારથીજ તેઓએ માધુને ઉછેરવા ગીરજાને રોકી હતી. માધુ મોટો થતાં, ગીરજા ઘરનાં બીજાં કામો કરવા લાગી. ગીરજાને જો કે માધુ માટે રોકવામાં આવી હતી તોપણ તે માધુ કરતાં વિનુને વધારે ચહાતી.

ઘરનું વાસીદુ વાળી હવે તે લગભગ સંધ્યાકાળે, ઉપરનું દિવાનખાનું વાળવા આવી હતી. તેણે વિનુનો ઓરડો વાળવા માંડયો. એવામાં વિનુ બહારથી હવા ખાઇ પાછો આવ્યો અને તે વખતે તેને ઝાડુ મારતાં જોઇ બોલ્યો "ગીરજા, આમ બત્તી વખતે તેં આ શું માંડયું છે?" આટલું કહી તેણે કપડાં ઉતાર્યાં, અને ખુરસી ખેંચી તે પર તે બેઠો. ગીરજા કંઇપણ ન બોલી તેણે છાનામાના પોતાનું કામ આટોપ્યું અને નીચે જવા લાગી, એવામાં નીચેના શબ્દો તેને સંભળાયા 'બુદ્ધિ બદલાયજ' જેથી તરત ઝાડુ દુર મુકી તે વિનુ પાસે આવી બોલી, બુદ્ધિ કોની પલટાઇ છે ભાઈ?"

"કોઇની નહિં—એ તો અમસ્તું."

"હા, હા! તે હું સઘળું જાણું છું. આજ ઘરમાં મારાં કાળાંનાં ધોળાં થયાં છે સમજ્યા! તમો નહિં જણાવો, તોપણ મારી કંઈ જાણબહાર નથી, કહો જોઇએ કોની બુદ્ધિ બદલાઇ?"

"કોઇની નહિ, કહ્યુંને.?"

"જુઓ ભાઇ, હવે તમો મોટા થયા, પણ મને તો તમો નહાનાજ દીસો છો. જે કંઇ હોય તે મને કહો. તમો ધારતા હશો કે ડોશી ગાંડી છે. પણ તમે કંઇ નથી સમજ્યા! ખાઇને ખોદનારી આ ડોસી નથી. માધુના કાવતરાંથી આ ગીરજા અજાણી નથી, મોટાભાઈ તો હવે થયા ...

વિનુને ડોશીનો પૂર્ણ ભરૂંસો હતો, અને તેના ઉપરના વાક્યે તો તેને થોડો ગારજ બનાવ્યો. થોડોક સમય વિત્યાબાદ તે બોલ્યો 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.' તેમ ઘરના માલીકની તો ઠીક પણ દરેક નોકરચાકરની પણ મતી મારી જાય છે, પ્રત્યક્ષ પ્રમાણ જોઇસે : તેં રહી રહીને અત્યારે સંધ્યાકાળે ઝાડુ પકડયું."

હવે ગીરજાડોશીને પોતાની ભૂલ સમજાઈ. તે બોલી "આજે કમારો વાસવાને મોડુ ચયું, નહિંતો હું હમેશાં તે કામ કયારનું આટોપી લેતી."

"તે ખરૂં પણ કહેવત છે ને કે 'કાગનું બેસવું અને તાડનું પડવું' તેજ પ્રમાણે આ પણ બનાવ છે."

"હા એ પણ ખરૂંજ છે! આ ઘરની શોભા જવાનું તમે આજે ભાખો છો. પણ તે સબંધે મેં કયારનુંએ ભવિષ્ય કરી મુકયું છે. આજે તમારે માટે ગાડી ન જોડી એવું મેં સાંભર્યું, સાચું કે?"

"તે વાતને પડતી મુક."

"પણ એમ કેમ નાનુભાઈ, શું તમારૂં કંઇજ લાગતુ વળગતું નથી?" આ ગીરજાએ નિરપેક્ષ બુદ્ધિએ શબ્દો ઉચ્ચાર્યાં પણ તેની અસર વિનુના મનપર કેવી થઈ તે માત્ર તે બીચારી ડોશી ન જાણી શકી. ધીમે ધીમે વિનુની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. ત્યારે ડોશીએ

ધાર્યું કે પોતાની અજાણમાં કંઈક બનાવ બનવા પામ્યો છે ખરો. તેનું હૃદય ભરાઇ આવ્યું. તેણે પિતૃવાત્સલ્યના પ્રેમે તેના બરડાપર હાથ ફેરવ્યો. અને વિનુનું સાંત્વન કરવા લાગી. વિનુએ હકાકાએ મરણ સમયે કહેલી હકીકત ગીરજાડોસીને કહી સંભળાવી. ત્યારપછી વિનુ બોલ્યો. "ગીરજા, બાપુ હતા ત્યાંસુધી તેમણે મારૂં પ્રેમથી પાલનપોષણ કર્યું, પણ હવે મારૂં આ ઘરમાં કંઇજ લાગતુંવળગતું નથી."

વિનુને સઘળો ઇતિહાસ ગીરજાથી કંઇજ અજાણ્યો નહોતો. તેણે તેનું પોતાથી બને તેટલું શાન્ત્વન કર્યું. એટલામાં જમવાનો વખત થયો એમ કહેતો ગોવિંદ આવ્યો. ગીરજા માધુના ઓરડામાં ઝાડુ મારવા ગઈ, ગીરજા જ્યારે ઓરડામાં દાખલ થઈ ત્યારે માધુ પલંગ-પર પડ્યો હતો. ગીરજા વાળવા મંડી જે જોઇ તે ગરજી ઉઠ્યો "ડોકરી હજુ હમણાં ઝાડુ કાઢવા આવે છે? આટલું કામ પણ તારાથી વખતસર થતું નથી? હમણાં તારો મીજાજ વધી પડ્યો લાગે છે."

કોઈ દિવસ નહિં અને આજે આ ઉચ્ચારેલા માધુના શબ્દો સાંભળી ડોશી તો ટાંટી ઢીમ થઇ ગઇ. તેણે ચુપચુપ પોતાનું કામ આટોપી લીધું અને જવા લાગી. એટલે માધુ બોલ્યો "ગીરજા, વિનુ જમી રહ્યો હોયતો હું બોલાવું છું એમ કહે." ગીરજા કંઈ પણ ન બોલતાં ત્યાંથી ચાલી ગઈ. મેડાપરનો ચોક વાળી તે નીચે જતી હતી એવામાં વિનુ સામો મળ્યો, ત્યાંજ તેણે તેને મોટાભાઇનો સંદેશો કહ્યો અને પોતે નીચે ગઈ.

વિનું આવતાંજ માધુએ તેને એક ખુરશીપર બેસવા કહી પોતે પણ એક ખુરસી પાસે લેઇ બેઠો અને બોલ્યો "વિનુ! આજ મેં તને ખાસ કેટલોક ખુલાસો કરવા બોલાવ્યો છે. બાપુ હતા ત્યાંસુધી તો જાણે સઘળું ઠીકઠીક હતું. હવે બે ચાર દિવસમાં તારી કોલેજ ઉઘડશે એટલે તું કોલેજમાં જઇશ, પણ હવે પછી તારી તે મોટા ખર્ચની રકમ મારાથી ભરી શકાય તેમ નથી માટે તારૂં શું કરવું છે તે જણાવ."

મોટા ભાઇનો ઉપરનો પ્રશ્ન સાંભળી, વિનુ સમજી ગયો કે હવે કોલેજ છોડવી જોઇશે અને પોતે ગોઠવેલો સઘળો પ્લાન રદ કરવો પડશે જેથી તેને પોતાનો અભ્યાસ છોડવા સબંધિના વિચારે ઘણુંજ માઠું લાગ્યું, અને તેથીજ તે શોકાર્તસ્વરે બોલ્યો "મોટા, હું શો જવાબ આપી શકું! પણ–પણ બાપુના મનમાં મારે ઇંગ્લાન્ડ–અ–ર"...

"બાપુના મનમાં શું હતું તે જાણવાની અને કંઇ આવશ્યકતા નથી. બાપુના મનની વાત તેમના મન સાથે બળી ખાખ થઇ ગઇ, અને કદાચ જો તેમનો એવો કંઇક ઇરાદો હોત તો તેઓએ તારે માટે કંઇ જુદી યોજના કરી રાખી હોત."

આ છેવટનું વાક્ય તેણે બીતાં બીતાં ઉચાર્યું, અને તે સમયે તે વિનુ તરફ ચોરી-કાઈથી જોતો હતો.

"શી યોજના કરી છે તે સબંધે હું કંઇજ જાણતો નથી. પણ તેમનો વિચાર આ કોર્સ પૂર્ણ કરાવવાનો હતો અને મારા મનમાં પણ તેમની ઇચ્છા પ્રમાણે—"

"હું કહું છું ને—કે તેમણે તેની કંઇજ વ્યવસ્થા કરી નથી."

"તો મોટા, મારો આ કોર્સ પુરો થાય ત્યાંસુધીનું ખર્ચ તું—"

વચમાંજ માધુ તાડુક્યો "શું હું ચલાવું?! અને તે શા માટે!! તારે મારે શી સગાઇ?"

## પ્રકરણ ચોથું.

### ગીરજા ડાશી.

વિનુ પોતાના ઓરડામાં ગયા પ્રકરણમાં જણાવી ગયા તે વિષયના સંબંધમાં વિચાર કરતો બેઠો હતો. મોટાભાઈના શબ્દોનું સ્મરણ થતાં તેના હૃદયમાં આઘાત થતો. બાપુએ પોતા માટે ઘણી સારી વ્યવસ્થા કરી છે એવું તેમણે તેના સનમુખ સ્પષ્ટ જણાવ્યું હતું છતાં હાલ પોતે તદ્દન નિરાધાર થયેલો હતો–એક કોડી પણ પાસે નહોતી; હવે મારૂં શું થશે, અભ્યાસ બંધ કરી કાલેજ તજવી જોઇશે. પણ અભ્યાસ જારી રાખવો કે કેમ, અને જો જારૂ રાખવો તો પૈસાનું કેમ કરવું? પૈસા ધીરે એવો કોણ છે? આવાને આવા વિચારોમાં ઘણો વખત વ્યતિત થયો. એવામાં તેને કંઈક વિચાર આવ્યો હોય એમ જણાયું. તે ઉઠયો અને પોતાની ટ્રંકમાં પોતાનાં પુસ્તકો ભરવા લાગ્યો; ચોપડીયો ભરી રહ્યા પછી પોતાનાં કપડાં પણ અંદર ગોઠવ્યાં ત્યાર બાદ તેણે પોતાની કાલેજના સુપરિન્ટેન્ડન્ટને 'પોતાનું નામ લીસ્ટમાંથી કમી કરવા અને પોતે ગાળેલાં બે વર્ષનું સર્ટીફીકેટ મોકલાવા' બાબતની અરજી લખી તેને એક કવરમાં બીડી પોતાના ગુંઝામાં ઘાલી. તેના ચહેરાપરથી કંઇ પણ નિશ્ચય કર્યો હોય એમ જણાતું હતું અને તેથી તેની મુખમુદ્રા ગંભીર ભાસતી હતી. તેણે ઓરડામાં ચોતરફ પોતાની નજર ફેરવી બાહેર આવી ગોવિંદને હાંક મારી પોતાની ટ્રંક નીચે લેઈ જવા જણાવ્યું, અને પોતે મોટાભાઈના ઓરડામાં ગયો.

પગલાં સાંભળી માધુ પલંગપર પડયો પડયો બોલ્યો "કોણ"?

"કોઈ નહિ એ તો હું વિનુ."

"કેમ વિનુ આટલી રાત્રે કયાં જાય છે?"

"ક્યાંય નહિ–ફક્ત આપને પુછ્વાજ—"

"મેં એક વખત કહ્યું ને, કે મને પુછવાની કંઈજ જરૂર નથી. ખાસ વીલમાં પણ તારા વિષે કંઈજ ઉલ્લેખ કર્યો નથી."

"મોટા, તેનો તો હવે સવાલજ નથી, આજ સુધી આપણ ભાઈ પ્રમાણે વર્ત્યા, તેનુંજ બંધુત્વ કાયમ નિભાવવા માટેની સવિનય પ્રાર્થના કરવાજ હું તમારી પાસે આવ્યોછું."

વિનુના કહેવા પ્રત્યે મુદ્દલે ધ્યાન ન દેતાં માધુ બોલ્યો "એ તો જાણે બધું ઠીક છે,–પણ તું હવે કયાં જાય છે?"

"મોટા, તે વાત તમારે મને પુછવીજ નહિં. જે પ્રયત્ને બાપુની ઇચ્છા પુર્ણ થાય તેવોજ પ્રયત્ન હું આરંભીશ."

વિનું, તું ઘેલો છે. હજુ તારી ભણવાની ગાંડાઇ કંઈ ગઇ નથી. જો તું ડાહ્યો હોય તો કાલથી પેઢીપર આવ, જો કે બાપુએ તારી કંઈ સોઈ કરી નથી તોપણ તારા ખર્ચના સંબંધમાં હું ઓછુ નહિં આવવા દેઉં. બાપુએ તારી કંઇજ ગોઠવણ ન કરી એ નવાઇ જેવુંજ છે!"

મોટા તું બાપુની કૃતિનો દોષ ન કાઢ, તેઓ મારે માટે કંઇ વ્યવસ્થા કરી મુકે એવો મારો તેમનાપર શો હક છે. આજ સુધી તેઓએ મારૂં પુત્ર પ્રમાણે પાલણ પોષણ કર્યું અને સુશિક્ષણ આપ્યું એ કંઇ એમનો મારાપર ઓછો ઉપકાર નથી–ચારૂં હવે મને જવાની રજા છે?"

"વા—રે—જા—વ." માધુ બોલ્યો.

માધુને તેજ જોઈતું હતું. ટાટે પાણીએ ખસ ગઈ. વીલ માટે તેને જે બીક હતી તે દુર થઇ. વિનુના કહેવાપરથી વીલ તેની પાસે હોવાનો સંભવ નહોતો. અને વીલની તેને ખબર પણ નહિ હોય એવી તેની ખાત્રી થઇ. અને તેથી તે પોતાના આગળના વેનને અંત બેસાડવાનાં વિચારમાંજ નિંદ્રાવશ થયો.

વિનું માધુની રજા લેઇ ગીરજાની ઓરડીમાં ગયો. તે વખતે ગીરજા સુઈ જવાની તૈયારીમાં હતી. વિનુને જોતાંજ તે બોલી. "કેમ નાનું! આટલી રાત્રે કયાં?"

"કયાં શું પુછેછે? ભાગ્ય લેઈ જાય ત્યાં!"

"એટલે, નાનું હું કાંઇ ન સમજી!"

વિનુએ તેને સઘળી વાત કરી સંમજાવી, અને પોતાનો આગળ અભ્યાસ કરવાનો વિચાર પણ જણાવ્યો. તે સાંભળી ડોશી થરથર ગળગળી થઇ ગઈ તે બોલી "સાંભળો નાનુભાઇ, આપ આમ ન કરો. તમે ઘર છોડીને જવાનો જે વિચાર કરોછો તે ના પાયેદાર છે.—વારૂં તમો આગળ અભ્યાસ કરવાનું કહોછો તે પૈસા સિવાય કેમ નિભાવી શકશો?"

આવા આવા ડોશીએ ઘણાજ અટપટા માર્ગ બતાવ્યા પણ વિનુ પોતાના વિચારમાં જરાએજ પણ ડગ્યો નહિં એટલે ડોશી આગળ વધી "આપની પાસે પૈસા નથી તો મારી પાસે થોડાક રોકડ છે તેનો સ્વીકાર કરો, નાનુભાઇ નાં ન પાડશો." આટલું બોલતાં બોલતાં તેની આંખોમાંથી ચોધારે આંસુ વહેવા લાગ્યાં. ડોશીએ વિનુને છાતી સરસો ચાંપી ડુસકે ડુસકે રડવા લાગી. હવે વિનુની ખાત્રી થઇ કે આ જગતમાં એક પણ એવું માણસ છે કે જે પોતાને પુત્ર પ્રમાણે પ્યારથી ચ્હાય છે. તેણે ડોશીને ધીરજ આપી અને કહ્યું કે 'વખત પડશે તો હું પ્રથમ તારી પાસેજ આવીશ.' આ પ્રમાણે ગીરજા ડોશીને વચન આપી તે તેની ઓરડીમાંથી સ્તબ્ધ અંતઃકરણે બાહેરે પડયો.

વિનુની પોતાના બાળપણનું ઘર તજતાં શી દશા થઈ હશે, તેની કલ્પના વાંચકોએ પોતાના મનથીજ કરી લેવી ઉચિત્ છે!"

શૂન્ય હૃદયે વિનુ પોતાની ટ્રંક લેઇ રાતનાં સરદારગૃહમાં દાખલ થયો. ત્યાંના મેનેજરે તેને સઘળી ગોઠવણ કરી આપી. મેનેજરે સોંપેલી રૂમમાં વિનુ શતપદી કરવા લાગ્યો. તેનું મોટું કપાળ સંકુચિત થયું હતું, ચહેરો ફીક્કો પડી ગયો હતો. આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં હતાં.

પોતાના તરંગોના ઉભરાઓ દબાવવાના પ્રયત્ને તે રૂમમાં એક સરખી શતપદી કર્યા જતો હતો. અંતે તેના પગ થાકયા પણ મન કંઇ શાંત ન જ થયું. થાક લાગતાં તે જરાક અટકી સેજ વિરામ લેતો, એટલામાં નવા તરંગો ઉભરાતાં તે પોતાનો થાક ભૂલી જઇ પાછો ફરવા લાગતો, આ પ્રમાણે તે કેવળ ગાંડા જેવો બની ગયો હતો. જો આ તેના વિચાર તરંગો બંધ ન પડે અને ચાલુજ રહે તો તેનું મગજ ખરાબ થઇ ગાંડોજ બને એવી શોચમય સ્થિતિમાં તે આવી પડયો હતો, પણ મનુષ્ય દેહ એક અજબ વસ્તુ છે. આ સંસાર ઘટનામાં દુઃખ હૃદયને તીર પ્રમાણે વિંધે છે, ચિંતા અગ્નિ પ્રમાણે શરીરને શોષિ બાળી ભસ્મ કરે છે. શારીરિક રોગને જેમ દવા છે તેમ માનસિક રોગનું કંઇ ઔષધજ હોતું નથી. તેની ચિકિત્સાજ થતી નથી.

અંતે જ્યાં શાન્તિનું સામ્રાજ્ય સ્થાપન થયું, રાત્રી દેવીનો પૂર્ણ અમલ ચોતરફ ફેલાય મુખ્ય રાત્ર વીતી ગઇ ત્યારે વિનુનું તૃપ્ત હૃદય સ્હેજ શાંત થયું. તેનું મન આસ્તે આસ્તે સ્વસ્થ થતું ચાલ્યું. તેની ચિંતા ઓસરતી ચાલી. આસ્તે આસ્તે ચિંતા હરણ કરનાર નિંદ્રા દેવીએ વિનુને પોતાના મોહપાશમાં ઘેર્યો એટલે નાછુટકે તે પથારીમાં પડ્યો અને નિંદ્રાદેવીને વશ થયો.

થોડોક સમય વિતતાં તેને સ્વપ્નો આવવા લાગ્યાં. આજે તે કેવાં સ્વપ્નો જોતો હતો વારૂ? શું તે પોતાના ઉદયનાં સ્વપ્નાં હતાં? દિન પ્રતિદિન પોતાની ઉન્નતિ થશે; કિર્તિ ચોતરફ ફેલાશે, યશોગાન ગવાશે, શું આવાં આવાં તેને સ્વપ્નાં આવતાં હતાં? નારે ના. આવાં આવાં સુસ્વપ્નોએ તેનો સંબંધ તજ્યો હતો. આ સંસારમાંનાં મૃગ જળરૂપી ચિત્રોમાંનાં કેટલાંક ચિત્રો નષ્ટ થયાં છે, પોતાનો આશા દિપ મંદ થતો જાય છે, એવામાં તેની નજર આગળ જુના સમયનું ચિત્ર દેખાવા લાગ્યું. શોકથી હૃદય દબાઈ ગયું છે, આશા, સુખ, ગૌરવ પોતાને તજી જતાં જુવે છે એવામાં તેની મમતાળુ માતાનું પ્રસન્ન મુખ દેખાવા લાગ્યું. આ સ્વપ્ન જોતાંજ તેના તે મિંચાયેલા નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં તે આંસુનો રેલો ગાત્રપર થઇ ઉશીકાપર પડી ઉશીકું પલળવા લાગ્યું.

અપૂર્ણ.

---

# મહાન પુરુષોના જીવનમાંથી મળતો બોધ.

( લેખક-પ્રેમશંકર નારણજી દવે ).

૫

આ સૃષ્ટિમાં કોઈપણ વસ્તુ નિરૂપયોગી અથવા ક્ષુદ્ર નથી. દરેક વસ્તુ તેની જગ્યાએ ઉત્તમ હોય છે. મનુષ્યના જીવનમાં એવી અનેક બાબતો માટે વિચાર બંધાયા હોય છે કે જેને સારા અને ખરાબના ઉપનામ અપાયા હોય. પરંતુ આપણે એ નિઃસંશય માનવું જોઈએ કે સારૂં અને ખરાબ કાંઈપણ નથી. गुणागुणज्ञेषु गुणा भवन्ति ते निर्गुणं प्राप्य भवन्ति दोषाः જગતની દરેક બાબતને આપણે મનના ચસમાં દ્વારાજ જોઈએ છીએ અને જે રંગના ચસમા તે રંગની દુનિયા જેવી રીતે તમને દેખાય છે, તેવીજ રીતે જેવી તમારી માન્યતા અને વિચાર શ્રેણી, તેવી તમારી તે વસ્તુ પ્રત્યે ભાવના. કમળો હોય તે પીળુંજ દેખે, જગત કાંઈ પીળું થઇ ગયું નથી. આપણે જાણીએ છીએ કે અમુક વસ્તુ જેને આપણે ખરાબ કહીએ છીએ, તેજ વસ્તુ અન્યના જીવનનો આધાર હોય છે. અફીણ, દારૂ, ગાંજો, ભાંગ, તેને જો તમે અનિષ્ટ ગણતા હશો, તો તમારો પારોથી તેને ઉત્તમ

માનતો હશે. मुण्डे मुण्डे मतिर्भिन्ना હોઈ એક વસ્તુ માટે તમે કદી પણ નિર્વિવાદ મત બાંધી શકોજ નહિ. જગત્‌ની સર્વ વસ્તુમાં જેમ વૈચિત્ર્યભાવ છે તેમ વ્યક્તિ વ્યક્તિની માન્યતામાં પણ સમાનતાનો અભાવ છે. તમને જે વાતો કરી વખત પસાર કરવામાં આનંદ મળતો હશે તો જ્ઞાનીને જ્ઞાનમાં, સંસારીને સંસારની લોલુપતામાં, પ્રેમીને પ્રેમમાં, અફીણીને અફીણમાં, દારૂડીયાને પીવામાં અને દુષ્ટને દુષ્કૃત્યો કરવામાંજ આનંદ મળે છે. કુદરતના નિયમ પ્રમાણે દરેક પ્રાણી, ચાહે તે મનુષ્ય, પશુ, કે પક્ષી હોય પરંતુ તે હમેશાં સુખ માટે પ્રયત્ન કરે છે, પછી ભલે તે સુખને આપણે દુઃખ તરીકે ગણતા હોઈએ તો પણ ફીકર નહિ, તે પોતાનાંજ કાર્યમાં મશગુલ રહે છે. માછલું મિષ્ટાન્ન ખાવામાં, હરિણ મધુર સૂર સાંભળવામાં, પતંગીયુ દિવાના તેજમાં; અને હસ્તી હસ્તિનીના પ્રેમમાં એટલાં તલ્લીન રહે છે કે મિષ્ટાન્ન નિચે ફાંસો છે તેનું મચ્છીને ભાન રહેતું નથી. મધુર સૂર પાછળ દુર્નિવાર્ય મૃત્યુપાશ છે તેની માહિતી હરિણને હોતી નથી. દિવાનું તેજ એ પોતાનો કાળ છે એમ પતંગીયું સમજી શકતું નથી. હસ્તિની પાછળ ચાલતાં, પારધિઓએ ખાડા પાડી રસ્તો ભયંકર અને દેહ વિનાશક કરેલ છે તેનું જ્ઞાન હસ્તીને હોતું નથી. તેઓ તો પોતાના સુખમાંજ મગ્ન હોય છે. મનરૂપી રાજાને તૃપ્ત કરવા વ્યર્થ પ્રયત્ન કરે છે, પરંતુ મન તો તૃપ્ત થવાને બદલે, ઉલટું અગ્નિમાં ઘૃતની માફક વિશેષ પ્રજ્વલિત થતું જાય છે.

અમુક વ્યાધિવાળા રોગીને જો ઘી ખાવાનો નિષેધ કર્યો તો શું આપણે એમ સમજવું કે ઘી ગુણે અનિષ્ટ છે? અમુક ઔષધ જો મનુષ્યના રોગને નિવારી શકે અને શરીરને નિરામય બનાવે તો શું તે યોગ્ય છે કે રોગને પેસવા ન દેવા માટે તે ઔષધ હમેશ લેવું? નહિ. દરેક વસ્તુ તેની જગ્યાએજ ઉત્તમ હોય છે. ઝેરનો કીડો અમૃતમાં મુકશો તો તે મરી જશે, એ કથન તમને આશ્ચર્યજનક નહિંજ લાગે. ગધેડાએ સાકર ખાવી એ મૃત્યુને ભેટવા બરાબર છે અને ઘોડું ખારેક ખાય તો તે વસ્તુ તેને માદક છે. ત્યારે આ બન્ને વસ્તુ મનુષ્યને પ્રિય હોય છે. તેવીજ રીતે જો કોઈ પણ વસ્તુ આપણે નિરૂપયોગી સમજતા હઈશું તો તેજ વસ્તુ અન્યને આવશ્યક જણાતી હશે, અથવા તેના જીવનનો સ્તંભ હશે. સત્ય રીતે કહેતાં–સારૂ, ખરાબ એ ઉપનામ, અમુક વસ્તુની આપણને કેટલી જરૂર છે તેને અંગે આધાર રાખે છે.

તાત્વિક ભાષામાં કહીએ તો આ દુનિયામાં કોઈપણ વસ્તુ સારી, ખરાબ કે ક્ષુદ્ર નથી; દરેક તેની નિર્ણીત સ્થિતિમાં સમાન છે. અને જે વસ્તુનો આપણને વધારે ખપ તે વધારે સારી અને ઓછો ખપ તે થોડી સારી, એ સિદ્ધાંત છે. તમારા ઘરનાં ખુણા તરફ જુઓ અને તપાસો કે કઈ વસ્તુ તમે વધારે પસંદ કરોછો અને તેજ વસ્તુને બીજા પુરૂષના ધોરણ પ્રમાણે સરખાવો તો તેની ઉપયોગીતામાં ઘણો તફાવત લાગશે. સારો–ખરાબ ભાવ એ મનની સ્થિતિ ઉપર આધાર રાખે છે, વસ્તુતઃ કોઈપણ બાબતને વિશેષણ આપવું એ યથાર્થ નથી.

ઘણીખરી વખત જેને આપણે અનિષ્ટ કહીએ છીએ તે ઉત્તમ વસ્તુનો દુરૂપયોગ અથવા અતિશયપણું છે. યંત્રનું એક ચક્ર સ્થાન ભ્રષ્ટ થઈ જવાથી આખા સંચા કામને બગાડે છે અને જો આપણે પણ કુદરતના નિયમથી જરા વિરૂદ્ધ જઈએ તો તેટલાંજ પ્રમાણમાં આપણે સહન કરવું પડે છે. અતિશય હિંમત મૂર્ખાઈ છે, અતિશય પ્રેમ નિર્બળતા

લેખાય છે, અને અતિશય ફેરફાર એ ઠોલ ગણાય છે. સર્વ વસ્તુમાં સમાનતા હોવી જોઇએ.

જેમ દુનિયામાં એવી કોઈપણ સૂક્ષ્મ વસ્તુ નથી કે જેનો પડછાયો ન પડે. વાળ જેવી ઝીણી ચીજનો પણ છાયો પડે છે, તેમ દુનિયામાં એવી કોઇપણ નજીવી બાબત નથી કે જેના પરિણામરૂપ સંકળના બંધાયા વિના રહે. ઘાડા જંગલોની ઉત્પત્તિ અનેક વર્ષોની પેદાશ છે પણ એવા હજારો જંગલોનું મૂળ જોવા જતાં, એક ફણગો હોય છે. મહાસાગરના મધ્યમાં આપણે એવા અનેક બેટો જોઇશું કે જે વેરાન ખડક જેવા લાગશે. પરંતુ દશ વિશ વર્ષો પછી તે બેટ વનસ્પતિથી ભરપૂર થઈ જાય છે, તેનું કારણ એજ કે ભરતી સાથે ઘસડાઇ આવેલ નજીવાં લાગતાં બીયાં ઉગી તે વેરાનબેટ મનુષ્યને રહેવા લાયક સ્થાન બની જાય છે. આપણામાં એવી અનેક કહેવતો છે જે આપણને સ્પષ્ટ રીતે કહે છે કે દરેક મહાન કાર્ય નજીવી લાગતી પ્રગતિદ્વારાજ થયેલ છે. "ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય, ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય" એ શબ્દો હજુ આપણી યાદ શક્તિમાંથી ભુંસાઈ ગયા નથી. છતાં એવી કેટલી બધી બાબતો આપણી જીંદગીમાંથી હંમેશ પસાર થાય છે કે જેને આપણે નજીવી ભૂલ ગણી આપણા હૃદયમાં સ્થાયી સ્થાન આપતાં સંકોચાતા નથી. જે મનુષ્ય તમે ખરાબ કહોછો, જેના વિરૂદ્ધ હરેક જગ્યાએ ટીકા થાય છે અથવા ક્રમક્રમાદી આવે તેવાં દુષ્કૃત્યોથી જેનું જીવન રંગરોળાયેલ છે, તે મનુષ્ય શું જન્મથીજ એવી પ્રકૃતિનો હતો? શું તે સારૂં-ખરાબ જાણી શકતો નહિ હતો? શું તેની આસપાસ અશુદ્ધ વિચારોનુંજ વાતાવરણ છવાયેલ હતું? નહિ. તદ્દન નજીવી જણાતી અનેક બાબતો તેના જીવનમાં પસાર થઇ સમય અને સંજોગ અનુસાર વૃદ્ધિ પામેલ હોય છે; અને લાંબે વખતે મહાન દોષરૂપ લેખાય છે. જગતમાં કોઈપણ વસ્તુ સ્થાયી નથી, સર્વમાં નિરંતર ફેરફાર થયાં કરે છે. સારાં કૃત્યો તરફનો તમારો ભાવ વૃદ્ધિ પામી સુકૃત્યો કરવા તમને પ્રેરશે. તેવીજ રીતે ખરાબ વિચારોને કદિ કદિ આવકાર આપવાથી, તેમને તેના મનનમાં આનંદ મળશે અને પરિણામે દુષ્કૃત્યો કરતાં તમે બીલકુલ અચકાશો નહિ. આસપાસ ખીણોવાળા પર્વતના ઢોળાવ ઉપર ચઢતાં જો તેમે સહી સલામત રસ્તે જવા ધ્યાન નહિ રાખો તો જરૂર ખાઇમાંજ પડશો. તેવીજ રીતે તમારામાં ઉચ્ચ વિચારોને પોષવા તમે સંકલ્પ નહિ કરો, તો તમારી ઇચ્છા વિરૂદ્ધ તમે હલકા વિચારો તરફ આકર્ષાશો. કદિ કદિ હલકા વિચારોમાં મગ્ન રહેશો તો "આ વિષનો કીડો મોટો થઇ તમારા જીવન વૃક્ષને કોલી ખાશે." "મનુષ્ય ભૂલને પાત્ર છે" એવા ક્ષમાના શબ્દો પોતાની જાતને લગાડવા યોગ્ય નથી. કાંઇપણ ભૂલ જણાતાં તેને નજર સામે રાખી, સ્થાન ભ્રષ્ટ કરવા ચુકતા નહિ.

જે મનુષ્યો દુર્નિવાર્ય વ્યાધિથી પીડાતા હોય છે, તે વ્યાધિ શું પરંપરાથી ઉતરી આવેલ હતી? નહિ. એક પૈસાની ગોળી ખાવાથી જે રોગ મટી જઇ શરીર નિરામય થઇ જાત, તે રોગની દરકાર નહિ રાખ્યાથી લાંબે વખતે એવું પરિણામ આવ્યું કે તે રોગ અસાધ્ય થઇ ગયો. એક રોજ ઉપવાસ કરવાથી જરૂર સાફ થઈ જાત પણ તેમ કરવાની હિંમત નહિ ચાલવાથી અગર સ્વાભાવિક બેપરવાઇથી, સઘળા રોગોનું કારણ જરૂર થઈ પડે છે. નજીવા લાગતા હરેક દોષને જો વખતસર દૂર કરવામાં ન આવે તો કેટલું નુકશાન

થાય છે તેનો આપણને ઘણો અનુભવ છે અને તેથીજ A stitch in time, saves nine એ કથન યથાર્થ લેખાય છે. મનુષ્ય દુઃખી થાય, વ્યાધિગ્રસ્ત થાય કે વિપત્તિમાં આવી પડે, તે સર્વનું કારણ નજીવુંજ હોય છે. અને તેવા નજીવાપણાની શક્તિ તરફ બેદરકારી બતાવ્યાથીજ અનિષ્ટ ફળ આપણે ભોગવવાં પડે છે. ગમે તે જાતની નજીવી ભૂલને દૂર કરવામાં આપણે જેટલો વિલંબ કરીએ તેટલે અંશે આપણે આવી પડતી વિપત્તિ માટે જવાબદાર છીએ. જગતમાં દરેક કાર્યને કારણ હોય છે. જો તમે સુખી હશો તો તે સુખનું કારણભૂત પણ એક નજીવી વસ્તુ હશે કે જે તમે જાણતાં–અજાણતાં કરી હશે. સુખ અગર દુઃખ કદી પણ અનાયાસે મળતાંજ નથી, તે સર્વ મનુષ્યની કૃતિનાં ફળ છે. તમારા જીવનમાં નજીવા લાગતા તમારા ગુણોને તમે જ્યાં સુધી ખીલવશો નહિં, ત્યાં સુધી નસીબ તમારી યારી નહિં કરે.

કોઇ પણ વસ્તુ ભલે તે નાની લાગતી હોય તો પણ તેને નજીવી ન ગણો. નાની રેતીના કણોથી પર્વત બનેલ છે. પળોનો સમૂહ વર્ષને બનાવે છે અને નજીવી બાબતોથી જ જીવન ઉત્પન્ન થયેલ છે. જે મનુષ્ય નજીવી બાબતોમાં મોટાઇ જોતો નથી તેમાં તેનીજ હલકાઇ છે. નાના ઝરાનો એક પત્થરો નદીના પ્રવાહને ફેરવી નાંખવા કારણભૂત થયેલ હોય છે અને જ્યારે એક નાના ઝરામાંથી સિંધુ નદીનું સ્વરૂપ થાય ત્યારે દેખાતી નજીવી વસ્તુના પરિણામનો હીસાબ કોણ કરી શકે ? આપણી જીંદગીમાં એવા પણ અનુભવો છે કે જે આપણને મૃત્યુ પર્યંત દિલગીરી કરાવે અને તે ફક્ત એક પળમાં થયેલ હોય છે. એક ક્ષણમાં બંદુકનો ઘોડો ઉપર પાડી શકાય પણ એ ક્રિયાને પરિણામે ગયેલ જીવ પાછો આવી શકતો નથી.

જરાક માનસિક નિર્બળતા, થોડીક સ્વાર્થ વૃત્તિ, અધીરો સ્વભાવ, અને દૃઢ નિશ્ચયનો અભાવ, આ સર્વને મનુષ્યમાં રહેલ મહાન શક્તિઓ સાથે સરખાવતાં તમે નજીવી બાબતો ગણશો, પણ આ નજીવા દોષો એજ અનેક મનુષ્યોના મહાન ગુણોને નિર્મૂળ કરી તેમના જીવન ચક્રને ભસ્મીભૂત કરેલ છે. નાની કે મોટી બાબત મનુષ્યના જીવન ઉપર સારી કે માઠી અસર કર્યા વગર ભાગ્યેજ રહે છે, તેમ છતાં પણ જ્યારે અસાવધ પુરૂષ તેવી બાબતના પૂરમાં તણાયો જાય છે, ત્યારે સાવધ મનુષ્ય તેના પ્રવાહનો યુક્તિ પ્રયુક્તિ વડે એવો તો ઉપયોગ કરે છે કે તે પ્રવાહનું બળ તેના લાભમાંજ વપરાય છે.

આપણા જીવનમાં એવા અનેક નજીવા દોષો છે કે જેના માટે આપણે દરકાર રાખતા નથી, અને અન્ય પુરૂષને આપણું જીવન દોષવાળું લાગે છે. વાસ્તવિક રીતે મનુષ્ય સંપૂર્ણ છે અને આ સંપૂર્ણતા તાદૃશ કરવા તેના જીવનમાં કેળવણીનો ઓપ ચડવો જોઇએ. હું સંપૂર્ણ છું, નિર્દોષ છું, પવિત્ર છું, એવો ભાવ મનુષ્યમાં સ્વાભાવિક છે, અને તેથીજ મનુષ્યના શરીરમાં બે કોથળીઓ છે એમ કહેવાય છે. તેની છાતી ઉપર લટકતી કોથળીમાં બીજાના દોષો ભરાય છે અને તે તુરત નજરમાં આવે છે. બીજી કોથળી તેના વાંસામાં લટકે છે. અને તેમાં પોતાના દોષો ભરેલ હોય છે. પરંતુ તેની નજરે પડી શકેજ નહિં. કારણ તે પોતાને ઉચ્ચ ભૂમિકાનો પ્રાણી સમજે છે. મનુષ્ય અમે તેવો ગરીબ, લાચાર કે નિરાધાર સ્થિતિનો હશે ત્યાં પોતાનું ગૌરવ જાળવવા તે બનતો પ્રયત્ન કરશે. આથી સાબીત થાય છે કે પોતે સંપૂર્ણ છે એટલું તે મનમાં માને છે અને સંપૂર્ણતા બતાવવા તેણે પોતાના

ગુણોને ખીલવવા જોઇએ. વચનથી અને કૃત્યથી આપણે જેટલી પ્રતિષ્ઠા જાળવીએ છીએ, તેટલી બીજા કશાથી જાળવી શકતા નથી અને આપણી પ્રતિષ્ઠા જો આપણે પોતે જાળવીએ નહિં તો અન્ય પુરૂષ તરફથી માન મેળવવાની આશા વ્યર્થ છે.

જે મનુષ્ય દરેકને ખુશી કરવા પ્રયત્ન કરે છે, તેનાથી કોઈ ખુશી થતું નથી. જે મનુષ્ય લોકપ્રિય થવા નિરંતર મથ્યા કરે છે, તે મનુષ્ય ઇચ્છિત લોકપ્રિયતાને પ્રાપ્ત કરી શકતો નથી. તે પોતાની વાતને ઉડાવી દઇ, પોતાના સિદ્ધાંતોને વિસારી મુકી, અને પોતાનું અંતઃકરણ વેચી દઇ લોકપ્રિય થવા ઇચ્છેછે, નહિં કે બીજાનું સારૂં કરવા. તે કોઇનું કાંઈ પણ શ્રેય કરી શકતો નથી, તેમજ તેનું પોતાનું જીવન નિરાશામય હોય છે.

તમે ગમે તેટલા સત્ય ઉપર આધાર રાખતા હો તોપણ તમારા ઉચ્ચ સિદ્ધાંતો લોકપ્રિય થઈ શકતા નથી. જો તમે તમારા સિદ્ધાંતોને વળગી રહો અને તમારા અંતઃકરણના આદેશ પ્રમાણે ચાલો તો તમારે જગતના માર્મિક શબ્દો, ટીકાઓ, સહન કરવા અને તેમને અપ્રિય થવા તત્પર થવું પડે. જે વસ્તુ અન્યના મત પ્રમાણે સારી હોય, પણ આપણને પસંદ ન હોય છતાં તે પ્રમાણે આપણે ચાલવું એવું શિક્ષણ મરદાઇથી વિરૂદ્ધ છે, ધર્મ વિરૂદ્ધ છે અને ગુલામીની હદ છે. તમારા અંતઃકરણમાં ઘોળાતા દરેક વિચારને ક્રિયામાં મુકો. લજ્જાશીલ સ્વભાવમાં આકર્ષક ગુણ કાંઇ નથી, અને ભયભીત થવામાં પ્રેમ થવા યોગ્ય તત્ત્વ નથી. અડગ હિંમત એજ પ્રતિષ્ઠાને યોગ્ય અને ગૌરવ યુક્ત છે. તમારી બુદ્ધિ અને સામર્થ્ય માટે તમને ઉંચો અભિપ્રાય છે? જો તમારે અભ્યુદયને પ્રાપ્ત કરી પ્રતિષ્ઠા મેળવવી હોય તો તમારાં પોતા માટે ઉંચો અભિપ્રાય બાંધવોજ જોઇએ. સાધારણ મજુર જેટલીજ તમારી બુદ્ધિ છે એમ તમે માનશો તો જગત તમને કાલીદાસની ઉપમા કદી પણ નહિં આપે. જો તમારૂં સામર્થ્ય અપંગ બાળક જેટલું તમે આંકશો તો તમે કદી પણ સેન્ડો થઇ શકશો નહિં. ઉત્તમ પુરૂષ તરીકે જો તમે તમારી જાતને સમજતા હશો તોજ તમારામાં સદ્ગુણનાં અંકુરો ફુટશે અને ત્યારેજ તમે નિંદ્ય કાર્યો કરતાં અચકાશો.

Do what thy manhood bids thee do
From none but self expect applause
He noblest lives and noblest dies
Who makes and keeps his self-made Laws.

...રૂં ગૌરવ જે કરવા તમને સૂચવે તેજ કરો અને કાંઇ પણ કાર્ય કર્યા પહેલાં તમારા અંતઃકરણની સંમતિ લો. મોરલીના સૂર પ્રમાણે નાચનારા સાપ ન બનો. કારણ અન્યની શિખામણ પરમાર્થ કરતાં સ્વાર્થને વિશેષ સૂચવે છે. જે પોતાની પ્રેરણા અનુસાર વર્તે છે તેનું જીવનજ ખરૂં જીવન ગણાય છે, પરંતુ હું હલકો છું, નિર્બળ છું અને બીજાઓની સેવા કરવા સરજાયેલ છું એવું ભાન થતાં, આપણે નીચી ભૂમિકામાં ઉતરી પડીએ છીએ અને આપણા મગજના અણુઓને તેવાજ વિચાર કરવાની ટેવ પડી જાય છે. આમ થવાથી તેનો ઉંચો પ્રકારનો વિકાસ થવાનો બહુજ ઓછો સંભવ છે, એથી ઉલટું, બીજા પાસે દયા ન માગવાનું વ્રત મનુષ્યને સ્વાશ્રયી બનાવી તેની પોતાની મહત્તા અંતઃકરણમાં સ્થાપેછે.

મનુષ્ય ઇશ્વર સ્વરૂપ હોઈ, બેશક પોતે સંપૂર્ણ છે અને દરેક નાના મોટા હોદ્દાથી

મુક્ત છે એમ માને છે, અને એવીજ માન્યતા તેની ઉર્ધ્વગતિ કરે છે. પરંતુ પોતાની ભૂલો જો જણાતી હોય તો તે ગમે તેટલી ક્ષુદ્ર હોય, છતાં તેના તરફ આંખ આડા કાન ધરવા યોગ્ય નથી. યાદ રાખવું કે વડનું બી ગમે તેટલું નાનું છે છતાં તેમાં વડનું આખું ઝાડ સૂક્ષ્મ રૂપે સમાયેલું છે અને તેને અનુકૂળ સંયોગો મળતાં પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રકાશી દે છે. તેમજ તમારા દોષો તમે ગમે તેટલા તેને નજીવા ગણતા હશો પરંતુ તેની પુનરાવૃત્તિ થવા દેશો તો જે દોષોને તમે ફૂંક મારી ઉડાડી શકત તેજ દોષો હાથ વડે હડસેલી શકાશે નહિં, અને જો તેને લાંબો સમય તમારા હૃદયમાં મૂળ સ્થાપવા દેશો તો તમારા જીવનના ચૈતન્ય રસને ચુસી લેશે. કારણ તે દોષને દરરોજ નવું જીવન મળવાથી દિવસે દિવસે તેમાં સંકલ્પવૃત્તિનું બળ ઓછું વાપરવું પડે છે અને તે કાર્ય યાંત્રિક જેવું થઈ જાય છે. વારંવાર કરવામાં આવતા કાર્યની ટેવ પડી જાય છે, અને આવી અનેક ટેવોનો સમૂહ એ આપણા જીવનના ગુણ દોષનો નકશો છે આપણી બધી ટેવો મનની પ્રવૃત્તિ છે. એકજ પ્રકારની માનસિક સ્થિતિની વારંવાર પુનરાવૃત્તિનું પરિણામ છે. આ આદતોને સારાસાર વિચારથી જો ક્રિયામાં મુકાય નહિં તો તે સ્વાભાવિક સ્વચ્છંદી અને સ્વાર્થમય થાય છે. અને જો મનુષ્ય તેને નિયમમાં મુકવા, ગતિમાન કરવા અથવા જરૂર પડેતો કાઢી નાખવામાં બેદરકાર રહે છે તો તે ટેવ મનુષ્ય ઉપર અંકુશ ચલાવે છે.

તમને ગમે તેટલી નજીવી બાબત લાગતી હોય તોપણ તેની ટેવ પડે એ સારૂં નહિ. ખરાબ ટેવ પડી પછી લક્ષણનું સ્વરૂપ પકડે છે, અને પાછળથી તે માણસ ઉપર એવી જુલમી સત્તા ભોગવે છે કે ઘણીવાર માણસ દુર્ગુણને ધિક્કારે છે છતાં તેને વળગી રહે છે અને ચોટેલી ખરાબ ટેવોનો તે જીંદગી સુધી ગુલામ થઈ રહે છે. આપણી આસપાસ કેટલા બધા બંધુઓ છે કે જેઓ અનેક તરેહની ટેવોના ગુલામ થઇ ગયા છે. બેશક તેઓ પોતાની અમુક ટેવોને સારી અને અમુકને ખરાબ કહી, પોતાની ભૂલ ઉપર ઢાંકપીછોડો કરવા ઇચ્છે છે પરંતુ એટલું તો સત્ય છે કે તેરી ટેવો ઉપર તેમનો પોતાનો કાબુ નથી, ઉલટું તે ટેવો તેમના ઉપર અંકુશ રાખે છે. આ સર્વનું મૂળ જુઓ તો તમને જણાશે કે કદી ઇચ્છાથી અગર ઇચ્છાવિરૂદ્ધ તે કાર્ય કરવાથી જ તેનું લાંબે વખતે આવું અનિષ્ટ પરિણામ આવેલ છે.

(અપૂર્ણ.)

---

# मारी मुसाफरी.

( લેખકઃ—શ્રીયુત ઠાકોરદાસ નાથાભાઇ દેસાઇ: બી. એ. )

( અનુસંધાનઃ—ગતાંક પૃષ્ટ ૨૮૫ થી ).

આગળ જતાં સીતા ગુફા આવે છે જે જોવા લાયક છે. આ ગુફામાં દાખલ થવા માટે માણસ દીઠ એક પૈસો લેવામાં આવે છે જે સરકારમાં જાય છે. ગુફામાં જવાનું દ્વાર ઘણુંજ નાનું છે, એટલે રૂષ્ટપુષ્ટ માણસને અંદર જવું મુશ્કેલ થઇ પડે. ગુફામાં રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓ છે. વળી અંદર બીજી નાની ગુફા છે જેમાં મહાદેવની સ્થાપના કરેલી છે; એવું કહેવાય છે કે આ મહાદેવજીની સીતામાતા હમ્મેશ પુજા કરતાં

હતો. આગળ જતાં જલરેખા જોવામાં આવે છે જેને લોકો લક્ષ્મણજીના ધનુષ્યની રેખા કહે છે. પાસે સીતાહરણનું સ્થાન આવેલું છે. જ્યાંથી રાવણ છળ કરી સીતાજીનું હરણ કરી ગયો હતો. આ સ્થળે સીતાજીની અને રાવણની મૂર્તિ આવેલી છે. પાસેજ ખડા હનુમાનનું મંદિર છે; અહીં પણ દાખલ થવા માટે માણસદીઠ એક પૈસો લેવામાં આવે છે. ખડા હનુમાનની મૂર્તિ ઘણીજ ભવ્ય અને ભયંકર લાગે છે. મૂર્તિ લગભગ દશેક હાથ મોટી છે. મૂર્તિ તરફ દૃષ્ટિ નાંખતાં રામાયણમાં વર્ણવેલા વાયુપુત્ર હનુમાનજીનાં આશ્ચર્યકારક અને વીરતાયુક્ત કાર્યો યાદ આવે છે. મસ્તક મૂર્તિ તરફ નીચું નમાવ્યા વિના રહેવાતું નથી. (જય હનુમાનકી જય) આ ઉદ્‌ગારો સાથે અમે પવનસુતની જય ઘોષના કરી.

આગળ જતાં બડા રામનું મંદિર આવે છે, આ મંદિર ઘણુંજ ભવ્ય અને રમણીય છે. તે પથ્થરનુંજ બાંધેલું છે. આ મંદિરમાં ચારે બાજુએ સંત સાધુને માટે ઓસરીઓ છે. મંદિરમાં રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓનાં આમેહુબ દર્શન થયાં. ત્યાં જતાં મારા મનમા રહેલો પૂજ્યભાવ સતેજ થયો, મારા સંસારિક વિચારો હું ભૂલ્યો અને પરમકૃપાળુ પ્રભુ રામચંદ્રજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતાં આંતરિક પ્રાર્થનામાં હું લીન થયો.

'શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન હરણ ભવ ભય દારૂણં,
નવ કુંજ લોચન કંજ મુખ કર કંજ પદ કંજારૂણં,
કંદર્પ અગણિત અમીત છબી નવ નીલ નીરજ સુંદરમ્,
પટપીત માનહુ તડીત રૂચી સુચીનો પીજનક સૂતાવરમ્,
× × × ×
ઇતિ વદીત તુલસીદાસ શંકર શેષ મુનિ મનરંજનં,
મમ હૃદય કંજ નિવાસ કરી કામાદિ ખલ દલ ગંજનમ્.

સામે પથ્થરનો મંડપ છે. સામેજ હનુમાનજીની મૂર્તિ જોવામાં આવે છે. આ મંડપમાં ચાળીસ પથ્થરના થાંભલા છે. આ મંડપ ભવ્ય છે અને પથ્થરજ જોવામાં આવે છે.

ગોદાવરીપર આવેલા પુલ આગળ સુંદર નારાયણનું મંદિર છે. ગોદાવરી નદીમાં જુદા જુદા કુંડ કરી નાવા ધોવાની સગવડતા કરેલી છે—રામકુંડ, સીતાકુંડ, લક્ષ્મણકુંડ, ઇંદ્રકુંડ, હનુમાનકુંડ વિગેરે. સંધ્યા સમય વીતી ગયો હતો તેથી અમે આ પૂલ ઉપર આવીને બેઠા. રાત્રિનું સામ્રાજ્ય વ્યાપવા માંડ્યુ હતું. રાત્રિનો શાંત પવન, પાસેના મંદિરોમાં થતી આરતીની ગર્જના, નોબત; શરણાઈ અને ઢોલનો મીઠો સ્વર અને ધુપ અને પુષ્પનો સુવાસ અમારાં મગજ શાન્ત કરતાં હતાં. નિશાદેવી કાળી સાડી ઓઢી સડસડાટ દોડી આવતી હતી. નીલ આકાશ હીરારૂપી તારકાઓથી ચકચકિત થઇ રહ્યું હતું. આ સમયે કવિ કેમ્પબેલની નીચેની લીટીઓનું મને સ્મરણ થયું.

" For tho night cloud had lowered,
The sentinel stars set their watch in the sky."

પ્રિય મિત્રોનો મેળો હતો; એક વૃદ્ધ ભિક્ષુક ગુજરાતી, મરાઠી, હીંદી અને મારવાડી ભજન અમારી આગળ ગાતો હતો; અને પવનની ઠંડી લહેરી આવતી હતી. સર્વ શાંતતા પ્રસરાતી દૃષ્ટિગોચર થતી હતી. સમય આનંદદાયક હતો. અમે અમારી જીવનની ચિંતા-

એથી ઘડીભર મુક્ત થયા. આવા સુખી અનુભવો આપણા જીવનમાં ઘણાજ થોડા આવે છે. પૂલ નીચે ગોદાવરી કે જેને યાત્રાળુ લોક ગંગાજીના નામથી સંબોધે છે તેનો પવિત્ર જલ પ્રવાહ ખળખળ અવાજ કરતો વહેતો હતો. આ ખળખળ અવાજમાં મહા કવિ ટેનીસનના શબ્દોનું ઉચ્ચારણ થતું હોય એમ મને લાગ્યું.

" Men may come and men may go,
But I goan for over. "

'ભલે મનુષ્યો આ સંસારમાં આવે અને જાય પણ હું તો સતત હમ્મેશ વહ્યાંજ જાઉં છું.' આ સત્ય છે. આ ગોદાવરીનો પ્રવાહ પુરાણ કાળમાં વહેતો હતો, અત્યારે વહે છે અને ભવિષ્યમાં વહેશે પણ ખરો; પણ આ સંસારમાંથી જુની વ્યક્તીઓ વિસર્જન થાય છે ને વળી નવી પેદા થાય છે. આ સંસારચક્રનું દિગ્દર્શન જુઓ ! આ આપણી દુનીઆનો ક્રમ ! જોવુ તે જવાનું છે. માયાના મોહમાં ફસાઈ રહેવું, કુકર્મ કરી પાપનું પોટલું ઉચકવું અને અન્તે માટીમાં મળવું આવી વસ્તુસ્થિતિ આ જગમાં સર્વત્ર વ્યાપેલી જોવામાં આવે છે.

તા. ૪-૪-૧૯૧૫ ની સવારે ટાંગામાં બેસી પાંચ માઇલ દૂર આવેલી પૌરાણિક પાંડુલીના અથવા પાંડવ કૌરવોની ગુફા જોવા અમે ગયા. આ બાજુનો માર્ગ પણ ઘણો ચોખ્ખો અને સારો છે. રસ્તાની બન્ને બાજુએ આમ્રવૃક્ષો જોવામાં આવે છે. સવારનો મંદમંદ શીતળ વાયુ વાતો હતો; સૂર્યોદય થવા માંડયો: મગજ શાન્ત થતુ અને અમારો ટાંગો ઝપાટાબંધ ચાલ્યો જતો હતો. સૂર્યદેવતાનાં દર્શન થયાં અને પૂજ્ય કવિ દલપતરામભાઈની નીચેની કડીઓ મારાથી અચાનક ગવાઇ ગઈ.

' પંખી મધુરા સ્વર ઉચરે છે, જુદી જુદી જાત અનેક જે છે;
જાણે થશે આજ નવીન રાય, ગાંધર્વ તેના ગુણ ગાન ગાય.
જનો સ્તુતી ઇશ્વરની કરે છે, મહાત્મ્ય તેનુ મનમાં ધરે છે;
જાણે રવીનું શુભ રાજ્ય જાગે, પ્રભુ સમીપે સુખ એમ માગે. "

આ ગુફાઓ ઉંચે ડુંગર ઉપર ડુંગરની મધ્યમાં આવેલી છે, ઉપર ચઢતાં લગભગ દશ મીનીટ થાય છે. ગુફાઓ આગળ ખરચંપાનાં ઝાડ ઘણાં જોવામાં આવે છે. ઉપર ચઢયા બાદ નીચે દષ્ટિ નાંખતાં નીચેની વસ્તુઓ ઘણીજ નહાની લાગે છે. મોટો માર્ગ એક લીટી દોરેલી હોય એમ ભાસે છે. પશુ પક્ષી ઉંદરડા જેવાં દેખાય છે. મોટાં મોટાં વૃક્ષ જાણે કે રણભૂમિ ઉપર વીરપુરુષો રક્ષાર્થે ઉભા હોય એવો દેખાવ આપે છે. આ વૃક્ષોનો દેખાવ કવિ સ્કોટે વર્ણવેલા દેખાવને કાંઇક મળતો આવે છે.

" The trees retire inscattored ranks,
Save where advanced before the rest,
As champions, when their band is broke,
Stand forth to guard the rearward post."

ગુફાઓ આશરે પચીસ છે, ડુંગરમાંના પથ્થરમાંથીજ કોરી કાઢવામાં આવેલી છે. વળી અવરનવર પથ્થરમાંથી ઝરી આવેલા પાણીના કુંડ છે. પાણી સ્વચ્છ અને મીઠું છે.

આ ગુફાઓની સંભાળ લેવા નામદાર સરકાર તરફથી એક રખેવાળ રાખવામાં આવે છે. ત્યાં એક પૂજારી પણ રહે છે; જે આપણને બધી ગુફાઓ બતલાવી જુની દંત કથાઓ અને ઇતિહાસનો કાંઇક ખ્યાલ આપે છે. આ સ્થળ જન સમાજથી દૂર હોવાથી અને ડુંગરો અને ટેકરામાં આવેલુ હોવાથી તદન શાંત જોવામાં આવે છે. અત્રે જનસમાજનો ઘોંઘાટ અને ખખડાટ જોવામાં આવતો નથી. આ સ્થળ કોઇ પહાડી સાધુ કે યોગીને માટે યોગ્યછે.

'Far in a wild, unknown to public view.'

(Hermit).

આવા સ્થળમાં સંસારની અવનવી અને ગુંનવાડા ભરેલી માયા અને લુબ્ધ કરતા મોહને સ્થાન નથી; બળતા મનનો તાપ નિવારણ થાય તેવું આ સ્થળ છે. આગળ પાછળ પ્રસરેલી શાન્તિ આપણને પણ શાંતિ સાગરમાં ડુબાવે છે. આપણે દુનીઆના રાગમાં રચી રહેલા છીએ, આપણે સંસારી છીએ, આપણે ચિંતાગ્રસ્ત છીએ તો પણ આ સ્થળે આપણા મનને થોડો ઘણો આસાયેશ મળે છે. આ એકાંત સ્થળ બુદ્ધજનોને માટે યોગ્ય સ્થળ છે. કારણ કે:—

Wisdom's self

Oft seeks to sweet retired solitude
Where, with her best nurse, Contemplation,
The plumes her feathers and lets grow her wings.'

(Milton).

આ ગુફાઓને નંબર નાંખેલા છે. આ પચીસ ગુફાઓમાંથી ફક્ત સાતજ ગુફાઓ જોવા જેવી છે. કેટલીક ગુફાઓ પડી ગએલી છે જ્યારે કેટલીક ખાલી અને નકામી છે. ચોથા નંબરની ગુફા મોટી છે. અંદર પ્રવેશ કરતાંજ મ્હોટા પથ્થરના ૭ થાંભલા આવે છે. થાંભલાના અગ્રભાગે હાથી, વાઘ, વૃષભ વિગેરે આકૃતિઓ કોરી કાઢેલી જોવામાં આવે છે. વળી ત્યાં પાલી ભાષામાં લેખ લખેલો જોવામાં આવે છે. અંદર પેસવાને ત્રણ દરવાજા છે. અંદર અઢાર ઓરડીઓ છે જે ઋષિ મુનીઓ માટે સમાધિ કરવા માટે હતી એવું કહેવાય છે. નંબર દસ વાળી ગુફા મોટી છે અને અંદર સોળ ઓરડીઓ છે. મધ્યમાં એક મૂર્તિ છે. સર્વ સ્થળે પથ્થરજ જોવામાં આવે છે. નંબર સોળવાળી ગુફામાં નીસરણી ચઢી જવાનું છે. આ ગુફાને ઇંદ્રસભા કહેવામાં આવે છે. અહીં ત્રણ મૂર્તિઓ જોવામાં આવે છે. મધ્યની મૂર્તિ કરતાં આગળ પાછળની બે મૂર્તિઓ ઘણી મોટી છે. મૂર્તિઓ બેઠા ઘાટમાં કોતરવામાં આવેલી છે. માથે મુગટ અને કાને કુંડળો જોવામાં આવે છે. આગળ પાછળ ચામર ઢોળનાર અને છડીદાર ઉભેલા નજરે પડે છે. મૂર્તિઓના હસ્ત જોડેલા હોવાથી પુષ્પાંજલિના આકારમાં જોવામાં આવે છે. નંબર અઢારવાળી ગુફામાં થાંભલા છે અને વચ્ચે મોટી ભીમની ગદા છે. નંબર સત્તરવાળી ગુફામાં મધ્યમાં મહાદેવનું લીંગ છે અને આગળ પાછળ ઓરડીઓ અને ઓટા છે. નંબર વીસવાળી ગુફા ભવ્ય છે અને અંદર અંધાર પથ્થરની ઓરડીઓ છે. છત આખા પથ્થરનીજ જોવામાં આવે છે. જાણે કે એક નાનુ બેઠા ઘાટનું ઘર હોય તેવો દેખાવ આપે છે. મધ્યમાં યુધિષ્ઠીર, અર્જુન, ભીમ, સહદેવ, નકુળ, કૃષ્ણ

અને દ્રૌપદીની મૂર્તિઓ જોવામાં આવે છે. નંબર ત્રીસવાળી ગુફા શિલ્પકળાનો એક ઉત્તમ નમુનો ભાસે છે. આ કૌરવની ગુફા કહેવાય છે. આ ગુફામાં નાની મોટી મળી આશરે સો-એક મૂર્તિઓ છે જેમાં દુર્યોધન, દ્રોણ, કર્ણ, ગાંધારી વિગેરેની મૂર્તિઓ જોવામાં આવે છે. આ મોટી ગુફાઓમાં પ્રવેશ કરતાં ને આગળ પાછળ દૃષ્ટિ નાંખતાં શિલ્પ કળાના પ્રભાવનુ ભાન થાય છે. વળી ભૂતકાળ તરફ નજર દોડે છે અને તે સમયનાં શિલ્પ શાસ્ત્રીઓ અને આ ગુફા કોતરી કાઢનારાઓ પ્રતિ આશ્ચર્યની લાગણીથી જોયા વિના રહેવાતું નથી. આવા આવા પુરૂષો અને કૌરવ પાંડવ જેવા મહારથી અને યોદ્ધાઓ પણ મરણ શરણ થયા છે. તેઓ એક સમયે પોતાના પ્રભાવથી અન્ય જનોને આંજતા હતા પણ અત્યારે તેઓ નથી. મૃત્યુ મોડા વહેલાં દરેકને પોતાના પંજામાં સપડાવે છે.

'There is no armour against fate;
Death lays his icy hands on Kings.
Sceptre and crown
Must tumble down.

આ સંસારમાં કોઇ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી. ભલે પછી તે રાય હોય કે રંક હોય, વિદ્વાન હોય કે મૂર્ખ હોય, વીર હોય કે બ્હીકણ હોય, વૃદ્ધ હોય કે બાળક હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, વૈદ્ય હોય કે વકીલ હોય—સર્વ સમય આવતાં મૃત્યુના ભક્ષ થાય છે. કારણકે:—

'ભલા ભલા જાતા રહ્યા, આપણુ જઇશું કાલ;
ભુખ વારો એ મોતનો તેનું મોટુ સાલ.'

વળી શામળભટે યોગ્યજ કહેલું છે કે—

'વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાનકી,
થીર થાવર કોઇ રહ્યા નહી, કોણ માત્રમાં માનવી?
કોઇ આજ કોઇ કાલ, કોઇ માસ ખટમાસે,
કોઇ વર્ષ દસબાર કોઇ પચીસ પચાસે,
કોઇ સાઠ સિત્તેર કોઇ પોણોસો એંસી,
જે જાયું તે જાય નથી રહેવાનુ બેસી.'

આપણી પાછળ કાંઇ રહેવાનુ નથી પણ ફક્ત આપણું નામજ રહેશે; આ જગતમાં પોતાનો જશ અને બીજાને સારૂ ઉત્તમ નમુનો મુકી જાય છે તેનુંજ જીવન ધન્ય, કૃત-કૃત્ય અને ભાગ્યશાળી છે. આ ઉપરથી સારાંશ એ છે કે આપણે આ સંસારમાં સર્વ પ્રાણીમાત્ર ઉપર પ્રેમ રાખવો, શુભ અને હિતાવહ કાર્યો કરવાં અને કાંઇ વિરલ કાર્ય કરી પોતાની પાછળ પોતાના અમર નામની સુવાસ મુકી જવા પ્રયાસ કરવો. આજ તે આપણું જીવન સૂત્ર હોવું જોઇએ. આવા વિચારોના વમળમાં ગોથાં ખાતો હું ડુંગર પરથી નીચે ઉતર્યો અને મારા મિત્રો સાથે ભાડાના ટાંગામાં બેસી મારા મુકામે ગયો.

સાંજે અમારા મિત્ર ડાક્ટર ગોરેકર સાથે કીન્ગ એડવર્ડ મેમોરીયલ ક્લબમાં અમે ગયા. ક્લબ ખાસ ઓફીસરોને માટેજ છે પણ ત્યાં અમારા જોવામાં કોઇ મેમ્બર આવ્યા નહી. મકાન ઘણું સારૂં છે અને ઇગ્લીશ સ્ટાઇલમાં ઉત્તમ જાતના ફરનીચરથી શણગારેલુ

છે. મકાનના આગલા ભાગમાં સુંદર બાગ છે અને ફુવારો ઉડી રહેલો છે. આ કલબને અંગે બે ટેનીસ કોર્ટ છે. સંધ્યા સમય હતો; અમે ગોષ્ટી વિનોદ કરતા ટેનીસ ખેલતા હતા અને નાશીકની ઠંડી અને આરોગ્યવર્ધક હવાનો લ્હાવો લેતા હતા. અંધારૂં થતાં માયાળુ ડોકટર સાહેબને પ્રણામ કરી અમે અમારા મુકામે ગયા, વાળુ કરી અમે થાકી ગયા હતા તેથી અમે તરતજ સુઈ ગયા. અપૂર્ણ.

## મહારાજાનાં મહા વાક્ય.

(લખનાર:—આર્યવૈદ મયારામ સુંદરજી.)

૧ "પશ્ચિમને તત્વજ્ઞાન શિખવીને તેનાં વિદ્યા હુન્નર શિખો; યુરોપને પવિત્ર જીંદગી સંપાદન કરાવીને તેના ઉંચા રાજદ્વારી વિચારો ગ્રહણ કરો; અને અમેરિકનોમાં આત્મજ્ઞાન દરસાવીને તેના વેપારીઓની વ્યવહારીક રીતીઓ મનમાં ઉતારો."

૨. "આપણા આગલા જમાનાના રૂષિઓએ તત્વજ્ઞાન, સાહિત્ય જ્ઞાન તથા દુનીઆના હુન્નર ઉદ્યોગના જ્ઞાનમાં જે ફાળો આપ્યો છે, તે માટે આપણે આજે પણ મગરૂર છીએ. આપણી મૂળ ફરજ અને મોટામાં મોટી કીર્તિ આપણા દિવસોની મગજ શક્તિને લગતી સરસાઇ પાછી મેળવવામાં છે. આપણે પશ્ચિમ તરફ નજર કરો. ત્યાના લોકો ત્યારે એક બીજા ઉપર સરસાઇ ભોગવવા હરીફાઈ કરે છે ત્યારે આપણા લોકોનો મોરો જથ્થો (આજે) આળસાઈપણે જીંદગી ગુજારે છે ! અને પોતાના બાપદાદાની પાછળ આંખ મિંચિને ચાલે છે?"

૩. "હિંદુસ્તાનના (વેદ વિરૂદ્ધ મત પંથીના) ધાર્મીક નિયમો આપણા બાહોશ અને હુંસીયાર જુવાનીઆઓને હુન્નર ઉદ્યોગની, રાજદ્વારી અને વાણીજ્યની બાબતોમાંથી અલગ રાખે છે; એટલુંજ નહિં પણ તેઓની આર્થીક સ્વતંત્રતાના સુધારા વધારાને આગળ વધતો અટકાવે છે."

૪. "પશ્ચિમના ઉદ્યોગીક સુધારાવધારાના સાયન્ટિફિક નિયમોને સ્વિકારવામાં હિંદુસ્તાનના લોકો શા માટે સુસ્ત રહેતા હશે? આ સવાલનો જવાબ લંબાણથી આપવાનું કામ હું હાથ ધરતો નથી; પણ એટલીજ સુચના કરીને સંતોષ પકડીશ કે, આપણા દેશમાં ધાર્મિક ને જનસામાજીક નિયમોને આપણે એક પ્રશ્ન તરીકે સારી રીતે જોવા જોઇએ."

૫. "જાતિ સ્વભોગ આપવાની લહેઝત તમો શિખો; તમારી ખોડખાંપણો દૂર કરો. અને ખાલી મોટી મોટી વાતો કરવાને બદલે કામ કરી બતલાવો."

૬. "એક જણું તરફથી અથવા તો ભેગા મળીને કરવામાં આવતાં જે મોટાં ખરચ લાભદાયક ન હોય તેવાં ખરચ કરતાં ધ્યાન રાખો. હિંદીઓનું નસીબ સુધારવાના સામાન્ય હેતુ માટે નાત જાત તથા કોમ કોમ વચ્ચેના વહેમો ભૂલી જવાનું તથા પોતાના ધાર્મીક જુસ્સાને મનુષ્ય જાતની ઉન્નતિ માટે વહેવાર રીતો એકત્ર થવા તરફ દોરવાનું કહો. અર્થશાસ્ત્રના સાંસારીક તથા વિદ્વતાની બાબતમાં સ્વતંત્ર થવાનું તેઓને જણાવો, અને આ પ્રમાણે વર્તવાથી દુનીઆં ઉપરની કોઇ સત્તા તેઓને ગુલામગીરિમાં રાખી શકશે નહિં."

મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ.

# बाइबलमां वेदान्त शिक्षा.

વેદાન્તનું મૂળ વેદ છે. ઈશ્વરીયજ્ઞાન થવાનું કારણ વેદ અનાદિ છે. સૃષ્ટિના આદિથી વેદથીજ ભિન્નભિન્ન દેશો અને ભાષાઓમાં પ્રકાશ થયો છે. વેદોક્ત જ્ઞાનને આજ સુધીમાં પણ કોઇ ભ્રમ પૂર્ણ સિદ્ધ કરી શક્યું નથી. આર્ય ધર્મનું સ્વચ્છ ભવન વેદાન્તના અચલ પર્વત પરજ સ્થાપિત છે. તથાપિ અન્ય જગ્યાએ પણ વેદાન્તની છાયા પડી ચુકી છે. મુસ્લીમમત વેદાન્તનુંજ અંગ છે. તેનું મહા વાક્ય છે, "લાઇલા હઇલ્લલ્લાહ" "મુહમ્મદઅલ રસુલ્લાહ" આ મહમ્મદ સાહેબના વખતથી જોડેલું વાક્ય છે. દારા શિકોહ સિર્રે અકબરીમાં લખ્યું છે કે, મુસલમાનોને ત્યાં જે "લોહેમહફુજ" નામની ખુદાની ગુપ્ત કિતાબ બતલાવેલી છે તે વેદજ છે. તે લખે છે કે,—

"મુતાબિક કુરાનમજીદકે આયત કિ ઇન્નહુલ કુરાનમ્ કરીમફી કિતાબેમક્નૂન લા યમસ્સહુ ઇલ્લલ્મુતહ્હરુન તનજીલુમ્ મિર્રબ્બિલ્ આલમીન' માલૂમ મેશવદ્...કે ઈ આયત દરહકેજ્જ્ગે તૌરેતો ઇન્જિલનેસ્ત...નજરહ તૈરેતો ઇઊલવજ્બૂર વદીગર સોહોફ* નઅન્દાબત ઇન્માબયાં તૌહીદ દરઆંહાડ મુજમિલ વ મર્મૂજ બૂદ...પેશ અજ જમીએ કુતુબે સમાવી ચહાર કિતાબે આસમાનીકિ રૃગ્વેદ યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ વાશદ...અજહમી કિતાબાં જાહીર અસ્તકે જમીએ ઇસરા રસલૂક વ અશગાલ તૌહિદ સીર્ફ દરઆંમૂદર્જ અસ્ત."

હવે બાઇબલમાં જે ઇજેકીલનું વર્ણન છે તે સાંભળો;—"જુઓ, ઇસરાયલિયોના ખુદાનું તેજ પૂર્વના રસ્તે આવ્યું. તે મને આ દ્વારની પાસે લાવ્યું કે જે દ્વાર પૂર્વની માફક રાહ જોઈ રહ્યું છે."

મસીહ વેદાન્તને માનનાર હતા, તેની પુષ્ટિમાં અમે આગળ ચાલીને તેનાં કાંઇક વાક્ય આપીશું. અહીં એ શંકા થાય છે કે, આપણને ઇસાઇઓનાં કરેલાં ૨૦૦૦ વર્ષના જુના અર્થો પ્રતિ તિરસ્કાર કરવાનો શો અધિકાર છે? તેનું સમાધાન સાંભળો.

(૧) પશ્ચિમવાળાઓ કરતાં સર્વોત્તમ અર્થ કરવામાં આપણે અધિક સમર્થ છીએ. કેમકે આપણે અને મસીહ બંને પૂર્વ દેશીય છીએ. પશ્ચિમવાળાઓએ તો આજ સુધી પણ આપણને ઓળખ્યા નથી. તો પછી આજથી ૨૦૦૦ વર્ષ પહેલાં તે આપણને કેવી રીતે જાણી શકતા હતા? જેવી રીતે આપણે પૂર્વ દેશવાળા, મસીહના સમયના અને તેના આચાર વિચારનું યથાર્થ મહાત્મ્ય સમજી શકે છે તેવી રીતે પશ્ચિમવાળા સમજી શકતા નથી. પશ્ચિમમાં કાલચક્ર એટલી તેજીથી ચાલી રહ્યું છે કે જે આજ છે તે કાલે હોતું નથી. તેના વિરૂદ્ધ આપણે એવા સ્થિર છીએ કે આપણી કાલ અને આજમાં કાંઇ અંતરજ નથી. ઇસાઇયોએ આજ સુધી મસીહના વાસ્તવિક રૂપને જોયુંજ નથી. આ વિષયમાં એક ઉદાર ચરિત અમેરિકન વિદ્વાને લખ્યું છે કે:—

"Our western eyes have seen christ Weslornized, distorted in the lenses of Grociar speculation, of Roman Institution-alism" of medialval scholasticism."

---

* કુરાન વિગેરેનો આશય છે,

(૨) પશ્ચિમવાળાઓની વૃત્તિ લૌકિક છે અને આપણી પારલૌકિક છે. ચિત્તવૃત્તિના નિરોધનો મહિમા આપણે અહીંજ છે. તે લોકોના વિચાર પ્રાકૃતિક છે, પરંતુ આપણા ભાવ અને કલ્પનાઓ માનસિક છે, આપણે આત્મ સંબંધી વિષયોમાં અધિક રૂચિ રાખીએ છીએ જેથી સ્વાભાવિક રીતે આપણે મસીહના વિચારોને યોગ્ય રીતે સમજવાને અધિક સમર્થ છીએ. પશ્ચિમવાળાઓ હાલ પ્રકૃતિના શયનાગારમાં પડેલા છે એવી દશામાં તેમને માટે આત્મિક સૂર્યનાં દર્શન અસંભવિત છે.

(૩) ધર્મા ધર્મના નિર્ણયમાં જે વિશ્વાસજનક રીતિયોથી આપણે કામ લઇએ છીએ, તેથી તે લોકો અપરિચિત છે. ધાર્મિક વાતોને ધર્મની કસોટી પર કસવાને ઇસાઇ લોક પાપ સમજે છે. પણ આપણે તો યુક્તિ અને તર્કની સહાયતા સિવાયના કોઇ અન્ય પ્રમાણને પ્રમાણજ માનતા નથી. અને તેથી ધાર્મિક વિષયોમાં અમારોજ નિશ્ચય અને નિર્ણય અધિક માન્ય થઇ શકે છે.

(૪) આપણે બાઇબલનાં અર્થોની પરીક્ષા પક્ષપાત છોડીને કરીએ છીએ. પણ ઇસાઇ લોક પોત પોતાના મતો અને સંપ્રદાયોની તરફ અર્થોની ખેંચતાણ કરે છે. જેને લીધે યોગ્ય અર્થ જાણવાથી તે દુર રહી જાય છે.

આ કારણોથી આપણે ઇસાઇયોના કૃત્રિમ અર્થોની તરફ ધ્યાન ન આપતાં સ્વતંત્ર વિચાર કરવો જોઇએ. હવે આપણે વેદાન્તના પ્રકાશમાં મસીહના વાકયાર્થ શોધવાનો પ્રયત્ન કરીશું.

## મસીહના સદુપદેશ.

ઇસાને જ્યારથી આત્મજ્ઞાન પ્રાપ્ત થયું ત્યારથી તે ક્રાઇસ્ટ ( christ ) ના નામથી પ્રસિદ્ધ થયા. જેમ સંન્યાસ ગ્રહણ કરવાથી પ્રથમ આશ્રમનું નામ બદલાઇ જાય છે તેવી રીતે ઇસાનું નામ બદલાઇ ગયું. આત્માનો સાક્ષાત્કાર થવાથી જીવ રૂપી ભ્રમ નષ્ટ થઇ જાય છે, અને દેહ સંબંધી સઘળાં બંધનો પણ તુટી જાય છે. અને તેથી નામનું બદલાવું એ સ્વાભાવિક છે. મસીહમાં અને આપણામાં યથાર્થતઃ કાંઇ ભેદ નથી. ભેદ કેવળ ક્રમનો છે. લોકોએ જ્યારે મસીહને એક બહુજ મ્હોટા મહાત્મા તરીકે ઓળખ્યા ત્યારે તેમની પૂજા કરવા લાગ્યાં. એથી મસીહે ઉત્તર આપ્યો કે મને નિર્દોષ કેમ કહો છો ? પરમાત્મા સિવાય અન્ય કોઇ નિર્દોષ નથી. અહીં સંદેહ થાય છે કે મસીહ પોતાનુ અનુસરણ કરવાને કેમ શિક્ષણ આપે છે. તો તેનો ઉત્તર એ છે કે, તે જીવોપાસના કરવાનું શીખવતા નથી. તેનાં સઘળાં વાકય ઇશ્વરપૂર્વક છે. તે કહે છે કે ઉપાસના એકનીજ થઇ શકે છે અને તે એક ઇશ્વરજ આપણા પિતા છે. તેમણે કહ્યું છે. હું અને મારો પિતા એકજ છીએ. તેનાં આ વાકય દેહબદ્ધ જીવનાં નથી. તેનું એ કહેવું છે કે તમે સત્યને જાણો, સત્યજ તમને મુક્તિ આપશે. આ વાકય કાંઇ તેના માટે નથી.

એવાં વાકય અમારે ત્યાં પણ મહાત્માઓનાં કહેલાં બહુજ મળી આવે છે; કૌશીતકીય બ્રહ્મણોપનિષદમાં પ્રતર્દન નામના રાજાને તેનાં પરમ હિતની વાત ઇન્દ્ર આ પ્રકારે બતાવે છે. "सहोवाच प्राणोऽस्मि प्रज्ञात्मातं मामायुर मृ मित्युपास्व." જે પ્રકારે આ વાકય ઇન્દ્રની ઉપાસનાનાં સૂચક નહી પણ તે ઇશ્વર વિષયક છે. તેજ પ્રકારે મસીહનાં વાકયોને પણ સમજવાં જોઇએ.

જ્યારે મસીહ આપણને સંસારની જ્યોતિ બતલાવે છે. ( I am the light of the world) ત્યારે તે એ સૂચવે છે કે આપણે પણ તેવાજ છીએ ( you are the light of the world. ) લોકોએ જ્યારે મસીહપર એમ કહીને પત્થર માર્યા કે તમે તમને પોતાને ઇશ્વર મનાવો છો, ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે જે તમે શબ્દ બ્રહ્મને જાણતા હો તો તમે પણ ઇશ્વર છો એથી સિદ્ધ થાય છે કે મસીહે આપણને જીવો પાસના શીખવી નથી.

ઇશ્વર પુત્ર—Son of God.

એવીરીતે મસીહ પોતાનેજ ઇશ્વર પુત્ર કહેતા નથી, પરંતુ જેણે ઇશ્વરને પોતાના હૃદયમાં પ્રકટ કરી લીધા છે તેવા દરેક મનુષ્યને કહે છે. એથી સેંટ પાલે પણ કહ્યું છે કે, ઇશ્વર તે છે કે જે પરમાત્માને શોધવા ભટકતા નથી. મસીહે કહ્યું છે કે આપણો પિતા ઇશ્વર એક છે અને તું ઇશ્વરથી દુર નથી.

ઇશ્વરીય રાજ્ય—Kingdom of Heaven.

મસીહે મુક્તિની રીતિ આ પ્રકારે બતાવી છે. જ્યાંસુધી મનુષ્ય દ્વિજન્મા ન હોય ઇશ્વરીયપદ પ્રાપ્ત કરી શકતો નથી, દ્વિજન્મા હોવાના આશય આત્મામાં જન્મ લેવો યા પ્રવેશ કરવો તે છે. આ ઇશ્વરીય પદની આપણે ક્યાં સુધી શોધ કરવી ? તો જવાબ મળે છે કે;—જુવો ઇશ્વરી રાજ્ય તમારીજ અંદર છે. મસીહ આત્મભેદને માનતા નહોતા. તેનું કથન છે કે, હું મારા પિતામાં છું તમે મારામાં છો અને હું તમારામાં છું. "મસીહે પ્રાર્થના કરી છે કે જેવી રીતે તે અને પ્રાપ્ત થયો છે, તેવીજ રીતે સાક્ષાત્કાર દરેક પ્રાણીને થાય. જેવી રીતે હું એક થઇ ગયો છું તેવીજ રીતે દરેક જણ એક થઇ જાય."

મસીહનો આદેશ છે કે, પ્રથમ ઇશ્વરીય પદની શોધ કરો, તે સત્ય છે અને સત્યજ આત્મા છે. જેથી તે પરમ પદ આપણાથી જુદું નથી. તેની પ્રાપ્તિથી તમે એવા પૂર્ણ થઇ જશો કે જેવી રીતે સ્વર્ગમાં તમારો પિતા છે.

નિષ્કર્ષ.

આ વાક્યોથી એ સિદ્ધ થાય છે કે મસીહના વિચાર વૈદિક હતા અને તેનું જીવન આદર્શ જીવન હતું. તેણે નિર્ભય થઇને પોતાના વિચારો પ્રકટ કર્યા છે. પરંતુ ક્રૂર અને પાતકી મનુષ્યોએ તેમના સન્માર્ગમાં અનેક વિઘ્નો નાંખ્યા છે. મસીહે તેમને કહ્યું છે કે મારે તમને બહુજ વાતો કહેવી છે. પરંતુ તેને તમે હજુ સુધી સાંભળી શકતા નથી. તેમને હજુ બહુજ કાંઇ શીખવું છે. મસીહ તેમને કહી ગયા છે કે જેવી રીતે પ્રકાશ પૂર્વમાંથી આવે છે-અને પશ્ચિમ સુધી ફેલાઇ જાય છે તેવી રીતે આ મનુષ્ય પુત્રનું આવવું પણ સમજવું.

અંતે મારૂં એવું નિવેદન છે કે મસીહની શિક્ષામાં વેદાન્તના અનેક તત્વો વિદ્યમાન છે. અને તેથી મસીહના અનુયાયિયોએ જાણવું જોઇએ કે તે આપણા શાસ્ત્રોથી દૂર ન રહેતાં તેનું તેમણે અધ્યયન કરી અને તેમાંથી કાંઇ શીખવું જોઇએ તે વડે અધિક આત્મજ્ઞાનનું સમ્પાદન કરવાને માટે મસીહ સ્વયં પૂર્વની તરફ આંગળી ઉઠાવી ગયા છે.

લક્ષ્મીશ્વર કટલા.

# कमलनयनी.

( અનુસંધાન ગત વર્ષઅંક ૧૨ ના પૃષ્ઠ ૩૯૧ થી ).

આજે હું તથા મારી પત્નિ કમલનયની એક વૈભવ શાળી બંગલામાં અમારાજ શહેરમાં રહીએ છીએ. અમારા જીવનનો નિભાવ કરી શકાય તેને માટે દ્રવ્યની તંગી અમને નથી. અમે અમારૂં જીવન દેશ હિતના કાર્યોમાં અર્પી દીધું છે. હું પુરૂષોને, અને મારી સુશીલ પત્નિ સ્ત્રીઓને સુધારવા પાછળ સતત મહેનત કરીએ છીએ દેશમાં પુરૂષ અને સ્ત્રી બંને મળીને સંસારનો પાયો રચાય છે. આ બંને જો યોગ્ય રીતે કેળવાયલાં અને સુશિક્ષીત હોય છે તો તેમના વડે ઉત્પન્ન થતી પ્રજા પણ ભાગ્યશાળી ઉત્પન્ન થાય છે. આમ છતાં પણ અમે નિરૂદ્યમી બેસી રહેતાં નહોતાં. મારા પિતાની સમૃદ્ધિનો હુંજ વારસ હોવાથી તે સર્વ મિલ્કતની મારેજ વ્યવસ્થા કરવી પડતી. હું તે નિયમિત રીતે કરતો હતો હાલ મારા પિતા વૃદ્ધાવસ્થાને લીધે મારા આવવાથી વાનપ્રસ્થાશ્રમ ભોગવતા હતા. અને પોતાની મિલ્કતની સર્વ સત્તા મને સોંપી દીધી હતી. આ સર્વ મિલ્કતની વ્યવસ્થા કરવામાં મને મારી સદ્‌ગુણશાળી પત્નિ મદદગાર થઈ પડી હતી.

આજકાલના ધનવાનોની માફક અમે માત્ર પૈસા કમાવા તેનેજ અમારા કર્તવ્ય રૂપે માનતાં નહોતાં પણ પૈસા કમાઇ તેનો સદુપયોગ કરવો એથીજ પૈસો કમાવો સાર્થક થાય છે. એવું માનતાં હતાં અને તેથી જે જે દ્રવ્ય અમને મળતું તેનો અમે સદુપયોગ કરી જાણતા. કોઈ પણ પ્રકારના ભેદ ભાવ સિવાય પૈસાને અમે યોગ્ય કાર્યમાં યોજતાં આવી રીતે અમે અમારૂં જીવન સુખમાં વિતાવતાં હતાં.

મહાત્મા શ્રી અને સાધ્વિ દેવી અમને અમારાં લગ્ન થયા પછી પોતાની પર્ણકુટી સોંપી વનમાં ગયા હતાં. તે દરમીયાન અમે બંને જણ માત્ર ફળાહાર કરીનેજ અમારૂં જીવન વિતાવતાં હતાં અને દિવસનો ઘણો ભાગ અમે ગુરૂ ઉપદિષ્ટ મંત્રોનો વિધિસર જપ કરવામાં વિતાવતાં હતાં. તેમજ વખતો વખત અમો બંને સ્ત્રી પુરૂષ પરસ્પર સંસારના સુખો સંબંધી, સ્ત્રી પુરૂષના કર્તવ્ય સંબંધી, વાર્તાલાપ ચલાવતાં હતાં. આ વખતે અમે જો કે સાધું જીવન ગાળતાં હોવા છતાં પણ અમારા એક બીજા પ્રતિના સ્નેહથી અમે સુખનો અનુભવ કરતાં હતાં, અને માત્ર ગુરૂના પ્રતાપથી અમે આ ઘોર જંગલમાં નિર્ભયતાથી ગુરૂના પધારવાની રાહ જોઇ અમારો સમય વિતાવતાં હતાં. અમારી પર્ણકુટીની નજીક થોડે દુર એક નદિનો નિર્મળ પ્રવાહ વહન કરતો હતો, અમે ઘણીવાર બંને જણ તે સ્થળે જતાં અને ત્યાંની સ્વચ્છ હવાનો લાભ લેતાં, નિર્મળ પ્રવાહ નિહાળતાં અને કુદરતની અલૌકિક લીલાનું અવલોકન કરતાં આનંદનો અનુભવ કરતાં હતાં. તે નદીમાં એક નાવડું

હતું તેમાં બેસીને અમે ઘણીવાર રાત્રે ચંદ્રના પ્રકાશમાં સહેલ કરવા નીકળી પડતાં. આ વખતે અમને ઇશ્વરની લીલાનાં અગાધ સામર્થ્યોનો અનુભવ થતો.

આવી રીતે આનંદમાં દિવસો વિતાવતાં ઘણા દિવસ વ્યતિત થયા પણ મહાત્માશ્રી પાછા પધાર્યા નહિ. અમને સંકટ વખતે પોથીમાં જોવાનું મહાત્માશ્રીએ કહ્યું હતું પણ હજુ સુધી અમે તે પોથીને છોડી નહોતી કારણ કે આ સ્થળે અમને કોઇ પણ પ્રકારનું સંકટ નહોતું. એક વખત અમે બંને જણ વનમાં વિચરતાં હતાં તેવામાં એક દિશામાંથી અવાજ આવતો જણાયો કે "બાળકો નિર્ભય રહેજો, ગુરૂમાં અને ગુરૂ ઉપદિષ્ટ મંત્રોમાં શ્રદ્ધા રાખી આવી પડતાં વિઘ્નોનો પરાજય કરજો. થોડાજ વખતમાં તમારા ઉપર એક મહાન આફત આવવાનો સમય આવી પહોંચ્યો છે." આ વાક્ય અમે સાંભળ્યું, જેથી ચારે તરફ નજર કરી પણ કોઇ માણસ જોવામાં આવ્યું નહિ. અમે ઘણી તપાસ કરી પણ આ શબ્દો ઉચ્ચારનારનો પત્તો મળી શક્યો નહિ. આથી અમે ત્યાંથી શું વિઘ્ન આવશે તેની ચિંતા કરતાં પર્ણકુટી તરફ આવી પહોંચ્યાં. અર્ધ રાત્રિ વિતી ગઈ પણ કાંઈ વિઘ્નનાં ચિહ્નો જણાયાં નહિ. આથી અમે બંને દંપત્તિ નિંદ્રા વશ થઈ ગયાં.

સવાર થયું પણ કાંઇ વિઘ્ન તો જણાયું નહિ, જેથી અમે આ તો અમથો ભણકારો હશે એમ માની પાછાં અમારા સંયમાદિ કર્ત્તવ્યોમાં નિમગ્ન થયાં. આમ વળી કેટલાક દિવસ અમે અમારા આનંદમાં વિતાવ્યા. આ વખતે અમે પ્રથમ સાંભળેલી વિઘ્ન આવવાની વાત તો ભૂલીજ ગયાં હતાં. હજુ સુધી મહાત્માશ્રી ન પધારવાથી અમને ચિંતા થવા લાગી કે ઘણો વખત વિતિ જવા છતાં પણ હજુ પોતે કેમ પધાર્યા નહિ હોય; આમ વિચાર કરતાં મહાત્માશ્રીની રાહ જોતાં અમે દિવસ વિતાવવા લાગ્યાં. આ વખતે અમારી સ્થિતિ સાધુમય હોવાથી સંસારના પદાર્થો મેળવવાની લાલસા કરવાની કે કોઈ અન્ય ચિંતા નહોતી, અમારા બંને જણ વચ્ચેના પ્રેમમાં વિક્ષેપ કરનાર કોઈ કારણ મળી આવતું નહિ. વળી કમળનયની મારા સુખે સુખી, અને દુખે દુઃખી થતી. હું પણ તેને કોઈ પણ રીતે દુઃખ થાય એવું કોઇ કર્તવ્ય કરતો નહિ. ઘણા દિવસ આમ વ્યતિત થવાથી અમને ઘેર જવાનો વિચાર આવ્યો. અને ત્યાં જઈ પોતાના માબાપના વિયોગને દુર કરી પ્રાપ્ત સંપત્તિથી સુખ ભોગવવાનો અમે વિચાર કર્યો. પરંતુ મહાત્માશ્રીની આજ્ઞા ન હોવાથી અમારે આ વિચાર તો માંડીજ વાળવો પડ્યો. અમે ઘણી વખતે નાવમાં બેસીને નદીમાં ફરવા જતાં તે પ્રમાણે એક વખત રાત્રે ચંદ્રના પ્રકાશમાં અમે બંને જણ નાવમાં બેસી નદીમાં ફરતાં હતાં. ફરતાં ફરતાં નદીની મધ્યમાં આવી પહોંચ્યાં. આ વખતે એકાએક દૈવ સંજોગે નદીમાં ભરપુર પુર આવવાથી અમારી હોડી હાલકડોલક થવા લાગી. અમને નદીનો અને નાવનો સંપૂર્ણ અનુભવ નહિ હોવાથી હોડી અમારા કબજામાં ન રહી, આ વખતે અમે બંને જણ કાંઈ પણ ઉપાય ન ચાલવાથી માત્ર ઇષ્ટનુંજ સ્મરણ કરવા લાગ્યાં. આમ પુરનો વેગ વધવાથી અમારી હોડી તો સમુદ્ર તરફ ઉછળતી અને ધસડાતી તણાવા લાગી. એવામાં એકાએક ભમર આવવાથી હોડી ઉંધી વળી ગઈ અને હું અને મારી ધર્મપત્નિ બંને જણ નદીના મધ્યમાં હોડીના ડુબવાની સાથેજ જળમાં પડ્યાં.

અપૂર્ણ.

# हीत वचन.

( સંશોધકઃ—વાડીલાલ કાકુભાઇ સંઘવી,—અમદાવાદ. )

સંત પુરુષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે.

૧. જો સદ્‌ગુણ ખીલવવાની તમારી ખરી રૂચી હોય તો સજ્જનોને શોધો, અને તેમના સહવાસમાં રહો.

૨. સાદાઈ અને સરલતાને તમારી જિંદગીની કૂંચી બનાવો.

૩. જ્યાં સુધી તમારાથી નીચાં છે તેમને તમારી હારમાં ન મૂકો ત્યાં સુધી ઉંચા નહિ થવાય એ વાત ખૂબ યાદ રાખજો.

૪. હજારો ચરિત્રો વાંચતાં જે અસર ન થાય તેવી અસર સત્પુરુષની પા ઘડીની સોબતથી થઇ શકે છે.

૫. જે દીન-ગરીબ ઉપર દયા કરે તેજ મહાત્મા અને મોટી કીર્તિવાળો કહેવાય છે.

૬. જે બહુ વ્હાલી વસ્તુ હોય તેનો પરિગ્રહ કરવો એજ દુઃખદાયી છે.

૭. અનુકૂળ મળે ત્યારે કોઇ રીતે રાજી થવું નહિં અને પ્રતિકૂળ મળે ત્યારે કોઈ રીતે દીલગીર થવું નહિ.

૮. જેને આ સંસારમાં પ્રભુ સિવાય કોઈનો આધાર નથી તેમની સેવા કરવાથી પ્રભુનીજ સેવા કરી કહેવાય છે.

૯. માણસ માત્ર પર દયા રાખવાથીજ પ્રભુ પ્રસન્ન થાય છે, એ નક્કી સમજી પોતાનું જીવન પરોપકાર પરાયણ કરી દેવું જોઇએ.

૧૦. નાદાન શ્રીમંતાઇ કરતાં ભલી ગરીબાઈ હજાર દરજ્જે સારી છે.

૧૧. સુવિચાર, નીતિ અને સ્નેહ વગરનો આત્મા વસ્તિ વગરના ઘર જેવો છે.

૧૨. પૈસાનો એવો સારો ઉપયોગ કરો કે જેથી દુઃખ તમારા પર સ્વાર થઇ શકે જ નહિં.

૧૩. કોઈ પણ પ્રકારની આશા રાખી, કાંઇ પણ બદલામાં મેળવવાનું ધારીને દાન કરેલું, તે દાન નહિં પણ એક જાતનું વેચાણ કહેવાય છે.

૧૪. હંમેશાં મગજમાં સુવિચારોનો સંગ્રહ કરી મનને ઉચ્ચાશયમાં રાખી, સત્યતા અને પ્રમાણિકતા સતેજ રાખવાં કે જેથી જીવન સુખદ અને મોહક બને.

૧૫. શ્રદ્ધા તથા વિશ્વાસથીજ ઇચ્છેલી વાત ફળીભુત થાય છે.

૧૬. મીલકતનો ઉત્તમ ઝરો અથવા સારી રીતે રહેવું એ કરકસર છે.

૧૭. તમારાથી મેળવી શકાય એટલું મેળવો, પણ તે પ્રમાણિકપણે ઉદ્યોગ કરી મેળવો.

૧૮. જે તમે આજ કરી શકતા હો તે કાલ ઉપર મુલતવી રાખતાજ નહિં.

૧૯. મોજમજા ખર્ચ કર્યા વિના ભોગવાતી નથી માટે તેથી સાવધ રહેજો.

૨૦. યથાર્થ નિંદ્રા અને લક્ષ્મિની જરૂર હોય તો પ્રયત્નશીલ બનો.

૨૧. મનુષ્ય જન્મ એક બીજા પ્રત્યે દ્વેષ કે વિરોધ કરવા માટે નથી, પરંતુ અન્ય મનુષ્યોને બને તેટલા ઉપયોગી થવા માટે છે.

૨૨. લોકપ્રિય થવું હોય તો અન્ય પ્રતિ નિઃસ્વાર્થ પ્રેમ રાખતાં શીખવું જોઇએ.

૨૩. અસત્ય અને પ્રપંચથી અન્યને છેતરવા કે દગો કરવો એ પોતાની જાતનેજ છેતરવા તુલ્ય છે.

૨૪. વ્યવહારમાં ગમે તેટલો લાભ થવાનો પ્રસંગ આવે તો પણ સત્યથી વિમુખ થવું નહિં.

૨૫. પ્રભુ જેવા દિવસ આપે તેવા માથે ચ્હડાવી નિભાવી લેવું જોઇએ.

૨૬. અનુભવ વિનાની અક્કલ અને પરિશ્રમ વિનાના પૈસા દુઃખને દૂર કરવામાં અને સુખ આપવામાં કામ આવતા નથી.

૨૭. જે બાબતનો ઠપકો આપણે બીજાને આપીએ તેજ બાબતની એબ આપણામાં છે કે નહિં, તેનો પ્રથમ વિચાર કરવો.

૨૮. કરોડો રૂપીયાના વ્યયે પણ જે યશ નથી મેળવતો તે યશ ધનના વ્યય વિના માત્ર પ્રમાણિકપણાથી જમે છે, એ લક્ષમાં રાખવું.

૨૯. શરીર, વસ્ત્રો અને વ્યવહારમાં કામ આવતી દરેક વસ્તુઓ સાફ રાખવાની જેટલી જરૂર છે, તે કરતાં હૃદયને સાફ રાખવાની વધારે જરૂર છે.

૩૦. જેવો માણસ મળે, જેવો સમય મળે અને જેવી આપણી લાયકાત હોય તેવોજ વાક્ગોચ્ચાર ને વ્યવહાર રાખવો કે પરિણામે પસ્તાવું ન પડે.

---

# आरोग्य सूत्रावली.

શરીરની આરોગ્યતા એ પ્રથમ સુખ છે. મનુષ્ય માત્રે પોતાનું શરીર હંમેશાં તંદુરસ્ત રહે અને રોગના પંઝામાં ન ફસાઈ જાય તેને માટે પ્રથમ ધ્યાન આપવાની ખાસ જરૂર છે. શરીર સુખી હોય છે તો શરીરદ્વારા સર્વ કાર્યો ઉત્તમ રીતે સાધી શકાય છે. સુખના સાધન રૂપે ગણાતા દ્રવ્યાદિ પદાર્થો પણ શરીર આરોગ્યતાવાળું હોય છે તો મળી શકે છે. શરીરની આરોગ્યતા ઉપર બીજા બધા સુખનો આધાર છે.

બહારની ગમે તેટલી સંપત્તિ હોય, નોકર ચાકરોનું સુખ હોય, સ્ત્રી પુત્રાદિ શુશ્રુષા કરતાં હોય અને ધનાદિ પદાર્થો પ્રાપ્ત હોય તો પણ માત્ર એક શરીર સંપત્તિ સારી ન હોય તો તે સર્વ નકામાં છે. માટે મનુષ્ય માત્રે પોતાના શરીરની વધુ કાળજી રાખવી જોઇએ. શરીરની આરોગ્યતા પાછળજ સર્વ સુખ હોય છે. જેથી મનુષ્યનું મુખ્ય કર્તવ્ય શરીરનું આરોગ્ય સચવાય તેવી કૃતિ કરવાનું હોય છે.

શરીર હંમેશાં તંદુરસ્ત રહે અને તેમાં રોગ કોઇ પણ વખતે ન થાય તેની દરેક માણસે કાળજી રાખવી જોઇએ. રોગ થયા પછી તેને નિર્મૂળ કરવા માટે પ્રયત્ન કરવામાં આવે છે તે કરતાં રોગ થાયજ નહિ તેવું વર્તન કરવું એ વધારે સલાહ ભરેલું છે. દરેક મનુષ્યે પોતાનું, પોતાના કુટુંબનું, પોતાનાં સ્ત્રી પુત્રાદિનું શરીર નીરોગ રહે તે ઉપર વધુ લક્ષ આપવાનું છે.

શરીરને ટકાવી રાખનાર, પોષનાર અને વૃદ્ધિ કરનાર હવા, પાણી અને આહાર છે. આ ત્રણુનો જો કુદરતના નિયમને અનુસરીને ઉપયોગ કરવામાં આવે છે તો, કોઈ પણ મનુષ્ય ભાગ્યેજ માંદુ પડે છે. મનુષ્ય જ્યારે માંદુ પડે છે ત્યારે તેણે આ કુદરતના નિયમોનો ભંગ કર્યો છે, એમજ માની શકાય છે. નિયમસર આહાર લેવો, શુદ્ધ પાણી પીવું, અને ચોખી હવા શ્વાસમાં લેવી એ આરોગ્યતાને અટકાવી રાખનાર છે.

અનિયમિત અહાર લેવો, પ્રમાણ કરતાં વધારે અથવાતો થોડું ખાવું, ગમે તેવું ગંદુ પાણી પીવું, ગમે તેવા સ્થાનની ગંદી હવાને શ્વાસમાં લેવી અને વ્યાયામ ન કરવો એ શરીરમાં રોગ ઉત્પન્ન કરનાર છે.

મનુષ્યે પચે તેટલો ખોરાક લેવો, તે બરોબર પચે તે માટે બરોબર ચાવી રસ કરી પેટમાં ઉતારવો, શુદ્ધ જળ પીવું, શુદ્ધ હવાથી ફેફસાંને ભરેલાં રાખવાં, ઘટતી કસરત કરવી, અને સુખ રૂપ વિશ્રાંતિ લેવી એ આરોગ્યતાને બક્ષનાર છે. તેમાંના કોઇ પણ નિયમનો જો કોઇ પણ માણસ જાણે કે અજાણ્યે ભંગ કરે છે તો તેના ફળ રૂપે મંદવાડ તેની પાસે આવી મળે છે. અને તેથી જો કોઇ માણસને એવી ઇચ્છા હોય છે, કે આપણને રોગજ ન થાય તેને માટે પ્રયત્ન કરવો તો તેણે માત્ર ઉપરના નિયમોનું ખરોબર રીતે પાલન કરવું જોઇએ.

## ૧. આહાર.

મનુષ્ય માત્રના જીવનનો આધાર અન્નપર હોય છે. શરીરનું પોષણ અને વૃદ્ધિ કરવામાં અન્નના જેવું બીજું સાધન નથી. અંદરની ઉષ્ણતા અન્નથીજ ઉત્પન્ન થાય છે. જુદા જુદા અવયવો જીર્ણ થઇ તેનાં શરીરના સૂક્ષ્મ અણુઓનો નાશ થતાં તેને બદલે નવાં તંદુરસ્ત અણુઓની ઉત્પત્તિ થાય છે, આ ક્રિયા અન્નનાં પોષક દ્રવ્યથીજ થાય છે. શરીર, બળ, બુદ્ધિ અને સામર્થ્યનો આધાર અન્ન ઉપર છે. કહેવત છે કે **અન્નમય પ્રાણ** એ ખોટું નથી.

### અન્નના વર્ગ.

રસાયનિક ગુણધર્માનુરૂપ પાંચ વિભાગ થઈ શકે છે. ૧ નૈટ્રોજન વિશિષ્ટ પદાર્થ, ૨ વસામય પદાર્થ, ૩ પિષ્ટસત્વ કિંવા શર્કરામય પદાર્થ, ૪ ક્ષાર અને ૫ પાણી. પ્રથમ ત્રણ વર્ગની ગણના સજીવમાં કરવામાં આવે છે અને ક્ષાર તથા પાણીની નિર્જીવમાં ગણના કરવામાં આવે છે.

**૧ નૈટ્રોજન વિશિષ્ટ પદાર્થ**—આ જાતીના પદાર્થોમાં નૈટ્રોજન કાર્બન, હૈડ્રોજન અને ઓકિસજન આ મુખ્ય તત્વો સિવાય ગંધક અને ફોસ્ફરસનો પણ અંશ હોય છે. સર્વ કરતાં નૈટ્રોજન વાયુ વધુ પ્રમાણમાં હોય છે. આ વર્ગના પદાર્થોનો મુખ્ય ધર્મ શરીરની ઉષ્ણતા અને શક્તિ ઉત્પન્ન કરી તેની વૃદ્ધિ કરવાનો હોય છે. તે સિવાય જીર્ણ અણુઓની જગ્યાએ નવા અણુઓ ઉત્પન્ન કરવાની ક્રિયા આ પ્રકારના અન્નપર આધાર રાખે છે સારાંશ કે આ જાતિના અન્ન સિવાય જીવન ટકવું મુશ્કેલ છે. દૂધ, ઘઉં, વટાણા, તુવેર, અડદ, વાલ, બાજરી વિગેરે બેપડવાળાં ધાન્યોમાં આ તત્વ વધારે પ્રમાણમાં હોય છે.

**વસામય પદાર્થ**—હૈડ્રોકાર્બન્સ કિંવા ફૅટસ તેમાં કાર્બન અને હૈડ્રોજન આ તત્વોનું પ્રમાણ વિશેષ અને ઓકિસજનનું પ્રમાણ થોડા અંશમાં હોય છે. દુધની મલાઇ, લુણી, ઘી અને વનસ્પતિના બીજમાંથી નીકળનાર તેલ એ આ વર્ગના પદાર્થો છે. આ પ્રકારના અન્નદ્વારા શરીરમાં ચરબીનો પ્રવેશ થાય છે. શરીરની ઉષ્ણતા અને શક્તિ,

અને તેની વૃદ્ધિ ચરબીથી થાય છે. વધેલી ચરબી શરીરના જુદા જુદા ભાગમાં વહેંચાઇ જાય છે. ખાંધ, થાપા, છાતીનો પાછલો ભાગ, સ્ત્રીઓનાં સ્તન, ઉદર પ્રદેશ વિગેરે જુદા જુદા ઠેકાણે ચરબીના થરે થર એકઠા જામી જઇ તે ભાગના આકારરૂપે થઇ એક પ્રકારની શોભા આપે છે. તે સિવાય ચરબીના થર તળે આવેલાં નાજુક અંગોનું ઠંડી તથા વાગવાથી રક્ષણ કરે છે.

૩ પિષ્ટસત્વ કિંવા શર્કરામય પદાર્થ (કાર્બોહૈડ્રેટ્સ કિંવા સ્ટાર્ચીસ, શર્કરા વિગેરે) તેમાં કાર્બન હૈડ્રોજન અને ઓક્સિજન આ ત્રણ મુખ્ય તત્વો છે. ઉદ્‌ભિજ પ્રકારના સર્વ અન્નનો આ વર્ગમાં સમાવેશ થઇ શકે છે. બટાકા, રતાળુ, સુરણ, ગાજર, વિગેરે વનસ્પતિ, કંદ, ચોખા, બાજરી, ઘઉં, મકાઇ વિગેરે ધાન્યો અને આરારૂટ, સાબુદાણા વિગેરે પદાર્થોમાં પિષ્ટસત્વ (સ્ટાર્ચ)નું પ્રમાણ વિશેષ હોય છે. કેળાં, નારંગી, લીંબુ, સીતાફળ, કેરી, દાડિમ, અનનસ, દ્રાક્ષ વિગેરે ઘણાં ખરાં ફળોમાં સાકરનું પ્રમાણ વિશેષ હોય છે. અને તેથીજ તે મીઠાં લાગે છે. વસામય પદાર્થોની માફક આ વર્ગના પદાર્થોમાં શરીરની ઉષ્ણતા અને શક્તિ વધારવાનો ધર્મ છે.

૪. ક્ષાર—સોડિયમ અને પોટેશિયમ ક્લોરાઇડસ, અથવા ફોસ્ફેટ અન્નની સાથે શરીરમાં જાય છે, હર વખતે ઉપયોગી થઇ પડનાર મીઠું અથવા સોડિયમનો ક્લોરાઇડ નામનો ક્ષાર છે. લીંબુ, આંબલી, કોકમ વિગેરે ફળોમાંથી સૈટ્રીક, ટાર્ટરિક, મેલિક, એસેટિક વિગેરે ઉદ્‌ભિજ એસિડો, અને તેમાંથી સૈટ્રેટ્સ, ટાર્ટારેટસ, એસેટ્રેટ્સ, વિગેરે જુદા જુદા ક્ષાર બને છે. તે ક્ષારોનો શરીર વૃદ્ધિના કાર્યમાં વિશેષ ઉપયોગ થાય છે. ફક્ત પ્રોટીડ પદાર્થ વિશેષ પ્રમાણમાં ખાવાથી સ્કર્વી નામનો એક પ્રકારનો ઉષ્ણતા મુળક રક્ત વિકાર ઉત્પન્ન થાય છે, તેથી તાવ આવી દાંતને હલાવી નાંખી ત્યાં સોજો ઉત્પન્ન કરી તેમાંથી લોહિ કાઢે છે.

તેમજ ઉદ્‌ભિજ એસિડોની સહાયથી પંચેન્દ્રિયનો પાચક રસ તીવ્રતાથી વધે છે. તેમાં અપચો થવાનો સંભવ રહેતો નથી. ઉદ્‌ભિજ અન્નમાં કાંઇક સારક ગુણ છે. જેથી મળ શુદ્ધિ બરાબર થાય છે. ક્લોરાઇડસ, અને ફોસ્ફેટ્સ ક્ષાર લોહિના પ્રવાહિપણામાં વિશેષ વધારો કરે છે. જેથી લોહિ ગંઠાઇ જવાનો સંભવ રહેતો નથી. તેથી લોહિનું એક સરખું ફરવું અને લોહિમાંથી પોષક તત્વોનું શોષણ કરવાની ક્રિયા સતત ચાલુ રહે છે. શરીરમાંથી બહાર કહાડવા યોગ્ય, ઉચ્છ્વાસ, પરસેવો, મૂત્ર અને મળ વિગેરેનો ત્યાગ કરવાની ક્રિયા બરોબર થાય છે. અને આ ક્રિયા હંમેશાં સરખી રીતે ચાલુ રાખવામાં ક્ષાર ઉત્તમ મદદ કરે છે.

૫ પાણી—બે ભાગ હૈડ્રોજન અને એક ભાગ ઓક્સિજનનો રસાયનિક સંયોગ થવાથી તેમાંથી પાણીની ઉત્પત્તિ થાય છે. કોઈ પણ પ્રકારના અન્નમાં પાણીનો થોડો ઘણો પણ અંશ હોય છે. ફળ અને શાકમાં પાણી વિશેષ પ્રમાણમાં હોય છે. કાકડી તડબુચ વિગેરે રસવાળા ફળોમાં ઘણો ભાગ પાણીનો હોય છે. પેટમાં ગયેલા અન્નનો પાણીની સહાયથી પાતળો રસ થાય છે. રસ પાતળો થવાથી પચનેન્દ્રિયના જુદા જુદા ભાગોનું તેને પચવવાનું કામ સારી રીતે ચાલે છે. અન્નરસ પાતળો થવાથી તેનાં પોષક દ્રવ્યો આંતરડાંમાં થઇને સૂક્ષ્મ રક્તવાહિનિયો દ્વારા લોહિમાં સહેલથી પ્રવેશ કરી શકે છે. અર્થાત તેની શોષણ ક્રિયા ત્વરાથી થાય છે. લોહિનું પ્રવાહિપણું પાણીની મદદથી વધે છે અને તેથી રૂધિરા-

ભિસરણની ક્રિયામાં વિશેષ સહાય થાય છે. સિવાય તેનું કાર્ય મળમૂત્રને બહાર કાઢવાનું છે તેમાં પાણીથી ઘણી મદદ મળે છે.

જીવનનિર્વાહ અન્ન કરતાં પાણી ઉપર વિશેષ આધાર રાખી શકે છે. કોઇ વખત પ્રાણિ અન્ન સિવાય કેટલાક દિવસ રહી શકે છે, પણ પાણિ સિવાય ચાલી શકતું નથી.

પ્રત્યેક જાતના અન્નમાં પાણી થોડે ઘણે અંશે રહેલું હોય છે. તે સિવાય મનુષ્યના પોષણને માટે ૫૦ થી ૮૦ ઔંસ પર્યંત પાણીની જરૂર પડે છે.

અન્નના મુખ્ય પ્રકાર સિવાય ચ્હા, કૉફી, કોકો, મસાલા, તમાકુ, દારૂ વિગેરેનું વ્યસન કેટલાક મનુષ્યોને હોય છે. પણ તેનો અન્ન જેવો કાંઈ ઉપયોગ હોતો નથી. મસાલાનો ઉપયોગ અન્નને સ્વાદિષ્ટ કરવા માટે હોય છે. ચ્હા, કૉફી અગર કોકો જેવાં વ્યસનો કેવળ ઉત્તેજક છે. અતિ પ્રમાણમાં કડક ચ્હા કે કૉફી દિવસમાં વારંવાર પીવાથી અગ્નિમાંદ્ય, અપચો, બંધકોશ વિગેરે નાના પ્રકારના વિકારો શરીરમાં ઉત્પન્ન થાય છે. અને આ વિકારો થવાથી આરોગ્યતાની અને શરીરની વધુ ને વધુ કાયમની ખરાબી થઇને તેમાંથી અસાધ્ય રોગો ઉત્પન્ન થઇ મનુષ્યક્ષીણ આયુષી થાય છે. માટે વિવેકી મનુષ્યે કોઇ પણ પ્રકારનું વ્યસન કરવાની જરૂર નથી. અપૂર્ણ.

---

# ગર્ભિણી સ્ત્રીના પ્રસવ દુઃખનો ઉપાય.

(અનુસંધાન ચાલુ અંક ૫, પૃષ્ટ ૧૯૬ થી.)

( લેખક શ્રીયુત ડાકટર કે. સી. ઔડી. એમ. ડી. )

મનુષ્યોના જન્મ વખતે શરીર જેવું બળવાન હોય છે તેવાજ શરીરના સ્વાસ્થ્ય, બળ વિગેરેને ભોગવે છે, ગ્રહ પ્રકૃત નિયમથી કદી બળવાન અને કદી નિર્બળ થઇને ઐશ્વરીક કાર્ય કરે છે. સૂર્યાદિગ્રહ પોત પોતાની સ્થાનિક રાશિગત બળાબળ અનુસાર પૃથ્વિના ઉપર યથારીતિ શક્તિ પરિચાલન કરતા રહે છે. મનુષ્યો પૃથ્વિના અંતર્ભુક્ત જીવ છે તો તેના ઉપર ગ્રહોની યથાસંભવ શક્તિપરિચાલન કેમ ન હોઈ શકે? પૃથ્વી અને સર્વ ગ્રહ સૂર્યની સાથે પરસ્પર આકર્ષણીય શક્તિ રાખવાને લીધે આખા જગતના સર્વ ગ્રહો પોત પોતાના સ્થાનપર રહીને પરિભ્રમણ કરે છે. કોઈ ગ્રહ પણ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઈ શકતો નથી. આ પ્રકારે પરસ્પર શક્તિના ફલાનુસાર એકના ઉપર બીજાની ક્રિયા સહજમાં થઈ શકે છે. જેમ સૂર્ય અને પૃથ્વિના પૂર્વોક્ત રૂપ પરસ્પર સશક્તિ વશ સૂર્ય પૃથ્વિને ગરમી આપે છે અને પૃથ્વિમાંથી રસ ખેંચે છે. આ પ્રકારે ચંદ્રમા પૃથ્વિને રસ આપે છે. આ પ્રકારે પરસ્પર આકર્ષણીય શક્તિવશ અમાવાસ્યાં અને પૂર્ણિમાને દિવસે સૂર્ય પૃથ્વિનો રસ ખેંચવાને લીધે અને ચંદ્રમાના તેના વિપરીત દશામાં સ્થિત આકર્ષણિય શક્તિ દ્વારા યવતીય રસ પરસ્પર ઉલટો ચાલથી એકચિત્ત થઇને સર્વના રસાકર્ષનાનુકુલ્ય કરે છે. આને લીધે પૃથ્વિપરના સમુદ્રનું જળ ઉભરાઈને પ્રબળ જ્વાર-ઝાર ઉત્પન્ન કરે છે અને તે તિથિયોમાં જીવના શરીરમાં રસ-ધાતુ પ્રબળ ચંદ્રમાની શીતલતાથી અત્યંત વર્દ્ધિત અથવા સૂર્યની આકર્ષણ શક્તિ પુર્વ પ્રમાણે પ્રબળતા મેળવીને સર્વથી ન્યુનાધિક પરિમાણથી સ્વાસ્થ્ય પણ કમી કરી નાંખે છે. સૂર્યની ચાલના પ્રમાણે આપણી રૂતુઓમાં પણ ભેદ હોય છે.

સૂર્ય જ્યારે કર્ક રાશીપર આવે છે ત્યારે શ્રાવણમાં વરસાદ વરસે છે, અને સૂર્યના કન્યારાશિ પર આવવાથી શરદ ઋતુનો પ્રવેશ થાય છે અને જગત્ શોભાયમાન થાય છે. ઋતુભેદની સાથે સાથે મનુષ્યના શરીરની ધાતુઓમાં પણ ફેરફાર થાય છે. અને કાંઇ અંતર પણ થઇ જાય છે જેમકે વર્ષા કાળમાં વાયુ પ્રકોપ થાય છે અને શરદ ઋતુમાં પિત્ત પ્રકોપ ઇત્યાદી થાય છે. અને દરરોજ સવારમાં કફ, બપોરે પિત્ત અને સાંજનો વાયુનો પ્રકોપ થાય છે.

આ પ્રકારે બાલ્યાવસ્થામાં કફ, યુવાનીમાં પિત્ત અને વૃદ્ધાવસ્થામાં વાયુનો પ્રકોપ પ્રબળપણે થાય છે. આની શક્તિનો વિચાર કરવાથી જણાય છે કે ગ્રીષ્મ ઋતુમાં મંગળ અને રવિ પ્રબળ હોય છે. અને પિત્તની પ્રબળતા થાય છે. વર્ષા કાળમાં ચંદ્રમા બળવાન થાય છે. આ કારણથીજ તેની શીતળતાથી કફનો સંચાર થઇને વાયુને રોકીને પ્રકોપાવે છે. અને જીવન કાળની મધ્યમ અવસ્થામાં ગ્રહોના સાધારણ અધિકાર અનુસાર કાળ ભેદ થાય છે.

જીવન કાળમાં પ્રથમ ચાર વર્ષ સુધી ચંદ્રમાનો અધિકાર હોય છે. ચંદ્રમા શીત ઉત્પન્ન કરે છે. આ વખતે કફ, શ્લેષ્મની પ્રબળતા થાય છે. શ્લેષ્મને જીવના બળના આધાર રૂપ કહીને તેને બાલાકફ કહે છે. બાલ્યાવસ્થામાંજ જીવના શરીરમાં બાલાકફ વધે છે અને તેજ શક્તિયોને વધવાનો યથાર્થ સમય છે. એ વાસ્તે સ્તન કે જે શ્લેષ્માજનક જલ સંબધી પદાર્થ છે તે તે વખતે શરીરના પોષક રૂપ થાય છે. ચંદ્રમા મસ્તક, ઉદર વિગેરે ઉપર આધિપત્ય રાખે છે. તે ઉપરાંત દશ વર્ષ સુધી બુધનો અધિકાર હોય છે. બુધ વાત, પિત્ત અને કફને સમાન રાખે છે. આ વખત પૂર્વ સંચિત યથાસમાવેશ ક્રમથી કામ કરવાનો પ્રારંભ થાય છે. એ વાસ્તે આ વખતે સ્વભાવથીજ ચંચલતા, વાતચિત કરવામાં ચતુરાઇ અને બુદ્ધિનો પ્રકાશ હૃદયમાં આવવા લાગે છે. એજ કારણથી આ વખતે વાતો કરવી વિગેરે જેટલું શિક્ષણ અને તે અનુસાર ક્રિયાદિમાં પ્રવૃત્તિ થાય છે. બુધ મસ્તક અને જીહ્વા ઉપર અધિકાર રાખે છે, આ દેશમાં ચૌદ વર્ષની અવસ્થામાં સ્ત્રિયો ગર્ભવતિ થાય છે. સાધારણ રીતે ચૌદ વર્ષની અવસ્થાથી શુક્રનો અધિકાર થાય છે. આ વખતે સર્વને જવાની આવેલી હોય છે. શુક્ર રજોગુણને ઉદીપન કરે છે અને વાક્પટુતા, રંસના વિલાસિતા, વિગેરે મનુષ્યમાં પ્રકટ થવા લાગે છે. શુક્ર ગ્રિવા અને જ્ઞાનેન્દ્રિયોની ઉપર, આધિપત્ય રાખે છે. આ પ્રકારે યથાક્રમે રવિ, મંગળ વિગેરે આધિપત્ય કરે છે. બાયોકેમિકના નિદાનમાં ફાસ્ફેટ ઑફ પોટાશ ( Phosphate of Potas ) મેષ રાશિ ચંદ્ર સ્વરૂપનું કામ કરે છે. મેષ રાશિનો માલિક મંગળ છે અને તેના અધિકારના સમયે સાધારણ સ્ત્રિયોને ગર્ભ રહે છે. મંગળ રક્ત અને ગ્રીવાની ઉપર અધિપત્ય રાખે છે.

જીવન કાળમાં શુક્ર, રવિ. અને મંગળનું સાધારણ રીતે શરીરના ઉપર આધિપત્ય રહે છે. અને જન્મ કાળના ગ્રહોનું પોત પોતાના સ્થાનીય બળની અનુસાર કાર્ય થાય છે. જન્મ કાળમાં જે સ્ત્રિયોને શુક્ર, રવિ અને મંગળ વિરૂદ્ધ હોય છે. તેને પ્રસવના સમયે નિશ્ચય કષ્ટ પડે છે. ત્યારે આપણા લોકના શરીરની ધાતુ પ્રબળતા સ્વભાવ સિદ્ધ હોય છે ત્યારે તેના બગડવાથી સ્વાસ્થ્યનું બગડવાનો અવશ્ય સંભવ છે. અને ગર્ભસ્થિત બાળકની ઉપર ચંદ્રમાનું આધિપત્ય રહે છે. ચંદ્રમા મસ્તકના ઉપર આધિપત્ય રાખે છે આથીજ બાળકનું મસ્તક પ્રથમ બહાર નિકળે છે. ફોસ્ફેટ ઑફ પોટાસ ગર્ભિણી સ્ત્રિયોને

યોગ્ય રીતે સેવન કરાવવાથી પ્રસવ વખતનાં નાના વિધ સંકટોથી તેની રક્ષા થશે આ વાત નક્કિ છે. પ્રસવ કાળમાં તેની અસાધારણ ક્ષમતા જોઇને ધાત્રી વિદ્યાભિજ્ઞ ચિકિત્સકોને આશ્ચર્ય થાય છે. અને તેથી અમે સાધારણ રીતે ગર્ભિણી સ્ત્રિયોને તેનો નિયમિત વ્યવહાર કરવાની અનુમતિ આપીયે છીએ. આમાં કોઈ પણ પ્રકારનું ઝેર હોતું નથી કે જેથી ગર્ભિણી ને કોઇ પ્રકારની હાનિ થાય તેનો વ્યવહાર કરવાથી પ્રસૂતિકા અને બાળકનું રક્ષણ કવચની તુલ્ય થાય છે, તેમાં હારથી બાળકનો જન્મ થતી વખતે કોઈ પણ પ્રકારનું ગર્ભિણીને કષ્ટ થતું નથી. અને દાઇ વિગેરેને બોલાવવાની પણ જરૂર પડતી નથી, અથવા તો કોઇ પ્રકારનું ગર્ભિણીને હેરાન થવું પડતું નથી. ડાંક્ટર વિગેરેને બોલાવવાના ખર્ચની આવશ્યકતા પડતી નથી, અને કોઇ પ્રકારનું કષ્ટ સહેવું પડતું નથી. તેનો પ્રયોગ આ પ્રમાણે કરવાનો છે કે બે ગ્રેન દરરોજ સવાર અને સાંજે સેવન કરવું. અને પ્રસવ કાળ વખતે ગ્રેન, ગ્રેન કરીને દસ દસ મિનીટે આપવાથી થોડાજ સમયમાં નિર્વિઘ્નપણે પ્રસવ થાય છે. તેમાં કાંઇ સંદેહ નથી. દવા ગરમ પાણીની સાથે પીવાથી અધિક લાભ થાય છે. તે દવા ( ફોસ્ફેટ ઑફ પોટાસ, ) નિચેની વસ્તુઓની બને છે;

પોટાસિયમ નામની ધાતુ, હાઇડ્રોજન, ઓક્સિજન નામના ગેસ અને ફોસ્ફોરસ નામની ધાતુ આ ત્રણના પરસ્પર રાસાયનિક સંયોગ દ્વારા ફોસ્ફેટ ઑફ પોટાસ તૈયાર થાય છે.

---

# વિવિધ ઘરગતુ વૈદુ.

( લેખકઃ—વૈદ્ય. દુર્લભદાસ હરજીવનદાસ પારેખ. )

**સંગ્રહણી—અતીસાર.**

૧ નાગરમોથ, મોચરસ, લોદર, ધાવડીનાં ફુલ, કાચા બીલાનો ગર્ભ, ઇંદ્રજવ, અફીણ, શુદ્ધ કરેલો પારો, શુદ્ધ ગંધક એ નવે વસ્તુ સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું તેમાં મોરપીંછાંની ભસ્મ તોલા ૨ મેળવી રોજ સવાર સાંજ ૦॥ તોલો મધમાં મેળવી ચાટવું.

૨ શુદ્ધ પારો; શુદ્ધ ગંધક, શુદ્ધ હીંગળો; ટંકણખાર, સુંઠ, મરી, પીપર, જાયફલ; લવીંગ, તેજપાલ, ઇલાયચી; ચિત્રક, નાગરમોથ, ગજપીપર, તાર, સુગંધીવાળો, અભ્રખ ભસ્મ, ધાવડીનાં ફુલ. અતવીસનીકળી, મોચરસ, અફીણ, એ સર્વે વસ્તુ ચાર ચાર તોલા લઈ સર્વેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી એક માસા ( ૭ રતીભાર ) ચૂર્ણ સાકરની સાથે ખાવું. તેથી-સંગ્રહણી અને ધાતુવૃદ્ધિ આયુષ્યની વૃદ્ધિ કરે છે.

**ઉંઘ લાવવાની દવા**—અફીણ ૧૨ ઘઉંભાર, તુખમેકાહુ ૩૦ ઘઉંભાર, પીંપર ૩૦ ઘઉંભાર, કાળાં મરી ૩૦ ઘઉંભાર, સુંઠ ૩૦ ઘઉંભાર, સર્વેનું ચૂર્ણ કરી બાવળના ગુંદરના પાણીએ ગોળી વાળવી. તેની માત્રા ૧ વાલની લેવી.

**મોઢેથી લોહી પડતું ઓકવું**—સુગંધીવાળો, ચંદન, ખસ, મોથ, પીતપાપડો સર્વે સરખે વજને લઈ ઉકાળો કરવો તે ઠરે ત્યારે પીવું.

**ત્રીદાષની દવા**—શુદ્ધ ગંધક, શુદ્ધ પારો; તામ્ર, લોહ, અભ્રખ, ત્રીફળા, શીલાજીત, ગુગળ, ચિત્રક તે સર્વે તોલો ૧ પ્રમાણે લેવું, તોલા ૫ કડુ લેવું તેની ગોળીઓ વાળવી તેની માત્રા વાલ ૧ની ગોળી કરવી. રોજ સવારે સાંજ બબ્બે લેવી. તેના ઉપર ઉકાળો—ચીકણો, અરડુશી; આદુ, દરેક રૂ ૧ ભાર લઇ તેનો ઉકાળો કરી એક અધોળ પીવો.

## નેત્ર રોગના ઉપાયો.

૧ જેઠીમધ, ગેરૂ, સિંધાલુણ, દારૂહલદર, ખાપરીયું, ગરમ પાણીમાં વાટી આંખના ફરતો લેપ કરવાથી આંખનાં દરદો મટે છે.

૨ આવળનાં બીજને વાટી ઝીણું ભરણ માફક કરી આંજવાથી દુખતી આંખ સારી થાય છે અને આંખમાં ચડેલું લોહી તોડી નાંખે છે.

૩ દારૂડીનું દુધ નેત્રરોગને માટે અકસીર છે.

૪ ચોમાસામાં જે અળશીયા થાય છે તે સુકાઇ ગયેલા અળશીઆ લાવી વાટી ભૂકો કરી તે ભુકાને રૂમાં વીંટી તેની વાટ જાડી કરવી. તે કાકડાને ઘીમાં બોળી દીવો કરવો ને તેનું કાજળ પાડવું તે કાજળ આંખમાં આંજવું તેથી રાતે અગર દીવસે અંધારામાં પુરતી રોસની માફક દેખે છે.

૫ ખાખરાના મૂળમાંથી વીધીસર તેલ કાઢી તે તેલ આંજવાથી આંખના દરેક રોગ મટાડે છે.

૬ સર્વે નેત્ર રોગહર નેત્રાંજન—કાળા નાગના પેટની અંદરની ચરબી લાવી તેને લોઢાની નાની તવીમાં કે એક કાલીઆમાં ચરબી નાંખી અંગારા ઉપર મૂકી તેનું તેલ બનાવવું, તે તેલ ગાળી લઈ તેમાં રૂની વાટો એ ત્રણ બોળી દીવો કરવો તે દીવાની (મસ) ઉપર કાજળ પાડવું તે કાજળ આંખમાં દીવસ ૩૦ અંજન કરેથી આંધળા જેવો માણસ દેખતો થાય છે અને મુઢ ગર્ભવાલી બાઇને ગર્ભનો પ્રસવ થાય છે.

---

## वन्ध्या रोग.

(લેખક. વૈદ્ય કૃષ્ણારામ ભવાનીશંકર.)

( ૨ )

ભારતવાસી પ્રિય બંધુઓ ? વંધત્વપણું એ શરમીંદગી માની, બાળક એ આનંદનો ઝરો માની, બાળકો રમાડવાની તિવ્ર ઇચ્છાસાથી, વારસો સોંપવાના હેતુથી, અગર શ્રાદ્ધ પરોગે સ્વર્ગે જવાની લાલસાથી કે અન્ય કારણોથી-ગરીબ યા તવંગર, રાજા અને પ્રજા, સામાન્ય રીતે સર્વ બંધુઓ, સંતતી માટે પુર્ણ ઇચ્છા રાખે છે અને વલખાં મારે છે. એ નિઃસંદેહ છે. આ ઇચ્છાને સ્વાધિન થઈ કોઈ કોઈ વખત સુધરેલા કહેવાના અને અધિકાર પ્રાપ્ત કરેલા પુરૂષો પણ વ્હેમ વદનમાં તણાએલા અમારા જોવામાં અને સાંભળવામાં આવેલા છે.

પાલીતાણા પાસે સાત નેસ કરી એક નેસ છે. ત્યાં એક "ભરવાડ" "અને નામ પસંદ" છે. એવી વાતો ઉડતાં સેંકડો મનુષ્યો—ત્યાં અંધ મટવાને, સંતતી લેવાને, અને દરદોથી મુક્ત થવા થોડાં વરસ પહેલાં ગયાં હતાં. અને સ્થળે સ્થળે એજ વાત આ વિભાગમાં ચાલી રહી હતી. અંધ શ્રદ્ધાની પણ બલિહારી છે. કહેવત છે કે—"દુનિયાં ઝુકતી હે પણ ઝુકાવને વાલા ચહીએ" એ કહેવત આ વખત સાચી કરી હતી. બાજ તો પ્રભુની કૃપા કે દવા ઉપચારથીજ થયો હતો અને થાય છે. વાસ્તવિક રીતે-સંતતી ન થવામાં સ્ત્રીઓ કે પુરૂષો, દરદો યા શારીરીક ખામીને આધિન હોય છે.

**પુરૂષોની ખામી**—(૧) બાલ્યાવસ્થામાં હસ્ત દોષની ભયંકર કુટેવથી પુરૂષત્વ ખોઇ-બેઠી જુવાનીમાં વૃદ્ધ જેવા ના લાયક બની ગયા હોય છે—(૨) કોઇ યુવાવસ્થામાં અતિ

રતિ વિલાસમાં પડી ઉપદંશ જેવા મહાન વ્યાધિને વશ થયા હોય છે. (૩) પ્રમેહ—નપુંષકત્વપણું. (૪) નિર્જીવ વિર્ય. (૫) સ્ત્રી પુરૂષ વચ્ચે પ્રેમની ખામી. (૬) સ્ત્રીને રજો દર્શન પહેલાં કાચી કુમળી વયમાં સંસાર વ્યવહારમાં પોતાને લાયક ગણી કાચાં ફળ વેડયાં હોય છે. આવા આવા અનેક દોષો કરી પાપનો પોટલો બાંધ્યો હોય છે, તેથી સંતતી રમાડવાને બેનસિબ રહેવાય છે. વિર્ય એ શરીરનો રાજા છે—સ્ત્રીયોએ ૧૬ વર્ષ અને પુરૂષોએ ૨૫ વર્ષ બ્રહ્મચર્ય પાળી પછી સંસાર માંડવો જોઇએ. એક પતિવ્રત અને એક પત્નીવ્રત પાળવું જોઇએ. પછી જોઈ લ્યો કે સંતતી કેવી પરાક્રમી ઉત્પન્ન થાય છે?

**ભાગ્યોદય**—અગષ્ટ ૧૯૧૫ પૃષ્ટ ૨૪૦ મેં કેટલીએક હકીકત આપી છે. તેમાં વિશેષ પ્રકાશ પાડવા, આજે આ લેખ આપની સેવામાં અને વાંચનારી આલમની સેવામાં રજુ કરૂં છું.

**(૧) ગર્ભસ્થાનની જન્મથી કંઈપણ ખોડ ખાંપણ**—એટલે જનન અવયવોની અપૂર્ણતા, કોઇને ગર્ભ સ્થાન બીલકુલ હોતું નથી; અગર હોય છે તો બહુજ ઝીણું અગર નાનું હોય છે. ઉમ્મરે બધા અવયવો ખીલ્યા છતાં ગર્ભાશય નહોય તેની સાથે ગર્ભ અંડ પણ હોતાં નથી. પ્રસવ માર્ગનો દ્વાર હોય નહીં અગર બંધ હોય છે. આવી સ્ત્રીયોને સ્તન પણ હોતાં નથી. આવી સ્ત્રીયો મોટી થાય તોપણ છોકરી જેવી લાગે છે. બાંધો બરાબર વધતો નથી. કોઈ કોઈ વારતો આવી છોકરીમાં પુરૂષ જેવાં લક્ષણ હોય છે. પ્રસવ દ્વાર ટુંકું હોય અગર હોયજ નહીં. અથવા ફળવાહિની અપૂર્ણ કે—ખામી વાળી હોય. (ફળવાહીની=ગર્ભ અંડની સાથે બેઉ બાજુએ બે નળી ગર્ભાશય સુધી હોય છે તે.) સ્ત્રીના, ઉત્પત્તિ અવયવો અને તેના માર્ગો સાંકડા એટલે સંકોચાએલા હોય તો તેથી પણ ગર્ભ રહે નહીં. જેમકે પ્રસવ માર્ગનો સંકોચ. અંદર પડદો બહુ કઠણ હોયતો અંતરાય આવ્યા છતાં બ્હાર ન આવવાથી અંદર જમાવ થાય છે અને ઋતુ વખતે પીડા થાય છે; તેથી રક્તની ગાંઠ. સોજો, પીડા વગેરે દરદો થાય છે.

**આડો પડદો હોય તેનાં લક્ષણો**—સ્વામી સમાગમની અડચણ. પુરી ઉમ્મર થયા છતાં અને છાતી વગેરે અવયવો ખીલ્યા છતાં દરમાસે પીડા થાય, પણ રક્ત બહાર ન આવે; ત્યારે એમ સમજવું કે—આડો પડદો છે. અગર માર્ગનો સંકોચ છે.

**(૨) કમળનું ફરી જવું** કમળનું મોં પ્રસવ દ્વાર તરફ રહેવાની જરૂર છે. કમળ જરા પણ ફરી જાય, અને પ્રસવ દ્વારથી જરા છેટું જાય તો પણ ગર્ભ રહી શકતો નથી.

ઉપાય—કમળ ફરી જાય તે કાંઈ દવા ખાવાથી કે અંદર લેવાથી સીધું થાય નહીં. પણ તે ફરવાનાં જે કારણો હોય તે દુર કરવાં; અને યોગ્ય સ્થિતિમાં સુવાડીને આંગળીની મદદથી યુક્તિથી ફેરવી શકાય છે.

**કમળ ફરી ગયાની નીશાની**—(૧) સ્વામી સમાગમ વખતે પીડા થવી. (૨)અંતરાયની પીડા. અંતરાય બહુ અથવા ઓછો થવો અને દરદ સાથે થવો. (૩) ગર્ભાશયનું હેઠે ઉતરી આવવું. (૪) વરમ થવો. (૫) છોકરાં નહીં થવાં. (૬) પેશાબ બહુ થાય કે ટપકયા કરે. (૭) ઝાડો કબજ રહે. હરશના જેવું દરદ લાગે. (૮) કમર વાંસો અને માથામાં પીડા થવી. (૯) કસુવાવડ થાય. એમાંનાં કેટલાંએક લક્ષણો હોય ત્યારે કમળ ફરેલું જાણવું.

(૩) સ્વામી સંબંધ ન થઇ શકવો-યોની પટલ બહુ મજબુત હોયતો સમાગમ અસંભવિત બનેછે. કદાપિ કુદરતિ રીતેજ માર્ગ સંકોચાએલો હોય-માર્ગમાં તેનાં જખમ કે ઘારૂં હોય, માર્ગ બહુ ટુંકો હોય, મોં બહુ સાંકડું હોય, સંબંધ માર્ગમાં તેના ઉપર કે કમળના મોં ઉપર જખમ હોય, કે તે ભાગ આગળ કાચો પડદો હોય, આવા કારણોથી સમાગમ દુખ દાયક થઈ પડે-મોટી સ્ત્રીને ઘણીવાર હીસ્ટ્રીયા જેવાં લક્ષણ થઈ આવે છે.

ઉપાય—પડદો સખ્ત હોય તો કાતરથી કપાવવો. અને રૂઝ લાવનારી દવાનું પોતું મારવું. જો જખમ હોય તો રૂઝવવાના ઉપાય કરવા. માર્ગ સાંકડો હોય તો પહોળો કરવાનું યંત્ર આવે છે તે પહેરાવવું. ચીરા પડ્યા હોય તો રૂઝવવાના ઉપાય કરવા. અને એ કારણો દૂર ન થાય ત્યાં સુધી સમાગમથી દૂર રહેવું.

(૪) ગર્ભાશયમાં કોઈ ગાંઠ બાઝી હોય અથવા ચરબી જામી ગઈ હોય તો તેથી પણ દહાડા રહેવાનો અટકાવ થાય છે. ગર્ભ ન રહેવા માટે સ્ત્રીના બધા ઉત્પત્તિ અવયવો સંપૂર્ણ સારી રીતે ખુલ્લા તથા રોગ વિનાના જોઇએ.

(૫) જો સ્ત્રીનું શરીર ફુલી જાય તેને ગર્ભ રહેતો નથી. એને બાસી ગઇ કહે છે બાસી જવું એટલે ચરબીથી શરીર જાડું થઇ જવું.

(૬) પરમો, ચાંદી, પ્રદર વગેરે કારણો-દહાડા ન રહેવાનાં દરદ રૂપ છે. આવાં દરદોથી સ્ત્રીના ગર્ભાશયમાં વરમ થાય છે. એ વરમ મટે તો દહાડા રહે. વરમવાળી સ્ત્રીને દહાડા રહે તો ગર્ભ અવતરી મરી જાય. કોઠે રતવા છે એમ બોલાય છે તેજ આ દરદ. કોઇ કોઈ આ દરદને છાતીની ચાંદી પણ કહે છે. આવી સ્ત્રીયોને "ફળઘૃત" ઘણું સરસ કામ કરે છે. અમોએ "ફળઘૃતથી." પુષ્કળ કસુવાવડો અને મરતાં બાળકો અટકાવ્યાં છે.

હવે એક ગોરજી મહારાજ આ સંબંધમાં સાત કારણો બતાવે છે અને તેના ઉપાયો કહે છે તે તેનાપર ઉપયોગી બાબત થઇ પડશે તે નીચે પ્રમાણે.

(૧) કમળ ફરકે તેથી ગર્ભ નરહે. ૨. કમળ ઉપર માંસ બંધાય તેથી ગર્ભ ન રહે. (૩) સંગ કરવાથી હૈયુ દુખે તો યોનીમાં કીડા જાણવો, તેથી ગર્ભ ન રહે. (૪) દેહમાં પિત હોય તો અંતરાય વ્હેલો આવે તેથી ગર્ભ ન રહે, (૫) રૂધિરાપિતથી ગર્ભ ન રહે (૬) શીત હોય તો ગર્ભ ન રહે. મોંએ લોહી થુંકે. (૭) ભૂત પ્રેત પિશાચ ગૃહદોષ, સાતે રોગના ઉપાય અને ચિન્હો--(૧) અંગ-શરીર ધ્રુજે તો કમળ ફરયું જાણવું તેને કપાસીઆનાં બીજ અને બોર પીંછ એકઠાં વાટી ન્હાયા પછી દીન ત્રણ યોની ધોવરાવવી. તો ગર્ભ રહે. (૨) સંગ કર્યા પછી કેડ દુખે તો કમળ વાયે બંધાણું જાણવું ન્હાયા પછી દીન ત્રણ હીંગ તેલમાં ઉકાળી યોની ધોવરાવવી.તો ગર્ભ રહે. (૩) સંગ કર્યા પછી પગની પીંડી દુખે તો માંસ બંધાણું જાણવું. તેને ઘોળું જીરૂં. હાથીનો નખ. વાટી સરસીયા તેલમાં ઉકાળી યોની ધોવરાવવી. (ઋતુ પછી દીન ત્રણ.) માંસ વૃદ્ધી મટી ગર્ભ ધરે. (૪) સંગે હૈયું દુખે તો કીડા જાણવો. સાકરના પાણીમાં હરડાં અને બેડાં પલાળી રૂતુપછી દીન ત્રણ યોની ધોવરાવવી. કીડા મરે અને ગર્ભ રહે. (૫) સંગ કર્યા પછી ડુંટી તથા યોની દાઝે. પરસેવો થાય તો પિત્તરોગ કહીએ. કપુર, માલવણ, બાવચી કાળાં મરી. જાયફળ, મીરજ, કેસર સાથે યોની ધોવરાવવી એ રૂતુ, પછી દીન ત્રણ. ગર્ભ રહે. પ્રથમ લોહી કાળુ આવે તો પિત કહીએ.

(૬) શીત હોય તો ગર્ભ ન રહે. મોએ લોહી થુંકે-ઉપાય ભમરીનાં ઘર એકઠાં કરી ઉકાળી રૂતુપછી દીન ત્રણ યોની ધોવરાઇએ-શીત જાય. (૭) ભૂત પ્રિતાદિક માટે મંત્ર. આ ઉપાય પૈકી કેટલાએક ઉત્તમ જણાય છે.

# इंग्लंडना राजकुटुंबनुं युरोपनां बीजां राजकुटुंबो साथेनुं सगपण.

૧. **ઇંગ્લંડ અને જર્મની**—નામદાર પંચમ જ્યોર્જ અને જર્મનીના કૈસર બંને મામા ફોઇના દિકરા ભાઇ થાય છે.

**ના. શહેનશાહ જ્યોર્જ**—જેમ નામદાર મહારાણી વિક્ટોરીયાના પુત્ર સ્વ. ના. સાતમા એડવર્ડના પુત્ર થાય છે તેવીજ રીતે

**જર્મન કૈસર**—એ ના. વિક્ટોરીયા રાણીની પુત્રી પ્રીન્સેસ ફ્રેડરીક જર્મનીના પુત્ર થાય છે.

૨. **ઇંગ્લંડ અને રૂશિયા**—રૂશિયાના ના. ઝાર અને ના પંચમ જ્યોર્જ બંને સગા મશીઆઈ ભાઇ થાય છે. એટલે ના. પંચમજ્યોર્જનાં માતુશ્રી રાજમાતા અલેકઝાંડ્રા અને રૂશિયાના ના. ઝારનાં માતુશ્રી બંને સગી બેનો થાય છે.

**વળી** ના. વિક્ટોરીયા રાણીની દિકરી પ્રિન્સેસ આલીસની પુત્રી ઝરીના એ રૂશિયાનાં રાણી છે એટલે,

**જેમ** ના. પંચમ જ્યોર્જ અને કૈસર, મામા ફોઇના ભાઇ થાય છે તેમ રૂશિયાનાં રાણી ઝરીના એ ના. પંચમ જ્યોર્જનાં ફોઇની દિકરી થાય છે.

૩. **ઇંગ્લંડ અને બેલ્જીયમ**—બેલ્જીયમના રાજા એ મહારાણી વિક્ટોરીયાના કાકાના દિકરા ભાઇ કાઉન્ટ ઑફ ફ્લેંડર્સના પુત્ર થાય છે. એટલે શહેનશાહ પંચમ જ્યોર્જ અને બેલ્જીયમનો રાજા બંને વિક્ટોરિયા રાણીના પ્રપૌત્રજ ગણાય.

૪. **ઇંગ્લંડ, ગ્રીસ અને જર્મની**—ગ્રીસનો રાજા પહેલો જ્યોર્જ તે રાજમાતા અલેકઝાંડ્રાનો ભાઇ થાય એટલે ના. પંચમ જ્યોર્જનો મામો થાય છે, અને તેના પુત્ર ક્રાઉન પ્રીન્સની યુવરાણી તે મહારાણી વિક્ટોરીયાની છોકરી ઇમ્પ્રેસ ફ્રેડરીક જર્મનીની પુત્રી, અને જર્મન કૈસરની સગી બ્હેન ક્રાઉન પ્રીન્સેસ છે.

એટલે ગ્રીસનો યુવરાજ ક્રાઉન પ્રીન્સ, ના. પંચમ જ્યોર્જનો મામાનો દિકરો ભાઈ થાય છે. અને તેની યુવરાણી ક્રાઉન પ્રીન્સેસ તે તેમની ફોઇની છોરી બેન અને કૈસરની સગી બેન થાય છે.

૫. **ઇંગ્લંડ અને સ્પેન**—ના. જ્યોર્જ જેમ મહારાણી વિક્ટોરીયાના પૌત્ર છે તેમ સ્પેનની રાણી એ વિક્ટોરીયાનાં પૌત્રી છે. ઇંગ્લંડ અને સ્પેનનો યુવરાજ બંને મહારાણીના પ્રપૌત્ર છે.

૬. **ઇંગ્લંડ અને પોર્ટુગાલ**—પોર્ટુગાલનો રાજા મેન્યુઅલ ના. મહારાણી વિક્ટોરીઆ રાણીની પીયરની બાજુથી પ્રપૌત્ર છે.

૭ **ઇંગ્લંડ અને સ્વીડન**—ના. પંચમ જ્યોર્જની કાકાની છોકરી બ્હેન એટલે ડયુક ઓફ કોનાટની છોકરી પ્રીન્સેસ માર્ગારેટનું લગ્ન સ્વીડનના યુવરાજની સાથે કર્યું છે. એટલે તે સ્વીડનનાં ભાવિ રાણી છે.

૮. **ઇંગ્લંડ, ડેન્માર્ક અને નોર્વે**—ડેન્માર્કનો હાલનો રાજા એ રાજમાતા એલેકઝાન્ડ્રા રાણીના સગા ભાઇ થાય છે. જેથી શહેનશાહ જ્યોર્જના સગા મામા થાય છે, અને શહેનશાહનાં સગી બ્હેન પ્રીન્સેસ માંડ એ નૉર્વેની રાણી છે.

# वैदक टुचका संग्रह.

પ્રદર—કાચાં કેળાંને દુધમાં મીલાવીને ખાવાથી સર્વ પ્રકારના પ્રદર રોગ મટે છે.

સોમરોગ—સ્ત્રીઓને ધોળી ધાતુજવી-શ્વેત પ્રદર. પાકાં કેળાં, આમળાંનો રસ, મદ, ખાંડ અને દુધ સર્વને એકત્ર મેળવી પીવાથી સ્ત્રીઓનું સોમધાતુનું જવું બંધ થાય છે.

ત્રિદોષશુળ—શંખ, સીંધાલુણ, શેકેલી હીંગ અને મરી સુંઠ અને પીંપર સર્વનું સરખે ભાગે ચુર્ણ કરી ગરમ પાણી સાથે ૨ વાલની માત્રામાં લેવાથી ત્રીદોષ જનક શુળ મટે છે.

ધાતુપુષ્ટિ—ગાયનું ઘી ૨ શેર અને દુધ ૨૦ શેરમાં શતાવરીનું ચુર્ણ અર્ધો શેર પકવવું. તૈયાર થયે સાકર, શુંઠેલી પીંપર, અને મદ તે ઘીમાં મેળવી સેવન કરવાથી અત્યંત વીર્યની વૃદ્ધિ થાય છે.

સ્ત્રીઓનું ધાવણ શુદ્ધ થાય—પીંપર, પીંપરી મૂળ, ચવક, સુંઠ, અજમો, જીરૂ, કાળીજીરી, હળદર, સંચર, મીઠું સર્વને સરખે ભાગે લઈ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી કાંજીમાં પકાવી તેનું પાન કરવાથી સ્ત્રીઓનું દુધ શુદ્ધ અને વિકાર રહિત થાય છે તથા દુધ વધે છે.

ગર્ભિણીસ્ત્રીનું શુળ અને તાવ—નાગરમોથ, ગળો, બીલું, સુંગંધી વાળો સર્વના કવાથમાં મદ મેળવી પીવાથી ગર્ભવંતીસ્ત્રીનું શુળ તથા તાવ મટે છે.

ઉલટી—વરીયાળી તથા કપુરી મધુરીનું ચુર્ણ પાણીમાં પીસી પીવાથી બધી જાતની ઉલટી મટી જાય છે.

હરસ—કસુંબાનાં કુળાં પાંનને કાંજીમાં પકાવીને શાકની પેઠે ખાવાથી હરસ મટે છે,

સંગ્રહણી—જીરૂ, શાહજીરૂ, ધાણા, સુકીસુણી અને દુધેલીનો છોડ સર્વે સરખે ભાગે લઇ ચુર્ણ કરી ઠંડા પાણી સાથે ખાવું અને અરણીનું શાક દહીં વિગેરે ખોરાક ખાવો જેથી સંગ્રહણી મટે છે.

મુત્રકચ્છ—સફેદ તલનો ખોળ અને ગુંદીના પાનનું ચુર્ણ ઉના પાણી સાથે પીવાથી ભયંકર મુત્ર કચ્છ મટે છે.

પ્રમેહ—શીમળીનું ચુર્ણ અને સાકર સર્વે ભાગે લઇ સવારમાં ૨ વાલની માત્રામાં ખાવાથી મટે છે.

કમળો—અર્ધો તોલો અઘાડાનું મુળ અને અર્ધો તોલો ખીજડી-ચમરીનું મૂળ બંનેને છાસમાં વાટી પીવાથી કમળો, શોજા અને પાંડુ રોગ મટે છે.

## આવતો અંક.

અમારો આવતો અંક દીવાળીનો બહાર પડશે તે બરોબર દિવાળી ઉપર દરેક ગ્રાહકને મળશે. તે અંક સાથે નવા વર્ષનું પંચાગ દરેક ગ્રાહકને ભેટ મળશે. તે સંભાળી લેવું. માટે તા. ૧ લીએ ઉતાવળ કરવી નહિ. તંત્રી ભાગ્યોદય.

**રતવા**—તુંબડીનાં બી, વાવડીંગ, કડુ, એરંડાનાં બી, લીંબડાની લીંબોળી, કુવાડીયાનાં બી, બાવચી, અંકોલનાં બી સંખે ભાગે લઇ ખાંડી તલના તેલમાં ઘુંટી ધુપેલની માફક તેલ ગાળી તે તેલ રતવા ઉપર ચોપડવાથી મટે છે.

**ખસ**—સીંધવખારને કુંવરપાઠાના રસમાં ઘુંટી ચોપડવાથી સુખી ખસ મટે છે.

**વાઇ-મૃગી**—હડકાયા કુતરાનું હાડકું પાણીમાં ઘસી નાકમાં ટીપાં નાંખવાથી અને નગોડના મૂળનું ચુર્ણ ખવરાવવાથી વાઇનું દરદ મટે છે,

**વા**—ધુપેલ તેલની માફક રાળનું તેલ કાઢી તે તેલ ચોપડવાથી વા મટી જાય છે.

**બાળકનું ગળું પડવું**—સુંઠ, પીંપર, સીંધવ, હરડે, ઉપલેટ, વજ સર્વ સરખે ભાગે લઈ વસ્ત્ર ગાળ ચુર્ણ કરવું. તે ચુર્ણને નાની પાડી કે વાછડીના છાણનો રસ કરી લુગડે ગાળી લઈ તેમાં વાટી ઘુંટી પછી લુગડે ગાળી નાંખી તેમાંથી ૧ રતી રસ ધાવણ અથવા તો મદ સાથે મેળવી બાળકને પીવરાવવાથી અને બાળકના ડોકાને બે હાથે જરા પકડી સહેજ ઉચું કરી, પછી તાળવે જવખાર મદમાં કાલવી ચોપડવાથી બાળકનું ગળું પડવું—તાલું કંટક, અને તેથી થતા રોગો જેવા કે તાળવે ખાડો પડવો, તરસ લાગવી, ધાવે નહિ, ઝાડો બંધ થાય, ચકરી આવે, મુખસુકાય, આંખો આવે, ઉલટી થાય, હાથ પગ ગળી જઇ શરીર સુકાઈ જાય વિગેરે રોગ મટેછે.

---

## વિવિધ વર્તમાન.

**ખોટી જાહેર ખબરથી** ઠગાઈ—જેમ્સ પેટ્રીક અને કું. ના નામે ધંધો કરનાર ગંગુ નાઈડુ સામે ફાઉન્ટન પેન માટે રૂ. ૧૧ મોકલનારને સોનાનું ઘડીઆળ મફત આપવાની જાહેર ખબર છપાવી ઘડીઆળ ન આપવાથી ઠગાઈ કરવાના હેતુથી ખોટી લલચાવનારી જાહેર ખબર આપવા માટે તેના ઉપર ત્રણ આરોપ સાબીત કરી દરેક આરોપ માટે રૂ. ૩૦૦ના દંડની અને દંડ ન આપેતો દરેક આરોપ માટે ત્રણ માસની સખત સજાનો ઠરાવ તા. ૧૪ મી મંગળવારે જયોર્જ ટાઉન પોલીસ કોર્ટમાં કરવામાં આવ્યો હતો.

**જયંતી**—ત્રયો વૃદ્ધ દાદા, દેશભક્ત શ્રીમાન દાદાભાઇની ૯૧ મા વર્ષની જયંતી તા. ૪ થીના રોજ હીંદના નાના મોટા સર્વ સ્થળોએ ઉજવવામાં આવી હતી. તે પ્રસંગને અનુસરી આ વખતના આ અંકમાં શ્રીયુક્ત દાદાભાઇ, સ્વ. ના ગોખલે, અને મી. વાચ્છાનાં ચિત્ર આપવામાં આવ્યાં છે.

**સ્ત્રીઓને કચેરીમાં નીમવાનું બંધ**—વડોદરા રાજ્યમાં સ્ત્રીઓને કચેરીઓમાં કારકુનની જગ્યા આપવા સંબંધમાં ના. મહારાજા સાહેબે, જો જગ્યા આપવામાં આવે તો સ્ત્રી વર્ગની મર્યાદા અને માન જળવાય તેમ તેને કયાં બેસાડવાં, અને કેવા પ્રકારનું કામ સોંપવું તેમ તેમણે વસ્ત્રો કેવી ફેશનનાં પહેરવાં તે બાબતનો નિયમ કરી પછી જગ્યા આપવાનું જણાવવાથી ના. દીવાન સાહેબે હાલ સ્ત્રીઓને આવી જગ્યાએ નિમવાનું યોગ્ય નથી એવું જણાવ્યું છે.

**સ્ત્રી કેળવણી**—હીંદુ સ્ત્રીઓમાં કેળવણીનો વધારો અને ઉત્તેજન આપવા માટે

વડોદરાના ના. મહારાણી ચીમના બાઇએ દોઢ લાખ રૂપિઆની રકમ વ્યાપક સ્કોલરશીપ આપવા માટે આપી છે.

જપ્તે—આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા એ નામનું પુસ્તક લેખક શ્રી ના યણુ વસનજી ઠક્કુર અને પ્રકાશક શ્રીયુત ઇચ્છારામ સુર્યરામ દેશાઇ ગુજરાતી પ્રેસ તે સ્તક જપ્ત કરવામાં આવ્યું છે. એવું સરકારી ગેઝીટમાં જાહેર કરવામાં આવ્યું છે.

કેદીઓને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ—પી. કો. કા. ૩૭૬ અને ૩૭૭ મુજબ ક્રી. પ્રો. કો. ક. ૨૦૯ અને ૧૫૦ મુજબ ૧૫ થી ૨૧ વર્ષની ઉમરના ગુનેગારોને ૧૨ મહીનાથી ઓછી સજા થઇ હોય અને પહેલાં સજા થઇ ન હોય તો તેવા કેદીઓને ધારવાડની બોર્સ્ટલ જેલમાં હુન્નર ઉદ્યોગ શીખવવાને મોકલી આપવાનો સરકારે એક ઠરાવ બહાર પાડ્યો છે.

મફત અંગ્રેજી કેળવણી—અમદાવાદમાં દશા ખડાયતા વણીક જ્ઞાતિમાં અંગ્રેજી કેળવણી મફત આપવા સંબંધી વિચાર કરી યોજના ઘડવા તથા ફંડ એકઠું કરવા વકીલ મી. ત્રીકમલાલ રણછોડલાલ દેશાઇ બી. એ. એલ. એલ. બી. ના પ્રમુખપણા નીચે એક સભા ભરાઇ હતી. જેમાં વાર્ષિક રૂ. ૬૦૦ સુધીનું ફંડ થયું હતું.

રેલ—જોનપુર અને લખનૌમાં વરસાદથી રેલ આવવાથી ઘણાં મકાનો તુટી ગયાં હતાં

દુકાળ—વડોદરા રાજ્યમાં દુકાળ માટે મે. નીંબાલકરને ફેમીન કમીશનર નીમ્યા છે. ઘાસ, અનાજ તથા તગાવી માટે રૂ. ૩ લાખની મંજુરી અપાઇ છે. સીંધ, ગુજરાત, કાઠીઆવાડ કચ્છ પશ્ચિમ બંગાળમાં દુકાળનું સંકટ ફેલાયું છે. અનાજના ભાવ ૧૩ થી ૫૦ ટકા જેટલા વધ્યા છે.

અમદાવાદમાં દુકાળના સબબે શુક્રવારમાં જુજ કીંમતે ઢોરાં વેચાવા માંડયાં છે. એક ૩૦૦ રૂપીઆની ટંકે મણ દુધ આપતી ભેંસ રૂ. ૧૦૫ માં, બળદો ૬ રૂપીઆમાં, ભેંસો રૂ. ૬૦ માં વેચાય છે.

મીલો—કાપડની છુટથી ખરીદી થતી ન હોવાથી, રૂના ભાવ વધી જવાથી મુંબાઇની મીલો બંધ થવાનો સંભવ છે.

ખાંડ—આ અઠવાડીયામાં જાવાથી ૭૧ હજાર ખાંડના કોથળા મુંબાઇમાં આવ્યા છે. જેથી ખાંડનાં ભાવમાં ઘટાડો થવા સંભવ છે.

લાહોર ફીતુર કેસ—લાહોર ફીતુર કેસમાં ૬૧ આરોપીમાંથી ૨૪ ને ફાંસીની સજા અને ૨૭ ને જન્મ દેશનીકાલની અને ૬ ને જુદી જુદી મુદતના કેદખાનાની સજા કરવામાં આવી છે, અને ૪ ને છોડી મુક્યા છે.

લડાઇ—ત્રેબીઝોન્ડની દક્ષિણે-પશ્ચિમે રૂશિયાની મોટી ફતેહ થઇ છે. રૂશિયાના ઝારે દરીયાઇ કાફલા અને લશ્કરની સર્વોપરી સત્તા-રૂશીયન લશ્કરનું સેનાપતિપણું ના. ઝારે લીધું છે. અને સેનાપતિ ગ્રાંડ ડ્યુક નીકોલસને કોકેસસના વાઇસરોય અને સેનાપતિ નીમ્યા છે. પેટ્રોગ્રેડ નજીક આઓહતા ખાતેના દારૂગોળા બનાવવાનું એક જંગી કારખાનું જરમન કામદારોની મદદથી ગઇ વસંતરૂતુમાં ઉડાડી મુક્યું છે.

પ્રદર્શન—રંગુન ખાતે આવતા ફેબ્રુઆરીમાં બાળકોનું પ્રદર્શન ભરાશે.

---

દીવાળીનો ખાસ અંક.

|| સચિત્ર  માસિક. ||

# ભાગ્યોદય.

પુસ્તક ૩. } {નવેંબર, ડીસેંબર. ૧૯૧૫} {આસો, કાર્તિક. ૧૯૭૧-૭૨} {અંક ૯-૧૦

## गुरुबंधुओने अभिनंदन.

હર્ષ અભિનંદન દઇએરે, ગુરૂબંધુને આજ, વ્હાલા—ગુરૂ૦
સ્નેહામૃત પીને પઇએ રે, ગુરૂ૦
સગા સંબંધિ તો મળે, વિવિધ સ્વાર્થને કાજ,
નિઃસ્વાર્થી ગુરૂબંધુનો, ક્યાંથી મળે સમાજ,
આલિંગન દઇએ લઇએરે, ગુરૂ૦
ઉન્નતિમાં જેની ગતિ, સર્વ પ્રયત્ને થાય,
તત્વે રાખી લક્ષણા, સ્વરૂપને જે ધ્યાય,
તેવાને સાધક કહીએ રે; ગુરૂ૦
શ્રદ્ધા અચલ ગુરૂ વિષે, જેની રહે અખંડ,
ગુરૂ કરૂણાને પામવા, કરે પ્રયત્ન પ્રચંડ,
'ગુરૂબંધુ' તેને લહીએ રે; ગુરૂ૦
તેવા શ્રીગુરૂબંધુને, અભિનંદન ધરી પ્રીત,—
દેતાં ઉરથી ઇચ્છીએ, રહો ગુરૂ તમારે ચિત્ત,
તમે રહો ગુરૂને હઇએ રે; ગુરૂ૦

श्री उपेन्द्र.

## अंतर्यामी इश्वरनी निकटताथी तेमना ऐश्वर्यनुं भान करनार वृत्तिना उद्‌गार.

મુજ હૃદય વિહારી, મારે તો સઘળી તારી ઓથ છે.
મરણ સરીખું નિકટ દેખું તોએ પણ મારે શો ડર છે,
તિમિર ભરેલો માર્ગ હોય મુજ, પણ મારે મન સુતર છે,
કાંજે અષ્ટ પ્રહર તું પ્રકટ રહે મુજ અંતરે,
તું મારે અમૃતનો સ્રોત છે, તું મારા અંતરની જ્યોત છે; મુજ૦
નર પતિની કે દેવપતિની આશ ભલેને અન્ય ધરે,
ધનપતિ કે સત્તાધિપને છો બીજા સાત સલામ ભરે,
પણ મારે મન તો તારાથી સઘળા હેઠ છે,
મારે તું ક્ષીર અન્ય કપોત છે, મારે તું સૂર્ય અન્ય ખદ્યોત છે; મુજ૦
તને નિહાળી સદા સર્વદા, રહું આનંદે મસ્તપણે,
કદી નિહાળું તને પ્રકટ કદી, તને સ્ફુરાવી લઉં સ્મરણે,
કદી સ્મરણ પણ કરૂં ન તોએ હું નિશ્ચિંત છું,
કાં જે તું મુજમાં ઓતપ્રોત છે, સૂર્યમાં વ્યાપ્ત જેમ પ્રદ્યોત છે. મુજ૦

श्री उपेन्द्र.

## प्रतिकूल स्थिति चिरस्थायी नथी.

પ્રિયબંધુ! શું તું દુઃખી છે? તો હું કહું તે માનશે?
થા સ્વસ્થ–શાંત તું, દુઃખ એ તુજ, વહી જશે, વહી જશે.
ભયભીત ને વ્યાકુલ છે? તો ભાગના ભયથી કશે,
ધર શુભાશા ઉરમાંહિ ભય એ, વહી જશે, વહી જશે,
વાદળ વિપત્તિ કેરૂં ઘેરાયું દીસે શું દશ દિશે?–
એમ જાણ રવિ ઝટ ઉગતાં એ, વહી જશે વહી જશે.
જે સ્વજન તે શત્રુ થયા, એવો સમય શું તને દીસે?
તું જાણ નિશ્ચય વખત એ પણ, વહી જશે વહી જશે.
જ્યાં સ્તવાતો જેને મુખે તું આજ નિંદાતો ત્યશે,
પણ મ્લાન વદન ન કર વખત એ, વહી જશે વહી જશે.
જે પૂજતા તે દ્વાર જોડાનો પેંશારી છો હસે,
અપમાનનો એ પ્રસંગ પણ જો? વહી જશે, વહી જશે.
પ્રતિકુળ તુજને લાગતું તે જાણ લાંબું ન ટકશે,
ઓ બંધુ! નિશ્ચય જાણ એ બધું, વહી જશે, વહી જશે.
જે સારૂં સારૂં કરીશ ને જે સારૂં ભરીશ તું ઉર વિષે,
તે માત્ર તારી પાસ બંધું! રહી જશે, રહી જશે.

श्री उपेन्द्र.

# जे ते विषयना संस्कारोने वगर विचार्ये पोतानामां ग्रहण करता अविवेकी मनने बोधवचनो.

(સ્વરૂપને ના લહ્યું રે, ત્યાં લગી, એ લય.)

મન માંહ્યલા! ભાળજે રે, તું છબી લે શાની રોજ.
બાહ્યક્રિયા રૂપ યંત્ર તારૂં તું ગોઠવે ઉત્તમરી,
ઉચ્ચ પદાર્થની છબી જાણે તું લેતું હોય તેમરી,
પણ તુજ યંત્રની ભીતરના, કેન્દ્ર[1] કાચની માંહ્ય,
જાણે છે કે શા પદાર્થનું, પરાવર્તન[2] જ થાય?—
નેત્ર મીંચી જપ કરવા બેસે, આસનવાળીરી;
બાહ્યક્રિયા (તું) એટલી કરે ઉત્તમતા વાળીરી,
પણ પછી ઘાતા જો હશે, અંતર વિચાર ક્લિષ્ટ,
તુજ કાચે તવ જાણજે, નહિ ઉતરે તુજ ઇષ્ટ;—
નિંદ્રા લેવા કોમલ શય્યા કરી તું પોઢેરી,
સુંદર ઓશીકાં ને સુંદર, વસ્ત્રો ઓઢેરી,
પણ ચિંતા વ્યાકુલતા,—નવા વિચાર કરીશ,
નિંદ્રાની ઉત્તમ છબી, તવ નહિ લેઇ શકીશ;—
બલિષ્ઠ પુષ્ટ થવાને, કાજે, શ્રેષ્ટ અન્ન લેરી,
ફલાહાર લે કે ઉપવાસે, કે દુધપર રહેરી,
અલ્પ કદી આહાર લે કે, જમે ગળા સુધી ઠેઠ,
પણ તુજ સ્થૂલ જોતાં મુકો, પગ ને મોટું પેટ;—
વાંચે 'ભામિનીભૂષણ' કે કદી 'મહાકાલ' તુંરી,
કંઠેથી તું ગાય ભલે પદ, વાણી વિલાસનુંરી,
પણ ત્યાં સુધી નવ ઉતરે બોધક્રિયાની માંહ્ય,
ત્યાં સુધી તારા કેન્દ્રમાં, રૂડી છબી ન લેવાય;—
'જયસિ નૃસિંહ સુરે' કહી આરતી નિસ ઉતારેરી,
'કર્મો ન કામ્ય કરીયાં,' કહી પુષ્પાંજલિ ઉચ્ચારેરી,
સાષ્ટાંગો લાંબા, થઈ કર્યા કરે તું અપાર,
પણ તેનું રહસ્ય લક્ષ, મતે ન કાંતે વિચાર;—
દઢ ભાવથી તું અખંડ ચિંતન જેનું સેવેરી,
અંતરના ઉંડા સંસ્કારથી ગ્રહણ કરે જેરી,
ઉરમાં આતુરતા ધરી, જોઇ જુએ હે મિત્ર!
તેનું તારા કેન્દ્રમાં, પડતું છાયા ચિત્ર[3];

श्री उपेन्द्र.

---

[1] ફોકસ (Focus.) [2] (Reflection) પ્રતિબિંબ: [3] છબી:

# उपनिषद् शब्दनी व्याख्या.

શ્રીમદ્ શંકરાચાર્યના મતાનુસાર ઉપનિષદ, સંસારના કારણરૂપ અવિદ્યા અને જન્મ, જરા-વ્યાધિ વિગેરે કલેશોને નાશ કરે છે, અથવા પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે. જેથી કરીને તેનું નામ ઉપનિષદ્ પડયું છે. શ્રીમદ્ શંકરાચાર્ય પોતાના મુન્ડકોપનિષદ્-ભાષ્યની ભૂમિકામાં ઉપનિષદ્ શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે કરે છેઃ-

" यइमां ब्रह्मविद्या मुपयन्त्यात्म भावेन श्रद्धा भक्ति पुरःसराः सन्तस्तेषां गर्भजन्मजरा रोगाद्यनर्थ पुग निशातयति परं वा ब्रह्म गमयत्व विशादि संसार कारणं चाविद्यान्त मवसादयति विनाशयतित्युपनिषत् । उप-नि- पूर्वस्य सदेरेत्र मर्थ स्मरणात् । पद्लृ विशरण गत्य वसादनेषु-इति स्मर्यते "

શ્રી શંકરસ્વામીનાં આ ઉપર લખેલા અર્થોની અલાવા ઉપનિષદ્ શબ્દની વ્યાખ્યા ઘણું કરીને રહસ્ય શબ્દથી કરવામાં આવે છે. પાછળના ઉપનિષદોમાં જેવાં કે નૃસિંહતાપનીગોપનીષદ્‌માં " इति उपनिषत् " ના સ્થાને इति रहस्यम् " વધારે જણાય છે. પ્રાચીન ઉપનિષદોમાં પણ-જેવાંકે છાંન્દોગ્યમાં-ઉપનિષદ્‌ને બદલે આ પ્રકારના શબ્દો મળેછે.

" गुह्यादेशः" " परंगुह्यम् , " वेदगुह्योपनिषत्सु गूढम," " गुह्यतमम्. "

ઈત્યાદિ. અને તેથી ઉપનિષદ્‌નો અર્થ ' ગુહ્ય ઉપદેશ ' યા ' રહસ્ય ' કરવામાં આવે તો તે યોગ્ય છે.

યુરોપમાં પણ ઘણા નવા વિચારના પ્રવર્તકો અને દર્શનશાસ્ત્રિયોએ પોતાના શિષ્યોને પોતાના ઉપદેશો અને વિચારોને ગુપ્ત રાખવાને અને અયોગ્ય મનુષ્યો તથા સર્વ સાધારણની આગળ પ્રકટ ન કરવાને માટે આજ્ઞા કરી હતી.

યુનાનના પ્રસિદ્ધ તત્વવેત્તા પાયથા ગોરસ પોતાના શિષ્યોને મૌનવ્રત ધારણ કરવાનો બોધ આપતો હતો. પ્લેટોની લખવાની વિદ્યાની રીત એવી રીતની હતી કે જેથી ગુઢ અને ગંભીર વાતો અયોગ્ય મનુષ્યોના હાથમાં આવવાથી અર્થનો અનર્થ કરતી હતી. જર્મનીનો દર્શન શાસ્ત્રી શાપેનહાર પોતાના શિષ્યોને કાન્ટના દર્શનોને વાંચ્યા પછીજ પોતાના દર્શનનો અભ્યાસ કરવો એવી આજ્ઞા કરતો હતો. અર્થાત અયોગ્ય અને કમ બુદ્ધિવાળા લોક તેનાં દર્શનનો અભ્યાસ કરીને અર્થનો અનર્થ કરે એવું તે ઈચ્છતો ન હતો. આ મતલબ ઉપનિષદોનાં આ વચનોની પણ છે. જેથી અયોગ્ય વિદ્યાર્થિયો અને મનુષ્યોને ઉપનિષદ્ વિદ્યાનો ઉપદેશ ન આપવાની વારંવાર તાકીદ કરેલી છે. ઉપનિષદ્‌નાં એવી મતલબનાં કેટલાંક વાક્યો નિચે આપવામાં આવ્યાં છે.—

छान्दोग्योपनिषत् ३-११-५ માં અયોગ્યને ઉપદેશ ન આપવા સંબંધમાં લખ્યું છે કે;

इदं वाव तज्ज्येष्ठाय पुत्राय पिताब्रह्म प्रब्रूयात् प्राणाय्याय वान्तेवासिने ! नान्यस्मै कस्मैचन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णांदद्यात् "।

बृहदारण्य कोपनिषत् ६–३–१२ "एतमुहैव सत्य कामो जाबालोऽन्तेवासिभ्य उक्तो वाचापि, यद्येनं शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहे पलाशानीति, तमेत ना पुत्राय वाऽनन्ते वासिने वाब्रूयात "।

ઉપનિષદોમાં અનેક કથાઓ એવી મળી આવે છે કે જેમાં આચાર્ય યા કોઈ વિદ્યાના વિદ્વાન, તે વિદ્યાને શિખવાને માટે આવેલા નવા વિદ્યાર્થીને તેનો અભ્યાસ કરાવવાનો અસ્વિકાર કરે છે, યા અધૂરો ઉપદેશ આપે છે. ત્યારે વિદ્યાર્થી બહુજ ખુશામત, ગુરૂસેવા, અને ધૈર્ય તથા સહનશિલતાથી તે વિદ્યાને ગ્રહણ કરવાની પોતાની યોગ્યતાને સાબિત કરી બતાવે છે ત્યારે આચાર્ય તેને ઉપનિષદ્ વિદ્યાનું સાચું જ્ઞાન આપે છે એવી રીતનાં ઉદાહરણ કૌશીતકી–ઉપનિષદ્‌માં ઇન્દ્ર અને પ્રતર્દનનો સંવાદ, છાંન્દોગ્યોપનિષદ્‌માં રૈક્ક અને જનશ્રુતિનો સંવાદ, સત્યકામ અને ઉપકોશલનો સંવાદ, પ્રવાહણ અને આરૂણીનો સંવાદ, પ્રજાપતિ ઇન્દ્ર અને વૈરોચનનો સંવાદ, અને બૃહદારણ્યમાં યાજ્ઞવલ્કય અને જનકનો સંવાદ છે. અયોગ્યના હાથમાં ઉપનિષદ્–વિદ્યા ન પડી જાય અથવા સર્વ સાધારણમાં તેનો પ્રચાર ન થાય તેને માટે આચાર્ય ઉપદેશ લેવાને માટે આવેલા નવીન શિષ્યને ઉપદેશ આપવાનો ઇનિકાર કરતા હતા. આ સર્વ વાતોથી સિદ્ધ થાય છે કે, પ્રાચીન વખતમાં ઘણું કરીને સંસારના સઘળા દેશોમાં અને ખાસ કરીને ભારત વર્ષના ઉપનિષત્કાલમાં લોક પોતાના જ્ઞાન અને પોતાની વિદ્યાને અયોગ્ય મનુષ્યો તથા સર્વ સાધારણથી બહુજ ગુપ્ત રાખતા હતા અને ઘણી કાળજી રાખીને બીજાને તેનો ઉપદેશ આપતા હતા. પરંતુ ઉપનિષદ્ શબ્દનો અર્થ, 'રહસ્ય' કેવી રીતે થઈ ગયો તે જરા વિચારણીય છે.

જેમકે ઉપર લખ્યું છે કે સ્વામિ શંકરાચાર્ય ઉપનિષ–શબ્દને ' षद्लृ विशरग गत्यवसादनेषु. " આ ધાતુથી સિદ્ધ કરે છે. અને તેનો અર્થ ' અજ્ઞાનનો નાશ કરનારા " અથવા પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવનાર એવો કરે છે. ઉપનિષદ્‌ના આ અર્થને गत्यर्थक યા अवसादनार्थक षद् ધાતુથી સિદ્ધ કરવામાં શંકરસ્વામિનું તાત્પર્ય પોતાના અદ્વૈત વેદાન્ત સિદ્ધ કરવાનું છે. તેમાં કાંઈ સંદેહ જેવું નથી કે ઉપનિષદ્‌ના અંતિમલક્ષ્ય અવિદ્યાનો નાશ કરવો યા બ્રહ્મપ્રાપ્તિ કરાવવી " એ છે. તથાપિ શંકરસ્વામીની આ વ્યાખ્યાથી " ગુહ્ય ઉપદેશ " ' રહસ્ય ' ' ગુહ્યાદેશ ' ' પરમગુહ્ય ' ઇત્યાદિ પદ જે ઉપનિષદ્‌ને માટે વ્યવહાર કરાયેલાં છે તેનો અર્થ યા ભાવ નીકળી શકતો નથી. જો ઉપનિષદ–શબ્દ ' ઉપ–નિ ' ' પૂર્વક ' ઉપવેશ નાર્થક ' સદ્, ધાતુથી સિદ્ધ કરવામાં આવે તો 'રહસ્ય' યા ગુહ્ય ઉપદેશનો અર્થ નિકળી શકે છે. સદ્; ધાતુથી ક્વિપ પ્રત્યય કરવાથી જે સંજ્ઞા બને છે તેનો અર્થ બેસવું યા બેઠક અને સમી પાર્થક ' ઉપ '—ઉપસર્ગ તેના પહેલાં લગાવવાથી ઉપનિષદ્‌નો અર્થ પરિષદ્ યા સંસદ્‌થી બિલકુલ ઉલટો ' ગુરૂની સમીપ ગુહ્ય ઉપદેશ ગ્રહણ કરવાને માટે ગુપ્ત બેઠક ' એવો થઇ જાય છે. ઉપનિષદ્ શબ્દનો જે પહેલાં, ' ગુપ્ત બેઠક ' ને માટે ઉપયોગ કરવામાં આવતો હતો, કેટલાક સમય પછી જે વાતને માટે ગુપ્ત બેઠક થતી હતી તેનો અર્થાત ' ગુહ્ય ઉપદેશ ' અથવા ' ઉપનિષદ્ વિદ્યા ' નો અર્થ આપવો પડ્યો.

ઉપનિષદોમાં અનેક વાક્ય મળી આવે છે જેમાં ક્ષત્રિય લોકને સાચા ધાર્મિક જ્ઞાનને શિખવનાર તરીકે લખેલાં છે. ઉપનિષદ્—વિદ્યાનું જ્ઞાન કે જેને પહેલાં કોઇ બ્રાહ્મણે પ્રાપ્ત કર્યું ન હતું, તેનું જ્ઞાન આ સૃષ્ટિમાં પહેલ વહેલાં કેવળ ક્ષત્રિયોનેજ હતું. જ્યારે બ્રાહ્મણ લોક ક્રિયા—સંસ્કારો અને યજ્ઞોમાં ફસેલા હતા ત્યારે વિચારવાન્ મનુષ્યો વિચારવા મંડ્યાં કે શું ધર્મ કેવળ આ ક્રિયા—સંસ્કારો અને વિધિયોમાંજ સીમાબદ્ધ હશે. વિદ્વાન ક્ષત્રિય જો કે હજુ સુધી બ્રાહ્મણોના બનાવેલા ક્રિયા—સંસ્કારોને કરતા હતા, તથાપિ તેમણે અધિક પુષ્ટ વિચાર પ્રચલિત કર્યા, અને આત્મા અને ઇશ્વરના વિષયમાં નવી નવી શોધ કરી. એ નવા નવા વિચાર એવા પુષ્ટ અને દૃઢ હતા કે, બ્રાહ્મણો કે જે પોતાનાજ વિચારથી પોતાને બુદ્ધિમાન સમજતા હતા. તેઓ અંતે હાર માનીને ક્ષત્રિયોની પાસે તે નવું જ્ઞાન શીખવાને માટે ગયા. ક્ષત્રિય ઉપનિષદ્‌ના જ્ઞાનને બ્રાહ્મણોથી છુપાવતા હતા. તેઓ ક્ષત્રિયોના એક નાના અને ખાસ સમુદાયમાં તેનો પ્રચાર કરતા હતા. આ ગુપ્ત અને ખાસ સમુદાયની બહારવાળાઓને માટે એ જ્ઞાન બહુજ ગુપ્ત રહસ્ય હતું અને તેથી ઉપનિષદ્‌ને 'રહસ્ય' યા 'ગુહ્ય ઉપદેશ' કહેવા માંડ્યું. અહીં કેટલાંક ઉદાહરણ આપવામાં આવે છે જેથી પત્તો મળે છે કે ક્ષત્રિયોએજ ઉપનિષદ્‌વિદ્યાની શોધ કરી છે અને તેમણેજ બ્રાહ્મણોને તે જ્ઞાન શીખવ્યું છે. અને એ પણ જણાશે કે કેવી રીતે ક્ષત્રિય લોક પોતાના આ જ્ઞાનને બ્રાહ્મણોથી ગુપ્ત રાખતા હતા, કે જેથી ઉપનિષદ્ 'રહસ્ય' માં ગુહ્ય ઉપદેશ

શતપથ-બ્રાહ્મણ (૧૧-૪-૫) માં લખ્યું છે કે;—

વિદેહજનકની ભેટ કેટલાક બ્રાહ્મણોને થઇ જેમાં શ્વેતકેતુ, આરૂણેય, સોમસુષ્મ, સત્યયજ્ઞિ અને યાજ્ઞવલ્ક્ય હતા. તેમણે તેને પૂછ્યું કે "આપ અગ્નિહોત્ર કેવો રીતે કરો છો? ત્રણે બ્રાહ્મણોએ પોતપોતાની બુદ્ધિ અનુસાર ઉત્તર આપ્યો પણ કોઇનો ઉત્તર બરોબર નહતો. યાજ્ઞવલ્ક્યનો ઉત્તર યથાર્થ વાતની બહુજ નિકટ હતો, પરંતુ તે પૂર્ણ રીતે ઠીક નહતો. જનકે તેમને એવું કહ્યું અને રથપર બેસીને ચાલી ગયા. બ્રાહ્મણોએ કહ્યું, આ રાજાએ અમારું અપમાન કર્યું. યાજ્ઞ વલ્ક્ય રથમાં ચઢીને રાજાની પાછળ ગયા અને તેનાથી શંકાનું નિવારણ કર્યું ત્યારથી જનક બ્રાહ્મણ થયા.

છાન્દોગ્ય-ઉપનિષદ્ (પ. ૩ ૧૦) માં લખ્યું છે કે;—

ઉપરના ત્રણ બ્રાહ્મણોમાંથી એક, અર્થાત્ શ્વેતકેતુ આરૂણેય, પાંચાલોની એક સભામાં ગયા અને પ્રવાહણ જૈવલિ નામના એક ક્ષત્રિયે તેમને પુનર્જન્મ પર પાંચ પ્રશ્ન કર્યા, જેનો ઉત્તર તેઓ ન આપી શકયા. જેથી તે ઉદાસ ચિત્ત બનીને પોતાના પિતાની પાસે આવ્યા અને બોલ્યા, આ રાજન્ય-બંધુએ મને પાંચ પ્રશ્ન કર્યા, પણ હું તેમાંના એકનો પણ ઉત્તર આપી ન શકયો. તેના પિતા ગૌતમ પોતે પણ આ પ્રશ્નોને સમજી ન શકયો. અને તે પોતાનું સમાધાન કરવાને માટે તે ક્ષત્રિયની પાસે ગયા પ્રવાહણ જૈવલિએ ઉત્તર આપ્યો, હે ગૌતમ, આ જ્ઞાન તમારા પહેલાં કોઇ બ્રાહ્મણે પ્રાપ્ત કર્યું નથી. જેથી કરીને આ શિક્ષણ આખી સૃષ્ટિમાં કેવળ ક્ષાત્ર જાતિએજ પ્રાપ્ત કર્યું છે. પછી તે રાજાએ ગૌતમને તેનું જ્ઞાન આપ્યું.

છાન્દોગ્ય-ઉપનિષદ્ (પ. ૧૧-૨૪) માં આ કથા લખી છે.

પાંચ બ્રાહ્મણો ગૃહસ્થો અને વેદાન્તિયોને એ વાતની જીજ્ઞાસા થઇ કે આત્મા શું છે અને બ્રહ્મ શું છે? તે લોક આ જ્ઞાનને પ્રાપ્ત કરવાને માટે ઉદ્દાલક અરૂણિની પાસે ગયા.

પરંતુ આરૂણિને પણ તેમાં સંદેહ હતો. આથી તે તેમને ક્ષત્રિય રાજા અશ્વપતિ કૈકેયની પાસે લઈ ગયા, જેમણે તેમને પોતે યજ્ઞ કરવાના હતા તે યજ્ઞમાં વિનય પૂર્વક શોભવાને નિમન્ત્રિત કર્યા. તેમણે કહ્યું, મારા રાજ્યમાં કોઇ ચોર, દારૂડીઓ, મૂર્ખ, વ્યભિચારી અથવા વ્યભિચારીણી નથી. ભગવન્, હું યજ્ઞ કરૂં છું અને જેટલું ધન હું દરેક રૂત્વિકને આપીશ તેટલું આપને પણ આપીશ. કૃપા કરીને આપ અહીં રહો. જેથી તેઓ ત્યાં રહ્યા હતા અને તેમને આવવાનો અભિપ્રાય કહ્યો. બીજે દિવસે પ્રાતઃકાલમાં તે લોક પોતાના હાથોમાં શિષ્યોની માફક સમિધ લઇને તેની પાસે ગયા અને તેણે કાંઈ પણ સંસ્કારની વિધિ સિવાય તેમને તે જ્ઞાન આપ્યું કે જે જ્ઞાનને માટે તે આવ્યા હતા.

**कौशीतकि उपनिषद्** (૪) માં પ્રસિદ્ધ વિદ્વાન ગાર્ગ્યબાલાકિ અને કાશીના વિદ્વાન રાજા અજાતશત્રુના વાદવિવાદના વિષયમાં એક પ્રસિદ્ધ કથા લખી છે. આ ઘમન્ડી બ્રાહ્મણે રાજાને લલકાર્યો તે પર શાસ્ત્રાર્થ થયો, જેમાં તેની હાર થઈ, અને તે નિરૂત્તર થઇ ગયો. અજાતશત્રુએ તેને કહ્યું, હે બાલાકિ, શું તમે અહીં સુધી જાણો છો? બાલાકિએ ઉત્તર આપ્યો કેવળ અહીંસુધી. ત્યારે અજાત શત્રુએ તેને કહ્યું કે, શું હું તમને ઇશ્વરના વિષયનું જ્ઞાન આપી શકીશ? હે બાલાકિ, જે આ સર્વ વસ્તુઓનું, કે જેનું તમે વર્ણન કર્યુ છે, તેનો કર્તા છે, જેની આ સર્વ માયા છે, કેવળ તેનુંજ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ ત્યારે બાલાકિ સમિત્પાણી થઇને એ કહેતા આવ્યા કે શું હું આપની પાસે શિષ્યની માફક આવું? અજાત શત્રુએ તેને કહ્યું, કોઇ ક્ષત્રિય, કોઈ બ્રાહ્મણને શિષ્ય બનાવે તેને હુ અનુચિત સમજુછું. આવો, હું તમને સર્વ રહસ્ય બતાવી દઇશ.

આ કથા તથા શ્વેતકેતુ આરૂણેય અને ક્ષત્રિય રાજા પ્રવાહણ જૈવલિની કથા બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પણ આપવામાં આવી છે. જેટલું ઉપર લખવામાં આવ્યું છે તે એ બતાવવાને બસ છે કે ઉપનિષદ્‌નું જ્ઞાન પહેલાં કોઇ બ્રાહ્મણે પ્રાપ્ત કર્યું નહોતું. તે પ્રથમ કેવળ ક્ષત્રિયોનેજ હતું. તેને તેઓ બહુજ ગુપ્ત રાખતા હતા. જેથી ઉપનિષદ્ વિદ્યા 'રહસ્ય' યા 'ગુહ્યાદેશ' કહેવાય છે.

બ્રાહ્મણોને તથા સર્વ સાધારણને ઉપનિષદ્ જ્ઞાનને ગુપ્ત રાખવાને માટે ઉપનિષદ્-વિદ્યાના જ્ઞાતા આ નવીન જ્ઞાનને થોડાજ ગુપ્ત શબ્દોમાં પ્રકટ કરતા હતા. જેને કેવળ આચાર્ય અને શિષ્યજ સમજી શકતા હતા. આ તરેહના શબ્દ, "तद्वनम् तज्जलान्", सत्यस्य सत्यम "संयद्वाम," "वामनो" 'भामनी' ઇત્યાદિ છે. બીજા લોકો આ ગુપ્ત શબ્દોને સમજી શકતા નહોતા, અને તેથી આ ગુપ્ત શબ્દ પણ उपनिषद् યા रहस्य કહેવાતા હતા. આ ગુપ્ત શબ્દોની વ્યાખ્યા આચાર્ય પોતાના શિષ્યોને મોંઢે કરાવતા હતા. આ વ્યાખ્યા ગુપ્ત રાખવામાં આવતી હતી. આ વ્યાખ્યાનોથી આ ગ્રંથોનો જન્મ થયો છે કે જે ઉપનિષદના નામથી પોકારવામાં આવે છે.

જેટલાં પ્રમાણ ઉપર આપવામાં આવ્યાં છે તેથી એ પૂર્ણ રીતે સિદ્ધ થાય છે કે યદ્યપિ ઉપનિષદોના અંતિમ ઉદ્દેશ શંકરાચાર્યના મતાનુસાર "અવિદ્યાનો નાશ કરવો" અથવા પરબ્રહ્મની પ્રાપ્તિ કરવી એજ છે. તથાપિ ઉપનિષદ્‌ના શબ્દાર્થ યા ભાવાર્થ 'રહસ્ય' 'ગુહ્યઉપદેશ' 'યા ગુપ્તવિદ્યા'જ છે.

જનાર્દન ભટ.*

* હીંદીપરથી અનુવાદક તંત્રી.

# नूतन वर्षारंभे अभिनंदन.

પ્રિય બંધુ! આપનું આ નવું વર્ષ અધિક સુખદાઇ નિવડો, એવી શ્રી ઇશ્વરપ્રતિ પ્રાર્થના કરવામાં આવે છે. ગત વર્ષ આપણે સુખરૂપ પસાર કરી આ નવિન વર્ષમાં પ્રવેશ કર્યો છે. ગત વર્ષ કરતાં આ નવિન વર્ષે આપને આપના કાર્યમાં અધિક વિજય મળો એવી શુભેચ્છા સ્વભાવિક રીતે ઉત્પન્ન થાય છે.

મનુષ્ય માત્રનું શુભ ઇચ્છવાના ઉદ્દેશવાળા આપણે આપણું, આપણા સંબંધીઓનું અને પ્રાણિમાત્રનું શુભ ઇચ્છવા પ્રતિ આપણી વૃત્તિઓને ઉદાર બનાવવી એ આપણું કર્તવ્ય છે. અને આ જે જગતના અન્ય મનુષ્યો પોતપોતાના મિત્રો અને સંબંધી જનોને શુભાશિષ સહિત અભિવંદનના કાર્ડ મોકલી તેનું શુભ ઇચ્છે છે તેમ આપણે, આખા જગતના હિતના સંકલ્પો પ્રેરવા તરફ વળીશું, કેમકે તે આપણા હિતનાજ સંકલ્પો પ્રેરવા તુલ્ય છે.

પ્રાણીમાત્ર આપણા બંધુરૂપ છે જેથી સર્વ પ્રતિ સમભાવ રાખવો એ આપણુંજ હિત કરવા તુલ્ય છે. આ વર્ષમાં લડાઈ જેવા પ્રસંગોથી જે હાનિ અને નુકશાનનો આપણા રાજ્યને, આપણા બંધુઓને અને આપણને અનુભવ થયો છે તેમાંથી આ વર્ષમાં પરમાત્મા આપણને મુક્ત કરે, આપણા **નામદાર શહેનશાહનો** આ વર્ષમાં વિજય થાય, રાજ્ય અને પ્રજાની આબાદી થાય, વેપાર ધંધો લાભપ્રદ નિવડે અને જગતમાં સર્વ સ્થળે સુલેહ અને શાંતિનો ફેલાવો થાય તે અર્થે આપણે આ નવિન વર્ષમાં શ્રી પરમાત્મા પાસે માગણી કરીએ તો તે યોગ્યજ ગણાશે.

પ્રિય બંધુ! આ નવિન વર્ષે ભાગ્યોદયનો આ અંક આપના હસ્તમાં શોભશે. સાધારણરીતે આ દિવસો આનંદના છે. અને તેથી તે આનંદમાં ભાગ્યોદય વધારો કરે એમ ધારી આ અંક નવેંબર અને ડીસેંબરનો ભેગો કાઢી ખાસ અંક તરીકે દિવાળીમાં દરેક ગ્રાહકને મળે તેવી ગોઠવણ કરી છે.

૧ તેમાં ધ્રુવનારાયણનું એક ચિત્ર આપના જોવામાં આવશે. ધ્રુવ નાનો બાળક છતાં પણ પોતાના પ્રબળ પુરૂષાર્થ વડે વનમાં જઇ ઘણું કષ્ટ વેઠી, તપ કરી શ્રી પરમાત્માને પ્રસન્ન કરી અચળ રાજ્યને મેળવે છે, અને વચ્ચે નારદ આવી તેને નિરાશ કરે છે, છતાંપણ પોતાના એક અડગ નિશ્ચયને વળગી રહી જ્યારે પોતાના પ્રયત્નને સિદ્ધ કરી સાક્ષાત્ પરમાત્માના દર્શનનો અનુભવ કરે છે ત્યારેજ વિરામ લે છે, તેવીજ રીતે આપ પણ આ નવિન વર્ષના આરંભમાં ધ્રુવ જેવા અડગ નિશ્ચયને ધારણ કરી તમારાં સાંસારિક અને

પારમાર્થિક કાર્યો ઉત્તમ પ્રકારે સિદ્ધ થવાને માટે પ્રયત્નને આદરશો, અને વિઘ્નો આવી પડવા છતાં પણ તેથી ન ડરતાં માત્ર પ્રયત્ન કરવો એજ જાણે તમારૂં કર્ત્તવ્ય હોય તેમ માની સિદ્ધિનો અનુભવ કરવા કટિ કસવા અમારૂં તમને આમંત્રણ છે.

દુઃખ અને નિરાશા તમારે માટે નથી. તમે પોતે તમારા સ્વરૂપપ્રતિ વળો, તમારા જીવભાવનું વિસ્મરણ કરી આત્મપ્રદેશ તરફ લક્ષ આપો, અને તમારાં અપ્રકટ સામર્થ્યોને પ્રકટ કરવા, અચળ પ્રયત્ન કરવાનો આજથી નિશ્ચય કરો.

૨. માતૃ ચુંબન—વળી આ અંકમાં માતૃચુંબન-યશોદા અને શ્રીકૃષ્ણનાં તમને દર્શન થશે. શ્રીકૃષ્ણ પરમાત્મા બાળક હોવા છતાં પણ તેમનાં કરેલાં સામર્થ્યોથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. યશોદા તેમને પુત્રવત્ ગણી લાલનપાલન કરે છે. તે તેમને પોતાના બાળવત્ ગણી કંસના ભયથી ડરે છે. છતાં પણ શ્રીકૃષ્ણ ભગવાન જ્યારે મામી બની આવેલી પુતનાને ધાવતાંજ તેના પ્રાણને હરણ કરીલે છે. ત્યારેજ તેમનાં માતા યશોદાને તેમના અગાધ સામર્થ્યનું ભાન થાય છે. વયને અને સામર્થ્યને સંબંધ હોતો નથી. તમે ગમેતેવી સ્થિતિમાં હો તોપણ તમને સુખ મેળવવાનો હક છે, અને તે મેળવવાનું તમારામાં સામર્થ્ય પણ છે. પરંતુ જેમ પડી રહેલી તરવાર કાટથી ખવાઇ જઇ નિરૂપયોગી બને છે પણ જ્યાં તેને ઉતરાવી તૈયાર કરવામાં આવે છે. તો કામમાં આવી શકે છે તેમ તમે પણ તમારા જીવ ભાવના, નિરાશાના હજારો વર્ષના સંસ્કાર રૂપ કાટથી કટાઇજઇ તમારાં મૂળ સ્વરૂપને ઢાંકી દીધું છે, અને તેથી તેના સામર્થ્યોનો તમને અનુભવ થતો નથી પણ જો તમે તે કાટને ઉખેડી નાંખી તમારા મૂળ સ્વરૂપને પ્રકટ કરશો તો પછી તમારાં સામર્થ્યોનો શ્રીકૃષ્ણ ભગવાનની માફક આ જન્મમાંજ અનુભવ કરી શકશો.

૩. લવ કુશ—શ્રી રામચંદ્રજીએ સીતાજીનો ત્યાગ કરી તેમને વનમાં મોકલ્યાં ત્યાં તે ગર્ભવંતાં હોવાથી લવનો જન્મ થયો, અને કુશ મંત્રથી ઉત્પન્ન થયો. આ બંને બાળકો હોવા છતાં પણ પોતાના ગુરૂનું શિક્ષણ લઇ પોતાના સામર્થ્યોનો સ્વાદ જ્યારે શ્રી રામચંદ્રજી સાથે તેમને યુદ્ધ થાય છે, ત્યારે ચખાડે છે. અને ત્યાં વિજય મેળવી પાછા પોતાના ગુરૂને નમન કરે છે. અને તેમના વડેજ આ સામર્થ્ય તેમણે મેળવેલું છે તેનો યશ પોતાના ગુરૂને આપે છે. તેરીજ રીતે જો માણસને યોગ્ય સદ્‌ગુરૂ મળે છે તે મનુષ્યો તેમના ઉપદેશથી આ જગત્‌માં મહાન કાર્ય કરવાને ભાગ્યશાળી થઇ શકે છે.

૪. કુસુમમાળા—પ્રિય બંધુ! આવી રીતે ગુરૂ ઉપદિષ્ટ મંત્રનું રટણ કરી અખંડ પ્રયત્ન કરનારને ભાગ્ય દેવી કુસુમમાળા રૂપ વિજય માળા આરોપે છે. તમારે પણ જો કોઇ પણ કાર્યમાં વિજય મેળવવાની ઇચ્છા હોય તો આ નવિન વર્ષમાં તે કાર્ય કરવાના યથાર્થ માર્ગનું જ્ઞાન મેળવી તે માર્ગે પ્રયત્ન કરવાનો આજથીજ દ્રઢ નિશ્ચય કરજો, અને અંતે જ્યારે તે કાર્યની સિદ્ધિજ થાય ત્યારે તેના ફળનો અનુભવ કરજો એવી શુભેચ્છા છે.

અંતે આપને આ નવિન વર્ષના આરંભમાં પરમાત્મા ઉત્તમ કાર્યો સાધવાનું બળ અર્પો, અને તે બળવડે ઉત્તમ કાર્યો કરી સુખ, શાંતિ અને આનંદનો અનુભવ કરો એવા શુભ સંકલ્પ સાથે વિરમાય છે.

---

# राम राखे तेने कोण चाखे !

( લેખકઃ—શ્રીયુત ભાઈલાલ નંદલાલ દેશાઇ, વકીલ. બી. એ. એલ એલ. બી. )

( ૧ )

ગીઝની શહેરમાં એક ખંડેર જેવા મકાનમાં કાબુલથી આવેલા ત્રણ પુરૂષોએ મુકામ કર્યો હતો. રાત્રે વાળુ કરીને તેઓના ગપ્પાં ચાલતાં હતાં, એવામાં સુલતાન મહમદ પોતાના નિત્યનિયમ પ્રમાણે વેષ બદલીને શહેરમાં ફરતો ફરતો ત્યાં આવી ચઢયો તેણે તમે કોણ છો, કયાંથી આવ્યા છો, વિગેરે હકીકત પૂછી લીધા બાદ એમ કહ્યું કે "આ શહેરના રહેવાશીઓ હરકોઈ ઇસમને મદદ કરવા એકપગે તૈયાર છે. તમારે કાંઇ જોઇતું હોય તો મને કહો. હું તે મેળવી આપવાનો યત્ન કરીશ.

તેઓ પૈકી એક જણ બોલ્યો "હું પહેલાં ઘણો શ્રિમંત હતો, પરંતુ કાળવસાત મારી સંપતિ નાશ પામી છે. દારિદ્રયથી કંટાળીને તથા સુલતાન મહમદની ઊદારતાની કીર્તી સાંભળીને હું ગીઝની આવ્યો છું. મને કોઈ દશ હજાર મહોરો આપે તો તેટલાથી હું સુખી થઇશ અને મારી ઇચ્છા પૂર્ણ થશે.

બીજો બોલ્યો "મારી સ્ત્રી બહુ સુંદર ને સદ્‌ગુણી હતી. નિર્દય યમ રાજાએ મારૂં તે રત્ન ખુંચી લીધું. બીજી તેના જેવી સુંદર સ્ત્રી મળે તો મારો સંસાર ફરીથી ચાલે ને પછી મારા જેવો સુખી હુંજ. સુલતાન મને એટલું આપે તો બસ."

ત્રીજો કાંઇ બોલ્યોજ નહિ ત્યારે સુલતાને તેને પૂછયું "તમારે કાંઇ જોઇએ છીએ." તેણે ઉત્તર આપ્યો "મારે કનક કે કાન્તાની જરૂર નથી. મને શાની જરૂર છે તે મારા કરતાં પરમેશ્વર સારી રીતે જાણે છે. તે જે આપશે તેમાં હું સંતોષ માનીશ. શું આપવું ને શું ન આપવું એ ફક્ત પરમેશ્વર જાણે છે.

આ સાંભળીને સુલતાન ત્યાંથી ચાલતો થયો. બીજે દીવસે સુલતાને તે પ્રવાસીઓને બોલાવી મંગાવ્યા, ને દરેકને પૂછયું તમારે શું જોઇએ છીએ. બે જણાએ રાતની માફક ઊત્તર આપ્યા. અને ત્રીજો બોલ્યો "ઇશ્વરે તમને ઐશ્વર્ય આપ્યું છે તેનો સદ્વ્યય કરીને લોકને સુખી રાખો. મારા માટે પૂછો તો સંતોષ જેવું સુખ નથી. મને જરૂરી ચીજો જ્યાં સુધી મારાથી સ્વબળથી મેળવી શકાય છે. ત્યાં સુધી સુલતાનની બક્ષીસની મને જરૂર નથી. મને આવશ્યક વસ્તુ પરમેશ્વર મને આપશેજ."

સુલતાને તેને પુષ્કળ આગ્રહ કર્યો પણ તેણે કાંઈ લીધું નહિ. જેને પૈસાની ગરજ હતી તેને દશ હજાર મહોરોથી ભરેલી થેલી અપાવરાવી ને જેને સ્ત્રીની અપેક્ષા હતી તેને એક સરદારની સુંદર ને સુશીક્ષીત કન્યા અપાવી. ને સર્વેને સ્વદેશ જવાની પરવાનગી આપી.

તે ત્રણે ગયા પછી સુલતાન બોલ્યો "ત્રીજાએ મારી પાસેથી કાંઇ ન લીધું તેથી મને શરમ આવે છે."

સુલતાનનો એક સરદાર બોલ્યો "રાજાઓ ઇશ્વરના પ્રતિનીધીઓ છે યાચક લોકોએ તેમના પ્રત્યે માગવું અને તેઓએ યાચકોની ભીડ ભાગવી એ પરસ્પર ફરજ છે. રાજાની ને દેવની બક્ષીસનો કોણ હતભાગી તીરસ્કાર કરે? આ ઉદ્ધત મનુષ્યને ગરદન મારવો જોઇએ એમ મારો અભિપ્રાય છે. ગરીબ પરવર!

સુલતાનને આ વચનો ગમી ગયાં. અને સીપાઇને બોલાવીને તેણે આજ્ઞા કરી કે "અત્રેથી જે ત્રણ જણ જતા હોય તેમાંથી જે ખાલી હાથે જતો હોય તેની ગરદન કાપી લાવ."

હવે પ્રવાસીઓ તરફ દૃષ્ટિ કરીએ. જે ત્રણ પ્રવાસીઓ પૈકી જેને દશ હજાર મહોરોની થેલી મળી હતી તે થેલીના ભારથી થાકી ગયો. વજનને લીધે હાથ દુઃખવા લાગ્યા. તે ત્રીજા પ્રવાસીને કહેવા લાગ્યો કે "મહેરબાની કરીને જરા વાર લે". ત્રીજાએ ખુશીથી તે ફરજ સ્વીકારી ને ત્રણે ચાલવા લાગ્યા એવામાં સીપાઇ આવી લાગ્યો. તેણે જોયું તો એક જણ સ્ત્રીનો હાથ ઝાલીને જાય છે ને એકજણ થેલી ઉંચકીને જાય છે, ને એક માણસ તદ્દન ખાલી છે. તેથી તેણે ખાલી હાથવાળાનું ડોકું કાપી લઈને સુલતાન આગળ લાવીને રજુ કર્યું.

સુલતાને ગરદન તરફ નજર કરીને કહ્યું કે "આ સીપાઇએ અવિચારથી ભળતા માણસને ઠાર કર્યો" એમ કરીને બીજા સીપાઇને આજ્ઞા કરી કે જેની જોડે સ્ત્રી ન હોય એવા પ્રવાસીનું ડોકું રજુ કર".

પ્રિય વાચક! સીપાઈ જઈ પહોંચે તે અવ્વલ તું મારી લેખીનીના તેજી અશ્વ પર સ્વાર થઈને પેલા પ્રવાસીઓની સમીપ પહોંચી જા. ને સીપાઈ આવી પહોંચે તેવામાં શી ઘટના થઇ તે જો. પરણેલો પ્રવાસી કાંઇક કારણસર બીજા વાહિતની જોડે વાત કરવા જરા પાછળ રહી ગયો ને નીર્લોભી પ્રવાસી થેલી લઇને ચાલતો હતો તેની પાછળ પેલી સ્ત્રી ચાલતી હતી. અને તેઓને વેળાસર પકડી પાડવાને પરણેલો પ્રવાસી વેગબંધ પાછળ ચાલતો હતો. એવામાં સુલતાનનો સીપાઈ આવી પહોંચ્યો ને પરણેલા પ્રવાસી જોડે તેની સ્ત્રી ન હતી તેથી તેણે સુલતાનની આજ્ઞા અક્ષરશઃ પાળી, અને તેનું મસ્તક સુલતાન આગળ રજુ કર્યું.

સુલતાને તે ગરદન તરફ નજર નાંખીને કહ્યું, "ફરીથી ભૂલ થઈ છે, ખરેખર આ ત્રીજા પ્રવાસીપર ઇશ્વરની મહેર છે. તે તેનું રક્ષણ કરે છે." એવું કરીને તેણે તેને પાછો બોલાવી મંગાવ્યો ને પૂછ્યું "તારા સોબતીઓ ક્યાં છે" તે પ્રવાસીએ કહ્યું "જેણે તેઓને કનક ને કાન્તા આપ્યાં તેણેજ તેમના પ્રાણ લીધા. જે ઇશ્વરને છોડીને મનુષ્યને ભજે છે તેની એવી અવસ્થા થવાનીજ."

આ સાંભળીને સુલતાનનું અંતઃકરણ જાગૃત થયું. તે પ્રવાસીને ઘણું આદરમાન આપીને પોતાને ત્યાં રાખી લીધો. ને તેને ઘણું માન અકરામ આપીને તેના ગૌરવમાં વધારો કર્યો.

---

( ૨ )

મીસર દેશમાં પહેલાં મલુકાર નામનો સત્યવાદીને ન્યાયી રાજા થઈ ગયો. તેના દરબારમાં એક દીવસે એક મહા વિદ્વાન્ બહુશ્રુત અને ઘણી મુસાફરી કરીને દેશે દેશમાં ફરેલો એવો પરદેશી જઈ ચઢ્યો. તેના સંભાષણથી રાજાને ઘણો આનંદ થયો ને તેને પોતાને ત્યાંજ રાખી લીધો. ધીમે ધીમે રાજાને તે પરદેશી ઉપર એટલી તો માયા થઈ કે એક પળવાર પણ તે તેનાથી વિખુટો પડતો નહિ. આથી કરીને રાજાના એક મત્સરી વજીરને ઘણી અદેખાઇ આવી ને તેણે પરદેશીનું કાસળ પતાવવા વિચાર કર્યો.

વજીરે બહારથી મોગ આદર બતાવીને પરદેશીને પોતાને ત્યાં જમવા તેડયો ને નાના પ્રકારની રસોઇઓ તૈયાર કરાવી. તેમાં એક લસણની વાની તૈયાર કરાવી. ભોજન ઘણું સ્વાદીષ્ટ થએલું ને વજીરે એટલો આગ્રહ કર્યો કે પરદેશીથી હદ ઉપરાંત ખવાયું અને તેમાં લસણની વાનીનો વધારે ઉપયોગ થયો.

જમી રહ્યા પછી વજીરે પરદેશીના કાનમાં કહ્યું કે " આજ રાજા પાસે જશો નહિ! તેમને લસણની ગંધનો ઘણો કંટાળો છે."

તેથી પરદેશી રાજા પાસે ન જતાં પોતાના મુકામે ગયો. પરદેશી ન આવ્યો તેથી રાજા તેની વાતની માફક રાહ જોતો હતો એવામાં કપટાચાર્ય વજીર ત્યાં ગયો. તેને રાજાએ પૂછ્યું કે " હજુ દરવેશી કેમ ન આવ્યા ! " ત્યારે વજીરે કહેવાનું હોય એમ મ્હોં કર્યું પણ જાણે જીભ ન ઉપડતી હોય એમ બેસી રહ્યો. તેથી રાજાએ તેને ઘણો આગ્રહ કર્યો ત્યારે તે દંભી વજીર હળવે હળવે બોલ્યો " નામવર ! દરવેશી કહે છે કે નામદારના મ્હોંમાંથી ખરાબ બદબો આવે છે તેથી નજીક બેસાતું નથી તેથી તે આજે આવનાર નથી " એમ કહીને વજીર પોતાને ઘેર ગયો રાજાને વજીરના વચન પરથી ઘણો ગુસ્સો ચઢ્યો ને તેણે દરવેશીને બોલાવી મંગાવ્યો.

એક તો લસણ ખાધેલું વિશેષ, અને વજીરના કહેવા પ્રમાણે રાજા ગુસ્સે થશે એમ સમજી દરવેશી આવીને દૂર બેઠો. રાજાએ ઘણો આગ્રહ કર્યો છતાં નજીક આવે નહિ. છેવટે ઘણા આગ્રહને લીધે નજીક આવીને બેઠો પણ મોઢું આડું રાખીને દરવેશી વાત કરવા લાગ્યો. તે ઉપરથી રાજાને વજીરના વચન પર વિશ્વાસ બેઠો ને દરવેશીની ટાટ પાણીએ ખસ કાઢવા નિશ્ચય કર્યો.

મલુકાર રાજાનો એક ગુપ્ત સંકેત એવો હતો કે જ્યારે રાજાની કોઇના પર ઇતરાજી થાય ત્યારે તેને પુષ્કળ ધન આપજો એવી ચીઠ્ઠી લખી આપીને નદી પારના સંસ્થાનના અધીકારી પાસે મોકલવામાં આવતો અને તે અધિકારી તેવી ચીઠ્ઠી લાવનારને ગુપ્ત રીતે મારી નંખાવતો. તે ગુપ્ત પ્રબંધની ખબર રાજા અને તે સંસ્થાનના અધિકારી સીવાય બીજા કોઇને ન હતી. તે ગુપ્ત સંકેત મુજબ રાજાએ દરવેશીને પુષ્કળ ધન આપજો એવી ચીઠ્ઠી લખી આપીને નદી પારના સંસ્થાનના અધિકારી પાસે જવા કહ્યું.

દરવેશી તે સંસ્થાનના રસ્તાથી અજાણ્યો હોવાથી તેણે તે ચીઠ્ઠી વજીરને બતાવી, તે કપટી વજીરને રાજાના ગુપ્ત સંકેતની ખબર નહિ હોવાથી તેણે તે ચીઠ્ઠી દ્રવ્યની લાલચથી એક હજાર મહોર માટે ખરીદી લીધી. બીજે દીવસે વજીર ખરીદેલી ચીઠ્ઠીનાં નાણાં લેવાને

સંસ્થાનના અધીકારી પાસે ગયો. ત્યાં તેનાં કાળાં કૃત્યનો હિસાબ આપવા માટે કિરતારની દરબાર તરફ તેને રવાના કરી દેવામાં આવ્યો.

ત્રીજે દીવસે લસણની તમામ ગંધથી મૂક્ત થઇને દરવેશી નિત્ય પ્રમાણે રાજા પાસે ગયો. તેને જોઇને રાજા અચરત થયો. પણ પૂછ્યું કે પરમ દિવસે કેમ મારી પાસે ન-હોતા બેસતા તે પરથી નિખાલસ દરવેશીએ ખરી હકીકત જાહેર કરી તેથી રાજાના વઝીરનું કાવત્રું સમજાયું. એવામાં નદિ પારના સંસ્થાનના આધિકારીનો રૂક્કો આવ્યો કે "ફરમાન મુજબ વઝીરને દોજખના ખાડામાં ધકેલ્યો છે" તેથી રાજા બોલી ઉઠયો "રામ રાખે તેને કોણ મારે."

× × × × × ×

( ૩ )

એક પ્રવાસી પોતાની સાથે સોના મહોરોથી ભરેલી થેલી લઇને પરદેશ જતો હતો. રસ્તે ચાલતાં સાંજ પડી ગઇ તેથી તેણે ના છુટકે એક ઝુંપડીમાં પોતાનો મૂકામ કર્યો. તે ઝું-પડીમાં એક મજુર, તેની સ્ત્રી ને તેનો એકનો એક દીકરો રહેતાં હતાં. રાત્રે વાળુ કરીને પ્રવાસીને સુવા માટે એક જગા બતાવવામાં આવી, ને મજુરે પોતાની ગરીબ પથારી તેને સ્વાધીન કરી. પ્રવાસીની વર્તણુંક પરથી મજુરની સ્ત્રી ચેતી ગઇ કે પ્રવાસી પાસે ઘણું જોખમ છે. તેથી પ્રવાસી ઉંઘે છે કે જાગે તેની ખાતરી કર્યા પછી પોતાના પતીને ઝું-પડીમાં ખૂણે લઇ જઇને કહેવા લાગી.

"પ્રવાસી પાસે પુષ્કળ ધન છે. તે તેને જરૂરનું નથી અને આપણે ભૂખે મરીએ છીએ માટે તેને મારી નાંખી તમામ ધન લઇ લઇએ."

મજુર બોલ્યો "અરે મૂર્ખ ! એ શું બોલે છે. જાત મહેનતથી કમાયેલું ધન તે રોટ-લામાં જેટલી મીઠાસ તેટલી બીજા કશામાં નથી. ચોરીનો માલ કદી શી કે ચરેજ નહિ, અને તેમાં વળી ચોરી કરવામાં એક માણસનું ખુન !"

સ્ત્રી બોલી "જાઓ જાઓ, તમે તો અક્કલ વિનાના રહ્યા. ઘેર બેઠે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જાઓ છો. આવો લાગ વારે વારે મળતો નથી આ નિર્જન વનમાં ચોરી કે ખુન જોનાર કોણ છે."

મજુર બોલ્યો "જોનાર કોણ છે? ઝાડે ઝાડે ને પાંદડે પાંદડે પરમેશ્વર ઉભો રહીને જુએ છે."

સ્ત્રી બોલી "જોયું જોયું. પરમેશ્વર જોતો હોય તો કદી ચોરી થાયજ નહિ. પૂરાણવાળા કહે છે કે પરમેશ્વર નર્કમાં નાંખશે, આવતે અવતાર દુઃખીઆં કરશે તે બાબત શી ખાતરી છે? આ જન્મે આવતી કાલે શું થશે તે કોઇ જાણતું નથી તો આવતે જન્મે શું થશે તે કોણ જાણે છે? માટે જરા હિંમત કરીને પુરૂષના નસીબ આડે પાંદડું; તે પાંદડું કાઢી નાંખો ને ધન મેળવીને સુખી થાઓ ને કરો.

મજુર બોલ્યો "પરમેશ્વર ધણી ખરી કર્મ કરણીનાં ફળ આ જન્મમાંજ ચખાડે છે. જોને તારા આવા પાપી વિચારો છે તેથી આપણે દીકરો કેવો પાપી ને ક્રુર અનીતિમાન નીકળ્યો છે, માટે ખોટા વિચાર મૂકી દે."

મજુરની સ્ત્રી પોતાના પર આક્ષેપ થતો જોઇને ગુસ્સામાં ને ગુસ્સામાં બબડતી બબડતી ઝુંપડીમાંથી બહાર નીકળી, તેવામાં અચાનક પ્રવાસીની આંખ ઉઘડી ગઇ. તેને કાંઇ સંભળાયું નહિ, પણ રાત્રિના સમયમાંઆવી વિચિત્ર ઘટના જોતાં તેની અસાધારણ સુચકતા જાગૃત થઇ ને તે મોરોની થેલી સાથે ઝાડ પર ચઢી જઇને શું થાય છે તે જોવા લાગ્યો.

એવામાં પેલા મજુરનો છોકરો જેનામાં પોતાની માના ગુણો સંપૂર્ણ ઉતરી આવેલા હતા તે અડધી રાત સુધી પાસેના ગામડામાં વિષય તથા મદીરા સુખ યથેચ્છ ભોગવીને પાછો આવ્યો, અને પેલા પ્રવાસીની ખાલી પથારીમાં પડ્યો જે તરતજ ઘસઘસાઇ ઉંઘી ગયા. તે પછી પેલી કરપીણ સ્ત્રી ત્યાં લોખંડનો એક પાવડો લઇને આવી અને ઊંઘતા મનુષ્યને પ્રવાસી સમજીને તેના મસ્તકપર પાવડાના પાછલા ભાગથી સખ્ત પ્રહાર કર્યો. તેથી ઊંઘતો માણસ સું કે ચાં કર્યા શીવાય તરતજ પોતાની કરણીનો જવાબ આપવા માટે કિરતારની હજુરમાં હાજર થઇ ગયો, તે સ્ત્રીએ મૃત-પ્રેતને ફેરવી ફેરવીને તપાસ્યું પણ મોરોનીની કોથળી કયાંઇ પણ સંતાડેલી નજરે આવી નહિ. તેથી કંટાળીને તે તેના ધણી પાસે ગઇને એ બાબતની તમામ હકીકત તેને કહીને તે પ્રવાસીને દાટી દેવા મદદ કરવા આગ્રહ કરી. તે મજુર ભારે હૃદયથી ઉઠયો ને થોડી વારમાં તેણે એક ઉંડો ખાડો ખોદી તૈયાર કર્યો. તેની સ્ત્રી ફરીથી મોરોની થેલીની બારીક તપાસ કરવા હાથમાં દિવો લઇને આવી. દિવાનો પ્રકાશ પ્રેત પર પડતાંજ તેને ખરૂં દૃશ્ય દેખાયું—પ્રવાસીને બદલે પોતાના દીકરાનું ખૂન થયલું જણાયું. તે થર થર ધ્રુજવા લાગી તેના હાથમાં દીવા સાથે તે પડી ગઇ ને તેનાં કપડાં જોત જોતામાં સળગી ઉઠયાં પેલો મજુર ત્યાં આવી પહોંચતાં પહેલાં તો તે સખ્ત દાઝી ગઇ ને તરતજ મરણ પામી. તે બંનેને તૈયાર કરેલી કબરમાં નાંખીને પેલો મજુર ખિન્ન ચિત્તે ઝુંપડીમાં જઇને બેઠો; પેલો પ્રવાશી પણ ચુપ ચુપ ઝાડ પરથી નિચે ઉતરીને ઇશ્વરની કૃપા બદલ ઉપકાર માનતો માનતો ચાલતો થયો.

" મનોરંજન "

---

## श्री सद्गुरु प्रबोधित शिष्यना उदगार.

(વસ્તી શોભા છે ઘરવાળા, એ લય.)

અમને લાગી સ્વરૂપ શું તાળી, રહીએ અમે બ્રહ્મમાં મહાલી.
બ્રહ્મવિના આ સચરાચરમાં, કશું ન શકતા ભાળી,
દૃષ્ટિગોચર અને અગોચર, બ્રહ્મવિના નથી ઠાલી. અમને૦
અખંડ છવન કેરી અમમાં, લતા રહી હરિયાળી,
કોટિ ઉપાયે કોથી ન ત્રૂટે, કે ન શકે કો બાળી. અમને૦
મહાનંદનો સાગર ઉલટયો, શકે ન કોઇ પ્રમાળી,
મર્યાદિત કરવાને કોઇ, બાંધી શકે નહિ પાળી; અમને૦
તત્વામૃત ભોજનની નિકટે, ભરી સુવર્ણની થાળી;
નવીન નવીન બળ અર્પે ક્ષણ ક્ષણ, ખાતાં થાય ન ખાલી; અમને૦
સ્વરૂપ પુષ્ટિની તનમન ઉપર, છવાઇ રહી છે લાલી,
બ્રહ્મભુવનમાં અમો વસું જ્યાં, સદાય જ્યોતિજ્વાલી. અમને૦
સૂક્ષ્મ પ્રદેશે મોજથી ફરીએ, શકાય કોથી ન ખાળી,
મંદ પવનથી મસ્ત મહાલે, જેમ તરુવર ડાળી. અમને૦
ચિતિ વિહંગ[1] બની સ્વરૂપાકાશે, ઉડીએ ફરરર ફાલી;
અખંડ વાસ ગગનમાં કરીએ, શકે ન કોઇ નિહાળી. અમને૦

श्री उपेन्द्र.

---

૧. ચિતિરૂપ પક્ષી.




શનૈઃ શનૈઃ વાદળની ઘનઘોર ઘટા ઓછી થવા લાગી; અને થોડીજ વારમાં વાદળ સ્વચ્છ બની ગયું. નીલા નીલા નિર્મળ આકાશના પોલાણમાં ઉંચાં ઉંચાં શિખરો સ્પષ્ટ જણાવા લાગ્યાં. તેના ઉપર શ્વેત હિમ પણ ઠરેલું હતું. ઉંચી ઉંચી ટોચો દૂર સુધી માલમ પડતી હતી. પૂર્વ દિશાનું એક શૃંગ હિમ શૂન્ય હતું. તેના ઉપર એક જ્યોતિર્મય તેજઃપુંજ દૃષ્ટિગોચર થતો હતો હિમ શુન્ય ભાગમાં જ્યોતિની પ્રભા અવર્ણનીય હતી. તે પ્રભામાં સમીપનું એક રકત કમલ દ્વિગુણ વૃદ્ધિ કરતું હતું. શી તેની શોભા! જાણે સહસ્રદલ કમલમાં સર્વેશ્વર શેષશાયી ભગવાન વિરાજમાન ન થયા હોય!

એ સુવર્ણમયી જ્યોતિની પાસે બે રૌદ્ર મૂર્તિઓ દ્રશ્યમાન થતી હતી. એ બે કાંઇ પાષાણ પ્રતિમા ન હતીઃ બે મનુષ્યો હતાં. તેઓ છેક નીચેથી ઉપર આવ્યાં હતાં. દૂરથી જ્યોતિને જોઇ તે પ્રાપ્ત કરવાના હેતુથી અથાગ પ્રયત્ને એકેક સમયે તેઓ ઉપર આવી પહોંચ્યાં હતાં. ત્યાં તો પોતાના જેવા બીજાને જોયો. તેઓ એક બીજા તરફ ક્રોધ, ઇર્ષ્યા અને અવિશ્વાસની દૃષ્ટિથી જોવા લાગ્યાં.

"ત્હારૂં અહીં શું કામ છે? આ જ્યોતિ તો મારી છે."

"મૂર્ખ! તું મિથ્યા ન બોલ. એ જ્યોતિ તો મારી જ છે"

આમ બોલતાં બોલતાંમાં તો તેઓના ચ્હેરા ક્રોધથી લાલચોળ થઇ ગયા. ભ્રાતૃભાવને ભુલી જઇ તેઓ નિર્દયતાથી એક બીજા સાથે બથંબથ્થા કરી લડવા લાગ્યા. બન્ને જાનપર આવી ગયા હતા. જે જ્યોતિ વાસ્તવિક રીતે ઉભયમાંથી કોઇની ન હતી. તેને માટે ખુબ વાર સુધી તેઓ લડયા, રકતની ધારાઓ છૂટી, અને રકતાભિશરણથી પેલું કમળદલ પુષ્પ ઢંકાઈ ગયું. અકસ્માત એ બે વચ્ચે અંધકારનો પડદો પડયો. એ પડદાનું નામ 'મૃત્યુ' હતું. બસ, મામલો ખતમ! એકી સાથે બન્ને મનુષ્યો નાશ્યાં; તેમની સાથે અંધકારનો કાળો પડદો પણ ખરી ગયો, સમયાંતરે પેલું ફૂલ અને જ્યોતિ હતાં તેવાં પ્રદિપ્ત થયાં.

× × × + × ×

હમણાં જ્યોતિની સામે બે સ્ત્રીઓ નજરે પડે છે. બન્નેને મસ્તકે બહુમૂલ્ય રત્નજડિત મુકુટ છે, અને શરીર સુંદર વસ્ત્રાભુષણોથી સુસજ્જિત છે. તે બન્ને એક સુંદર નાનાં બાળકને ખેંચાખેંચ કરતી કરતી જ્યોતિ ભણી આવે છે. હાલ તેઓ જ્યોતી સમીપ આવી પહોંચી છે, ત્યાં બેસીને તેઓ એક બીજા પ્રતિ અનિમિષ નયને જુવે છે. એક કહે છેઃ—

"પ્રેમના હાથ છોડી દે. હું હમણાં મારે ઠેકાણે આવી પહોંચી છું. મારા સૌન્દર્યના પ્રભાવથી 'જ્યોતિ' અને 'પ્રેમ'ની હું અધિકારિણી થઇ છું."

આ સાંભળી બીજીએ ક્રોધ સહિત કહ્યુંઃ—"રે દુષ્ટા! મારી સમક્ષ તારા સૌન્દર્યનું

શું અભિમાન? હું આ સંસારની રાણી છું. 'પ્રેમ' મારો સેવક છે, અને 'જ્યોતિ' મારી જન્મનીજ દાસી છે. બસ, અધિક ખટપટ ન કર. 'પ્રેમ' અને 'જ્યોતિ' બન્ને મારાં છે."

અંધકારનો પડદો ફરી પડ્યો, અને બન્ને સ્ત્રીઓ અંધકારમાં વિલિન થઇ ગઈ; પરંતુ તે બાળક અને જ્યોતિ તો તેમનાં તેમ રહ્યાં.

× × × × × ×

જ્યોતિ સમીપ ફક્ત એક યાત્રાળુ આવી પહોંચેલો જણાય છે. તેના શિર પર કાંઈ વસ્ત્ર જણાતું નથી. તેણે જ્યોતિની સામે પુલકિત નયને જોયું. જુઓ, જુઓ! તેનામાં એક પ્રકારની ઉત્સાહોર્મિ ઉભરાયલી જણાય છે. જો કે તે પરિશ્રમિત છે. છતાં પણ તેના ચહેરા ઉપર થાક કે ચિન્તા જણાતાં નથી; ફક્ત તેજોમયતાજ જણાય છે. તે પ્રસન્નતાસહ કાંઇક બોલે છે; સાંભળો:—

"પ્રભો! તને ધન્ય છે. જ્યોતિ અનંત છે."

પાંખાળું બાળક 'પ્રેમ' હજુ સુધી રડયાંજ કરતું હતું, તેણે પાસે જઈ યાત્રાળુ મુમુક્ષુની યાદદાસ્તી કરવા માંડી તદુપરાંત બ્હીતાં બ્હીતાં પૂછ્યું; "તમે કોણ છો, કે આટલા પરિશ્રમ ઉપરાંત પણ કૃતજ્ઞના અને શાન્તિના શબ્દો તમારા મુખથી કાઢોછો—નહિ કે અભિમાન યુક્ત." આ સાંભળી મુમુક્ષુએ કહ્યું; "સંસારમાં મારું કોઇ સહાયક નથી. બધાજ મારી ઘૃણા કરે છે. મારે માટે દયાનો એક પણ શબ્દ કોઇ ઉચ્ચારતું નથી. મેં એકલાએ જ્યોતિર્મય પરમાત્માને ઢુંઢવા માંડ્યા, અને તેમ કરતાં કરતાં હમણાં અત્રે આવી પહોંચ્યો છું. જ્યોતિર્મય પરમ શક્તિ ભગવતીએ મારી મનઃકામના સિદ્ધ કીધી છે. એની હું પ્રશંસા કરૂં છું. સંસાર પ્રત્યે હું ઘૃણાની દ્દષ્ટિથી જોઉં છું; કારણ કે મારૂં નામ 'સત્ય' છે—સંસાર અસત્ય છે." પડદો ફરી પડ્યો—પણ આ વખતે પડદો જ્યોતિ પૂર્ણ હતો—અને એ સુવર્ણમય જ્યોતિમાં સર્વ કાંઇ લીન થઇ ગયું. દુઃખી 'સત્ય' જ્યોતિના અમૃતનું પાન કરી શક્યા, અમૃતના પાનથી સબળતા પ્રાપ્ત કરી હંમેશને માટે અખંડ વિશુદ્ધ શાન્તિમાં લુપ્ત થઈ ગયા. સર્વત્ર પ્રકાશ વિસ્તૃત થઈ પસરી ગયો. દૂરથી ગાન્ધર્વાદિના ગાનમાં સર્વ કાંઈ ડોલવા લાગ્યું.

સત્ય જ્યોતિર્લિંગ મહાત્મન્ પરમ દયાળુ સર્વેશ્વર નજદીક જઈ શકે છે, પણ તે પ્ર-
મવા... પ્રમાણે ગુણ હોય ત્યારેજ. પ્રેમ ઉપરાંત ભ્રાતૃભાવાદિ સદ્ગુણો હોવાની
તત્વામૃત ભો. વિનય અને કૃતજ્ઞતા, શાંતિ અને શુદ્ધતા—એની પણ કાંઇ
નવીન નવીન બ... અભિમાન, અવિશ્વાસ વગેરેનો સંપૂર્ણ વિલય થયો જોઇએ.
સ્વરૂપ પુષ્ટિની તનમન ઉપર, છવાઇ રહ... તેમનામાંથી એ સર્વ વિલય થયેલું
બ્રહ્મભુવનમાં અમો વસું જ્યાં, સદાય જ્યાં... ફેરામાં પડ્યાં. ત્યારે ત્રીજા
સૂક્ષ્મ પ્રદેશે મોજથી ફરીએ; શકાય કોથી ન... સર્વ ગુણો—સત્ય, કૃતજ્ઞતા,
મંદ પવનથી મસ્ત મહાલે, જેમ તરુવર ડાળી. અમર શાન્તિવાળા સ્થાનમાં
ચિતિ વિહંગ[1] બની સ્વરૂપાકાશે, ઉડીએ ફરરર
અખંડ વાસ ગગનમાં કરીએ, શકે ન કોઇ નિહાળે. શાન્તિઃ શાન્તિઃ

મણગંડમ,

૧. ચિતિરૂપ પક્ષી.

# વ્યવહારમાં સંસારત્યાગ.

(અનુસંધાન ગતાંકથી.)

આ પ્રમાણે યથાર્થ ત્યાગથી યથાર્થ સુખ મળી શકે છે, દ્રવ્ય પદાર્થ નાશવંત છે અને તેથી તેમાંના મમત્વનો ત્યાગ કરવો એજ યથાર્થ ત્યાગ છે. જેઓએ મમત્વનો ત્યાગ કરેલો હોય તેઓ સંસારી છતાં પણ ભગવાં વસ્ત્ર ધારી મમત્વથી બંધાયલા ત્યાગીઓ કરતાં હજાર દરજ્જે શ્રેષ્ટ છે. મમત્વનો ત્યાગ કરવા અર્થેજ આ પોતાનાં માની લીધેલાં સગાં સંબંધીઓનો ત્યાગ કરી, ધોળાં કપડાં ને બદલે ભગવાં વસ્ત્રો ધારણ કરી, ત્યાગીના વેષમાં વનમાં જઇ રહેવાનું વિધાન શાસ્ત્રોમાં કહેલું છે. આમ છતાં પણ ઘણા આજકાલ તો વ્યવહારમાં કાંઇક કલેશનો કે દુઃખનો અનુભવ થયો કે ઝટ લઇને ઝોળી ભરવી ચાલતા થાય છે. અને તેથી તેમ છતાં પણ દ્રવ્ય પદાર્થ પ્રતિનો મોહ છુટેલો નહિ હોવાથી તેઓ ફરી નવેસરથી, ચેલા અને મઠ રૂપી કુટુંબકબીલો વસાવી ખરા ગૃહસ્થ બનીને ભગવાં વસ્ત્રરૂપી ઓથામાં પેસી પોતાની વૃત્તિઓને પોષે છે, અને તેથીજ તેમને ત્યાગનું યથાર્થ ફળ મળેલું જણાતું નથી. આ સંબંધી એક બનેલું દ્રષ્ટાંત વાંચવાથી વધુ ખાત્રી થશે.

આ લેખક જ્યારે સર્વીસમાં હતો ત્યારે તેની પડોશમાં એક વેપારી વર્ગનો માણસ રહેતો હતો. આ માણસ ભર યુવાન વયનો હતો. તે કોઈ કોઇ વાર આ લેખક પાસે આવતો અને કાંઇક પુસ્તકો વાંચવાનાં લઇ જતો. તેને એક શુદ્રજાતિના બાવો થઇ ગયેલા માણસ સાથે મિત્રાચારી થઇ હતી. આ માણસ દુકાનેથી પોતાનું કામ આટોપી, તે બાવાને ત્યાં જતો, અને તેનાથી ગૃહસ્થાશ્રમ કરતાં ત્યાગી થવામાં કાંઇક સુખ મળે છે એવો તેનો વિચાર થયો. આ માણસ ઘણોજ ક્રોધી હોવાથી તેની બૈરી સાથે તેને એક દિવસ પણ બનતું નહિ. દરરોજ તે પોતાની બૈરીને મારતો અને ઘરનાં હાંલ્લાં, પાણી પીવાનાં માટલાં, વિગેરે ક્રોધના આવેશમાં આવી ફોડી નાંખતો. આ ક્રુર માણસથી તેની બિચારી ગરીબ બૈરી પણ કંટાળી ગઇ. કારણ કે ઘરમાં બગાડ થાય અને માર તો રોજ પડયાંજ કરે. આમ રોજ થયાં કરે, એક વખત તે બૈરી સાથે તેણે ખુબ મારઝુડ કરી અને રાત્રિના વખતે કાંઇક રોકડ રકમ લઇ પોતાના એક સગાને પણ સાધુ થવાનું લલચાવી બંનેજણ પોબારા ગણી ગયા. બીજે દિવસે તેના ભાઇઓએ તથા બૈરીએ તપાસ કરી પણ કાંઈ ભાઇનો પત્તો ખાધો નહિ, જેથી તે સર્વ પેલા શુદ્ર જાતિના બાવો બની બેઠેલા માણસ પાસે ગયા. અને તેને ધમકાવી કહ્યું કે, અમારો... ભાઇ કયાં છે તે બતાવો, તમારી શીખવણીથીજ તે જતો રહ્યો છે. માટે બતાવો નહિતો તમારી વલે કરીશું. આ બાવો તો આવુંછું કહી પાછલી બારીએથી પોબારા ગણી ગયો. તે જણાયોજ નહિ. આથી તે માણસો ત્યાંથી ચાલ્યા ગયા અને પછી દેશપરદેશ ખબર કઢાવી પણ કાંઇ પત્તો ખાધો નહિ. આખરે રડી કકળી મન વાળી બેસા.

હવે પેલા ભાઇ તો પોતાના સગા સાથે નાસી ગયેલા તે કાશી વિગેરે સ્થળે ફર્યા. તે પણ જાતે શુદ્ર એટલે તેમને સંન્યાસની દિક્ષા તો મળી શકી નહી જેથી પોતે પોતાની મેળે ભગવાં વસ્ત્રો ધારણ કરી માથું મુંડાવી ફરવા લાગ્યા, જ્યાંસુધી પાસે નાણાં હતાં ત્યાં સુધી તો વાંધો પડયો નહિ, પણ પછીથી તો ખાવાના પણ સાંસા પડવા લાગ્યા, અને ભિક્ષા માગવા છતાં કોઈ આવા અર્ધ દગ્ધ સાધુને કાંઇ આપતું નહિ. તેથી અંતે નિરાશ થઇ મુંબાઇ તરફ પાછા આવ્યા. હવે તે બેમાંથી તેની સાથેનો તેનો સગો તો મૃત્યુવશ થયો, એટલે ભાઇ પડયા એકલા. આમ તેમ ફર્યા પણ કોઇ મઠ કે ગાદી તો મળી નહિ. એટલે કાંઇક ધંધો કરવાનો વિચાર થયો. પણ ભગવાં ધારણ કરી ધંધો તો થાય નહિ, અને ધંધો થાય નહિ તેથી ખાવપણ શું, આથી તેમણે નક્કીતો કર્યું કે ધંધો તો કરવોજ અને તે એવો કરવો કે જેથી લોકો પણ ભગવી ચિંથરીને બ્હાને તે ધંધાને ઉત્તેજન આપે. આથી તેમણે એવી કોઇ નવીન સંસ્થા સ્થાપન કરી તે સંસ્થાદ્વારા અન્ય માણસોને લાભ કરવાની યોજના ઘડી પોતે તેના વ્યવસ્થાપક બની એક ફંડ ઉભરાવ્યું. આ જે ભગવી ચીંથરીને બાને લોકો શીદા થઇ જતા હોવાથી ફંડ પણ થયું અને તેના વડે પોતાની નવી યોજનાનો ધંધો ધમધોકાર ચલાવવા માંડયો. હવે તો તે એક ઓફીસ, મકાન, કારકુન વિગેરેની એક પેઢી સ્થાપી પોતે તેના માલીક બની સંસારમાં તાજવાંની ડાંડી નમાવીને નહોતા કમાતા તે કરતાં હજાર ઘણી વધારે કમાઇ કરવા લાગ્યા, અને ભગવી ચીંથરીને ઓથે મોટી પેઢીના શેઠ બની પોતાનો ધંધો ધમધોકાર ચલાવવા માંડયો. અને જ્યાં નાણાં થયાં એટલે પછી તો નોકરચાકરથી સેવાતા, હાજી, જીસાહેબના, ઉદ્‍ગારો સાંભળતા મહાત્મા બની બેઠેલા શેઠ તો એક સંસારી કરતાં પણ વિશેષ સુખનો અનુભવ કરવા લાગ્યા.

આ ભાઇની બૈરી તો તેના નાસી જવાથી થોડાજ મહીના પછી છોકરાંને લઇ પોતાને પીયેર ગઇ અને ત્યાંજ મરી ગઈ. આ ભાઇ બૈરીથી કંટાળેલા હોવાથી આ રસ્તો શોધી કાઢયો હતો. હવે આવા ત્યાગીઓ જ્યાં થતા હોય ત્યાં યથાર્થ ત્યાગી શોધવા જતાં ક્યાં મળે. જ્યાં સુધી આ સંસાર વ્યવહારના પદાર્થો પ્રતિનું મમત્વ છુટયું હોતું નથી ત્યાં સુધી ગમે તેટલાં ભગવાં પહેરવાથી કોઇ ત્યાગી બની શકતું નથી. જેમ એક બેરીસ્ટર પોતાનો ઝભ્ભો ચઢાવે છે તે ઝભ્ભો તે તેને બેરીસ્ટર તરીકે ઓળખાવનાર એક ચિન્હ છે તેવીજ રીતે ભગવાં વસ્ત્રો એ તે માણસ ત્યાગી છે તેને ઓળખાવનાર એક ચિન્હ છે. અને ભગવાં વસ્ત્રધારી મનુષ્યને જોવાથી તેમજ તેના ભગવાં વસ્ત્રરૂપી ચિન્હથી તે ત્યાગી છે એમ ઓળખી શકાય છે, પણ જો તેણે યથાર્થ ત્યાગને ગ્રહણ કરેલો હોતો નથી તો તેથી કાંઇ ભગવાં વસ્ત્રથી તેને ત્યાગનું ફળ મળતું નથી. જો તેને તે આશ્રમનું યથાર્થ ફળ મેળવવું હોય તો પછી તેણે સમગ્ર દશ્ય પદાર્થ પ્રતિના મમત્વનો ત્યાગજ કરવો જોઇએ. તેણે તો માત્ર પોતાની વૃત્તિઓને પરમાત્મા પ્રતિજ વાળવી જોઇએ. અને આ જગત્ નાશવંત છે, એ વિચારથી કોઈપણ વસ્તુપ્રતિ સુખબુદ્ધિ ન સ્થાપતાં માત્ર અખંડ આનંદસ્વરૂપ પરમાત્મા તરફજ પોતાની સર્વ વૃત્તિઓને વાળી માત્ર ઉદર પોષણ જેટલાજ કાર્ય સિવાયનો બાકીનો સર્વ સમય પ્રજ્ઞાનુસંધાનમાં ગાળવાથીજ તેને યથાર્થ સુખનો અનુભવ થાય છે, અને ત્યારેજ તેને યથાર્થ ત્યાગનું ફળ મળે છે.

---

# મહાન પુરુષોના જીવનમાંથી મળતો બોધ.

( લેખક શ્રીયુત પ્રેમશંકર નારણજી દવે. )

( અનુસંધાન ગતાંકથી. )

૬

સારી અગર માઠી ટેવોની અસર આપણા મન ઉપર કેવી થાય છે, તે આપણે જોયું, બેશક આવી ટેવ કોઇ પ્રસંગે ઢંકાઈ જાય, અને કદાચ તેના ઉપર અંકુશ રાખી શકાય છે, પરંતુ તે ટેવ ભાગ્યેજ નિર્મૂળ કરી શકાય છે. જેટલા જોરથી આપણે તેને નાબુદ કરવા ઇચ્છીએ તેટલાજ પ્રમાણમાં તેની પ્રતિક્રિયા થાય છે. આપણી ઇંદ્રિયો એ અશ્વ છે, અને તેનો સ્વભાવ દોડવાનો છે, અનિયમિતપણું, આળસ કે દુર્ગુણ રૂપી રોગને વશ થયેલ તે ઘોડો જો ચાલવામાં શિથિલ જણાય ત્યારે તેને ચાબુક મારી તેના મૂળ સ્વભાવમાં લાવવા આપણે પ્રયત્ન કરીએ તો શું પરિણામ આવે તે આપણે જાણીએ છીએ. ચાબુકના મારનું ભાન જ્યાં સુધી તે ઘોડાને રહેશે ત્યાં સુધી તે પોતાની મંદગતિ ત્યજી તેજી બનશે, પરંતુ તે મારની પ્રતિક્રિયા થતાં તે ઘોડો હતો તેથી વિશેષ નિર્માલ્ય થઈ જશે. તમારી ઈંદ્રિયો તથા મન અનેક રોગો અથવા દુર્ગુણોથી પીડાઇ પોતાના સ્વાભાવિક ગુણોને ક્રિયામાં મુકી ન શકતી હોય, અને તમે "સ્મશાન વૈરાગ્ય" જેવા ક્ષણિક જુસ્સાથી તેને અંકુશમાં રાખવા ઇચ્છિશો અને કદાચ તેમ કરશો તો થોડા દિવસ તમે તે ટેવથી મુક્ત થયેલ જણાઈ પછી તેનાજ ગુલામી બંધનમાં વિશેષ સપડાશો, તેનો શું તમને અનુભવ નથી?

પોતાની અમુક ટેવ નાબુદ થઇ ગઇ છે, તેવો વિશ્વાસ મનુષ્યે રાખવો ન જોઇએ, કારણ તે ટેવ અમુક વખત સુધી દબાઈ રહેલ જણાશે, પરંતુ પછી કોઈ પણ મોહ અથવા લાલચ દેખાતાં ફરીથી ઉત્પન્ન થયા વગર રહેશે જ નહિં. ફોસ્ફરસ વર્ષો સુધી પાણીમાં રહે છતાં, સળગી ઉઠવાનો પોતાનો સ્વભાવ શું તે ત્યજી દે છે? પ્રતિકૂળ સંજોગોમાં કદાચ તે ઠંડી વસ્તુ જેવો જણાય, તો તેણે પોતાનો ગુણ ત્યજી દીધો છે એમ સમજવું? ના. ખુલ્લી હવા સાથે તેનો સીધો સંયોગ થતાં જ તે આપોઆપ સળગી ઉઠશે. તમારી ટેવો કદાચ પ્રતિકૂળ પ્રસંગને લઇ દબાઇ ગયેલ જણાતી હશે તો પણ શું થઇ ગયું? બીલાડીના ટોપ માફક તે તો ચોમાસામાંજ ઉગે. શિલા--શ્વાનના દૃષ્ટાંતો આપી ક૦ દ૦ ડા૦ એ આપણને શિખવ્યું છે કે "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" અને આ વચનો બેશક યથાર્થ છે. આમ છતાં પણ આવી માન્યતાને છિન્નભિન્ન કરવાને મનુષ્ય પાસે યુક્ત છે, સારી કે ખરાબ ટેવની વિરૂદ્ધ ક્રિયા બજાવવા ચાવી હમેશ તત્પર હોય છે. સ્વામી રામ તીર્થે કહ્યું છે કે "યહ કૌન્સા ઉકદ હૈ, જો વા હો ના શકતા
હિંમત કરે ઇન્સાન તો કયા હો ન શકતા."

તેવીજ રીતે દરેક ટેવની દુર્નિવાર્ય કેદમાંથી છુટવા હજારે રસ્તો ખુલેલ છે.

આપણી ટેવ અને આપણો સ્વભાવ એ આપણા માલીક નથી, પણ આપણે તેના માલીક છીએ. સ્વભાવ અનુસાર વર્તતી વખતે પણ આપણે જાણીએ છીએ કે તેના સામે આપણાથી ટક્કર ઝીલી શકાત, પરંતુ તે સ્વભાવના આ દેરા પ્રમાણે વર્ત્યા પછીજ આપણે સારાસાર વિવેક બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ.

જ્યારે મનુષ્યની ઇંદ્રિયો વિકાર અને સ્વાર્થ તરફ ઘસડાય છે, ત્યારે તેમનું અંતઃકરણ કહે છે કે તેઓ ખરાબ કામ કરે છે. કુદરતનો નિયમ તેને ધિક્કારે છે, અને તેઓ પોતે જાણે છે કે અમારૂં કાર્ય મમતી તથા દોષિત છે. આવા કાર્યમાં ઉત્તેજન નહિં આપવા માટે કુદરત તેના કર્મોનું માનસિક ચિત્ર તેની નજર સામે સ્વપ્નદ્વાર પેદા કરે છે, અને પોતાનું કાર્ય કેટલું નિંદ્ય છે તેનું ભાન તેને તટસ્થ પુરૂષ તરીકે કરાવે છે. ચોરી લબાડી કરનાર કે નીતિનો ભંગ કરનાર પુરૂષ કદાચ કાયદાના પંઝામાંથી સટકી જવા પામે તો શું તેના ઉપરથી જોખમનું વાદળું વીખરાયુ છે એમ આપણે ધારી લેવું? નહિં. પોતાથી થયેલ દુષ્કૃત્યો માટે પોતાનું હૃદયજ તેને ડંખ્યા કરે છે અને જેમ ચોરની નજરે ઝાડનું ઠુંઠું પડતાં તે તેને પોલીસ તરીકે ધારી લે છે, તેમ દુષ્કૃત્ય કરનાર મનુષ્ય પોતાનું પાપ ખુલ્લું થઇ જશે એવા ભયથી હમેશ મુન્જતો જ રહે છે, અને શાસ્ત્રમાં વર્ણવેલ નરકને પોતાના મનમાં અનુભવે છે. સ્વર્ગ અને નરક એવી કોઈ ભૂમિજ નથી. પોતાના સુકૃત્યોથી સંતોષાઈ જે મનુષ્ય આનંદમાં નિમગ્ન રહે છે, તેને માટે આ દુનિયાજ સ્વર્ગ ભૂમિ છે, અને પોતાના દુર્ગુણોનો ઢાંક પીછોડો કરવા એક ખાડામાંથી બીજા ખાડામાં પડવા ઇચ્છનાર મનુષ્ય નરકમાંજ રગદોળાયા કરે છે. પોતાના હાથથી થયેલ ભૂલને તે તાદશ જોઈ શકે છે પરંતુ તેવા કાર્યને ભવિષ્યમાં થતા અટકાવવાની તેની સત્તા નિર્બળ થઈ જાય છે. તેની ઇચ્છાશક્તિ સત્તાહીન હોય છે અને અન્ય વખતે જ્યારે તેવી લાલચો ખડી થાય છે, ત્યારે તેના સામે અટકાવ કરી શકતો નથી. આમ થતાં થતાં અમુક વખત પછી આદત—ટેવ પડે છે.

એ યાદ રાખવું જોઇએ કે જ્યારે જ્યારે કોઇ પણ કાર્ય આપણે ફરી ફરીને કરીએ છીએ, તે જાણે કે આપણા જીવન ક્ષેત્રમાં જુદા જુદા બીજ વાવતા હોઇએ તેમ છે, અને તે દ્વારા સારી અગર ખરાબ આદતોનો પાક આપણે ઉતારીએ છીએ. આવી આદતોનો સરવાળો તેજ આપણા ગુણ દોષ છે, અને તેથીજ Life is a bundle of habits એ વાક્યો યથાર્થ છે. આપણા કર્મ, પ્રારબ્ધ અને ચારિત્ર્યના ઉત્પન્ન કર્તા આપણેજ છીએ, કારણ આ સર્વનું મૂળ, આપણો પ્રત્યેક વિચાર, પ્રત્યેક કાર્ય, અને તેની પુનરાવૃત્તિ છે. તેટલા માટે પ્રત્યેક વિચાર, ઇચ્છા અને કાર્યની થતી પુનરાવૃત્તિ તરફ આપણે વિશેષ ધ્યાન આપવું જોઇએ.

જે કાર્ય આપણે એક બે વખત કર્યું હોય તે તરફ આપણી વૃત્તિઓ સ્વભાવિક રીતે વળી જાય છે, અને તે કાર્ય કરવા માટે આપણે જેટલા વેગથી દોડીએ છીએ તેટલા વેગથી બીજા માર્ગે આપણે ભાગ્યેજ પ્રયાણ કરીએ છીએ. દરેક નવું કાર્ય આપણે સરળતાથી કરી શકતા નથી, અને તેમાં આપણા મનને પ્રેરણા કરવી પડે છે. પરંતુ જેમ ચાલતાં કે ખાતાં આપણે પગને તથા મ્હોંને ખાસ આજ્ઞા કરવી પડતી નથી તેમ તે કાર્ય બે ચાર વખત થતાં થોડું મુશ્કેલ લાગે છે.

તમે ઇચ્છો કે ન ઇચ્છો તોપણ દરેક કૃત્યની છાપ તમારા મગજના તંતુઓ ઉપર પડે છે; અને તેવી છાપ બે ચાર વખત પડતાંજ તે ત્યાં સ્થાયી સ્થાન કરી રહે છે. બાલ્યાવસ્થા અને યુવાવસ્થાનો સમય નવી ટેવો ગ્રહણ કરવાનો છે. ફોનોગ્રાફની સ્વચ્છ પ્લેટ જે જે શબ્દો બોલાય તે શબ્દોને જેમ ગ્રહણ કરે છે તેમ બાળક પણ જન્મથી અજ્ઞાન હોવાથી જે જે આચાર અને વિચાર તેની સમક્ષ જણાય છે તે જાતના સંસ્કાર તેને પડે છે. "આવો, પધારો" અને "મારો, કાપો" એવા વિરૂદ્ધ ભાવના શબ્દો બોલનાર પોપટના બચ્ચાંની કહાણી તમને યાદ હશે. બાળક પણ પોપટ જેટલુંજ નિર્દોષ હોય છે, અને તેથી જેમ ખરાબ ઉનનું બનેલ કપડું કીંમતી થઇ શકતું નથી, તેવીજ રીતે ખરાબ માબાપને ત્યાં જન્મેલ બાળક ઉચ્ચ અને સંસ્કારી થઇ શકેજ નહિં. મીણ જેવા તેના મગજમાં એક વખત સારી યા ખરાબ છાપ પડી, અન્ય વખતે તેનાથી વિરૂદ્ધ સંસ્કાર ન પડતાં, કદાચ તેજ ભાવની છાપ તેના મીણીયા મગજમાં પડતી રહે તો પરિણામે તે છાપ એટલી ઉંડી થાય કે તે બાળક—મનુષ્યની હયાતી સુધી તે છાપ રહે, અને તેને ભૂંસવાના દરેક પ્રયત્ન નિષ્ફળ જાય.

યુવાવસ્થા એ પણ અનેક પ્રકારની છાપ પડવાનો સમય છે, અને આપણા સબંધમાં આવતા દરેક સંજોગ તરફ આપણે જો તટસ્થ ભાવે ઉભા ન રહીએ તો એ નિઃસંશય છે કે તે સંજોગની સારી યા માઠી અસર આપણા મન ઉપર થાય. કોરા કાગળ ઉપર કાંઇક પણ લખાવું જોઇએ, અને એક વખત લખાયું પછી તે થયું ન થયું થનાર નથી, અને લખાયેલ ભાવના જેમ વધારે ઘુંટાતી જાય છે, તેમ તેમ મનુષ્યના જીવનમાં તે વિશેષ સ્પષ્ટ તરી આવે છે, અને મૃત્યુ સુધી ચોંટી રહે છે. જેમ વાઘના શરીર ઉપરના ચટાપટા બદલી શકાતા નથી, તેમ બીલકુલ અવરોધ વગર આખા જીવનમાં પોષાઇ ને પુષ્ટ થયેલ ટેવો એમ તત્કાળ છુટતી નથી. It is difficult to learn but still more difficult to unlearn. ટેવ પાડવી એ જરા મુશ્કેલ છે, પરંતુ કોઈ પણ ટેવને કાઢી નાંખવી એ ઘણું મુશ્કેલ છે.

દૃષ્ટાંત તરીકે, સવાર સાંજ ખુલ્લી હવામાં ફરવા જવાની ટેવ તમને નહિં હોય તો તમને થોડે અંશે આનંદ લાગશે. કદાચ કોઇ પુસ્તકમાં વાંચવાથી અગર કોઇ મિત્રના કહેવાથી તમે જમીને ફરવા જવા ઇચ્છશો તો પહેલાં ચાર–છ દિવસ તમને કેટલી બેચેની જણાય છે તેનો અનુભવ થશે. પરંતુ એક માસ સુધી તેમ કર્યાથી તમને ફરવાની ટેવ પડી જાય અને ફર્યા સિવાય ઠીક ન પડે એવી સ્થિતિમાં પોષ મહીનો આવે અને અત્યંત ઠંડીને લીધે બહાર જવું તમને યોગ્ય ન લાગે તો તમારૂં મન કેટલું ઉચું રહે છે. તેનો પણ તમને અનુભવ થાય. આનું કારણ એજ કે તમો ફરવા જવાની ટેવથી બંધાઇ ગયા છો અને તેમ ન થઈ શકવાથી તમારૂં મન વ્યાકૂળ થાય છે.

આ સારી ટેવનું દૃષ્ટાંત છે. વાર, અનેક મનુષ્યોને ઉંધા સુવાની ટેવ હોય છે. તે સમજતો હોવો જોઇએ કે તેમ સુવાથી તેની શ્વાસેંદ્રિયો દબાય છે, અને ફેફસાં સંકુચિત થઇ જવાથી પુરતો પ્રાણ વાયુ લેવાતો નથી, તે ઉપરાંત શ્વાસ દ્વારા બહાર નીકળતા કાર્બોનિક એસીડ ગ્યાસની બાહ્ય ગતિ માટે પુરતી જગા નહિં મળવાથી શરીરમાંથી નીકળતી

ઝેરી હવાજ પાછી શ્વાસમાં લેવાય છે. આ કારણથી સવારે છાતી દુઃખે છે અને શરીર થાકેલું લાગે છે. આખા દિવસના શ્રમ પછી રાત્રિ આરામ માટે છે, અને એ આરામ પછી મનુષ્ય ચૈતન્યમય થવોજ જોઇએ, છતાં તેના શરીરમાંથી થાક ઉતરતો નથી, તેનું કારણ ફેફસાંનું દબાણું છે એમ તે સારી રીતે જાણે છે, અને તેમ ન થવા માટે તે ચત્તો સુઇ રહેવા વિચાર કરે છે, તેમ વર્તે છે, પરંતુ પરિણામે શું આવે છે તે આપણે જાણતાં હોવા જોઇએ, બેશક તે ૧૦–૧૫–૨૦ મીનીટ સુધી ચત્તો સુઇ રહે છે પરંતુ તેનું શરીર મૂળ સ્વભાવ પ્રમાણે પડયા સિવાય શાંત થતું નથી, અને આપણે જાણીએ છીએ કે એ દુર્ઘટ ટેવને આધીન થઇ તેને ઉંધુ સુવું પડે છે, ત્યારેજ નિંદ્રા આવે છે,

જો કે ટેવનું પ્રાબલ્ય આટલું છે છતાં જગતમાં કોઇ પણ વસ્તુ સ્થિર નથી. અગર ખરાબ વસ્તુનાં રૂપાંતર થયાં કરે છે, તેમજ આ ખરાબ ટેવનું પણ રૂપાંતર થઇ શકે. અને સતત્ પ્રયત્ન કરનારને તેમાં વિજય થાવજ.

આથી આપણે જોયું કે અયોગ્ય ટેવનું બળ જેમ મનુષ્યને સાંડસામાં પકડી રાખી, તેની પાસે તેની મરજીથી વિરૂદ્ધ કામ કરાવે છે, તેજ પ્રમાણે સારી ટેવ, જે સુખને પ્રાપ્ત કરવા મનુષ્ય ઇચ્છે છે તે સુખને સાધનારા કામો તેની પાસે કરાવે છે.

અમુક કાર્યમાં મંડયા રહેવું તેનું નામ અભ્યાસ, અને અભ્યાસ એ માનસિક માર્ગ છે. એ માનસિક માર્ગ જેમ જેમ વપરાતો જાય છે તેમ તેમ તે ઉંડો થતો જાય છે અને તમારો જીવન રથ તેમાં વિના પ્રયાસે ચાલ્યા કરે છે. તે માર્ગ જો ઇષ્ટ હશે તો તમને તમારૂં જીવન આનંદી લાગશે, પરંતુ જો તે અનિષ્ટ હશે તો તેમાંથી નીકળી જવા તમારે મહાન પ્રયત્ન કરવા પડશે.

હિંદુ સંસાર અનેક ઉંડા ઉંડા માર્ગોથીજ ભરપૂર છે. પરંતુ શ્રેયસ્કર માર્ગો કરતાં અનિષ્ટ માર્ગો ઘણા વધારે હોઇ, હિંદના સુધારકો અનિષ્ટ માર્ગોમાં ચાલતા ચક્રને બહાર કાઢવા મથે છે. પરંતુ તે અશક્ય છે, અને આવા સુધારકો હાંસિને પાત્ર થાય છે. બેશક એવા અનેક રીવાજો આપણા સંસારમાં પ્રચલિત છે કે જેને શાસ્ત્ર તરફથી બીલકુલ પ્રમાણ મળતું નથી. ઉલટું શાસ્ત્રના દૃષ્ટાંતો વિરૂદ્ધ વર્તન થાય છે, છતાં તે માર્ગને છોડી વધારે સારો માર્ગ ગ્રહણ કરવા હિંદુ સંસાર હૃદયથી ઇચ્છતો નથી, અને ધર્માદ્ રુઢિ બલિયસી એ શબ્દોને હમેશ યાદ કરે છે. તેનું કારણ એજ કે તનમનને નુકશાન કરનારી તેવી અનેક પ્રથાઓ અને રીવાજો વચ્ચે તેઓ ઉછરેલા હોય છે અને વર્ષો થયાં પડેલ ચીલાને ત્યજી બીજો રસ્તો પાડવાનું તેમને સુઝતું નથી. પોતાના રીવાજો કેટલું નુકસાન કરે છે તે જાણવા છતાં જેવા સંસ્કારોમાં તેઓ ટેવાયેલ હોય છે, તેવા સંસ્કારોને તે તરછોડી શકતા નથી.

જડ પદાર્થો પણ પોતાને પડેલ ટેવ પ્રમાણેજ વર્તે છે. એક વસ્ત્ર અગર કાગળની તજે ઘડી પાડો પછી તે ઘડીથી ઉંધી રીતે તેને વાળો તો તે વસ્તુ ફેરી અવ્યવસ્થિત સ્થિતિમાં રહે છે તે તમે જોયેલ હશે, અને જ્યાં સુધી તેની મૂળ ગડી પ્રમાણે તે વસ્તુને તમે નહિં સંકેલો ત્યાં સુધી તે સારી દેખાશે નહિં. ઉંચી નીચી જમીન કે પહાડ જેવી વસ્તુઓમાં સોંસરો નદીનો પ્રવાહ એક વખત રસ્તો કરે છે, પછી તે ગમે તેવી અડચણો છતાં પોતાના

 

મૂળ રસ્તે વહેશે, અને તેના પ્રવાહની દિશા બદલવાના અનેક પ્રયત્નો નિષ્ફળ જશે, તેનું કારણ નદીને પડેલ ટેવજ છે.

તમારા જીવનમાં જે જે ટેવો અનિષ્ટ અને હાનિકારક છે તે ટેવોને છોડવાનો સર્વોત્તમ માર્ગ એજ છે કે નવી કલ્યાણ કારક ટેવો પાડવી, જેથી જુની ટેવોની જગ્યા સ્થાનના અભાવે પૂરાઇ જશે. કારણ નવી ટેવો પોતાનું યોગ્ય સ્થાન પકડશે અને તે રસ્તે જ્યારે જ્યારે તમારૂં જીવન ચક્ર ચાલશે ત્યારે ત્યારે તે રસ્તો ઉંડો અને વધારે સ્પષ્ટ થતો જશે અને જુનો રસ્તો આપોઆપ પૂરાઇ જશે. જુની ટેવો પ્રમાણે વર્તવાનું તમને આકર્ષણ થાય ત્યારે જરા જરા અંકુશ રખાતો જશે તો પરિણામે લાંબે વખતે તે ટેવો સંપૂર્ણ રીતે નાબુદ થશે ઉંડાં મૂળ નાંખેલ ઝાડ જેમ એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવું મુશ્કેલ છે, તેમ પડેલ આદત સુધારવી અગર ફેરવવી મુશ્કેલ છે. પરંતુ યોગ્ય વખતે સર્વ કાંઇ શક્ય છે.

Time, my good friend, will
All that is needful, give
Gain self reliance and
You have learned to live.

ગમે તેવી વૃત્તિ હોય તેને દાબી દો. જો તમે તેમ કરશો અને તે પ્રમાણે કર્યા કરશો, તો તમારી જાતના તમે પોતે માલીક થશો. આવી માન્યતા મનમાંજ ન રાખવી તેમજ પરોપદેશે પાંડિત્યં બતાવી સંતોષ રાખવો ન જોઇએ, પરંતુ યાદ રાખવું કે In idle wishes fools supinely stay, be there a will & wisdom finds a way

જુની ટેવોને કાઢી નવી ટેવો પાડવી એ બેશક અશક્ય જેવું લાગે કારણ અભ્યાસ વગર આપણને એક કામ અતિ મુશ્કેલ જણાય તે કામ મુશ્કેલ નથી, પરંતુ અભ્યાસ કે ટેવ પાડવાની દ્રઢતાજ મુશ્કેલ છે. ટેવ પડી એટલે એ કામ સરળસ્વાભાવિક બની જાયછે. પાણીમાં ડુબકી મારવી એ બહુજ અશક્ય લાગે. અજાણ્યો માણસ કદાચ એમ ધારે કે હું ગુંગળાઇ મરીશ અને એમ ધારી જ્યાં સુધી તરતાં અને ડુબકી મારતાં નહિ આવડે ત્યાં સુધી પાણીમાં પગ મુકીશ નહિં એમ તે ઇચ્છે તો આપણે તેને બેવકૂફ કહીશું પરંતુ અમુક ટેવ ખરાબ છે એમ જાણી તેને બદલવા ઇચ્છા છતાં, આપણી ઉમેદ બર લાવવા આપણે દ્રઢ નિશ્ચય ન કરીએ તો આવી બેદરકારી માટે આપણને કાંઇ પણ ખોટું જણાતું નથી. આપણે ચોક્કસ સમજવું જોઇએ કે કોઇ પણ માનસિક ટેવ તેનાથી સંપૂર્ણ વિરૂદ્ધ ટેવ પાડયા સિવાય ખસી શકતી નથી. અંધકાર ખસેડવા આપણે ગમે તેટલા પ્રયત્ન કરીએ છતાં તે ખસશે નહિં, પરંતુ પ્રકાશ આવતાંજ અંધકાર આપો આપ ચાલ્યો જશે. મન રૂપી બાવરા ભૂતને કાંઇ પણ કામ નહિં મળતાં તે ગમે તે વસ્તુને હાથમાં લઇ પ્રવૃત્તિમાન થશે અને તે વસ્તુ તમને અનિષ્ટ હશે છતાં પણ જ્યાં સુધી તમે તેને શ્રેયસ્કર વસ્તુ હાથમાં નહિ આપો ત્યાં સુધી તે અનિષ્ટ વસ્તુઓમાંજ રમણ કર્યા કરશે.

( સંપૂર્ણ )

# સદ્ગુણી શશી.

( લેખક, શ્રીયુત વેણુવિહારી ).

( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૫ મું.

### સેજમાં બચી !

માણસને ચિંતા સમાન બીજો ભયંકર એવો એક પણ વ્યાધિ નથી. અને તે સબંધી વિસ્તારથી વર્ણન કરવાની કંઇ પણ જરૂર જણાતી નથી, કારણ કે અમારા વાંચકવૃંદમાં એક પણ તેના સપાટામાંથી બચવો અશક્ય છે.' વિનુને આજ વ્યાધિએ પછાડયો હતો. આ રોગનાં બીજક ' શું કરવું ' આ શબ્દનો મંત્ર અને પૈસા એ માંત્રીક થઈ પડયા હતા. ઇતર સાધનમાં જ્યારે માંત્રીક પાસે હોય છે તો મંત્ર જલ્દીથી સીદ્ધ થાય છે. પણ આ બાબતમાં તેથી વિરૂદ્ધ છે, જો માંત્રીક પાસે ન હોય તોજ આ મંત્ર સીદ્ધ થાય છે.

આજે વિનુને, કોર્ટના મેસર્સ સ્મિથ એન્ડ બ્રાઉન આર્કિટેકચર ઇંનજીનીયર એન્ડ કૉન્ટ્રાકટરના સ્મિથ સાહેબે પોતાના બંગલે બોલાવ્યો હતો.

માધુને મળી વિનુ જે ઘરમાંથી બાહેર પડયો તે ઠેઠ સરદારગૃહમાં ગયો. તે દિવસે આખી રાતમાં તેને મુદ્દલે નિંદ્રા આવી નહિં. પોતાનો હેતુ પૂર્ણ કરવા માટે કોઈ પણ પ્રસિદ્ધ ઇંનજીનીયરને ત્યાં ઉમેદવારી કરવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે તે સ્મિથ અને બ્રાઉન ઇંનજીનીયરના ફૉર્મમાં જઈ સ્મિથ સાહેબને ગળ્યો. સાહેબ દયાળુ, હોંશિયાર અને સાચાના બેલી હતા.

વિનુએ સાહેબને પોતાને આવ્યાનું કારણ જણાવ્યું. બે ત્રણ પ્રશ્નો પુછી તેઓ વિનુ પ્રત્યે બોલ્યા, " હું તમારે માટે વિચાર કરીશ, પણ તે પહેલાં મારે તમારી પૂર્ણ ખરી હકીકત જાણવી જોઇએ. હાલ તો કામ ઘણું છે માટે આપ કાલે સાયંકાળે મારા બંગલે આવજો. " એમ કહી તેઓએ પોતાનું વિઝીટ કાર્ડ વિનુને આપ્યું.

બંગલે ગયા પછી સાહેબ પોતાને ઉમેદવારીમાં રાખશે કે કેમ ? શું થશે ? વિગેરે વિચારોમાં વિનુએ તે આખો દિવસ ગાળ્યો. બપોરે ત્રણ વાગે કપડાં પહેરી તે બહાર નિ-કળ્યો. ફુટપાથ પર એકલોજ ગાંડા જેવો વિનું વિચારમાં ને વિચારમાં ચાલ્યો જતો હતો, પાંચેકના સુમારે તે ગીરગાંમમાં આવ્યો. હવે વખત ન ગુમાવતાં સીધા સાહેબના બંગલે જવું એવો તેણે નિશ્ચય કર્યો અને ઉતાવળે ઉતાવળે પગલાં ઉપાડવા માંડયાં.

ગીરગામનો રસ્તો, વળી સંધ્યાનો સમય, આવા વખતે રસ્તામાં ગાડી ઘોડા અને મા-

ણસોનો સુમાર રહેતો નથી. ટ્રામ ટર્મીનસ આગળ એકએ ઘોડાની ગાડી આવી દાખલ થઇ. ગાડીયો આવતાંજ વિનું એક બાજુએ જઇ ઉભો રહ્યો. કારણ કે ગાડીના કોચમેન-માંના એકે ગાડીપરથી કુદકો મારી ગાડીનું બારણું ઉઘાડયું જેથી આગળ જવાનો રસ્તો રોકાયો, ગાડીમાંથી એક ચૌદ પંદર વર્ષની બાળા ગાડીમાંથી ઉતરવા લાગી; એવામાં ટ્રામના કંડકટરે જોરથી સીટી મારી, જેથી બંને ઘોડા ચમકયા અને ધક્કો વાગી ઉતરનાર બાળા લથડી જઇ ગાડીના પૈડા નીચે આવી જવાની તૈયારીમાં હતી પણ સેજમાં બચી! વિનુએ ઝડપથી તેને પોતાના હાથપરજ બચાવી લીધી. તે નાના પણ પરિણામે ભયંકર થઈ પડનારા આચકાથી તે સુકોમળ બાળા એટલી તો ગભરાઇ ગઇ કે, તેણે પોતાનું ડોકું વિનુને ખાંધે મુક્યું, આવી સ્થિતિમાં તે સેજવારજ હતી. તેણે પોતાનાં વિશાળ નેત્રો ઉઘાડયાં તેની સાથેજ ચાર આંખો મળી. તરતજ તે વિનુના હાથમાંથી મુકત થઈ બાજુપર ખસી ગઈ, અને પોતાને પડતાં બચાવવા બદલ તેનો સવિનય આભાર માની પાસેનાજ બંગલામાં ધુસી. તે બંગલાનાં પગથીયાં ચડી અંદર દાખલ થઈ;ત્યાં સુધી વિનું એકી ટસે તે તરફ જોઇ રહ્યો હતો.

હવે વિનુએ આગળ ચાલવા માંડયું. તેના પગ પોતાનું ચાલવાનું કાર્ય કરી રહ્યા હતા અને મગજ માત્ર જેમ પહેલાં તેને માટે વિચાર કરતું હતું તે વાત વીસારી, બાળીકા, ગાડીનું એકસીડન્ટ અને બાળાને બાથમાં લેવી આજ વિચારમાં મશગુલ હતું. અને તેથી સાહેબનો બંગલો આવેલો જોઇ તે તે વિચારમાંથી જાગ્રત થયો. દરવાજા આગળ આવતાં તેણે પોતાના નામની ચીઠ્ઠી અને સાહેબે આપેલું વિઝીટ કાર્ડ ચપરાસીને આપી અંદર મોકલ્યો.

ચપરાસીએ બહાર આવી વિનુને અંદર દાખલ કર્યો. સલામ વગેરે થયા બાદ સ્મિથ સાહેબે વિનુને પાસેની ખુરશીપર બેસવા કહ્યું. ગઇ કાલની છુટક છુટક બાબતો પરથી સાહેબનું હૃદય વિનુ તરફ આકર્ષાયું હતું. તેમણે વિનુને તેની સઘળી હકીકત પુનઃ કહેવા જણાવ્યું. વિનુએ પણ પોતાનો સઘળો ઇતિહાસ જણાવી પોતાનો આગળ અભ્યાસ કરવાનો દૃઢ નિશ્ચય કહી સંભળાવ્યો, તે સઘળું એકાગ્રચિત્તે શ્રવણ કરી સાહેબ બોલ્યા "તમો નેટીવોમાં ઘરની ખરાબ રીતભાત પર પછેડી નાંખવાની ઘણીજ બુરી ચાલ છે, જેથી ગુનેહગાર અંધારે રહી પોતાનાં દુષ્ટ કૃત્યો સુખેથી સાધે છે, પણ અમે તો આવા માણસને કાયદામાં આણી યોગ્ય શાસન કરાવીએ છીએ."

"પણ સાહેબ, ખરૂં જોતાં મારે તેને કંઇપણ સબંધ નથી!"

"હા, તે યોગ્ય છે, પણ તેના પીતાએ સ્વસંતોષે તમોને પોતાની અડધી માલમતા આપવા માટે વ્યવસ્થા કરી છે એવું તમોને તેઓએ કહ્યું હતું ને? તો પછી તેનો યોગ્ય નીવેડો કરવાને શી હરકત છે?"

"હરકતતો કંઇજ નહિં સાહેબ! પણ તે વિષય વધારે ચર્ચવા મારી ખુશી નથી; અને જે કાર્યથી મારા પ્રીય પ્રાણદાતાના નામને કલંક લાગે એવું કંઇપણ કરવા હું ખુશી નથી".

વિનુના આ જેન્ટલ સ્વભાવ માટે સાહેબને ઘણોજ હર્ષ થયો, અને તેને દરેક બાબતમાં સહાય કરવા તેઓએ મનમાં સંકલ્પ કર્યો. થોડોક સમય વિચાર કરી સાહેબ બોલ્યા "વારૂ જેવી તમારી મરજી. હવે તમારે શી ઇચ્છા છે કે મારે તમારે માટે શું કરવું"?

"સાહેબ ! મારી હાલની સ્થિતિપરથી મારા હેતુઓ કેવા ગાંડાઇ ભરેલા છે તે આપે જાણ્યુંજ હશે. છતાંએ મારી એવી ઇચ્છા છે કે ગમે તેમ કરીને પણ મારે આ પરિક્ષા તો પાસ કરવીજ".

સેજ વિચાર કરી સાહેબ બોલ્યા "તમારો હેતુ મારા જાણવામાં આવ્યો, પણ તમારી હાલની સ્થિતિપરથી તે તદ્દન અશક્ય ભાસે છે; તે વિષે મને એક વિચાર આવ્યો છે જો તમોને તે રૂચે તો".

ઉત્સાહપૂર્ણ વિનુએ પુછ્યું "શો ઉપાય સાહેબ ?"

"હજુ તમારે ટર્મપુરી કરવા બે વર્ષો ગાળવાં પડે તેમ છે, તો એક વર્ષ તમારે સુતારી કામ શિખવું અને એક વર્ષ હું તમોને મારા હાથ નીચે પ્લાન વગેરેની માહિતી આપીશ. કેમ તમારી મરજી છે ?"

"મરજી છે એમ શા માટે પુછોછો સાહેબ ! પ-ણ-સુતારનું કામ ક્યાં શીખવું અને ઙ-થી-આરો-?

"હં, એટલુંજને ? જો તમો કબુલ હોતો કાલથી દસ વાગે ઑફીસમાં આવતા રહો. એક વાગ્યા સુધી ત્યાંના કામની માહિતી લેઇ પછીના બે કલાક મારા કારખાનામાં કામે જાવ. કાલે હું મીસ્ત્રીને ચીઠ્ઠી લખી મોકલીશ".

સાહેબ, આપનું મુદ્દલે પિછાન નથી છતાં હું આપના દયાળુ સ્વભાવનો ઘણોજ ફાયદો લેઉં છું" વિનું નમ્રતાપૂર્વક બોલ્યો.

"જો કે તમો મને ઓળખતા નથી. પણ પેઢીવાળા છોકાકાનાં ઘણુંખરાં કન્ટ્રાક્ટનાં કામો-શિવાય તેમનો ચોપાટીપરનો બંગલો અને પેડરરોડપરનાં સઘળાં કામો-મારાંજ-".

---

## પ્રકરણ ૭ મું.

### ઉમેદવારી.

મિ. સ્મિથ આગળ ઉમેદવારી કરતાં વિનુને લગભગ છ મહિના પુરા થવા આવ્યા. સુતારનું કામ મુશકેલી ભર્યું અને વળી મજુરીનું અને તેમાં વળી વિનું જેવા કુમળા વીસ એકવીસ વર્ષના શ્રીમંતાઈમાં ઉછરેલાને તો તે કેવું વસમું લાગતુ હશે એની કલ્પનાએ ન થઈ શકે ! છતાં એ વિનું તે કામ અતિ આનંદે કરતો. આજે વિનુને સ્હેજ વધારે મહેનત પડી હતી, જેથી તેને કોલેજમાં ગાળેલા દિવસોનુ સ્મરણ થઇ આવ્યું, અને તેથી મનને શાંત કરવા સેજ ચોપાટીપર જવાનું મન થતાં તે કપડાં પહેરી બ્હાર નિકળ્યો.

ચોપાટીથી હવા ખાઈ પાછા વળતાં મોટાને મળવાની તેની ઇચ્છા થઈ અને તેથી તે તેમના બંગલામાં ગયો. પહેલ વહેલાં તો તે ગીરજા ડોશીની ઓરડીમાં ગયો. તેને જોઈ ડોશીને ઘણોજ આનંદ થયો. પણ જ્યારે તે ડોશીએ તેની મુખ કાંતી જોઇ ત્યારે તેનું હૃદય ભરાઇ આવ્યું. કારણ કે હવે તેનો ચ્હેરો પહેલાં જેવો પ્રફુલીત અને સતેજ નહોતો તેણે પુછ્યું "નાનુંભાઇ તમારો ચ્હેરો આમ કેમ ? શું તાવ આવે છે ?"

વિનુએ ઘર છોડ્યા પછીની સઘળી વાત ક્રમે ક્રમે ડોશીને કહી સંભળાવી.

"તમે આમ સઘળો દિવસ મજુર પ્રમાણે મજુરી કરો છો તો તમોને એવો ત્યાં પગાર શો મળે છે ?"

"પગાર શાનો હું તો હજુ કામ શિખું છું ? મને તેઓએ ઉમેદવાર તરીકે રાખ્યો, તેજ મોટો ઉપકાર કર્યો છે."

"તો તમારી ખાધાપીધાની શી વ્યવસ્થા છે ?"

"વ્યવસ્થાનું શું પુછે છે ? 'ગરીબનો બેલી રામ !' વારૂં, પણ તેં મોટા સબંધી કંઇ વર્ણન કર્યું ?"

"પાછુ તમે તેનું નામ લીધું ! જેણે તમોને આવા હાલ બે હાલ કીધા તેનું સ્વપ્ને પણ મોં ન જોવું જોઇએ તો નામ—" ડોસીએ રીસથી જવાબ દીધો.

"નહિં, નહિં, ગીરજા એમ ન બોલ. ગમે તેમ હોય પણ તે મને મોટાભાઈ તરીકે છે. એક વખત મને તેના સઘળા સમાચાર કહે એટલે મારા મનને શાંતી થશે. મને તેના સમાચાર આ ૭ માસમાં મુદલે મળ્યા નથી; કેમ મોટા સુખી છેને.

"સુખમાં ન રહેવાને શું થયું ? બાપની કમાઇ તાગડધન્ના ચાલે છે ! હમણાંના રાતના ભાગ્યેજ ઘરમાં રહેતા હોય, પરમ દિવસે શનીવારે—છોટુભાઈને ત્યાં જલસો—"

"આ વળી છોટુભાઈ કયા ?"

"પેલા ગીરગામવાળા પેઢીવાળા. તેમને ત્યાં જલસો હતો, પેઢીવાળાને પેઢીવાળા મળ્યા, પછી પુછવુંજ શું ? બીજે દિવસે સવારે જ્યારે મોટા ઘેર આવ્યા ત્યારે તૈયારીમાં ગોવિંદ ગાડીમાંથી ઉચકી ઉપર મુકી આવ્યો."

"શીવ ! શીવ ! કેવી હાલત !!! વારૂં, પેઢીનું કામ કેમ ચાલે છે ?"

"હવે પેઢી ને બેઠી, મુકી નેવે ! ઘણો ખરો વખત તો ત્યાંજ ગાળે છે. ગોવિંદ કંઇક એવું કહેતો હતો કે, મોટા તેમનાં પુત્રી સાથે લગ્ન કરનાર છે."

એવામાં ગોવિંદ આવ્યો, તેની માર્ફત મોટાને સંદેશો મોકલી વિનુ ગીરજાની રજા લેઇ બહાર આવ્યો.

નિચેના દિવાનખાનામાં મોટો અને તેનો મુનિમ સુખલાલ બેઠા હતા. વિનુંને જોતાંજ સુખલાલે તેને ઉત્થાપન આપ્યું. કારણ કે તેનો વિનુ પ્રત્યે ઘણાજ ઉંચા દરજ્જાનો અભિપ્રાય હતો. તે તેને માધુ કરતાં વધારે ચ્હાતો હતો. વિનુને જોતાંજ માધુના ચ્હેરાપર કંઇક તફાવત પડયો.

ખેમકુશળ પુછ્યા પછી "તું હવે શો ધંધો કરે છે" એવુ માધુએ પુછ્યું.

"સ્મિથ અને બ્રાઉન કંપનીમાં ઉમેદવારી કરૂંછું" એવો સરલ અને સાદો જવાબ વિનુએ દીધો.

"પગાર શો ?"

"ઉમેદવારીમાં પગાર મળતો નથી; ફક્ત તેઓએ કામ શિખવું—"

"શું પગાર કંઇજ નહિ ? તો તો તારી આ ખીન પગારી નોકરી ! અને આ રીતે બાપુનું નામ અમર—"

"પણ મોટા, કામ શિખવા માટે વિદ્યા ગ્રહણ કરવા નિમિત્ત ઉમેદવારી કરવાથી

બાપુને કંઈજ ભૂષણ નહિ કે ? ગમે તેવી પણ વિદ્યા છે. પૈસા ભરી ભણવાથી ભુષણ અને ઉમેદવારી કરી વિદ્યા મેળવવાથી શું દુષણ લાગે કે ?

" ગાંડા વિદ્યા વિદ્યા શું કરી રહ્યો છે. મારૂં કહ્યું માન. આપણા ધંધા જેવો બીજો એકે સારો રોજગાર નથી. જો તું પેઢીમાં જોડાઈ અને ધ્યાનથી કામ લે તો મને પણ બીજા કેટલાક નવા ઉદ્યોગો કરવા સુઝે. ગયા માસમાં સેજ હું આળસાયો તો એકદમ સાત હજારને ઘેર બેઠી. કેમ—તારી મરજી છે ? "

" નારે ભાઈ, મારૂં જે ચાલે છે તેજ ઠીક છે. " આટલું બોલી વિનુએ રજા લીધી.

" ઠીક ત્યારે પધારો—એમાં તારો શો વાંક. મુળમાં બીજજ હલકું—"

આ મોટાના મુખમાંના મુક્તાફળો સાંભળવા વિનું હાજર નહોતો.

" જોયુંને સુખલાલ, માટેજ કહુંછું કે એક વખત મનપર લ્યો. " માધુ બોલ્યો.

" મોટાભાઈ સાંભળો, આ આટલાજ કૃત્યથી આજ સુધીના મારા બાપની આ ઘર પ્રત્યેની વીસ વર્ષની વફાદારીપર પાણી ફરી વળશે. હું તમારે પાયે લાગુંછું, તમો આ બાબતમાં મને ક્ષમા કરો. આપે મારાપર ભરૂંસો રાખી જે વાત કહી તે વાત 'यावत् चंद्र दिवाकरो' બીજાને કાને જશે નહિ. તે માટે લ્યો આ વચન આપુંછું. "

" મારી એક વાત સાંભળો. બાપુએ પેલું વીલ તમારી પાસેથીજ લખાવ્યું હતુંને ?"

" હા જી. "

" તો પછી તમે શા માટે ડરો છો ? મને તેની એક નકલ કરી આપો. ફક્ત તેમાંના વિનુના હકના શબ્દો કાઢી નાંખજો, એટલે થયું ? "

" હા, તે હું સમજ્યો; પણ મને આપ આ ખાડામાં ન ઉતારો તો ઘણું સારૂં. તે શિવાય જોઈએ તે માગો. હું મારૂં શિર પણ આપવા તૈયાર છું. "

" તમો આટલા શા માટે ડરો છો તેજ હું સમજી શકતો નથી ! તે વીલ તો મેં મારા આ હાથે કયારનુંએ ફાડી નાંખ્યું છે અને તે શિવાય (પાંચ આંગળીયો દેખાડી) આટલું તમને બક્ષીસ. હવે ના ન પાડતા, અને એમાં છે શું ? વિનુનો એમાં શો સંબંધ છે. કેવળ બાપુએ તેને પાસે રાખ્યો હતો એટલોજ સંબંધ !"

" પાસે રાખ્યો હતો ખરો પણ બાપુનો તેનાપર કેટલો બધો સ્નેહ હતો ? વીલ કર્યા પછી તેમના નામપર કરેલી ઇસ્ટેટનો મેં સ્હેજ સરવાળો કર્યો તો તે પોણોલાખ થયો તેટલી આપના ભાગમાં પણ આવી નથી. તે શું આપ નથી જાણતા ? "

" હા, માટેજ તો કહુંછું કે, (પાછી પાંચ આંગળીઓ દેખાડી) આટલું કામ કરો. "

કહેવત છે કે 'કનક જોઇ મુનીવર પણ ચળે' તેમ સુખલાલના મનપર પાંચ આંગળાંની મેસમેરીઝમનો પ્રયોગ લાગુ પડ્યો, 'જર ચાહેસો કર' ધન્ય છે તને ! તારા સપટામાં ન ચડે એવો નર મળવોજ મુશ્કેલ. પાંચ હજાર ! અને તે ફક્ત એક નકલ કરી આપવા માટે. આખી જીંદગી મહેનત કરતાં પણ ન લાગે તેટલી રકમ ફક્ત એક નકલ કરી આપવાથી મળે તો મન શા માટે ના વળે !

---

## પ્રકરણ ૭ મું.

### આપે મને આભારી કીધી છે.

" વિનુ, તમો ખુદ જઇને આટલું કામ કરી આવો. કાલે રવીવાર છે. મને જવાને વખત નહિં મળે. તમો પાસેજ રહો છો, અને વળી આ પ્લાન તમે કાઢયો છે માટે તમો તે શેઠ સાહેબને સારી રીતે સમજાવી શકશો." સ્મિથ સાહેબ વિનુના ટેબલ પાસે આવીને બોલ્યા.

આજે સવારથી વિનુ આનંદમાંજ હતો. કારણ કે આજે તેને એકદમ ચાર માસનો પગાર મળ્યો હતો. વિનુ સુતારનું કામ શીખી રહ્યો હતો અને હવે તો ચાર માસ સાહેબના હાથ નિચે પ્લાન કરવાની માહીતી મેળવતો હતો. થોડાજ દિવસોમાં તેણે પોતાના સદ્‍ગુણે સ્મિથ સાહેબને વશ કરી લીધા હતા. હમણાંના સ્મિથ સાહેબના ભાગીયા સીક હોવાથી કોઇકજ દિવસ ઓફીસમાં આવતા હતા. જેથી સ્મિથ સાહેબ પર કામનો ઘણોજ બોજો પડતો પણ વિનુ તે જોખમી કામની માહિતી મેળવી સ્મિથ સાહેબને ઘણીજ મદત કરતો. વિનુની આ હુંશિયારી જોઈ સાહેબે તેને પગારના પેટામાં મહેર નજરથી એકદમ બસો રૂપીયા આપ્યા.

આ રૂપીયા મળવાથી વિનુને એક તો આનંદ થયોજ હતો, પણ તેમાં વળી પોતે કાઢેલો પ્લાન કંઇ પણ ભૂલ વીના પાસ થઇ સાહેબને ગમ્યો, તે માટે તેને વધારે આનંદ થયો. આ આનંદમાંજ પ્લાનનું પડીકું લેઇ વિનુ બપોરે ત્રણ વાગે ઘેર જવા નિકળ્યો.

ગીરગામમાં ટ્રેનમાંથી ઉતરતાં તેનું લક્ષ હાથમાંના પડીકાપર લખેલા ' રા. મોહનરાય પેઢીવાળા ' આ અક્ષરોપર પડયું. તેની સાથેજ તે તાજુબ થયો. કારણ કે મોહનરાય પેઢીવાળાનું તેણે ઘણી વખત નામ સાંભળ્યું હતું. પણ તેમની ખુદ મુલાકાત થઇ નહોતી. મોહનરાય પેઢીવાળાને ત્યાં હમણાંના મોટા ભાઇ ઘણી વખત આવ જા કરે છે અને તેમની પુત્રી સાથે લગ્ન કરવાનો તેમનો ઇરાદો છે વિગેરે સાંભળેલી વાતના વિચાર તરંગો તેના મનમાં ઉઠવા લાગ્યા. એવામાં તેની નજર ભીંતે ટાંગેલા પાટીયાપર પડી. તેની સાથેજ તે ખમચાઈને ઉભો રહ્યો અને ગાંડાની માફક તે પાટીયાપરના અક્ષરો તરફ જોવા લાગ્યો.

એક વર્ષ ઉપર એક બાલીકાને પોતે એકસીડન્ટમાંથી બચાવી અને તે બાલીકા આજ બંગલામાં ગઇ એ વાતનું તેને સ્મરણ થઈ આવ્યું અને તેથી તે ગુંચવાયા જેવો લાગ્યો. મોહનરાય પેઢીવાળાની તો તે પુત્રી નહી હોય ! તેનીજ સાથે મોટાને લગ્ન કરવાનો વિચાર તો નહિં હોય ! અથવા તો તે વખતે કોઈ બીજો ઇસમ આ બંગલામાં રહેતો હશે ! આવા આવા વિચારોએ વિનુનું મગજ ભમાવવા માંડયું. અંતે પોતાનેજ ગાંડા જેવો રસ્તાપર ઉભો થઇ રહ્યાની શરમ આવી તે કમ્પાઉન્ડમાં પેઠો.

ગેટપરના રામોશીએ તેને અંદર દાખલ કર્યો. મોહનરાય કપડાં પહેરી બાહેર જવાની તૈયારીમાં હતા. વિનુએ પોતાનું આવવાનું કારણ જણાવતાં મોહનરાય બોલ્યા " મેં ધાર્યું હતું કે હજુ પ્લાન કંઈ પંદરેક દિવસ સોરો તૈયાર નહિં થાય, પણ તમોએ તો જલદીજ આણ્યોને શું ! હવે તમો એમ કરો. આ પ્લાન લેઇને ઉપરના દિવાનખાનામાં જાવ. ત્યાં મારી દીકરી છે. તેને માટેજ તે બંગલો બાંધવાનો છે અને તેના કહેવા પ્રમાણેજ પ્લાન કરવાનો સ્મિથ સાહેબને જણાવ્યો હતો. માટે તે તેનેજ દેખાડો—" એમ કહી વિનુને ઉપર લેઈ જવા નોકરને કહ્યું અને પોતે બાહેર જવા માટે ઉઠયા.

નોકરે ઉપર ગયા પછી વિનુને એક મોટા દિવાનખાનામાં પ્રવેશ કરાવ્યો. ત્યાં એક બારી આગળ અનુપમ લાવણ્યવાળી સુમારે સોળેક વર્ષની એક બાળા ભરત ભરતી બેઠી હતી. રેશમને પણ કોરાણે મુકે એવા સુંવાળા કાળા ભમર જેવા વાળ તેના ગાલપર, હાથપર અને પીઠપર છુટા વીખરાયેલા હતા. તે મુખમુદ્રા ઘણીજ રમણીય દીસતી હતી, ભમરો જાણે ચીતરેલીજ ન હોય એવી દીસતી જેથી તે બાળાને જોનારને ક્ષણમાં એમજ ભાસ થતો કે આજે આપણી સામે દેખાય છે તે કોઇ કુશળ ચીત્રકારનું ચિત્રજ છે. આવી આ ભમરથી તેના રક્તવર્ણ મુખકમળને ઘણીજ શોભા આવી રહી હતી. તેના હોઠ જાણે પ્રવાળાંજ ન હોય એવી લાલાશ મારી રહ્યા હતા અને વિનુ અંદર દાખલ થતાંજ તેનું લક્ષ અધરપર ગયું તે સહેજ જ હતું. તેના હસ્ત ગૌરવર્ણા હોય તેમાં બબ્બે સુવર્ણ કંકણો ઘણીજ શોભા આપી રહ્યાં હતાં. કંઠથી ઉન્નત સ્તનો સુધી એક મોતીની સેર ઝુકી રહી હતી. વિનું ! વિનું ! ! હુશીયાર ! ! ! તું એક નિરાશ્રીત ઉછેરેલો માણસ છે. તે યુવતી તરફ, તે બાળા તરફ, તે કુમારી કન્યા તરફ બારીકાઇથી સપ્રેમ દ્રષ્ટે નિહાળીશ નહિં. પણ માને છે ક્યાં ! આજ સુધી તને જે મનોવિકારની કલ્પનાએ નહોતી તે સ્નેહાંકુર તેના હૃદયમાં પ્રાપ્ત થયેલો હોવાથી જુઓ તેને રોમાંચ થયું.

તે બાલીકા પાસે એક નહાનું કુતરૂં ભરાતા ભરત કામ તરફ જોતું નીચે જાજમપર બેઠું હતું. પગલાં સાંભળી તે તરૂણીએ ઉંચુ જોયું. ત્યાં વિનુ અને તેની ચારે આંખો મળી અને તેની મુખાકૃતીપર સેજ ફરક પડયો.

પોતાના હાથમાંનું તે ભરત કામ પેટીમાં મુકી તે તરૂણી ઉઠી અને પાસેની ખુરસીપર વિનુને બેસવાનું કહ્યું. વિનુએ પોતાના હાથમાંનું તે પ્લાનનું ગુંછળું છોડી રાઉન્ડ ટેબલપર પાથર્યું. બંગલાના કંમ્પાઉન્ડમાં દાખલ થયો ત્યારથી વિનું ગોટાળામાં પડયો હતો. જે તરૂણીને પોતે એક વખતે એકસીડન્ટમાંથી પડતાં પડતાં બચાવવા બાથમાં લીધી હતી, તેનેજ આજે પોતાની સામે ઉભી રહેલી જોઇ આ પોતે સ્વપ્નજ અનુભવતો હોય એવો ભાસ થયો. પણ એવામાં તે તરૂણીએ " બાપાજી ક્યાં છે ? " એમ નોકરને પુછ્યું તે શબ્દ સાંભળી આ સ્વપ્ન સૃષ્ટિમાંથી વિનુ જાગૃત થયો.

" બાપાજી ફરવા ગયા. " નોકરે જવાબ દીધો.

તરૂણી વિનુ તરફ વળી બોલી. " એક સમયે આપે મને ગાડીના એકસીડન્ટમાંથી બચાવી હતી તે આપને સ્મરણજ હશે નહિ વારૂ ? "

" હા, છે—પણ આપને હજુ તે પ્રસંગની સ્મૃતિ છે ? " વિનુ બોલ્યો.

" સ્મૃતિ ! અને તે મારાથી વીસરાય ! ! હું કંઇ એવી કૃતઘ્ન નથી ! " તરૂણીએ વિલક્ષણ અવાજમાં પ્રત્યુત્તર દિધો. આ તેના ઉત્તરે વિનુને નિરૂત્તર કર્યો, ને તરૂણી આગળ બોલી.

" તે સમયની સ્મૃતિ થતાં હું તદન નાઉમેદ થતી. કારણ કે તે સમયે બીકને લીધે આપનો માનવો જોઇએ તેટલો આભાર વ્યક્ત કર્યો નહોતો. તે વ્યકત કરવાનો આજે સમય ઇશ કૃપાએ પ્રાપ્ત થયો છે. આપે તે દિવસે કરેલા ઉપકારનો બદલો હું કોઇ રીતે વાળી શકું તેમ નથી, તોપણ આપે મને આભારી કીધી છે.

આ તેના સુવર્તન બદલ વિનુને તેના પ્રત્યે વિશેષ આદર ઉત્પન્ન થયો. વિનુએ આણેલો પ્લાન દેખાડયો. તે તેને પસંદ પડયો, અને તે પ્લાન વિનુએજ કાઢયો છે એવું જ્યારે તેણે જાણ્યું ત્યારે તો તેને ઘણોજ આનંદ થયો.

પ્લાન સમજાવી રહ્યા પછી વિનુએ જવા માટે રજા માગી ત્યારે, તેણે થોડો સમય બેસવાનો આગ્રહ કરી પોતે બાહેર આવી અને થોડાજ વખતમાં તે એક ચાહનો પ્યાલો લાવી તે તેણે ટેબલપર મુકયો. વિનુને ચાહ લેવા આગ્રહ કર્યો. આ તેના સાલસ વર્તનથી વિનુને ઘણોજ હર્ષ થયો. ચાહ પીતાં પીતાં તેણે વિનુને નામ પુછ્યું.

નામ સાંભળતાંજ તે બોલી "શું આપ માધવલાલ પેઢીવાળાના ભાઈ થાવ?"

"હા જી."

---

## પ્રકરણ ૮ મું.

### છોટુભાઇ.

ગયા પ્રકરણમાં મોહનરાય પેઢીવાળાનું નામ આવી ગયું છે. તો હવે વાચકવૃંદને તેમની પૂર્ણ પીછાન કરી આપવી આ સ્થળે અયોગ્ય ગણાશે નહિં. ઝીકાકાની પેઢી પ્રમાણેજ આ પણ એક ગબર પેઢી હતી. મોહનરાય ચાલુ દશકામાં ઠીકજ નામાંકિત થતા આવ્યા હતા. મદ્રાસની એક નામાંકિત બેંકમાં તેમણે બે ત્રણ લાખ રૂપીયા રોકયા છે એવી લોકવાયકા છે અને તે સાચું સુદ્ધાં હશે. મોહનરાયની (છોટુભાઈની) ઉમ્મર લગભગ ગાળીસ બેતાળીશની હશે. તેમનાં પ્રથમ પત્નિ યાદગીરી તરીકે એક પુત્રી મુકી સ્વર્ગે સિધાવ્યાં હતાં. તેનાજ સંબંધે પાછલા પ્રકરણમાં થોડું ઘણું વર્ણન કરવામાં આવ્યું છે. તેનું નામ શશી હતું. છોટુભાઇની પ્રથમ પત્નિ શશીને બાર વર્ષની વયેજ તજી ગયાં, ત્યાર પછી સ્નેહી સબંધીઓના અતિ આગ્રહે તેમણે ફરીથી લગ્ન કર્યાં. સાવકી અને શશીના વયમાં ફકત ચારેક વર્ષનું અંતર હતું. શશીનાં માતુશ્રીએ તેને બાળપણામાં ઘણું સુશિક્ષણ આપેલું હતું. હાલ તે ચંદારામજી હાઈસ્કુલમાં ઈંગ્લીશ સીકસ્ સ્ટેન્ડર્ડમાં હતી.

છોટુભાઇ પૂર્ણ સુધારક હતા, પણ તે સુધારો અયોગ્ય નહોતો. તેઓએ શશીને ગાયન, વાદ અને ચિત્રકલાનું શિક્ષણ આપવા માટે જુદા જુદા માસ્તરો રાખ્યા હતા; અને આ તેનો અભ્યાસ હવે લગભગ પુરો પણ થવા આવ્યો હતો. શશીની સાવક્રીનો સ્વભાવ સેજ અભિમાની હતો, અને તેમને નવીન ફેશનનાં નખરાં ઘણાં ગમતાં. શશીના આગળ વધતા અભ્યાસ માટે તેઓ તેનો મનમાં ને મનમાં સ્હેજ દ્વેષ પણ કરતાં. પણ સરળ સ્વભાવની શશી પોતાની યોગ્યતા પ્રમાણેજ તે વર્તતી. પોતાની સાવકી માના તીરસ્કાર પૂર્ણ ઉંગારો જો કે તે ઘણી વખત સાંભળતી તો પણ તે તરફ તે મુદ્દલે ધ્યાન દેતી નહિં; એટલુંજ નહિ તો તે સબંધે તે માઠું પણ લગાડતી નહિ.

સવારનો પહોર હતો. નીચેના દિવાનખાનામાં ચહા પીતાં પીતાં છોટુભાઇ બોલ્યા "કેમ શશી! પછી પેલો પ્લાન તને રૂચ્યો કે?"

"હાજી—પહેલાં વહેલાં તો તેને જોઇને મને એમ થયું કે, આમાં મને સમજણ નહિં પડે, પણ જ્યારે વિનુએ તેને ઉઘાડી મારા આગળ મુકયો, ત્યારે એકાદી સહેલી ભાષામાં લખેલા પુસ્તક પ્રમાણે હું તેને કળી ગઇ."

"પણ વિનુ કોણ?"

"તેઓ માધુના ભાઇ થાય! શું તમો નથી ઓળખતા?"

" માધુભાઇ પેઢીવાળાના ભાઇ થાય? નારે ના, તે કાંઇ માધુભાઇનો ભાઈ નથી. પરમ દિવસેજ તેના સંબંધે માધુભાઇ મને કહેતા હતા કે તે કંઈ તેમનો ભાઇ નથી."

" તો પછી?—પણ બાપાજી છકાકા એમ નહોતા કહેતા કે મારો બીજો છોકરો પુનાની કૉલેજમાં છે?"

" હા, પણ તે કંઇ તેમનો ખરો છોકરો ન હોય, છકાકાએ તેને માબાપ કોઇ ન હોવાથી પોષતા હતા, પણ હમણા છકાકાની હૈયાતીમાં તે પોતાના ખરા ગુણો પ્રકાશવા લાગ્યો જેથી માધુભાઇએ તેને ઘરમાંથી કાઢી મુકયો છે."

" પણ બાપાજી તેમની વર્તણુક પરથી—"

" શશી સાંભળ, તારે તેની સાથે ઘાટા સંબંધમાં આવવું એ મને કાંઇ ઠીક લાગતું નથી. પ્લાન લેઇને તેને તારી પાસે મોકલ્યો એજ મેં પહેલી ભૂલ કરી છે. તું તેની સાથે વાતોચીતો કરે એ કંઈ માધુભાઇને ગમશે નહિં"

" કેમ વારૂ! માધુના ગમવા ન રૂચવા સાથે મારે શું કરવાનું છે! બાપાજી, તે જ્યારે પ્લાન લેઇને આવ્યા હતા ત્યારે ત્યારની તેમની વર્તણુક પરથી તેઓના સાગુણોનું મેં પરિશિલન કર્યું અને તે સિવાય તેઓનો મારા પર ન વાળી શકાય તેવો ઉપકાર થયો છે."

" બદલો ન વળાય એવો ઉપકાર?!"

" હાજી બદલો ન વળાય તેવોજ ઉપકાર." શશીએ નિશ્ચયાત્મક જવાબ આપ્યો. " ગઈ સાલ ગાડીના એકસીડન્ટમાંથી મને જે પુરૂષે બચાવી એવું જે કહેવામાં આવ્યું હતું તે બીજું કોઇ નહિ પણ વિનુજ હતા. તેઓએ જો તે સમયે યોગ્ય સમય સુચકતા ન વાપરી હોત તો આજના દિવસો જોવા હું પામત નહિ. શું એ વાતની તમોને ખબર નથી.!"

" હા, તે હું જાણું છું. પણ હવે પછી તું તેની સાથે સબંધ ન રાખે તેજ ઉત્તમ છે."

એવામાં નવી હાથમાં ચહાનો કપ લઇ આવ્યાં અને છોટુભાઈના પડખે જઈ બેઠાં. શશીએ પોતાનો ચહા પી, ટેબલ પર પડેલું એક પુસ્તક લઇ, બારી પાસે જઈ બેઠક લીધી.

" વિનું સાથેના પરિચયમાં આવતાં માધુને માઠું લાગવાનું શું કારણ" તેનું શું રહસ્ય હશે તે કેમે કર્યું શશીના ધ્યાનમાં નજ આવ્યું. અંતે એવાજ વિચાર પર આવી કે માધુને સમક્ષ પુછીને ખુલાસો કરી લેશું. કંઇક નવીન વાર્તા જાણવામાં આવતાં જ્યાં સુધી તેનો ખુલાસો ન થાય ત્યાં સુધી શશીને ચેન પડતું નહિ એવો તેનો સ્વભાવ હતો.

આવો સ્વભાવ કેવળ શશીનોજ હતો એમ કંઈ નથી, ગમે તેવા પ્રકારની શંકા ઉત્પન્ન થતાં પછી ખરી હો અગર ખોટી, ભલી હો યા બુરી, તેનો નિકાલ કર્યા સિવાય સ્ત્રી જાતીને ઝંપ વળતો નથી. પછી તે શંકાનું સમાધાન થવા માટે પોતાનું, પોતાના સગાં સહોદર અગર ખુદ પોતાનાં વહાલાનું નુકશાન થવાનો સંભવ હોય તોપણ તે સંશયરૂપી પિશાચ આગળ અગળાનું કંઇજ ચાલતું નથી. આમ છે તો પછી શશી ભલેને ભણેલી હો તો સ્ત્રી સ્વભાવને અનુસરતું શંકાનું ઘેલુ લાગે એમાં કંઇ નવાઇ પામવા જેવું નથી!

ઉપરે પ્રમાણેનો પ્રત્યક્ષ માધુ સાથે ખુલાસો કરવાનો મનમાં સંકલ્પ કરી શશીએ જેવું પુસ્તક ઉઘાડયું કે તરતજ તેના હૃદયમાં વિનુની વિનયપૂર્ણ રમ્ય મૂર્તિ ખડી થઈ.

અપૂર્ણ.

# વિચારરત્નમાળા.

પ્રિયબંધુ ! તમે હાલ સુખી છો કે દુઃખી? ક્રોધી છો કે આનંદી? શું તમને આ જગત પ્રત્યે, જગતના અન્ય મનુષ્યો પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થાય છે? તમને તમારા કાર્યમાં વિજય ન મળવાથી અથવા તો તમારૂં ધારેલું કાર્ય સિદ્ધ ન થવાથી અસંતોષ થાય છે? તમે નોકરીમાં હો અને તેમાં તમને પ્રમોશન ન મળતાં, અથવા તો તમે જે વેપાર કે કોઈ અન્ય ઉદ્યોગ કરતા હો તો તેમાં નિષ્ફળતા મળવાથી નિરાશ થયા છો! આવી રીતે જો તમો કોઈપણ કારણથી નિરાશ થયા હો તો ઉઠો, જાગ્રત થાવ, અને તે નિરાશાના કારણને શોધી કાઢવા કટી કસી પ્રયત્ન કરો. શું તમને તેનું કારણ જણાતું નથી જો ન જણાતું હોય તો સાંભળો, તેનું મૂળ કારણ તમે પોતેજ છો. તમારા તેવા વર્તનથીજ તમને તેવું ફળ મળેલું છે. તે વર્તનને ફેરવો, અને વર્તનને ફેરવવા માટે હાલ તમારામાં જે જે વિચારો ચાલતા હોય તેને શુદ્ધ વિચારમાં બદલી નાંખો.

× × × × ×

તમે દુઃખ ભોગવવા માટે જન્મેલા નથી પણ સુખના અધિકારી છો, સુખ તમને મળે તેવા હેતુથીજ તમારો જન્મ થયો છે. તમારે જે કરવાનું છે તે માત્ર એટલુંજ કે તમને ભેટવા તૈયાર થઇ રહેલા સુખને ગ્રહણ કરવાને તૈયાર થઈ રહેવું અને વચ્ચે જે જે અંતરાય નડતા હોય તેનો ત્યાગ કરવો. જો આ પ્રમાણે તમને સુખ મળવામાં જે જે અંતરાય નડતા હોય તેનો ત્યાગ કરી તમે સુખને ભેટવાને માટે તૈયાર થઈ રહો છો તો સુખ તમારા ચરણોમાં રેલાય છે, એ નિર્વિવાદ છે.

× × × × ×

મનુષ્ય એ વાસ્તવરીતે સુખસ્વરૂપજ છે. દુઃખનો તેનામાં કેવળ અભાવજ છે. દુઃખ તે પોતે પોતાની મેળેજ ઉપજાવી લે છે. અને આવી મળનાર સુખનો ત્યાગ કરે છે. તમારા વિરોધી વિચારોજ તમને દુઃખ આપનાર છે. તમારા શુદ્ધ વિચારોજ તમને સુખ આપનાર છે. તમને જો દુઃખનો અનુભવ થતો હોય તો તમારે ચેતવાનું છે અને તમારામાં રહેલા અશુભ વિચારોને ખૂણે ખોચરેથી પકડીને દુર કરી તેના સ્થાને શુદ્ધ વિચારોનું સ્થાપન કરવું જોઇએ, અને જ્યાં શુભ વિચારોનો તમારામાં પ્રવેશ થયો કે તે સાથે સુખ, શાંતિ અને આનંદનો પણ તમારા ઘરમાં વાસ થયો એમ સમજજો.

× × × × ×

તમારે દુઃખમાં રગડાવાનું નથી પણ સુખના શિખરે પહોંચવાનું છે. આ કાર્ય તમારાથી બની શકે તેવું છે. માત્ર પ્રયત્ન કરવાનોજ બાકી છે. તમે જ્યારથી સુખને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરશો ત્યારથીજ તમારામાં પ્રયત્ન કરવાનું સામર્થ્ય આવે છે.

× × × × ×

તમે હાલ જેવી સ્થિતિમાં હશો તેવી સ્થિતિમાં તમારે તમારા આડાઅવળા પ્રયત્નોનો ત્યાગ કરી માત્ર એકજ દિશા તરફ વહન કરવાનું હોય છે, અને જ્યાં પ્રયત્નનો આરંભ કરવા માંડયો ત્યારથી તે તેનું યોગ્ય પરિણામ જ્યાંસુધી તમને ન જણાય ત્યાંસુધી યોગ્ય સાવધાનતા રાખીને પ્રયત્નને ચાલુજ રાખજો. અને આ પ્રમાણે જો તમે યોગ્ય સાવ-

ધાનીથી આ પ્રયત્નને કરતા રહેશો તો તમારા દુઃખો વિલાઇ જશે અને સુખના શિખરે જઇ પહોંચશો.

× × × × ×

આ પ્રયત્નમાં તમારે તમારા આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી તમારાં પોતાનાં ગુપ્ત સામર્થ્યોને તમારામાં પ્રકાશ કરાવવાનાં છે. આ સામર્થ્યો તમારાંજ છે. તેના ઉપર તમારૂં સામ્રાજ્ય છે, અને તમે તેને પ્રકટ કરવાને અધિકારી છો. માત્ર કરવાનું એ છે કે તે હાલ જે જગ્યાએ છે ત્યાંથી તેનો શોધ કરી તમારે ગ્રહણ કરવાનું છે.

× × × × ×

મનુષ્યમાત્ર સમજે છે કે તે જીવ નથી પણ શીવ છે. પરંતુ પોતાના શીવત્વનો અનુભવ કરવાને માટે તે કાંઇ પ્રયત્ન કરતા નથી. તેમણે જાણ્યું છે ઘણું, વાંચ્યું છે ઘણું, અને સાંભળ્યું છે ઘણું, હવે માત્ર કરવાનું એકજ છે અને તે એ કે જાણેલું, વાંચેલું કે સાંભળેલું સર્વનો અનુભવ કરવાને માટે પ્રયત્ન કરવાનોજ બાકી છે. શાસ્ત્રમાં વાંચ્યું કે તમે જીવ નથી પણ આત્મસ્વરૂપ છો, અને આત્મામાં અનેક સામર્થ્યો ભરેલાં છે. પરંતુ તેનો અનુભવ કરવાને માટે કોઇ વિરલજ પ્રયત્ન કરવા માંડે છે. પ્રયત્ન કરનારને સર્વ સિદ્ધ થાય છે.

× × × × ×

પ્રયત્ન કરનારા પણ નિષ્ફળતાને મેળવે છે તેનું માત્ર એકજ કારણ છે અને તે એ કે પ્રયત્નમાં જે યથાર્થ સાવધાનતા રાખવી જોઇએ તે રાખતા નથી, અને વારંવાર ગોથાં ખાય છે.

× × × × ×

વાતો કરવાથી કોઇપણ કાર્યની સિદ્ધિ થતી નથી. તમે દુઃખી હો તો તેનું કારણ તમેજ છો. દુઃખને દુર કરી તેને સ્થાને સુખનો અનુભવ કરવા તમારે પ્રયત્ન કરવાનો છે. ઘણા માણસો માર્ગને જાણે છે, પણ તે માર્ગે જ્યાં સુધી તે વળતા નથી ત્યાં સુધી તેમનાથી કાર્યની સિદ્ધિ થતી નથી. જાણેલા માર્ગે પ્રયાણ કરવું એટલે જાણેલા ઉપાયોને મુખથી બોલી બતાવવા કરતાં પ્રયત્નમાં ઉતારવા એજ ફળને અર્પનાર છે.

× × × × ×

આજે ઘણેભાગે ઘણા મનુષ્યોને દુઃખની વાતો કરતાં આપણે જોઇએ છીએ, પણ તેમાંના થોડા વિરલાજ તે દુઃખનો ત્યાગ કરવા માટે પ્રયત્ન કરે છે. આજે જ્યાંને ત્યાં ટોળેટોળાં વાતો કરનારા મળી આવશે પણ તે વાતોને પોતાના પ્રયત્નમાં ઉતારનારા તો કોઇ વિરલાજ જડી આવશે, અને જ્યાં સુધી જાણેલી વાતને આચારમાં મુકતાં આપણે મનુષ્યોના ઘણા ભાગને જોતા નથી ત્યાં સુધી તેમને માટે દુઃખ તો લખાયલુંજ રહે છે.

× × × × ×

શાસ્ત્રો, પુરાણો અને વેદોની વાતો કરનારા ઘણા વેદીઆ મળે છે, પણ તેમાંના થોડાજ તેમાંની વાતોને પોતાના વર્તનમાં ઉતારી મહાપુરૂષ થયેલા જણાશે. ભાષા શાસ્ત્રીઓના વાદવિવાદોનાં થોથે થોથાં નીકળેલાં ઘણાં દષ્ટિએ પડે છે. 'અ' ને સ્થળે 'હ' લખવો એ શુદ્ધ છે, અને 'હ' ને સ્થળે 'અ' લખવો એ અશુદ્ધ છે. આને માટે પાનાંને પાનાં ભરનારા સાહિત્યના ઉપાસકોમાં પોતાની ગણત્રી કરાવનારા ઘણા મળી આવશે પરંતુ તેજ ભાષાનો પ્રચાર કરી તેવડે મનુષ્ય જીવનને ઉચ્ચ પંક્તિએ સ્થાપનાર તો કોઇ વિરલજ મળી આવશે.

મનુષ્ય પોતાના સમગ્ર દુઃખોનો અંત લાવી સુખ, શાંતિ અને આનંદનો અનુભવ કરે તે માટે માત્ર એકજ ઉપાય છે, અને તે એ કે જાણ્યું હોય તે આચારમાં મુકવું. જ્યાં સુધી જાણેલું આચારમાં મુકવામાં આવતું નથી ત્યાં સુધી તે સુખને આપનાર નિવડતું નથી. ઘણા જાણે છે કે અશુભ વિચારો દુઃખને ઉત્પન્ન કરે છે છતાં પણ તેઓ તે વાત જાણ્યા પછી તેને આચારમાં ઉતારી પોતાના અશુભ વિચારોનો ત્યાગ કરી તેની જગ્યાએ શુભ વિચારને સેવતા ઘણાજ થોડા મળી આવે છે. અને જ્યાં સુધી તે આચારમાં મુકી શકતા નથી ત્યાં સુધી તેનું ફળ પણ તેમને મળતું નથી.

વિચારને ઉત્પન્ન કરનાર મન છે. મન એ બીજ છે. તે જેવા વિચારનું સેવન કરે છે તેવા ફળને અનુભવે છે. વિચાર પ્રમાણેજ આચાર હોય છે, અને આચાર પ્રમાણેજ ફળ મળે છે. જો સારા ફળને મેળવવું હોય તો સારાં કૃત્યો કરવાં, અને સારાં કૃત્યો કરવાને માટે સારા વિચારો કરવા, અને સારા વિચારો કરવાને માટે મનને નિર્મળ બનાવવું, એ સુખને ઇચ્છનાર દરેક મનુષ્યનું કર્તવ્ય છે.

× × × × × ×

તમે ગમે તેવી આર્થિક સંપત્તિવાળા હો તોપણ ખરૂં સુખ તો મન નિર્મળ હોય છે તોજ મળે છે. જ્યાં સુધી મન નિર્મળ હોતું નથી ત્યાં સુધી ગમે તેટલું દ્રવ્ય પ્રાપ્ત હોય છતાં પણ સુખનો એક જરા સરખો પણ અનુભવ થતો નથી. ધન, સત્તા કે વ્યવહારિક પદાર્થો પ્રાપ્ત હોવા છતાં પણ જેનું મન નિર્મળ હોતું નથી તેઓને સુખનો અનુભવ થતો નથી. અને જેનું મન નિર્મળ હોય છે તેમને તેવા વ્યાવહારિક પદાર્થો પ્રાપ્ત નહિ હોવા છતાં પણ સુખનોજ અનુભવ થાય છે. માટે જો તમારે યથાર્થ સુખનો અનુભવ કરવો હોય તો, ધન કે સત્તાના બળમાં અંજાઇ ન જતાં તમે તમારૂં પોતાનું હિત સાધવા પ્રયત્ન કરજો, અને તમારા મનને નિર્મળ કરી સુખનો અનુભવ કરજો.

× × × × × ×

જેમ સ્વચ્છ પાણીને મલિન કરવું હોય છે તો તેમાં માટી, કાદવ નાંખી ડોળવામાં આવે છે કે જેથી ગમે તેટલું સ્વચ્છ પાણી હશે તોપણ ડોળાયલું અને મેલું જણાશે. તેવીજ રીતે ડોળાયલા પાણીને સ્વચ્છ કરવા માટે તેને ઠરવા દઇ, નિતારી લેઇ, ગળી લેવાથી સ્વચ્છ થાય છે. અને જો તે બહુજ ડોળાયલું હોય તો તેજ પ્રમાણે વારંવાર ઠરવા દઇ નિતારીને ગાળી લેવાથી તે પાણી સ્વચ્છ અને પારદર્શક થઇ શકે છે. તેવીજ રીતે મનને નિર્મળ કરવાને માટે તેને શાંત એક જગ્યાએ સ્થિર કરવું, તેને કોઇ પણ પ્રકારનો વિચાર ન કરવા દેતાં શાંત રાખવું અને તેવીજ રીતે થોડી થોડીવાર તેને શાંત કરવાનો અભ્યાસ કરવાથી તે આખરે નિર્મળ બને છે. તેમ જો તેને ડોળાવા ન દેવું હોય તો તેમાં નકામા અને અશુભ વિચારોનો પગ પેસારો કરવા ન દેવો. જે વિચાર કરવાથી આપણને લાભ ન થતાં હાનિજ થવાનો સંભવ હોય તે વિચારને તેમાંથી ઉત્પન્નજ થવા ન દેવો એટલે તેમાં વિરોધી વિચારો ઉત્પન્ન થતાં અટકશે. અને શુભ વિચારનું સેવન કરતાં શીખશે. જેમ જેમ આ અભ્યાસ વધતો જશે તેમ તેમ મન સ્થિર અને નિર્મળ થતું જશે. અને જેમ જેમ તે નિર્મળ થતું જશે તેમ તેમ તે તમારી ઇચ્છા પ્રમાણેજ વર્તવાનો અભ્યાસ પાડશે. અને જેથી તમે તમારા સુખના માર્ગને તમારા હસ્તામલકવત કરવાને ભાગ્યશાળી બનશો. સુખને મેળવવાનો આજ એક ઉત્તમ ઉપાય છે.




(સંશોધકઃ—વાડીલાલ કાકુભાઈ સંઘવી,—અમદાવાદ.)

—(*)—

તત્વજ્ઞાનીઓએ, વૈરાગ્યની અને તેવા આત્મહિતૈષી વિષયોની સુદ્રઢતા થવા માટે ફરમાવેલી નીચેની **બાર ભાવનાઓ** દરેકેદરેક બંધુને અવશ્ય નિરંતર મનન કરવા યોગ્ય છેઃ—

૧. શરીર, વૈભવ, લક્ષ્મી, કુટુંબ, પરિવારાદિક સર્વ વિનાશી છે, જીવનો મૂળ ધર્મ અવિનાશી છે, એમ ચિંતવવું તે પહેલી **અનિત્ય ભાવના.**

૨. સંસારમાં મરણ સમયે જીવને શરણ રાખનાર કોઇ નથી, માત્ર એક શુભ ધર્મનું જ રક્ષણ સત્ય છે, એમ ચિંતવવું તે બીજી **અશરણ ભાવના.**

૩. આ આત્માએ સંસાર સમુદ્રમાં પર્યટન કરતાં સર્વ ભવ કીધા છે, એ સંસાર જંજીરથી હું ક્યારે છુટીશ! એ સંસાર મારો નથી, હું મોક્ષમયિ છું, એમ ચિંતવવું તે ત્રીજી **સંસાર ભાવના.**

૪. આ મારો આત્મા એકલો છે, તે એકલો આવ્યો છે, એકલો જશે; પોતાનાં કરેલાં કર્મ એકલો ભોગવશે એમ ચિંતવવું તે ચોથી **એકત્વ ભાવના.**

૫. આ સંસારમાં કોઈ કોઇનું નથી એમ ચિતવવું તે પાંચમી **અન્યત્વ ભાવના.**

૬. આ શરીર અપવિત્ર છે, મળમૂત્રની ખાણ છે, રોગ જરાને રહેવાનું ધામ છે, એ શરીરથી હું ન્યારો છું એમ ચિંતવવું તે છઠ્ઠી **અશુચિ ભાવના.**

૭. રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ ઇત્યાદિક સર્વ આશ્રવ છે એમ ચિંતવવું તે સાતમી **આશ્રવ ભાવના.**

૮. જ્ઞાન, ધ્યાનમાં જીવ પ્રવર્ત્તમાન થઇને નવાં કર્મ બાંધે નહિ, એવી ચિંતવના કરવી તે આઠમી **સમ્વર ભાવના.**

૯. જ્ઞાન સહિત ક્રિયા કરવી તે નિર્જરાનું કારણ છે એમ ચિંતવવું તે નવમી **નિર્જરા ભાવના.**

૧૦. લોક સ્વરૂપનું ઉત્પત્તિ સ્થિતિ, વિનાશ સ્વરૂપ વિચારવું તે દશમી **લોક સ્વરૂપ ભાવના.**

૧૧. સંસારમાં ભમતાં આત્માને સમ્યક્ જ્ઞાનની પ્રસાદી પ્રાપ્ત થવી દુર્લભ છે, વા સમ્યક્ જ્ઞાન પામ્યો તો ચારિત્ર સર્વ વિરતિ પરિણામ રૂપ ધર્મ પામવો દુર્લભ છે, એવી ચિંતવના તે અગ્યારમી **બોધ દુર્લભ ભાવના.**

૧૨. ધર્મના ઉપદેશક તથા શુદ્ધ શાસ્ત્રના બોધક એવા ગુરૂ અને એવું શ્રવણ મળવું દુર્લભ છે, એવી ચિંતવના તે બારમી **ધર્મ દુર્લભ ભાવના.**



# स्मरण.

સ્મરણમાં રાખો કે, સ્વકર્મમાં પ્રતિદિન અધિક ઉત્સાહ પૂર્વક યોજાવું; અને પોતાપણાનું સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી, સકળ વિશ્વને આદર્શરૂપ થઇ પડવું એ ઉન્નતિના શિખરસ્થ થવા તુલ્ય છે.

સ્મરણમાં રાખો કે, અહોનિશ આહ્નિક, નિત્ય નૈમિત્તિક, વિહિત કાર્યોમાં નિયમિત યોજાઇ, મલાદિ વિક્ષેપને દૂર કરી, આંતર મનને વધુ ને વધુ પ્રકાશિત—તેજીત કરવું; અને આશ્રમ ધર્મનું વિધિ પુરઃ સહ પાલન કરતાં, અન્ય આશ્રમવાસી, અતિથિઓનું યથાશક્તિ આદરાતિથ્ય કરવું એ ગૃહસ્થાશ્રમનો સર્વોત્તમ ધર્મ છે.

સ્મરણમાં રાખો કે, તમે જેને શ્રી ઇષ્ટ તરીકે સ્વીકારો છો, તેનો વાસ—રહેઠાણ અમુક સ્થાનમાં છે, એમ ભરમાશો નહિ, કિન્તુ વિભુ—વ્યાપકત્વની સ્થિતિમાં—અણુ, પરમાણુમાં સૃષ્ટિમાં સઘળે વ્યાપ્ત છે અર્થાત્ ઇષ્ટ એ એવી વસ્તુ નથી કે જેને દેશ કાળાદિ બાધ કરી શકે ! તો અખંડ સ્વરૂપમાં જેમ માળામાં દોરો વ્યાપ્ત છે, તદ્દત ઇષ્ટશ્રીના વ્યાપકત્વને હૃદયમાં સ્વીકારી કોઇપણ કાર્યનો આરંભ કરો.

સ્મરણમાં રાખો કે, વિશ્વમાં તમારો કોઇ અરિ નથી. જે વ્યક્તિ તમને અરિના સ્વરૂપમાં પ્રતિત થાય છે, તેમાં તમારી દષ્ટિનો પ્રભાવ છે. જો ઇષ્ટશ્રીને વ્યાપક તરીકે સ્વીકાર્યા; તો પછી અરિમાં ઇષ્ટશ્રી શું નથી કે ? જો અરિમાં ઇષ્ટશ્રીનો આવિર્ભાવ છે, તો અરિત્વને સ્થાન રહેતું નથી. આ રીતે જો અરિત્વનો લોપ થાય છે તો જેમ એ પદાર્થોના પ્રબેલા મિશ્રણમાંથી એક પદાર્થ વિભકત થતાં, મિશ્રભાવ નષ્ટ થાય છે; તત્ત્યાગે અરિત્વનો સમુદ્દલ નાશ થતાં કેવળ મિત્રભાવ યા સમભાવ વૃત્તિ પ્રત્યેક વ્યક્તિમાં શેષ રહે છે. અર્થાત્ અરિપણાનું જ્ઞાન તે શશૃંગવત્ રહેશે.

સ્મરણમાં રાખો કે, કુદરતની વિશ્વ વ્યવસ્થા પ્રતિક્ષણે મનુજ બાળને મદદ સારે છે. તમે કોઇપણ કાર્યમાં યોજાઓ તે અવસર, કુદરત તમને મનોમય સૂચન કરે છે. યદિ આ આજ્ઞાને આધીન થનાર, કુદરતનું બાળક બની આજ્ઞાધારક ધર્મને સ્વીકારે છે; તો તે સ્વકીર્તિથી દિશાઓને પ્રતિ પ્રકાશિત કરે છે. પ્રાચીન અને અર્વાચીન કાળમાં પ્રકટેલા અને પ્રકટતા મહાપુરૂષો; કેવળ કુદરત માતાનુજ અવલંબન કરનાર છે. માતા જેમ નિજ બાળકને સ્વરક્ષણ સહ, વિહિત કાર્યોમાં પ્રેરિ, સુયશની પ્રાપ્તિ કરાવે છે, તદ્દત્ કુદરત પણ યોગ્ય માર્ગે પ્રયાણ—પ્રવાસ કરાવે છે.

સ્મરણમાં રાખો કે, પ્રગતિને ઇચ્છનાર સજ્જનો, કાર્યનો આરંભ પૂર્વે પ્રત્યેક કાર્યમાં ઇષ્ટશ્રીને અનુસ્યુત કરી શરૂઆત કરે છે. જેથી કાર્ય નિર્વિઘ્ને પ્રસાર થાય છે. ને ફળપણ દૈવિ મેળવે છે. જો વસ્તુમાં ઇષ્ટ વસે તેમાં શી મણા ? પ્રાકૃત બુદ્ધિથી અવલોકન કરતાં, સ્પષ્ટ નજરે પડે છે કે—ઇષ્ટશ્રીના આરોપણ વડે પ્રતિમોપાસનાથી માણસ ક્રમશઃ પોતાની માનસિક ઉન્નતિ સાધી શકે છે. જેને કેટલાક સમય પૂર્વે પાદસ્પર્શ અને અસહ તાડન કરવામાં આવેલું તે પ્રતિક, ઇષ્ટારોપણ વડે કેવા પ્રકારનો ચમત્કાર પ્રકટાવે છે; તો મનુષ્ય સ્વભાવ જનિત કાર્યો અપૂર્વ પ્રકારનાં પ્રકટે તેમાં શી નવાઈ ?

સ્મરણમાં રાખો કે, તમારૂં મન શ્રમથી જ્યારે વ્યથિત થયું હોય તે સમયે તમે આંતર મનના ઉંડાણના પ્રદેશમાં ઇષ્ટ સત્તાને સ્થાપિત કરો. ઇષ્ટિશ્રીમાં સર્વોત્તમ આરોગ્ય, સર્વોત્તમ બળ, સર્વોત્તમ પ્રકાશ, સર્વોત્તમ ઐશ્વર્ય અને સર્વોત્તમ સુખ નિવસેલું છે. આવા અઘાત-અથાગ સામર્થ્ય યુકત પુરૂષનું સ્થાપન થતાં, તમો જરૂરથી શ્રમથી શ્રાન્ત થશો. એટલુંજ નહિ કિન્તુ, અધિક બળપ્રદ તમારા આંતર મનને બનાવશો. મન, મતિ બળવાન થતાં શરીર પણ સુઆરોગ્ય થએલું અનુભવશો. ઉકત પ્રકારનો જેમ જેમ અનુભવ વધારતા જસો તેમ તેમ નૂતન કાર્ય સાધક વીર તરીકે અસ્તિત્વમાં આવશો.

સ્મરણમાં રાખો કે, તમો જે વિશ્વમાં વસીને, સ્વકાર્ય પરાયણ વૃત્તિ રાખો છો; તેમાં તમારી ભૂલ છે કારણ કે તમારા પોતાના એકલા સારૂં નથી કિન્તુ જે સમૂહમાંથી તમો કાર્ય સાધો છો, તે જે વ્યકિતઓનો સમૂહ બનેલો છે. તેનો પણ એમાં હિસ્સો છે. એટલે કે તમોએ જે કાંઈ યથાશકિત પ્રાપ્ત કીધું છે. તેમાંથી સૃષ્ટિની અમુક અમુક વ્યકિતઓને દીનતાની સ્થિતિમાં જોતાં, યોગિ જેમ પામરને નિજ સત્વવડે મુમુક્ષુ બનાવે છે. તદ્દત દીનની યથારૂચિ દીનતા વિલાવી દેવી, એ સુત્ર હંમેશાં તાજું રહે માટે, હૃદય સ્મરણ પોથીમાં નોંધવા યુક્ત છે.

સ્મરણમાં રાખો કે, સ્થુળ દૃષ્ટિએ વિશ્વની વિવિધ વ્યક્તિઓ ભિન્ન સ્વરૂપમાં પ્રતિત થાય છે; તદપિ વસ્તુતઃ તેમ નથી. તમારા શરીરનાં પ્રત્યેક અંગો જેમ વ્યસ્ત રૂપે, દૃશ્યમાન થયા છતાં, એકમેકનો સંબંધ આખા તનુમંદિર સાથે સંલગ્ન છે, તેમ કિરતારની ક્રિડામાં પ્રાદુર્ભાવને પામેલા શરીરો કિરતારના અંગ રૂપ છે. તમારો પણ તેમાં સમાવેશ છે, તો સબંધિક અંગોપાંગને તમારે પોતા તરીકે કેમ ન સ્વીકારવાં ! એ વિષે વધુ ઉહાપોહ કરવા જરૂર રહેતી નથી.

સ્મરણમાં રાખો કે, તમો જ્યારે જ્યારે આંતર મનમાં ઉકત પ્રકારના ભાવને સ્થાન આપશો કે, તત્કાળ તમે જે ભૂમિકામાં સ્થિત છો ત્યાંથી પ્રતિક્ષણે પ્રગતિ પરાયણ થવાનાજ.. ભલેને પછી ક્ષુદ્ર મતિમાનને સંસાર અકારો—ખારો લાગતો હોય, તદપિ તમો તો સ્વર્ગ સમાન સુખમય આ આશ્રમને અનુભવવાના. આધિ, વ્યાધિ કે ઉપાધિ તમારાથી અનંત કોડ મૈલ દૂરને દૂરજ ખસવાની. વિશ્વમાં સઘળે સ્થળે સુખ, સુખને સુખજ જોવાના. વૈર, દ્વેષ, ક્રોધ અને વહેમને તમો દેશનિકાલ કરવાના.

સ્મરણમાં રાખો કે, વિશુદ્ધ ભાવને સ્થાન આપવા વડે, સૃષ્ટિમાં સૃષ્ટાએ જે કાંઈ બળ, વૈભવ, આરોગ્ય અને લક્ષ્મી પ્રસરાવી છે; તે તમારા તરફ આકર્ષાવાની. યદિ તમો પ્રમાદિ હશો તો ઉદ્યમશીલ, રોગી હશો તો નિરોગી, અશક્ત હસો તો શક્ત, સ્વાર્થી હશો તો પરોપકારી, અને દીન હશો તો દિનતાનો લોપ થઈ, સધનતા પ્રાપ્ત કરવાનાજ.

સ્મરણમાં રાખો કે, " સમતા " એ દૈવની દોલત છે, સ્વર્ગની સીડી છે, અને સૃષ્ટાનો સ્વભાવ છે. ' સમતા ' ને ધારણ કરનાર ધીર, વીર અને ધનિક બને છે. ક્ષમા, ધૃતિ, શૌચ અને મનોનિગ્રહ ઉમદા પ્રકારે સાધી શકે છે. એંટલુજ નહિ પણ સર્વોત્તમ શારીરિક, સર્વોત્તમ માનસિક અને સર્વોત્તમ આધ્યાત્મિક સ્થિતિનો આવિર્ભાવ કરે છે. અને તજ્જન્ય આનંદ અનુભવી, ઐહિક આમુષ્મિક કાર્ય સાધી શાશ્વત પદનો અધિકારી બને છે.

---




આ મહાત્માનો જન્મ અવધ પ્રદેશના લખનઉનગરમાં સઆદત્તગંજ નામના મહેલ્લામાં સંવત ૧૮૩૬ ના ભાદ્રપદ માસની અનંત ચતુર્દશીના રોજ થયો હતો. તેમના પિતાનું નામ શિવનન્દન હતું. તે કાન્યકુબ્જ બ્રાહ્મણ, વાજપેયી હતા. તેમના પિતા, અનન્તના પિતામહ, ચૂડામણિજી સુશીલ અને કર્મઠ બ્રાહ્મણ હતા. કાનપુરમાં રાઇ, ઘી વિગેરેનો વેપાર કરીને પૈસાવાળા થયા હતા. કાનપુરમાં પોતાનો વેપાર સારો ચાલતો હતો. અને જેથી તેમણે પોતાને ત્યાં એક બગીચો અને એક કોઠી બનાવરાવી હતી. અનન્તની માતાનું નામ બલિરાજકુંવરિ હતું. તે પણ લખનઉની પાસેના ગામનાંજ હતાં.

નાનપણથીજ અનન્તનું મન સંસારથી વિરક્ત હતું. તે ખેલવા કુદવામાં અધિક ધ્યાન આપતા નહોતા તે પોતાનાં માબાપને બહુજ લાડીલા હતા. તોપણ તેમનું મન તે લાડ અને પ્યારથી અધિક વિચલિત થયું નહોતું.

અનન્તના પિતામહ—દાદા, એ બે ભાઈ હતા. મોટા હોવાને લીધે ચૂડામણિજ ઘરના માલિક હતા. કેટલાક દિવસો સુધી તો બંને ભાઇને સારી રીતે બનવાથી ભેગુંજ ચાલ્યું, પણ અંતે કેટલાક વખત પછી ચૂડામણિ અને તેમના ભાઇને અણબનાવ થયો અને તેથી ચૂડામણિજીએ લખનઉનો ત્યાગ કરીને કાનપુર જઇ રહેવા માંડયું. ત્યાં જઇ થોડાક દિવસ જીવી પોતે સ્વર્ગવાસ થયા.

આ પ્રમાણે ચૂડામણિજીના મૃત્યુ પછી તેમનો વ્યાપાર અને ગૃહસ્થાશ્રમનો કારભાર ચલવવાનું તેમના પુત્ર શિવનંદનને માથે પડયું. શિવનન્દન સાચા બ્રાહ્મણ હતા. તે પોતાનો કારભાર સારી રીતે ચલાવી શકે તેમ નહોતું. તેથી તેમજ પોતાના પિત્રાઇઓના કહેવાથી તે પોતાની સ્ત્રી અને પોતાના પુત્ર અનન્તને લઇને પાછા લખનઉ ગયા. શિવનન્દનના પિત્રાઈઓના સ્વભાવ સારા નહોતા. ચૂડામણિના જીવતાં સુધી તો તેઓ તેમને કાંઇ કરી શકયા નહોતા. પણ હવે તક આવેલી જોઇને તેઓ શિવનંદનનું ખુન કરવાનો લાગ શોધવા લાગ્યા. એક દિવસ શિવનંદનનું તો કોઇએ ખુન કર્યું, અને ખુનીઓએ ધાર્યું કે તેના પુત્ર અનન્તને પણ શિવનંદનની પાસે મોકલી દઇએ જેથી તે જલ્દીથી અનન્તને ઘેર આવ્યા. અનંત ઘરમાંજ સુઈ રહ્યા હતા, અને તેમની મા કાંઇક કામ કરતાં હતાં. અનન્ત જે ઘરમાં સુઈ રહ્યા હતા તે ઘરમાં અંધારૂં હતું. ખુનીઓએ તેમાં પ્રવેશ કર્યો પણ અંધારાને લીધે તેઓ અનન્તને બરોબર જોઈ શકયા નહિ. "ईश्वरेच्छा बलीयसी", તેમણે અનન્ત ઉપર તરવાર ચલાવી પણ તે અનન્તને ન વાગતાં તકીયાને વાગી, પણ તેની થોડી અણી અનન્તના પેટમાં વાગી કે જેનું નિશાન હજુ સુધી તેમના પેટમાં જણાય છે.

તુરતજ આ ખુનની ખબર આખા શહેરમાં ફેલાઈ ગઈ. આ તરફ અનન્તના મામાએ

એ ખુનીઓની પણ સારી રીતે ખબર લીધી. સર્વ લોક આથી શાન્ત થયા અને અનન્ત-ની માને પણ આશ્વાસન આપવા લાગ્યા.

અનન્તની મા ઘણીજ ચતુર હતી. પોતાના ભાઈની અનુમતિથી તેણે એક વૃદ્ધ ક્ષત્રિયને બોલાવીને પોતાને ત્યાં નોકર રાખી લીધો -અને અનન્તને સાથે લઇને કાનપુર ચાલી નીકળી. કાનપુરમાં તેણીએ અનન્તને ભણાવા માંડયો પણ તે બિચારીનું ભાગ્ય સારૂં નહોતું. થોડાજ રોજમાં એવો બનાવ બન્યો કે જેને લીધે તે આ જન્મમાંજ દુઃખના દરિયામાં ગોથાં ખાવા લાગી.

કાનપુર આવ્યા પછી થોડાજ દિવસમાં અનન્તનો વિવાહ એક સારા કુળની કન્યાની સાથે થયો. વિવાહ થઇ ગયા પછી અનન્તની ઇચ્છા થઇ કે પોતાના પરિવારિક શત્રુઓને પોતાના બાપના ખુનનો બદલો આપવો. અને તેથી તેણે ઘેરથી બહાર નીકળી તંત્ર-વિદ્યા શીખવાની ઇચ્છા કરી. પણ તેનું કાંઈ ફળ ન મળ્યું. અનન્તનો વૃદ્ધ નોકર આ વખતે કાંઇક અપરાધમાં આવવાથી બે વર્ષની સજામાં ગયો હતો. તે સજામાંથી મુક્ત થયા પછી જ્યારે ઘેર આવ્યો ત્યારે અનન્તની ઇચ્છા થઇ કે તેને સાથે લઇને કલકત્તા જવાનેબ-હાને ઘેરથી બહાર નીકળી જવું. આ વખતે અનન્તનું વિરાગ મન થવા લાગ્યું. પણ અ-નન્તે તેની કાંઇ પરવા ન કરી. તે પોતાની માતા પાસેથી હઠ પૂર્વક રજા લઇને પોતાના વૃદ્ધ નોકરની સાથે કલકત્તે ગયા. ત્યાં જઇને પોતાના વૃદ્ધ નોકર મોહકમસિંહ સુતો હતો તે વખતે તેનો ત્યાગ કરી પોતે ચાલી નીકળ્યા. આ વાત સંવત ૧૮૫૧ માં બની.

ત્યાંથી નીકળ્યા પછી માર્ગમાં અનેક પ્રકારનાં દુઃખો ભોગવી અનન્ત કેટલાક સાધુ-ઓની સાથે બાલાગંજ નામના સ્થાને પહોંચ્યા. ત્યાં એક પ્રસિદ્ધ વૈષ્ણવ મહાત્મા રહેતા હતા. અનન્ત તેમના શિષ્ય થયા. તેમના ઉપદેશથી અનન્તના જુના વિચારો બદલાઈ ગયા. તેમણે ધાર્યું કે વિદ્યાધ્યાન કરીને ઉપદેશક બનવું અને સંસારના ઉપર કાંઇ ઉપકાર કરવો. આ વિચાર ઉત્પન્ન થતાં જ તે ગુરૂની આજ્ઞા લઇને પાસેના એક નવગેખા નામના પર્વત-પર ગયા અને ત્યાં ત્રણ વર્ષ સુધી યોગવિદ્યાનો અભ્યાસ કર્યો. ત્યાર પછી પોતાના યોગાચાર્ય પાસેથી આજ્ઞા લઇને ચંદનગરમાં જઇને ત્યાં એક વર્ષ સુધી વ્યાકરણનું અધ્યયન કર્યું. ત્યાર પછી તે કાશીમાં આવ્યા. કાશીમાં ૯ વર્ષ સુધી રહીને ૭ એ શાસ્ત્રોમાં સારી રીતે યોગ્યતા પ્રાપ્ત કરી લીધી.

હવે અનન્ત એ અનન્ત રહ્યા નહિ, પણ એક મોટા પંડિત અને મહાત્મામાં ગણાવા લાગ્યા. કાશીથી તે ટિકારી ગયા. ટિકારીના મહારાજે તેમનો ઘણોજ આદર-સત્કાર કર્યો. ત્યાંથી વિદાય થતી વખતે તેમણે મહાત્મા અનન્તને ઘણુંજ દ્રવ્ય આપ્યું. અનંત પૂર્ણ પંડિત બનીને ત્યાંથી તે પોતાના ગુરૂનાં દર્શનોને માટે રવાના થયા. ગુરૂનાં દર્શન કરીને તે જગન્નાથજી ગયા. ત્યાં જે કાંઇ તેમની પાસે હતું તે સર્વનું દાન કરી દિધું. કહે છે કે, તે વખતે લગભગ ૨૫ હજાર રૂપિઆની મિલ્કત તેમની પાસે હતી. જગન્નાથ પુરીથી છત્તીસ-ગઢ થઇને તેમણે ભારતનાં અનેક મોટાં મોટાં નગરોમાં ભ્રમણ કર્યું, અંતમાં સંવત ૧૮૭૮ માં પોતે કાસ્મીર પહોંચ્યા. ત્યાં કેટલાક દિવસ રહીને પોતે પાછા ફર્યા. માર્ગમાં અનેક

જન્મે એ પોતે પોતાના શરીર પર અગ્નિ મુકીને ત્યાં હાજર રહેલા મોટા મોટા લોકોને એ બતાવી આપ્યું કે શરીર એ કોઈ વસ્તુ નથી.

કાશ્મિરથી આવીને પોતે ૧૦ વર્ષ સુધી પંજાબના પતિયાલા રાજ્યના કોઇ પર્વત પર અને ૧૦ વર્ષ સુધી લુધિયાના નગરની પાસેના કોઇ પર્વતની ગુફામાં યોગમગ્ન રહ્યા. ત્યાં પોતાની ઘણીજ પ્રસિદ્ધિ થઇ. ત્યાંથી ચાલીને પોતે કાનપુર, બહરાયચ અને બહરામઘાટ વિગેરે સ્થળે થઇને અયોધ્યા ગયા. આ મુસાફરીમાં કપુરથલાના મહારાજ કેટલાક દિવસો સુધી પોતાની સાથે રહ્યા હતા.

અયોદ્યામાં પોતે ૫ વર્ષ સુધી રહ્યા. પોતાને કાશી નરેશ શ્રી ઇશ્વરીપ્રસાદસિંહજી તરફથી કાંઇક વૃત્તિ પણ મળતી હતી. અયોદ્યાથી પોતે નેપાળ ગયા. ફરી ગોરખપુર જીલ્લાના બહરજ નામના ગામે ગયા.

હાલ પણ પોતે આજ સ્થળે રહે છે. અહીં આવે હાલ તેમને ૩૭ વર્ષ થઇ ગયાં છે. પોતે શ્રી વિહારીજીની ગાદીવાળા મહન્તને પહેલાં વહેલાં અયોદ્યામાં મળ્યા હતા. ત્યારથી આજ સુધીમાં તે ગાદી પર ચાર મહન્ત થઇ ગયા છે. શાહજહાંપુરમાં પોતાને દયાનંદ સરસ્વતીની મુલાકાત થઈ હતી.

તેમની ઉમ્મર લોક ૧૫૨ વર્ષની જણાવે છે, પણ અમારા ધારવા પ્રમાણે ૧૩૬ વર્ષની છે. તેમની જન્મતિથીનું જ્ઞાન અમે અનુમાનથી પ્રાપ્ત કર્યું છે. પોતાનો સાક્ષાત્કાર જે મનુષ્યોથી થયો છે તેમની અવસ્થા પરથી તેમની ઉમર ૧૩૬ વર્ષથી ઓછી નથી એવું અનુમાન થાય છે.

આટલા દિવસ પોતાને બરહજ આવ્યે થયાં છે. આજ સુધી પોતાને કેવળ એકજ વખત થોડા દિવસ સુધી કાંઇક શરીર પીડા થઇ હતી. પોતે કોઈની પાસે કાંઈ માગતા કરતા નથી તેમજ કોઇને કાંઇ સિદ્ધિ સાધના પણ બતાવતા નથી. કોઇના અયોગ્ય પ્રશ્નનો ઉત્તર પણ તેઓ આપતા નથી.

પોતે એક વખત કેવળ પાશેર દૂધ પીવે છે. આજ કાલ તો તે પણ કમી થવા લાગ્યું છે. પોતે જોઈ શકે છે, સાંભળી શકે છે, અને કાંઇક ચાલી પણ શકે છે પોતાનો અવાજ ઘણો મોટો છે. પોતે સદા "ૐ, ૐ" કહ્યાં કરે છે. પોતે કહ્યાં કરે છે કે ૐ (ओम्) ચરાચરમાં વ્યાપ્ત છે. કદી પોતે ગાય છે, કદી પોતે હસે છે, અને કદી રડે છે. ઘણો થોડો વખત પોતે સુવે છે. વેદ શાસ્ત્ર આદિને પોતે કલ્પિત અને નશ્વર માને છે. પોતે મોક્ષને કાંઇ સમજતા નથી. પોતાનો પ્રથમ ધર્મ વૈષ્ણવ હતો, પરંતુ પોતે ધીરે ધીરે તેનો ત્યાગ કરી દીધો છે. હાલ પોતે વિધિ નિષેધ–રહિત સ્થિતિએ પહોંચી ગયા છે*

લક્ષ્મીનારાયણસિંહ.

---

* હીંદીમાંથી અનુવાદ.

# सर हैनरी कॉटन.

( લેખક-દીવાન. )

## જન્મ અને વિદ્યાભ્યાસ.

સર હૈનરી કૉટનનો જન્મ ૧૩ મી સપ્ટેમ્બર ઈ૦ સન ૧૮૪૫ માં મદ્રાસ પ્રાન્તના કુમ્ભકોણમનગરમાં થયો હતો. તે સમયે ત્હેમના પીતા કુમ્ભકોણમનગરના કલેકટર હતા. ભારત વર્ષમાં હૈનરીનો સમ્બન્ધ પાંચ પેઢીથી છે. ત્હેમના પીતામહ ઇષ્ટ ઇન્ડિયા કમ્પનીના એક પ્રતિષ્ટ કર્મચારી હતા. સર હૈનરીનો એક પુત્ર આઇ. સી. એસ. મદ્રાસ પ્રાન્તમાં હાલ પણ સારા હોદ્દા પર છે. વિલાયતમાં સર હૈનરીનો સમ્બન્ધ એક ઉચ્ચ પંક્તિમાં ગણાય છે. તેમના પીતામહ કવિ અને ડાકટર હતા. કવિ કૌપર સાથે ત્હેમની મિત્રતા હતી. સર હૈનરી ગ્રેજ્યુએટ હતા નહિ. ના તો યુનિવર્સિટીની અન્ય ઉપાધિયોથી વિભૂષિત હતા, પણું જે શિક્ષા ત્હેમણે પ્રાપ્ત કરી છે તે કંઇ ગ્રેજ્યુએટોથી બહુ ઉત્તમ છે. ત્હેમનો વિદ્યાભ્યાસ વુડફર્ડથી આરંભ થયો હતો. તે લન્ડનથી ૨૫-૩૦ માઈલ દૂર છે. ન્હાનું શું નગર છે. હાલ ત્હેહોજલાલીમાં ઉન્મત્ત છે. તે બહુ સારી જગ્યા છે. વુડફર્ડમાં વિદ્યા સમાપ્ત કરી, ઇ૦ ૧૮૫૬ માં સર હૈનરી ઑાકસફર્ડ ગયા. ત્યાં ત્રણ વર્ષ રહ્યા. પછી બ્રાઇટન ગયા. બ્રાઇટનમાં રહેવાથી ઐતિહાસ અને પ્રાચીન ભાષાઓ ( ગ્રીક અને લેટીનમાં ) ઉત્તમ યોગ્યતા પ્રાપ્ત કરી. સન ૧૮૬૧ ઈ.માં લન્ડનની કિંગ્સ કાલેજમાં પ્રવેશ કર્યો. ત્યાં ઐતિહાસ ધર્મશાસ્ત્ર અને લેટીન તથા ગ્રીકમાં કંઇક સારી યોગ્યતાએ પહોંચ્યા, અને તેમાં પારિતોષક પણ મેળવ્યું. ત્હેમના પીતાની ત્હેમને ઇનજીનિયર બનાવવાની ઇચ્છા હતી, પણ સર હૈનરી એ વિચારની વિરૂદ્ધ હતા. સન ૧૮૬૫ માં ત્હેમણે વિના પ્રયત્ને સિવિલ સર્વિસ પરીક્ષા પાસ કરી. ત્હેમના સાથી પ્રસિદ્ધ સર ચાર્લસ લાયલ હતો. પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થયા હતા. તે સમય કેવળ સર હૈનરી વર્ષ ૧૮ ની ઉમ્મરના હતા.

## નોકરી.

સન ૧૮૬૭ માં સર હૈનરી ભારત વર્ષમાં પધાર્યા. ત્હેમની ધર્મપત્નિ પણ સાથે હતી. ભારતના વાઇસરાય આ સમયે સરજાન લારેન્સ હતા. આવતાંજ મિદનાપુરના આસિસ્ટંટ માજીસ્ટ્રેટ નીમવામાં આવ્યા. આ પદ પરથી વધતાં વધતાં ચીફ કમિશ્નર સુધી પહોંચ્યા. અને તે પદ પરથી પેન્શન લઈ ઇ. સન ૧૯૦૨ માં, અર્થાત્ ૩૪ વર્ષ સુધી નોકરી કરી વિલાયત ચાલ્યા ગયા. ત્હેમણે નોકરી જે યોગ્યતાથી કરી છે તે સર્વ કોઇને વિદિત છે. તે જ્યાં જ્યાં રહ્યા ત્યાં પ્રજા પ્રસન્ન રહેતી. આસામમાં ત્હેમની લોકપ્રિયતાનો નમુનો ગોહાટી કૉટન કૉલેજ હયાત છે. આસામમાં ઇર્ષાખોરો ત્હેમને અસહ્ય દુઃખ આપતા. જે ત્હેમણે

સ્વતંત્રતાથી ત્હેમના અત્યાચાર જનસમાજ આગળ વિદિત કર્યા જે સર્વ કોઇને વિદિત હશેજ. ઇર્ષાખોરોએ ત્હેમની વિરૂદ્ધ ઘણી ધુમ ઉડાવી. લોર્ડ કર્જન તે સમયે વૉઇસરાય હતા. ત્હેમને સર હૈનરીની વાતો પસંદ ના આવી. પણ તે શિવાય થોડા ગોરા સાહેબોનો સમ્પૂર્ણ દેશ સર હૈનરીની પ્રશંસાથી ગાજી રહ્યો હતો. બસ તે કારણ હતું કે સરહૈનરી લેફ્ટેનન્ટ ગવર્નર કેમ ના બની શકે. સન ૧૯૦૨ માં તે પેન્શન લઇ વિલાયત ચાલ્યા ગયા. તે વર્ષે ત્હેમને કે. સી. એસ. આઇ. ની પદવી મળી. સરહૈનરી પોતાના પુસ્તકમાં લખે છે કે તે ઉપાધિ લોર્ડ કર્જનની કૃપાનું ફળ હતું. જે છે તે, પણ એટલું તો અવશ્ય છે કે તે ઉપાધિ કાંઇ ખુશામત સિવાય મળી ન હતી, જેથી તે અધિક આદરણીય છે.

## કોંગ્રેસથી સમ્બન્ધ.

ઈ. સન ૧૯૦૪ માં સર હૈનરીને મુમ્બાઈ કોંગ્રેસના અધ્યક્ષ ચૂંટવામાં આવ્યા. જેથી યુરોપિયન પેપરો ત્હેના ઉપર તૂટી પડયા અને સર હૈનરીને જેમ ફાવે ત્હેમ બીભત્સ શબ્દો કહ્યા તેમજ સરકારના અશુભ ચિન્તક કહ્યા. કે. સી. એસ. આઈ.ની ઉપાધિ ખુંચી લેવાની સલાહ આપવા લાગ્યા. કોંગ્રેસ સમાપ્ત થવા પછી સર હૈનરી પોતાના અંગત મિત્રોને મળવા બંગાળા અને આસમમાં પધાર્યા ત્યારે સરકારી ઑફીસરોએ ત્હેમનો અણઘટતો નાદર કર્યો. જે હૈનરીના મિત્ર હતા તે દુશ્મન થઇ બેઠા અને સર હૈનરીના નામપર અયત્ન તિરસ્કાર વરસાવવા લાગ્યા. પણ ત્હેમને તે વાતોની કયાં પરવા હતી. તે વિરોધે સર હૈનરીનું માન પાન ઘણું વધાર્યું. પ્રજાએ ત્હેમનો દેવના તુલ્ય સત્કાર કર્યો. ત્હેમના પર પુષ્પ-વર્ષા થઇ. અણગણિત માનપત્રો મળ્યાં. એંગ્લો ઇન્ડિયન પત્રોએ ઇર્ષા કરવી જારી રાખી પણ કાંઇ વળ્યું નહિ. બીજા વર્ષની કોંગ્રેસ પણ અદ્વિતીય:થઇ. ઉત્સાહ અને હર્ષની સીમા ના રહી. દેશના સમસ્ત ભાગોમાંથી પ્રતિનિધિઓ ભેગા થયા. મુમ્બાઇવાસીઓએ શાહી સ્વાગત-સત્કાર કર્યો. વિદાય પણ ત્હેની રીતે થઈ. તેવી કોંગ્રેસ થવી કઠીન છે. દર્શક તે દશ્યને કદી પણ ભૂલશે નહિ.

## પાર્લામેન્ટમાં પ્રવેશ.

સન્ ૧૯૦૬ માં સર હૈનરી નૉટિંગહામ નગરના પ્રતિનિધિ થઈ હાઉસ ઑફ કૉમન્સના સભાસદ થયા. તે સમયે સર હૈનરીની ઉમર ૬૧ વર્ષની હતી. આ દેશમાં ત્હેટલી આયુષવાળા વૃદ્ધ સમજવામાં આવે છે. સાંસારિક કાર્યોથી અલગ થઈબેસે છે. પણ વીલાયતમાં તે હાલ નથી. તે લોક ખુબ તંદુરસ્ત રહે છે અને જવાનોની તરેહ, ચંચળ અને સાહસી પણ રહે છે. તેમ સર હૈનરી પણ વૃદ્ધ હતા. તોપણ તરૂણની તરેહ પોતાનું કાર્ય કરતા. પાર્લામેન્ટમાં તે સમયાનુસાર ઉપસ્થિત રહેતા હતા. તે નૉટિંગહામ અને હિંદુસ્તાન સમ્બન્ધી ઘણી રાજ્યકિય ચર્ચા ચલાવતા. ભારતીય ચર્ચાઓમાં તે એટલો ઉત્સાહ પ્રગટ કરતા કે ત્હેમના વિપક્ષી મશ્કરી રૂપે મેમ્બર ફૉર ઈન્ડિયા ( ભારતીય પ્રતિનિધિ ) કહ્યા કરતા. લાલા લજપતરાયના દેશ નિકાલ પર સર હૈનરી અને ત્હેમના સાથીઓએ જે ચર્ચા ચલાવી હતી, તે જગ પ્રસિદ્ધ છે. તે એવો સમય ન હતો કે લોર્ડ માર્લી, સર હૈનરી અને ત્હેમના સાથીઓ તીવ્ર કટાક્ષોથી બચ્યા હોય. સર હૈનરીની દશા વિલક્ષણ હતી. વિપક્ષી દલ અને સર જાનસસ ક્રોધિત થઈ ઉઠયા હતા. વિપક્ષી મેમ્બર કદી ક્રોધિત અને

દેશ—વશ થઈ વચ્ચમાં ધુનં મચાવતા હતા. કદી ઉઠીને પણ નાસતા. સર હૈનરી અને ત્હેમના સાથીઓને તે ઘણો તિરસ્કાર કરતા તેમજ અપશબ્દ પણ ઉપયોગમાં લેતા. જે સમય લાલા લજપતરાયની પ્રશંસા કરતાં લન્ડનના પ્રખ્યાત ધાર્મિક નેતા અને સુવક્તા ડાકટર ક્લિફર્ડની ઉપમાં આપી, તે સમય વિપક્ષીઓએ જે ખુમરાટ કરી, તે દશ્ય જોવા જોગ હતો. લોર્ડ મોર્લી પણ આથી ઘણા નારાજ થયા અને પોતાને બીજા આગ્રહ વજનદાર બનાવવા ટેબલપર જોરથી હા પછાડતા હતા. પણ અન્તમાં સર હૈનરીનો વિજય થયો. તેવી રીતે વિજયવંત થવાથી સર હૈનરી જોરાવર અને સારગર્ભિત દષ્ટિગોચર થતા હતા. પાર્લામેન્ટમાં સર હૈનરીના સાત પ્રખ્યાત મેમ્બર હતા. સર થોમ, સર ચાર્લ્સ ડિલ્કુ, સર હરબર્ટ રાબર્ટસ, ડાકટર રધરફર્ડ, મિ૦ ઓડાલન. મિ૦ ઓગ્રેડી, મિ૦ કેરહાર્ડી, મિ૦ મકારનૈસ, મિ૦ રામસે મૈકડાનલ્ડ, મિ૦ મકારનૈસ, મિ૦ લીરૂબ્લેન્સ, મિ૦ વેજઝુડ, મિ૦ ગુચ, હાર્ટડેવીજ ઇત્યાદિ.

પાર્લામેન્ટ બીજી વખત સને ૧૯૧૦માં ભરવામાં આવી. તે સમય સર હૈનરીની પ્રકૃતિ ગંભીર હતી. બીક હતી રખે પ્રાણાન્ત ના થઈ જાય. જેથી તે પ્રમુખ થવા માટે કંઇ પ્રયાસ કરી શક્યા નહિ. તો પણ ત્હેમના તરફથી ત્હેમના ભાઇ, પુત્ર અને નૉટિંગહામ વાસીઓએ કંઈ આન્દોલન કર્યું. સર હૈનરી પથારીવશ હતા. સંસારમાં શું થઈ રહ્યું છે, ત્હેમને કાંઇ ત્હેની ખબર હતી નહિ. જ્યારે મત ગણવામાં આવ્યા ત્યારે ૧૫૨ ઓછા થયા. પંણ સર હૈનરી જો એક વખત જઇ ઉભા રહેત તો પ્રમુખ થવામાં કંઇ શંકા ન હતી. જેથી ત્હેમની લોકપ્રિયતા વિદિત થાય છે. સર હૈનરીની વિરૂદ્ધ જે સાહેબ ઉભો થયો હતો, તે એક કરોડપતિ હતો. પ્રમુખ થવા માટે તેણે ઘણા મહાન્ પ્રયાસ કર્યા અને સહસ્ત્રો રૂપીઆ તે પાછળ ધૂળ કર્યાં. દૂરદૂરથી ત્હેની સ્હાયતા માટે ત્હેના મિત્રો આવ્યા હતા. જેમને એકથી અધિક મત આપવાનો અધિકાર છે, તે પણ તેની મદદે આવ્યા હતા. પણ જે પરિણામ આવ્યું તે ઉપર બતાવવામાં આવ્યું છે.

## છેવટ.

સર હૈનરી ઉચ્ચા કદના હતા, પણ શરીરથી દુર્બળ હતા. બોલનાં સમયે છબ ચોટતી હતી. તે યુવાવસ્થાથી અધિક હતી. જે વાતો કહેતા, તે પૂર્ણ વિચાર કરી કહેતા. તે વજનદાર ગણાતી. ભારતીય ઘટનાઓને તે ઉત્સાહથી વિચારતા—કરતા—ખુશામત ત્હેમને પસંદ ન હતી. ત્હેમના બીજા પુત્ર લન્ડનની કૌન્ટી કૌન્સીલના મેમ્બર છે. પહેલાં બે વાર તે પાર્લામેન્ટમાં મેમ્બર માટે પ્રયાસ કરી ચૂક્યા છે. આશા છે કે હવે તે સફળ થશે. અંગ્રેજીનું "ઇન્ડિયા" નામક સામાહિક પત્ર ત્હેમની દ્વારા પ્રગટ થાય છે, તે બહાદુરીથી તે ચલાવે છે. તેમણે કંઇ વર્ષ સુધી કલકત્તા હાઇકોર્ટમાં બેરીસ્ટરી કરી છે અને મ્યુનિસિપલ મેમ્બર પણ હતા. જેથી ત્હેમને ભારતિય વિષયો પરત્વે સારો અનુભવ છે. ભગવાન સર હૈનરીને ચિરાયુ કરે અને ત્હેમના સુયોગ્ય પુત્રને, જેમના માટે ભારતને બહુ કંઇ આશા છે. તે પણ ચિરાયુ રહો. પિતાની પેઠે તે પણ સ્વતંત્ર સ્વભાવી છે. લન્ડન કૌન્ટી કૌન્સિલમાં તે પ્રભાવશાળી જે કંઈ કાર્ય કરી રહ્યા છે જેથી લોક ત્હેમનાથી અત્યન્ત પ્રસન્ન છે.

---




( અનુસંધાન ગતાંકથી. )

નદીમાં પુરનો વેગ વધારે હોવાથી જેવો હું નદીમાં પડયો તેવોજ તણાવા લાગ્યો મ્હને સારી રીતે તરતાં આવડતું હતું. જેથી મેં કમલનયનીની આમ તેમ શોધ કરી પણ કાંઇ પત્તો ખાધો નહિ. આવા અગાધ જળમાં કમલનયની મારે હાથ આવે તેમ પણ નહોતું તેથી હું નિરાશ થઇ તણાતો તણાતો ઘણે દુર જઇ મહા પરાણે બાથોડીયાં મારતો નદીને કાંઠે આવ્યો. કમલનયની તો ડુબીજ ગઇ એવી મારી ખાત્રી થઇ, જેથી હું હવે નિરાશ થઇ ભીને કપડે કાંઠે આવી ટાઢે થથરતો ઉભો રહ્યો. હજુ રાત્રિ હોવાથી આવા નિર્જન પ્રદેશમાં કયાં જવું એવા વિચારથી સૂર્યોદય થતા સુધી ત્યાંજ બેસવું એમ ધારી હું ત્યાં એક જગ્યાએ બેઠો. થાકથી અને શરદીથી હું બેહાલ થઇ ગયો હતો. કમલનયની જળમાં ડુબ્યાથી મ્હને ઘણોજ શોક થવા મંડયો; અને 'વિઘ્ન આવવાનાં' સાંભળેલાં વાકયો યાદ આવ્યાં. ખરેખર! જો તેજ વખતે ગુરૂ મહારાજની પોથી ઉઘાડી હોત તો સારૂં થાત પણ ભાવિએજ ભુલાવ્યો. કમલનયની સાથે લગ્ન થવાથી મહને જેટલો આનંદ થયો હતો તેથી અધિક દુઃખનું ભાન અત્યારે તેનો નાશ થવાથી થવા લાગ્યું લગ્ન પછી પારપાડવા ધારેલી અમારી સર્વ ઉમેદો વ્યર્થ ગઇ, અને સુખ તો સ્વપ્નની માફક ચાલ્યું ગયું હે પરમાત્મા! આપની ગહન ગતિનો કોઇ પાર પામે તેમ નથી. ઘડીમાં હસાવે વળી ઘડીમાં રોવરાવે, ઘડીમાં તૃણનો મેરૂ બનાવી દે, ઘડીમાં જળને સ્થળે સ્થળ અને સ્થળને સ્થળે જળ બનાવી દે. આ સંસારમાં પણ તેમજ જોવામાં આવે છે. ઘડીમાં તું મનુષ્યને સુખના શિખરે સ્થાપી દે છે, પાછો તેનેજ દુઃખના દરિયામાં ડુબાડતાં વાર લાગતી નથી. હે વિશ્વંભર! આપની કળા અગમ છે. મારી પણ તેવીજ સ્થિતિ કરી. કયાં ઘર, કયાં મા બાપ, કયાં ભાઇબંધ ને કયાં ત્યાંથી અચાનક ચાલી નીકળવું, ત્યાં વળી રસ્તામાં અનેક પ્રપંચોનો અનુભવ, કયાં કમલનયનીનો સંબંધ, કયાં ગુરૂમહારાજ અને સાધ્વિ દેવીના શિષ્ય બનવું, કયાં કમલનયની સાથે લગ્નથી જોડાવું અને આખરે કયાં આવા નિર્જન પ્રદેશમાં એકલા રાત્રિને વખતે ટાઢે થથરતાં, કમલનયનીના વિયોગના દુઃખનો અનુભવ કરવો. અહા! પ્રભો! આપની આ ગતિનો હું પામરપ્રાણી શી રીતે પાર પામી શકું, આમ પ્રભુની શકિતનો વિચાર કરતાં હું એક વૃક્ષ નિચે બેઠો બેઠોજ નિંદ્રાવશ થઇ ગયો. ઉંઘ આવતાંજ સ્વપ્ન સૃષ્ટિમાં કમલનયની જાણે ગાભરી બની, હે નાથ! હે પ્રભૂ! બચાવો, આવા પોકારો કરતી પોતાના તરફ આવતી જણાઇ, તેની પાછળ એક ક્રુર મનુષ્ય દોડતો આવતો હતો. અને તેના ત્રાસથી ભય પામી કમલનયની મારી સહાયની ઇચ્છા કરતી મારા તરફ આવવા લાગી. હું તેના શબ્દ સાંભળી દોડતો જઇ તેને ભેટી પડયો. મ્હને જોતાં તે પાછળથી આવતાં ક્રુર મનુષ્યે કહ્યું, દુષ્ટ, દુર રહે, તું આ મારી પત્નિને અડકનાર કોણ? એમ કહી મારા તરફ તરવાર ઉગામી, આથી હું સાવધાન થયો. અને કહેવા લાગ્યો કે, હે લંપટ, પરસ્ત્રીને

પોતાની જાળમાં ફસાવવા ઇચ્છનાર દુષ્ટ! જરા ચેત! ઇશ્વરનો ડર રાખ, જરા વિચાર કર, આ મારી પવિત્ર પત્નિનો સ્પર્શ કરવા ઇચ્છા રાખે છે. તેનું ફળ તને શું મળશે તે જો, પૂર્વે સતિ સીતાને પોતાની પત્નિ બનાવનાર રાવણની શી દશા થઇ હતી તે તું જો, તેનો, તેના સમગ્ર વંશનો અને રાજ્યનો ઉચ્છેદ થતાં વાર લાગી નહોતી, સાંભળ તેવીજ રીતે સતિ દ્રૌપદિની લજ્જા લેવાની ઇચ્છા રાખનાર દુર્યોધન અને કૈયાકિચકના કેવા હાલ થયા હતાં તે તું જો, સંભાળી કાઢ, તેઓના સો સો ભાઇઓનો, સંપત્તિનો અને રાજ્યનો ઉચ્છેદ થતાં વાર લાગી નહોતી તેવીજ રીતે તારી દશા પણ થશે. મૂર્ખ, સમજ આ મારી અર્ધાંગના છે, અને તેની સાથે વ્યભિચાર કર્મ કરવા ઇચ્છનાર લંપટ તું, વિચાર કર કે તારી પણ મહા દુર્દશા થશે. પરસ્ત્રી ગમન કરવાની આશા એ બળતા અગ્નિમાં પડી મરવા તુલ્ય છે. જા, પાછો જા, હું તારો ગુન્હો માફ કરૂંછું. આવાં મારાં વાકયો સાંભળતાંજ તે વધુ ગર્વિષ્ટ બની બોલ્યો, મારે તારાં વાકયો સાંભળવાની જરૂર નથી. આ સ્ત્રીને હું પટરાણી બનાવીશ. તેમાં મને કોઇ પ્રકારનું પાપ નથી. તે તો તારા જેવા ગરીબ ભિખારી સાથે રહેવાને લાયક નથી પણ મારા રાજ મહાલયોમાં શોભે તેવી પ્રેમદા છે. માટે તું તેને મારે સ્વાધિન કરી જો જીવતો રહેવાની આશા હોય તો તારા માર્ગે ચાલ્યો જા. નહિતો હમણાંજ રામસ્મરણ બોલાવી દઇશ.

આ સાંભળી મને તે પાપીના દુર્ગુણ તરફ તિરસ્કાર છુટ્યો. બિચારી કમલનયનીની આંખમાંથી આંસુ નીકળતાં હતાં, તે બેબાકળી બની બોલી, હે નાથ! મારે લીધે આપ પ્રાણ ન ખુવો, આ ક્રુર, ઘાતકી મનુષ્ય આપનો હમણાંજ નાશ કરશે. મને છોડી દો. આપના પહેલાંજ હું મરીશ. આમ કાલાવાલા કરતી હતી. મ્હેં તેને કહ્યું, પ્રિય દેવી, પતિનો ધર્મ છે કે જીવના જોખમે પણ પોતાની પત્નિનું રક્ષણ કરવું. જેવી રીતે સ્ત્રીને દરેક પ્રકારનું સુખ આપવાને તેનો પતિ બંધાએલો છે તેવીજ રીતે તેને આવી પડતા દુઃખોમાંથી તેને મુકત કરવા કદાચ જીવનું જોખમ વેઠવું પડે તો પણ તેના પતિએ વેઠવું જ જોઈએ. તું ગભરાઇશ નહિ, તેનાથી મને કશું થવાનું નથી, હમણાંજ હું તેને યમદ્વારમાં પોચાડી દઇશ. મારા છતાં તારી આવી વલે થાય તે મારાથી શી રીતે વેઠી શકાય, દેવી શાંત થા, આમ આશ્વાસન આપી હું તે દુષ્ટમતિ બોલ્યો, હે દુષ્ટ! તું મારા જીવને લેતા પહેલાં વિચાર કર કે તારૂં પાપજ ફરી વળ્યું છે. અને તે પાપે તને ઘેરી લેવાથી કાંઇ દિશા સુઝતી નથી. જેવી રીતે પતંગીયું દિવાના તેજથી મોહિત થઇ તેમાં અંજાઇ જઈ તેને ભેટવા જતાં પોતાનો જ પ્રાણ ખુવે છે, તેવીજ રીતે પર સ્ત્રીના રૂપથી મોહિત થનાર દુષ્ટ પુરૂષોની ગતિ થાય છે. યાદ રાખ કે તારી પણ તેવીજ વલે થશે. માટે હજુ ચેત! અને તારે રસ્તે ચાલ્યો જા.

આ મારાં વાકયો સાંભળતાંજ તે ક્રોધીષ્ટ થઇને બોલ્યો, મારી વલે કરવાવાળા ભિક્ષુક લે, લેતો જા એમ કરી તરવાર જેવી મારા ઉપર નાંખવા જાય છે તેવોજ હું દૂર ખસી જઇ તેનો લાગ ચુકાવી તેને વળગી પડી, તરવારવાળા હાથના કાંડામાં એક એવી જોરથી મુક્કી મારી કે તેનો હાથ જુદો પડી ગયો અને તલવાર નિચે પડી ગઇ. એટલે ઝટ મેં તે તલવાર લીધી અને પછી હું બોલ્યો, હે દુષ્ટ! હજુ પણ ચેત! નાહક મારા હાથે તારા જેવા દુષ્ટ મનુષ્યનું ખુન કરવું એ મને યોગ્ય લાગતું નથી, તારાં કર્મનું ફળ પરમાત્મા તો તને જો કે આપશેજ તો પણ હું હજુ તારા ઉપર દયા લાવું છું માટે હજુ પણ ચાલ્યો જા.

આ સાંભળી તેના ગર્વમાં વધારો થયો આથી તે જાય તેવો નહોતો; તેણે તો મને

મારવાનોજ વિચાર કરેલો હોવાથી તરતજ બીજા હાથે કહેડમાંથી એક તમંચો કહાડયો અને જેવો મને મારવા જાય છે તેવોજ હું નીચે બેસી ગયો એટલે તેનો બાર ખાલી ગયો અને તરતજ મ્હેં તેના તમંચાવાળા હાથના કાંડામાં જોરથી તરવાર મારી કે કાંડુ તમંચા સાથેજ દુર પડયું. એટલે તરત મ્હેં દુર ખસી બીજા હાથે તમંચો ઝાલી લીધો. પછી હું બોલ્યો, હે દુષ્ટ ! હજુ પણ ચેત અને જીવતો જા, નહિતો હવે તારૂં મરણ મારા હાથમાં છે. છતાં પણ અહિંસા વ્રતનું પાલન કરનાર હું વિચાર કરૂં છું કે મારે હાથે કોઇ પ્રાણીનો વધ કરવો એ સારૂં નથી. માટે જા હું જીવ તો છોડું છું.

આ સાંભળીને તે હથીઆર રહિત થવાથી તેમજ મારી ખબરદારી જોઈ તેણે જાણ્યું કે, આ તો દેખાતો ભિખારી જેવો જણાય છે પણ તે ભિખારી નથી પણ કોઇ બહાદુર નર છે, માટે તે જરૂર મને મારશે એમ વિચારી તે મારે શરણે પડયો, અને કહ્યું, મારો ગુન્હો માફ કરો અને મને જીવતો જવાદો. મારાં હથિયારો મને પાછા આપીદો. આથી મ્હેં તેને જવા દીધો, પણ તેનાં હથિયારો આપ્યાં નહિ. અને હું પણ કમલનયની સાથે મારા આશ્રમ તરફ વળ્યો. રસ્તામાં થાક લાગતાં એક વડના છાંયા નિચે બેઠાં, થોડીવાર ન થઇ હશે તેવામાંજ પાછળથી ગુરૂદેવ પધાર્યા અને મ્હને સંબોધી કહ્યું, સાબાશ, પુત્ર સાબાશ ! આમ કહેતાંજ મારી આંખ ઉઘડી ગઇ. જોયું તો કશું ન મળે, ન મળે કમલનયની કે ન મળે ગુરૂમહારાજ ! હું તો જ્યાં બેઠો હતો ત્યાંને ત્યાંજ ટાઢે થથરતો હતો.

અપૂર્ણ.

# मनुष्ये केवी स्थितिमां रहेवुं जोइए ?

મનુષ્યે કેવી સ્થિતિમાં રહેવું જોઇએ કે જેથી તેને કોઇ દિવસ દુઃખ આવેજ નહિ. પણ સુખનોજ અનુભવ કરે એ વિચાર દરેક મનુષ્યે કરવો જોઇએ. આ જગત્ તરફ દ્રષ્ટિ નાંખતાં જણાશે કે કોઇ ધનવાન હોય છે છતાં પણ સુખનો અનુભવ તેમને થતો નથી, કોઈ સ્ત્રી પુત્રાદિક સંબંધીઓથી યુક્ત હોવા છતાં પણ તેને સુખનો અનુભવ થતો નથી, કોઈ મોટો વેપારી હોય છે, નોકર ચાકરોથી સેવાતો હોવા છતાં પણ સુખ તેને મળતું નથી, કોઈ મોટો અધિકારી હોય રાજ્ય સત્તાના બળવાળો હોવા છતાં પણ યથાર્થ સુખનો અનુભવ તેને પણ થતો નથી. તેમજ આ લોકો પોતે પોતાને સુખી માનતા પોતાને પ્રાપ્ત સંપત્તિમાં મગ્ન રહેતા અને પોતાનાથી ઓછી સંપત્તિવાળા તરફ હિનભાવ દર્શાવતા જોવામાં આવે છે.

બીજી તરફ જોઇએ તો ખાવાં પીવાની વિટંબના કરતા, મહેનત મજુરી કરીને થાકી જવા છતાં એક પાઈ પણ ન મેળવતા, વેપારમાં ખોટ જવાથી મુંગે મ્હોંયે રોતા, એક

વખત મોટરગાડીમાં સેલ કરતા છતાં પણ આફત આવી પડતાં સખત મજુરીની કેદ ભોગવતા, એક વખત અધિકારના બળે ન્યાયાસનપર બેસી ઇન્સાફ કરતા અને અન્યને કેદની કે દંડની શિક્ષા કરતા કે હુકમનામાં કરતા એવા મનુષ્યોને કેદમાં રવડતા જોઈએ છીએ ત્યારેજ આ સંસાર ચક્રની ઘટમાળાનો કાંઇક ખ્યાલ આવી શકે છે.

શાસ્ત્રો કહે છે કે સુખ મેળવવાનો મનુષ્યને હક છે. મનુષ્ય એ જીવ નથી પણ શીવ છે. **तत्वमसि** જેવાં વેદાંતનાં વાક્યો પણ તેજ અર્થને સૂચવે છે. તમારે સુખ, શાંતિ અને આનંદમાં રહેવું જોઇએ. સદા નિર્ભય રહી મોહ લોભ અને શોકનો ત્યાગ કરી આનંદમાં વિક્ષેપ પડવા ન દેવો જોઇએ.

આમ હોવા છતાં પણ ઘણા મનુષ્યો કલેશના ફંદામાં ફસાયલાજ હોય છે. આનું કારણ એકજ છે, અને તે એ કે તેમણે માની લીધેલા પોતાના પદાર્થોમાં સુખ બુદ્ધિ સ્થાપેલી હોય છે, અને તેથી તે તે પદાર્થોમાંથી જ્યારે કોઈનો નાશ થાય છે, ત્યારે અથવા તો જે પદાર્થમાં સુખબુદ્ધિ સ્થાપિ હોય છે, તે પદાર્થ જ્યારે પ્રાપ્ત થતા નથી ત્યારે મનુષ્યને કલેશનું ભાન થાય છે.

આ વખતે તેમણે જાણવું જોઇએ કે બાહ્ય જગતમાં નજરે દેખાતા દૃશ્ય પદાર્થ નાશવંત છે. તેને માટે તે નાશ ન થાય અને સદા કાળ આપણી સાથે રહે એવું માનવું અથવા ઇચ્છવું એ દુઃખને ઉત્પન્ન કરનાર છે. જે વસ્તુનો કોઇ કાળે નાશ થતો ન હોય તે વસ્તુને માટે આપણે કદી એમ માનીએ કે તે વસ્તુ સદાકાળ આપણી નજર આગળ રહે તો તે સંભવિત છે, પરંતુ નાશવંત પદાર્થોની એવી આશા રાખવી એ વ્યર્થ છે. આથીજ આજે જગતમાં જ્યાં ત્યાં મનુષ્યો દુઃખી જણાય છે. ગમે તે કોઇ વસ્તુમાં તેણે સુખબુદ્ધિ સ્થાપેલી હોય છે, અને તે વસ્તુ ન મળતાં અથવા મળી હોય છે તો તેનો નાશ થતાં, અથવા તો તે મેળવવા જતાં વિઘ્ન આવી પડતાં તેને દુઃખનો અનુભવ થાય છે. આ પ્રમાણે દરેક માણસને દુઃખ, કલેશ, ચિંતા અને ભય સતાવ્યા કરે છે. આને અને તેની વર્તમાન સ્થિતિને કોઈ પણ પ્રકારનો સંબંધ હોતો નથી. મનુષ્ય અનેક પ્રકારની લાલસાઓવાળો હોય છે. જો નિર્ધન હોય છે તો ધનની, જો ધન હોય તો સ્ત્રીની, સ્ત્રી હોય છે તો પુત્રની, પુત્ર હોય છે તો જાગીરની, જાગીર હોય છે તો મોટા અધિકારની અને અધિકાર હોય છે તો મોટા માન મરતબાવાળા ઇલકાબની તેને લાલસા થયાંજ કરે છે. એકની પ્રાપ્તિ થતાં બીજી લાલસા આવીને ઉભીજ રહે છે, અને તેને મેળવવા યત્ન કરે છે. જો તે સિદ્ધ નથી થતી તો પણ દુઃખનું ભાન થાય છે અને સિદ્ધ થતાં તેથી સંતોષ ન થતાં અન્ય લાલસા ઉત્પન્ન થાય છે. આવી રીતે દરેક મનુષ્ય દુઃખ અને કલેશમાં પોતાના દિવસ વ્યતિત કરે છે. અને આવી નાશવંત પદાર્થોની લાલસાઓમાંજ વ્યર્થ સમયનો વ્યય કરી અંતે તેજ વાસનાઓને વશ થઇ મૃત્યુ થયા પછી પણ ફરી જન્મ લઈ એની એ ઘટમાળ ચલાવ્યાં કરે છે. આમ છતાં પણ સુખનો અનુભવ તેને થતો નથી. જો મનુષ્યને સુખનીજ ઇચ્છા હોય, સદા નિર્ભયતાવાળી સ્થિતિનો, અનુભવ કરવો હોય, શાંત અને આનંદમય જીંદગી ગુજારવી હોય તો તેણે આ નાશવંત પદાર્થો પ્રતિની સુખ બુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ. અને તેને સ્થાને જે નિત્ય છે, સદા સુખમય અને આનંદમય છે તેવી વસ્તુનો સંબંધ બાંધવો જોઇએ. તોજ તેને સુખ મળી શકે છે.

તમે હાલ જે સ્થિતિમાં હો તેજ સ્થિતિમાં રહીને, તમને પ્રાપ્ત કર્તવ્યોને ઉત્તમ પ્રકારે કરતા રહી આ સ્થિતિને પ્રાપ્ત કરી શકાય છે. માત્ર તમારે કરવાનું એટલુંજ છે કે તમે હાલ જેમાં સુખ બુદ્ધિ સ્થાપી છે તેનો ત્યાગ કરી અચળ આનંદમય વસ્તુ પ્રતિ તમારી સુખ બુદ્ધિને સ્થાપવી અને પ્રાપ્ત કર્તવ્યો કરવાં. તમને જે પ્રાપ્ત હોય તેનો સારી રીતે ઉપભોગ કરવો. તેનાથી મળતું સુખ ભોગવવું, પણ તેનો નાશ થતાં તે વસ્તુ નાશવંત હતી એમ માની તેના પ્રતિ સ્થાપેલી સુખ બુદ્ધિ ઉઠાવી લેવી. અને દુઃખ માનવું નહિ. કારણ કે જે વસ્તુનો જ્યારે ત્યારે પણ નાશજ થવાનો છે, તે વસ્તુને માટે નાશ ન થાય તેવી આશા રાખવી વ્યર્થ છે. અને એવી આશાજ દુઃખના કારણ રૂપ છે.

સંસારમાં બીજા મનુષ્યો સાથે કલેશ કે લડવાડ ટંટા થવાનું પણ તેજ કારણ છે. પોતે માની લીધેલી વસ્તુ બીજાને ન આપવાનો તેમજ બીજા પાસે લઇ લેવાના પ્રસંગો આવતાં આવા ટંટા ઉત્પન્ન થઈ મનુષ્યને કલેશ આપે છે. પરંતુ આવી વખતે દરેક માણસે સાવધાનતા રાખવી કે કદાચ તેવી વસ્તુ અન્ય પાસે ન મળી અથવા તો જતી રહે તો તેથી દુઃખી થવું નહિ. કોઇપણ દૃશ્ય પદાર્થને માટે તેને પ્રાપ્ત કરવા અથવા તો પ્રાપ્ત હોયતો નાશ થાય તેવા સમયે તે પદાર્થ પ્રતિના મમત્વનો ત્યાગ કરી મિથ્યા પોતાના અંતઃકરણમાં કલેશને ઉપજાવવો એ અયોગ્ય છે.

અપ્રાપ્ત વસ્તુઓ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો, પણ જો ન પ્રાપ્ત થાય તો તેથી દુઃખી ન થવું. તે વખતે એમજ માનવું કે 'તે તો નાશવંત છે' માટે તેને માટે મોહ રાખવો એ અયોગ્ય છે, આવી રીતે જેટલા જેટલા વખત સુધી સાંસારિક પદાર્થોનો તેમજ સગાં સંબંધીઓનો આપણી સાથે સહવાસ રહે ત્યાં સુધી તે દ્વારા મળતાં સુખોનો ઉપભોગ કરવો. પણ તેમાંથી કદાચ કોઇનો નાશ થાય તો તે વખતે એમ માની સંતોષ માનવો કે, તે પદાર્થ અથવા તો મનુષ્ય જ્યારે ત્યારે પણ નાશ થનારજ હતું અને તેથી જે નાશવંત હોય તેનો ચિરકાળ સંબંધ રહે એવી ઇચ્છા કરવી વ્યર્થ છે.

આવીજ રીતે જ્યારે જ્યારે દુઃખદ પ્રસંગો પ્રાપ્ત થાય ત્યારે તે તે પ્રસંગોમાં સાવધાનતા રાખવી અને તેથી થનાર ક્લેશોથી બચવું એ આપણું કર્તવ્ય છે. આપણે જે ચિરકાળ પર્યંત ટકી શકનાર હોય તેવા પદાર્થનો સંબંધ ઇચ્છવો એ યોગ્ય છે. એવી વસ્તુ તે પરમાત્માજ છે. અને હંમેશાં પરમાત્માનાજ વિચારોમાં મનને પરોવી રાખવું અને તેમનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરવો એજ ખરેખરા સુખને અર્પનાર છે.

ક્રોધ એ મનુષ્યને દુઃખ આપનાર છે. ઇપ્સિત વસ્તુ ન મળવાથી, અથવા તો તેનો અન્ય કોઇ નાશ કરે છે ત્યારે અથવા તે મેળવવામાં અન્ય કોઇ વિઘ્ન નાંખે છે ત્યારે. અથવા તો એવાજ કોઇ પ્રસંગો બને છે ત્યારે આપણને ક્રોધ થાય છે અને તેથી ધુંવાપુંવા થઇ જઇ બીજા મનુષ્ય સાથે લડવા મચી પડીએ છીએ પણ તે વખતે આપણને એમ ભાન રહેતું નથી કે ક્રોધ કરવાથી આપણું ચિત્ત વ્યગ્ર થાય છે અને નાહક આપણા અંતઃકરણમાં કલેશ ઉત્પન્ન થાય છે.

આ વખતે જે પ્રસંગ ક્રોધને ઉત્પન્ન કરનાર હોય તે પ્રસંગ જાણે બન્યોજ ન હોય તેમ માની અને જે વસ્તુનો જે માણસે નાશ કર્યો હોય અથવા તો આપણને મેળવવામાં વિઘ્ન નાંખતો હોય તે વસ્તુ નાશવંત હોવાથી મેળવ્યા પછી પણ જ્યારે તેનો નાશ

થવાનો છે તો પછી તે મેળવવા નાહક ક્લેશ ન કરવો. અથવા તો નાશ થયો હોય તો પણ ગઇ તે હવે ફરી મળવાની નથી એમ માની પોતાના ચિત્તને વ્યગ્ર ન બનાવવું એ વિવેકીનું કર્તવ્ય છે.

આવીજ રીતે ચિંતાના, ભયના, ઇર્ષ્યાના વિગેરે વિચારો ઉત્પન્ન થતાંજ તેને મૂળમાંથી દાબી દેવાનો અભ્યાસ રાખવો અને તેને સ્થાને સર્વ પ્રાણિ માત્ર પ્રતિ સમભાવ રાખવાના, સુલેહ રાખવાના, શાંતિ અને આનંદ આપનારા શુભ વિચારો અને શુભ કર્તવ્યો કરવાં એ દરેક મનુષ્યને સુખ આપનાર છે.

આવી રીતે મનુષ્યે પોતાની શાંતિનો ભંગ થાય અને સુખમાં વિક્ષેપ ન પડે તેવી પોતાની સ્થિતિ રાખવી જોઇએ. અને તેવી સ્થિતિ જ્યારે તે પોતાના મનુષ્ય સ્વભાવનો ત્યાગ કરી ઇશ સ્વભાવને પોતાનામાં સ્થાપે છે ત્યારેજ પ્રાપ્ત થાય છે. જેથી દરેક મનુષ્યે પોતે સમજવું જોઇએ કે જગત્ માત્ર નાશવંત છે. જેથી આપણને જે જે પદાર્થો કે સગાં સંબંધીઓ મળ્યાં હોય છે તેઓ જ્યારે ત્યારે પણ નાશ પામવાના સ્વભાવવાળાંજ છે. અને આપણે પણ વહેલા મોડા આ શરીરનો ત્યાગ કરવાનોજ છે. તો પછી મિથ્યા તેમાં સુખ બુદ્ધિ સ્થાપિ તેનો નાશ થતાં અથવા તેવા કોઇ પદાર્થો પ્રાપ્ત ન થતાં ક્લેશને સહન કરવો એ અયોગ્ય છે. આપણે તો આપણા મૂળ સ્વરૂપ સાથેનો સંબંધજ કાયમ રહે તેવી ઇચ્છા રાખી આપણા સ્વરૂપનો અનુભવ થાય તેવા વિચારો અને પ્રયત્નો કરવા તેમજ આપણા સત્ય સ્વરૂપ આત્મામાંજ સુખ બુદ્ધિ સ્થાપવી જોઇએ.

---

## मारी मुसाफरी.

( લેખકઃ—શ્રીયુત ઠાકોરદાસ નાથાભાઇ દેસાઇ, બી. એ. )

( અનુસંધાનઃ—ગતાંક પૃષ્ટ ૩૨૧ થી ).

તારીખ. ૫-૪-૧૯૧૫ ના પ્રભાતમાં વહેલાં અમે સર્વેએ તપોવન તરફ પ્રયાણ કર્યું. હજી સૂર્યોદય થયો નહોતો. તપોવન ગામથી બે માઇલ દુર છે. જવાનો માર્ગ ઠીક છે. માર્ગે ચાલતાં મને કવિ વિજયશંકરની પ્રભાત વિષે લખેલી કવિતા યાદ આવી.

' રંગીલુ પ્રભાત આજ રંગ રંગ લાગે—રંગીલુ પ્રભાત
રંગીલુ પ્રભાત આજ શો સજ્યો સોનેરી સાજ;
પવન લહેરી ઠંડી તાજી ખીલ્યાં પુષ્પ બાગે—રંગીલુ પ્રભાત.
મીઠા સુર પક્ષી કરે, અંગમાં ઉમંગ ભરે,
ભૈરવી અલાપ સુણી, ભીડ સંધી ભાગે—રંગીલુ પ્રભાત.

પ્રભાતનો મીઠો અને ઠંડો પવન મગજની ગ્લાનિ દૂર કરી શાંતિ અર્પી મનમાં ઉત્સાહ પ્રેરતો હતો. માર્ગ કાપતાં કપિલા કુંડ આગળ આવી પહોંચ્યા. ગૌમુખમાંથી આ કુંડમાં

કપિલા નદીનુ જલ આવે છે. જ્યાં ગોદાવરી મૈયા અને કપીલા નદીનો સંગમ થાય છે ત્યાં આવી લાગ્યા. ગોદાવરીનું તલ ઉંચા નીચા પથ્થરોથીજ અલંકૃત જોવામાં આવે છે. રેતી તો જોવામાં આવતીજ નથી. સંગમ સ્થળ આગળ નાના પાંચ કુંડ છે—અગ્નિકુંડ, બ્રહ્મકુંડ, રૂદ્રકુંડ, વિષ્ણુ કુંડ અને સીતા કુંડ. એવી લોક વાયકા ચાલે છે કે જે માણસ આ પાંચ કુંડમાં થઇને બહાર નીકળે તેનાં ત્રણ ભવનાં પાપ બળી ભસ્મ થાય છે. અને તે માણસ શુદ્ધ બને છે, વળી આ કુંડ પાસે લક્ષ્મણજી સુરપંખાનુ નાક કાપે છે તે મૂર્તિ જોવામાં આવે છે. પાસે સીતાજીની અને કપિલમુનીની મૂર્તિઓ પણ જોવામાં આવે છે. સામે તીરે રામટેકનું મંદીર છે—જે સ્થળે રામલક્ષ્મણે મારીચનો વધ કર્યો હતો. આ સર્વ વસ્તુઓ પર દૃષ્ટિપાત પડતાં રામાયણનાં એક પછી એક પાનાં મારી આંખ આગળ તરી આવ્યાં અને કૃપાળુ પિતા રામચંદ્રજીના પ્રત્યે અતિ પૂજ્ય ભાવથી નીચેના ઉદ્‌ગાર નીકળ્યા.

' रामो राजमणि सदा विजयते रामं रमेशं भजे
रामेणाभिहता निशाचरचमू रामायतस्मै नमः ।
रामान्नास्ति परायणं तत्परं रामस्य दासोस्म्यहम्
रामे चित्तलय सदाभवेत् मम भो राम मामुद्धर ॥

આ નદીના તટ ઉપર પથ્થરમાંથી કોરી કાઢેલી નાની ઓરડીઓ બાળાઓ માટે જોવા આવે છે. નદીના તલમાં ઉભા રહી આગળ પાછળ દૃષ્ટિ કરતાં મને કવિ કલાપીની લીટીઓ યાદ આવી.

' જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની. '

પ્રભુની ગતિ ગહન છે. તેની લીલા અપાર છે. તેની વિધ વિધ કૃતિનુ નિરક્ષણ કરતાં આપણા ઉપર કોઈ અજય્ય અને મહાન શકિત રાજ્ય ચલાવે છે તે કબુલ કર્યા વિના ચાલતુ નથી, મનુષ્ય તેના આગળ તૃણ સમાનજ છે. ફકત તે તેની કૃતિ અને તેનુ હથિઆર. આવા વિચાર મનમાં ઉભરાયા અને મારૂં અંતઃકરણ દીવ્યપ્રભુ પ્રેમે રેલાઈ આ જગતના કર્તા અને નિયંતા પ્રતિ ભકિત ભાવે ઢળ્યું અને નીચેના ઉદ્‌ગાર મારા મુખમાંથી સરી પડ્યા.

' Lord ! As in heaven, on earth thy will be done. '

કેટલીક જગાએ નદીનો પ્રવાહ ઉંચા પથ્થર ઉપરથી નીચે પડતાં ધોધ જેવો દેખાવ આપે છે, નદીનું પાણી મીઠું છે. સૂર્યનાં કિરણ જળ પ્રવાહમાં પડતાં ચળકાટ મારવા માંડ્યો અને આંખપર પ્રતિબીંબ પડતું હતું. ખરેખર—

' જ્યારે નદી પર પડે કિરણો સવિતા,
રૂપેરી સાડી સમ શોભતી આ સરિતા;
માંહે થઈ ચમકતાં અતિ બીંબ ધાતા,
સોનેરી ટીલી સમ સુંદર શું સુહાતા.

આ પવિત્ર જળમાં પેટ ભરી સ્નાન કર્યું, કાંઇ મીઠાં જળનો આ સ્વાદ લઈ શુદ્ધ થયો. માર્ગમાં આવતાં દેવાલયોમાં દર્શન કર્યા. જમવા સમયે અમારા મુકામે આવી પહોંચ્યા.

સાંજે પોલીસ ટ્રેનીંગ સ્કુલની મુલાકાત લીધી. વિદ્યાર્થી વર્ગને રહેવા માટે રેસીડન્સી છે. ગુજરાતી, મરાઠી, સીંધી, પારસી વિગેરે જુદી જુદી કોમના વિદ્યાર્થીઓ માટે જુદાં

જુદાં રસોડાં છે. એક ગુજરાતી વિદ્યાર્થીએ અમને બોર્ડીંગ હાઉસ, લાયબ્રેરી, લેક્ચર હોલ વિગેરે બતલાવ્યાં. સર્વ વિદ્યાર્થીઓ રૂષ્ટપુષ્ટ જોવામાં આવે છે. સવારમાં વિદ્યાર્થીઓને રાયડીંગ, પરેડ વિગેરે કરવાનું હોય છે. બપોરે નિયમિત ક્લાસ હોય છે. અને સાંજે શુટીંગ એચીંગ વિગેરે કરાવવામાં આવે છે. આ સ્થળ જનસમાજથી દુર હોવાથી ત્યાં હવા અજવાળુ પુષ્કળ છે. અહીં અઢાર મહિના અભ્યાસ કરવો પડે છે અને એક વખત પણ નિષ્ફળતા મળતાં આ સ્થળ છોડવું પડે છે. આ સ્કુલમાં સબઇન્સ્પેક્ટર અને એસીસ્ટંટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટના દરજાવાળા સર્વેને કેળવણી અને તાલીમ લેવી પડે છે. આ સ્થળ એવું સરસ છે કે રોગી પણ નિરોગી બની જાય. આ વિદ્યાર્થીઓને જોતાં મને આપણી આર્ટ કોલેજના વિદ્યાર્થીઓ સાંભળી આવ્યા. આપણી કોલેજમાં ઘણા ખરા વિદ્યાર્થી ફિક્કા અને સુકલકડી જોવામાં આવે છે. Health is wealth. એ સૂત્ર પ્રમાણે આપણા કોલેજના વિદ્યાર્થીઓમાં બળ, શક્તિ, ઉત્સાહ અને જુસ્સો ક્યાંથી જોવામાં આવે ? શરીરની મન ઉપર અસર થાય છે અને મનની શરીરપર અસર થાય છે. Healthy mind in a healthy body. શારિરીક સંપત્તિજ માનસિક સંપતિ મેળવવામાં અને વધારવામાં સાધનભૂત છે. સાંજે થાક્યા પાક્યા અમારા મુકામે આવ્યા. સવારે વહેલા ઉઠી નાશીક સ્ટેશને જવા સર્વ તરેહની તૈયારી કરી મુકી. કારણ કે ઇસ્ટર તહેવાર ખતમ થતાં હોવાથી તારીખ ૬-૪-૧૫ ને દિને અમારી ગવર્મેન્ટ લૉ સ્કુલ ઉઘડી હતી.

નાશીકમાં લોકો મજબુત અને સુદૃઢ જોવામાં આવે છે, તે તરફની ગાય ભેંસો ઠીંગણી અને ઘણા ખરા ભાગે કાબરચીતરી હોય છે. લોકો દહીં અને છાશનો ઉપયોગ વધારે કરે છે. દુધમાં ગંગાજળ અચ્છી તરેહથી જોવામાં આવે છે. લોકો શારીરિક બળથી ચાલતા ધંધામાં મચેલા દૃષ્ટિગોચર થાય છે. આ તરફ સ્ત્રી નોકરો જોવામાં આવે છે. નોકરનુ આપણા ગુજરાતની માફક દુઃખ નથી. નોકર પોતે સ્વચ્છતાથી કામ કરે છે.

નાશીકમાં ઘર એક ઘાટનાં હોય છે. બે કે ત્રણ મજલાનાં ઘર ભાગ્યેજ નજરે પડે છે. રસ્તા ચઢતા ઉતરતા, ઢાળ પડતા છે. પણ સાફ અને સ્વચ્છ જોવામાં આવે છે, તે તરફ આપણા ગામોની માફક ગુલાલ ઉડી દરવાજાને પવન આવતાં આંખો પુરાતી નથી. આ તરફની કમોદ અને બાજરી ઘણી મીઠી હોય છે. અહીં અન્જીર અને દ્રાક્ષનો પાક સારો થાય છે. વળી ગામમાં બહુ ઘોંઘાટ જોવામાં આવતો નથી. ગામમાં પાણીના નળ આણેલા છે, પાણી ગોદાવરીમાંથીજ આવે છે, અહીંનાં હવા પાણી ઘણાં સારાં છે. નાશીક દર્દિ પણ વગર દવાએ આરામ થાય તેવું સ્થળ છે.

નાશીકમાં પેશ્વા સરકારના સમયનો સરકારવાડો છે. જે હાલમાં ફોજદારી કોર્ટ તરીકે વપરાય છે. વળી સુંદર નારાયણના મંદીરને લગતું એક તાલીમખાનુ છે, જેમાં કસરત અને આ તાલીમખાનાને લગતો ઉત્સવ પણ કરવામાં આવે છે. શાક બજાર ગોદાવરીના તીરેજ ભરાય છે. નાશીકમાં તાંબા પિત્તળનાં વાસણ સારાં થાય છે જેવાં કે પાનની પેટીઓ, કાથા સુનાની ડબીઓ, પિત્તળની ખાઇણી અને પરાળ, લોટા, પ્યાલા વિગેરે.

પરગામી માણસ આવ્યો જાણી ગોર લોકો જાણે કે તેના લ્હેણદાર હોય તેમ મોટા મોટા ચોપડા લઈ આવે છે. ઘરડીઆનાં કે સગા વહાલાનાં નામ પુછી પોતાના ચોપડામાંથી જો તે નામ નીકળે તો તે માણસને પોતાને ઘેર લઈ જાય છે. વળી આપણું નામ પણ લખી લે છે અને તેની સાથે આપણાં સગાં વહાલાં હાજર હોય કે ન હોય તો પણ

તેમાં નામ પુછીને લખી લે છે. મારા ધારવા પ્રમાણે આ ચોપડાઓજ તેમની પેઢીઓથી ઉતરી આવેલી પુંજી હશે. તેમજ આ કાર્યક્રમ ઉપર તેમનો નિર્વાહ ચાલતો હશે. પણ જમાનો બદલાયો છે. કેટલાક ગોર તો ઘણા પૈસાવાળા હોય છે. આશરે ત્રણસેં એકાવન ગોરનાં ઘર છે. જેમાં ત્રણ ગુજરાતી ગોરનાં ઘર છે. કેટલીક વખત તેઓ બહુ કંટાળારૂપ થઈ પડે છે. તેમનામાં વિદ્વાનો પણ છે. આપણી તરફ ઘણા યજ્ઞોમાં નાશીકથી વિદ્વાનોને બોલાવવામાં આવે છે.

નાશીકમાં યાત્રાળુઓ માટે ઉતરવાને દયાળુ શેઠીઆઓએ અને દાનવીરોએ ધર્મશાળાઓ બંધાવેલી છે. મારા જોવામાં બે મોટી ધર્મશાળાઓ આવી હતી. ( ૧ ) લુહાણા નારણજી તુલસીદાસની ધર્મશાળા છે જે ખાસ હિંદુઓ માટેજ છે. આ ધર્મશાળામાં ત્રણ દિવસ રહેવું હોય તો ચિઠ્ઠી વિના રહી શકાય છે. વધારે સમય રહેવું હોય તો શેઠની ચીઠ્ઠી લાવવી પડે છે. વાસણ, ગોદડાં વિગેરે સાંથી આપવામાં આવે છે. કુટુંબ સાથે રહી શકાય તેવી ગોઠવણ પણ કરેલી છે. બીજી ધર્મશાળા ઠાકર કુંવરજી માવજી અને ધનજી માવજીની બંધાવેલી છે. આ ધર્મશાળા પણ હિંદુઓ માટેજ છે. આ ધર્મશાળા ઘણીજ મોટી છે, વળી નાશીકમાં જનાના હોસ્પીટલ અને Leper Asylum—એટલે રક્તપીતના દરદીઓ માટે ધર્મશાળા છે. અંગ્રેજી અને વર્નાક્યુલર સ્કુલો છે. નાશીક ડ્રીસ્ટ્રીકટ ટાઉન હોવાથી ઑફીસરોના બંગલાઓથી ભરપૂર છે.

તારીખ ૬ઠ્ઠી એપ્રીલ સવારમાં વહેલાં અજવાળું થતા પહેલાં અમે ટાંગામાં બેસી સ્ટેશને જવા નીકળ્યા. રસ્તામાં સર્વ શાંત હતુ. આગળ જતાં સૂર્યોદય થવા આવ્યો. કવિ દલપતરામે વર્ણવેલી વસ્તુસ્થિતિ તાદશ થઇ કારણ કે આકાશ લાલ થઇ ગયું હતું :—

' પ્રાચી દિશામાં નભ રક્ત દીસે, એ ઠામ શોભા ઉપજી અતિશે,
જાણે પ્રતાપી પરણે ભૂપાળ, આનંદનો આજે ઉડે ગુલાલ. '

સ્ટેશને પહોંચતાં આશરે કલાક થાય છે. સ્ટેશને જઈ મુંબાઇની ટીકીટ ખરીદી મનમાડ એક્સપ્રેસમાં બેસી અમે મુમ્બાપુરી પ્રતિ અમારૂ પ્રયાણ કર્યું. માર્ગમાં આગળ પાછળના પ્રદેશને એકવાર ફરીથી નિહાળતાં મને અતિ આનંદ થયો. આ ભૂમિનો જયઘોષ એક સમયે આખા ભારત વર્ષમાં ગાજી રહ્યો હતો. ખરેખર સાડા અગિઆર વાગતાં અમે પાછા મુંબાઇ આવી પહોંચ્યા.

પ્રિય પાઠક! અન્તે મારે એટલુંજ કહેવાનું કે જેમ પવિત્ર ગોદાવરી ( ગંગાજી ) મૈયા કાંઈપણ ભેદભાવ રાખ્યા વિના સર્વને સ્નાન કરાવી શુદ્ધ બનાવે છે તેવી રીતે આપણે પણ મનમાં અને હૃદયમાં સમતા રાખી યથાશક્તિ સર્વ પ્રાણી માત્રનું હિત કરવા ચૂકવું નહી. " ગોદાવરી મૈયા સર્વનુ ભલુ કરો અને સર્વની મનોકામના પૂર્ણ કરો. " આટલાજ ઉદ્ગાર સાથે અને નીચેની કડીઓ તમારા આગળ રજુ કરી પ્રિય વાંચક હું અત્રે વીરમું છું. પ્રભુ ઇચ્છાએ ફરીથી મળીશું.

' The river Godavari sends around a holy call,
And purifies of sins the young and old and all;
Many to this Sanctum run from far and near,
And send in their prayers to the almighty dear. '

---

# "जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी."

( અનુવાદકઃ—ડૉકટર નટવરલાલ જગન્નાથ ગૌતમી.—અજમેર. )

અમેરિકામાં ન્યૂયોર્ક એક સુપ્રસિદ્ધ શહેર છે. અંડ્રે ડારિયર ત્યાંની સ્મિથસન કમ્પનીનો એક વિશ્વાસપાત્ર કર્મચારી છે. આજે તે પોતાના મકાનમાં બેઠો બેઠો કંઈ વિચાર કરે છે. મુખ ઉપર મલિનતા વિસ્તૃત થઇ છે. તે એકદમ ઉઠે છે અને વળી અહીં તહીં ફરે છે. વળી પુનઃ બેસી પૂર્વવત શિર ઝુકાવી વિચાર કરે છે. સ્પષ્ટ અનુમાન થાય છે કે, એ કોઇ ગમ્ભીર ચિન્તામાં નિમગ્ન છે.

યદિ આ વખતે કોઈ પરિચિત મનુષ્ય ત્હેને જુવે તો અવશ્ય આશ્ચર્ય પામે. અમેરિકામાં પગ મુકતાંજ ત્હેનું ભાગ્ય દ્યુતિત થયું છે. ત્હેને અમેરિકામાં આવ્યાં હજુ બે વર્ષ પણ પુરાં થયાં નથી પરંન્તુ ત્હેણે દરેકના હૃદયમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે. યદ્યપિ તે અલ્પ—વયસ્ક છે; તથાપિ સ્મિથસન કમ્પનીના કારખાનામાં ત્હેણે એક બહુજ ઉંચી પદ્વી પ્રાપ્ત કરી છે. આથી લોકો તેને બુદ્ધિમાન, અને કાર્ય—કુશળ યુવાન સમજે છે.

થોડા દિવસ થયાં ત્હેને એક બીજું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. સ્મિથસનની મેડમના અનુરોધથી તે ત્હેના સાયંકાલીન આનન્દોત્સવોમાં પણ જવા આવવા લાગ્યો છે. ઉત્સવોમાં સ્મિથસનની નવ યૌવના પુત્રી અરાબલા પોતાના કોમળ કરકમળોથી ત્હેને ચાહના પ્યાલાં આપે છે, અને હાવભાવ તથા મન્દ, મધુર, સ્મિતહાસ્યથી ત્હેના આનંદમાં અભિવૃદ્ધિ કરે છે. આજે પૂર્વ પ્રતિજ્ઞા અનુસાર ત્હેને એક પ્રદર્શનમાં અરાબલા અને ત્હેની માતાની સાથે બેન્ડ શ્રવણ-કરવા જવાનું છે. ત્યાં પ્રત્યેક દેશ અને જાતિનું ગાવા બજાવવાનું કામ થનાર છે; આ પ્રતિષ્ઠાથી ઘણી વ્યક્તિ ત્હેની ઇર્ષ્યા કરે છે. તેઓ એમ જાણે છે કે આ હેળમેળથી સ્મિથસનની પ્રાણાધિકા કન્યાના લગ્નની " લૉટરી " માં ત્હેની જીત થશે.

પણ આજે તે ઉદાસ કેમ છે? ત્હેને વિચાર સાગરમાં નિમગ્ન થવાનું કારણ શું છે? ત્હેના પિતાશ્રીનો લખેલો એક પત્ર આવ્યો છે. આજ ત્હેની વ્યાકુળતાનું ખરૂં કારણ છે. ત્હેના પિતા, વૃદ્ધ "ડારિયર" પેનશનાધિન સેનાપતિ છે. તેઓ પોતાની જન્મભૂમિ, ફ્રાંસની બહુ સેવા કર્યા પછી ત્યાંના એક ગ્રામમાં પોતાના અન્તિમ દિવસો વ્યતિત કરે છે.

અંડ્રેએ થોડાક દિવસ ઉપર પોતાના પિતાને એક પત્ર લખ્યો હતો. ત્હેણે તે પત્રમાં અમેરિકામાં સ્થાયી રૂપથી રહેવાની અને રાજ નિયમાનુસાર ત્યાંના નિવાસી બનવાની ઇચ્છા પ્રકટ કરી હતી. આવેલો પત્ર ત્હેના પિતાનો ઉત્તર હતો. વૃદ્ધ સેનાપતિ 'ડારિયર' નો પત્ર નીચે પ્રમાણે હતો;—

"પ્રિય પુત્ર અંડ્રે.

જ્યારે ત્હમે વિદ્યાલય છોડયું અને સેનામાં દાખલ થવાની અનિચ્છા પ્રકટ કરી ત્યારે મ્હને તમ્હારી ઇચ્છા વિધાત કરવી ઉચિત લાગી નહી. સિપાઇ બનવા માટે વીરતા, દૃઢતા અને સાહસની આવશ્યકતા છે. ત્હમે 'ફેશન' ના ગુલામ બન્યા. ત્હમારામાં એ ગુણો ક્યાંથી આવે? ત્હમારા વિચારો પણ નિરાળા છે. ત્હમે ત્હમારી જીવિકાનો પોતાની ઇચ્છાનુકૂળ પ્રબન્ધ કર્યો પરન્તુ મ્હેં હસ્તક્ષેપ કર્યો નહી. હવે મ્હને હર્ષ થાય છે કે, ત્હમે

ત્હમારા કામમાં સફળતા પ્રાપ્ત કરી છે. આથી ત્હમારા વિચારોની શ્રેષ્ઠતા પ્રમાણિત થાય છે. ન્યુયોર્કથી ત્હમારા જેટલા પત્ર મ્હારી તરફ આવ્યા છે તે સર્વ પત્રો ત્હમારી પ્રશંસાથી ભરેલા છે. પરન્તુ હવે ત્હમે શીઘ્રજ ધનવાન બનવાની અને એક અમીરની કુમારિકાના મોહમાં મુગ્ધ થઈ સ્વજાતિ અને સ્વદેશનો ત્યાગ કરી વિજાતિમાં એકત્રિત થવાનો વિચાર પ્રકટ કર્યો છે ત્હેનો હું વિરોધ કરૂં છું. ત્હમારા આ વિચારોએ મ્હારા હૃદયને વિદીર્ણ કર્યું છે!

" અહીં આવવાથી ત્હમને કષ્ટ તો પડશે એમાં સન્દેહ નથી. કેમકે ત્રણ વર્ષ ત્હમારે સેનામાં ગાળવાં પડશે; જે પ્રત્યેક ફ્રાંસ નિવાસી માટે આવશ્યક છે. પરન્તુ કર્ત્તવ્યનો વિચાર સર્વથી પહેલો કરવો જોઇએ. કર્ત્તવ્ય આજ્ઞા દે છે કે ત્હમે શીઘ્ર સ્વદેશ આવો.

પ્રિય અંડ્રે! પરદેશમાં જીવિકા હોય તેથી તે કંઈ સ્વદેશ કહેવાતો નથી. આ વ્હાલી ભૂમિ—જ્યાં ત્હમે જન્મ લીધો—જે ત્હમારા પૂર્વજોનું નિવાસ સ્થાન છે, અને જેના અન્ન, જળ અને વાયુથી ત્હમે મ્હોટા થઇ ત્હમારૂં પાલન પોષણ પણ ત્હમે સ્વયં કરવા માંડ્યું છે. શું આ ઉપકારિણી જનની—જન્મ ભૂમિનું સ્વત્વ ત્હમારામાં લગીર પણ નથી? તન, મન, ધન ત્હેની સેવામાં અર્પણ કરવું એ શું ત્હમારૂં કર્ત્તવ્ય નથી? હાય! ત્હમારા વિચારો જાણવાથી હૃદય વિદીર્ણ થાય છે; ત્હમે સ્વદેશ, સ્વદેશાનુરાગ, સ્વદેશીપણું સદાને માટે ત્યાગ કરી વિદેશી ( અમેરિકન ) બનવું પસંદ કરોછો. કેવી કૃતઘ્નતા છે! અફસોસ!! હજાર અફસોસ!!! શું ત્હમે નથી જાણતા કે આ ત્હમારી જન્મ ભૂમિને માટે તમ્હારા દાદા શત્રુઓના હાથથી માર્યા ગયા? આ સ્વદેશને ખાતર મ્હને 'લવાર'ના યુદ્ધમાં ઘાયલ થવાની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ છે.

હું યથાશક્તિ સ્વદેશોન્નતિમાં હજુ પર્યન્ત પણ નિયુક્ત છું યદ્યપિ મ્હને કોઈ મ્હોટી લડાઈમાં મોકલવામાં આવ્યો નથી તથાપિ મ્હેં મ્હારા જીવનનો ઉત્તમ ભાગ મ્હારા દેશને દાન કરી દીધો છે, અને આપતકાળમાં હું ત્હેના કામમાં આવ્યો છું. આ વખતે પણ હું કંઈક છું તો ફ્રાન્સનો છું અને ફ્રાન્સ મ્હારો છે.

" જ્યારે ત્હમે જીવિકા અર્થે વિદેશ જવા તૈયાર થઇ બ્હાર નિકળ્યા ત્યારે મ્હેં ત્હમને ગળે બાઝી ચુમ્બન અર્પી આશીર્વાદ દીધો ત્યારે મ્હારા મનમાં એમ હતું કે ત્હમે મ્હારા પછી દેશની સેવા કરશો. ત્હમારૂં સન્તાન મ્હારાથી પણ વધારે યશસ્વિ અને ભાગ્યશાળી થશે. પ્રિયપુત્ર! ત્હમને પ્રાર્થના કરૂં છું, નહી નહી આજ્ઞા દઉં છું કે ત્હમે ફ્રાંસના નિવાસી રહો. આપણા વ્હાલા દેશ ફ્રાન્સને ના છોડો. આપણો વ્હાલો ફ્રાન્સ દેશ જગતનું પૂજ્ય સ્થાન છે. એજ નેપોલિયનની જન્મભૂમિ છે. એજ સામ્ય, સમાનતા અને ભ્રાતૃ ભાવની પોષણાનું સ્થાન છે. સભ્યતા, ભદ્રતા, શિષ્ટાચાર અને ઉન્નતિ પિપાસામાં આપણો વ્હાલો ફ્રાન્સ દેશ જગતનું આદર્શ છે: આપણા વ્હાલા ફ્રાન્સ દેશનું પેરિસ શહેર જગતના સુન્દર શહેરોમાં પણ અગ્રસ્થાન લેછે. આપણા વ્હાલા ફ્રાન્સ દેશને જગત અપૂર્વ સન્માનની દૃષ્ટિથી જુવે છે. પ્રિય પુત્ર અંડ્રે! આપણા વ્હાલા દેશ ફ્રાન્સથી વિભક્ત ન થાવ."

લી. કમાન્ડર ડોરિયર.

અંડ્રેએ આ પત્ર કંઇકવાર વાંચ્યો; તે એકદમ ઉઠ્યો. હેણે હેના કમ્પિત હાથથી પિતાને પ્રત્યુત્તર લખવા આરંભ કર્યો.

વ્હાલા માનતીય પિતા,

ત્હમે લખ્યું કે:—" પરદેશમાં જીવિકા હોય તેથી તે કાંઇ સ્વદેશ કહેવાતો નથી " હેનો હું સ્વીકાર કરૂં છું. ત્હમારૂં એ કહેવું સર્વથા સત્ય છે. પરંતુ જે સ્થાનમાં પોતાનું પ્રાયઃ સર્વસ્વ હોય તે સ્થાનને શું સ્વદેશ ન કહી શકાય? મ્હારૂં મન અહીં છે. મ્હારો કારોબાર પણ અહીં છે. ફ્રાન્સ જેને મ્હેં બાલ્યાવસ્થામાં જોયો હતો હવે તે સારી રીતે યાદ પણ નથી. મ્હને આ સમયે હેનો લગીર પણ ખ્યાલ આવતો નથી. હેણે ત્હમારે માટે શું કર્યું? ત્હમે ત્હમારા જીવનનો ઉત્તમ ભાગ હેની સેવામાં વ્યતીત કર્યો, હેને માટે લોહીની સરિતાઓ પ્રવાહિત કરી. હેના પ્રત્યુપકારમાં એક રંગદાર રીત અને વૃદ્ધાવસ્થામાં કેવળ નિર્વાહને માટે સહાયતા શિવાય હેણે બીજુ શું કર્યું? અમેરિકા તો મ્હને ધનવાન અને પ્રતિષ્ઠિત બનાવે છે.

" પિતા!

.. આ વિષયમાં હું ત્હમારી આજ્ઞાનું ઉલંઘન કરવા બાધ્ય છું. જેનો મ્હને ખેદ પણ છે. પરન્તુ હું મ્હારી યુવાવસ્થાનાં ત્રણ બહુ મૂલ્ય વર્ષો સૈનિક કામ શીખવામાં નષ્ટ કરવા ચાહતો નથી. જેમ બને તેમ જલ્દી હું તો સંયુકત રાજ્ય મળી જવા માગું છું. "

અંડ્રેએ આટલું લખ્યું એટલામાં ઘડીઆળે ટન, ટન, ટન અવાજ કર્યો. અરાબેલા અને હેની માતાના મેળાપનો સમય થયો. પત્રને અસમાપ્ત રાખી અંડ્રે હેમને મળવાને માટે ઘેરથી નીકળ્યો. અપૂર્ણ.

---

## लक्ष्मी.

લક્ષ્મી-ધન પામીને તેનો ઉપભોગ કરો, તેનું દાન કરો; માન્ય જનોનું સન્માન કરો, સજ્જનોની સેવા કરો. યાદ રાખો કે એ લક્ષ્મી ઘણા વેગવાળા પવનથી ચલાયમાન થતી દીપશીખા સમાન ચંચળ છે.

## आत्म श्लाघा.

સારા મનુષ્યોને પોતાના ગુણ પોતાને મુખે કહેવા સારા લાગતા નથી; પોતાના કર કમલથી પોતાનાજ કુચ કલશોને સ્પર્શ કરવો એ સ્ત્રીઓને માટે શું કોઇ વિનોદની વાત છે?

## आरोग्यता.

જે મનુષ્ય હીતકર આહાર વીહારનું સેવન કરે છે, પ્રત્યેક કામ વીચારીને કરે છે, વિષયોથી જે દુર રહે છે, જે દાન શીલ તથા ક્ષમાવાન હોય છે, જે સત્ય બોલે છે, જે સર્વદા સમાન ભાવના રાખે છે તથા આપ્ત-દુઃખી જનોની સેવામાં તત્પર રહે છે તેને કદી રોગ સતાવતો નથી.




( લેખકઃ–મણીલાલ કેશવલાલ પરીખ. )

અકબર બાદશાહના દરબારમાં રાજા માનસિંહ, જગન્નાથ પંડિત, રાજા ટોડરમલ્લ, ગંગકવિ, તાનસેન, બિરબલ, શેખફૈઝી, અબુલફજલ, ખાન ખનાન એ નવ રત્નો હતાં. તેમનાં સંપૂર્ણ જીવન ચરિત્ર ગુજરાતી ભાષામાં ઉપલબ્ધ નથી છતાં પણ આ નવ રત્નો પસિદ્ધ છે એ વાત તો નિર્વિવાદ છે. તેમાંથી બિરબલનું સંક્ષિપ્ત ચરિત્ર રજુ કરવાનો અત્રે યત્ન કર્યો છે.

રાજા બિરબલને કેટલાક કાન્ય કુબ્જ બ્રાહ્મણ, અને કેટલાક ચોબા તરીકે ઓળખાવે છે. એમાં સત્ય ગમે તે હોય પણ તે બ્રાહ્મણ હતો તેમાં તો કંઇજ શંકા નથી. અને એટલું ચાતુર્ય અને કૌશલ્ય બ્રાહ્મણ સિવાય અન્ય જાતિમાં ક્વચિતજ નજરે આવે છે. મારવાડની પ્રજા બિરબલને મકરગી બ્રાહ્મણ માને છે, અને સાંભરમાં જે સંગેમરમરના પથ્થરની ખાણ છે તેની શોધ પ્રથમ બિરબલે કરેલી એમ કહે છે. જયપૂરની પ્રજા તેનો જન્મ અજમેરની પાસે એક ગામડામાં થયો હતો અને તેનાં માતપિતા ઘણીજ ગરીબ સ્થિતીનાં હતાં તેમને અન્ન વસ્ત્રને માટે પણ ઘણા હાલ સોસવા પડતા વગેરે માહિતી આપે છે.

એક દિવસ કાષ્ટનો ભારો લેવાને બિરબલ જંગલમાં ગયો હતો, કાષ્ટ એકઠાં કર્યાં પછી તેને માલમ પડયું કે હું લાકડાં બાંધવા માટે દોરી લાવવી ભૂલી ગયો, હવે ફોકટ ધક્કા ખાવાની શી જરૂર? એમ મનમાં આણીને સાંજ ઉભે ઉભે મોટી બૂમ પાડીને પોતાની માતાને કહ્યું "કાષ્ટનો ભારો બાંધવાની દોરી મોકલી આપજે." તેની માતાએ, પૂછયું "કોની સાથે મોકલું"? બિરબલ બોલ્યો "આપણા કૂતરાના ગળામાં દોરી બાંધો એટલે હું તેને અહીં બોલાવી લઇશ." માતાએ તેમ કર્યું. બિરબલને વગર મહેનતે દોરી મળી. બાદશાહ અકબરની છાવણી તેજ ડુંગરની બાજુમાં પડેલી હતી, તે પોતે ઉપલો બનાવ સહજ જોતો હતો. નસીબ ખુલવાનું હોય છે ત્યારે આવાંજ કાંઈ અકલ્પિત કારણો ઉતપન્ન થાય છે. નહીંતો દિલ્લીશ્વર અકબર કયાં? અને ભીખારીનો બાળક બિરબલ કયાં? નસીબ બળવાન હોય છે ત્યારે આપોઆપ સર્વ યોગાયોગ મળી આવે છે. તે માટે ઉદ્યોગ કરવો પડતો નથી; અને દૈવ વિપરિત થાય ત્યારે હાથમાં સોનું હોય છતાં તેની કયારે માટી થઇ જશે તે સમજી શકાતું નથી.

અકબર ઉપલો સર્વ પ્રકાર જોતો હતો અને તેથી તેના મનનું સમાધાન પણ થયું હતું. તેણે બિરબલને પોતાની પાસે બોલાવી સર્વ વૃતાંત પૂછયું. બિરબલે પણ પોતાની હકીકત યથાસ્થિત કહી સંભળાવી. લોકમાં એવી વાત ચાલે છે કે અકબરે બિરબલને

પોતાની પાસે બોલાવ્યો ત્યારે તેને આવતાં રસ્તામાં એક નાળું ઓળંગવાનું હતું તે ઝટપટ ઉતરીને બિરબલ આવ્યો. તેને પાછો જતી વખતે બાદશાહે એક મહોરની થેલી બક્ષિસ આપી, તે લઇને જતાં બિરબલને વાર લાગી, ત્યારે અકબરે તેને પૂછ્યું " આમ કેમ " ? એટલે બિરબલ બોલ્યો " ખુદાવીંદે મારાપર જે ઉપકાર કર્યો તેના ભારથી હું જડ થઇ ગયો છું તેથી મને નાળુ ઉતરતાં વાર લાગી. " આ ઉત્તરથી અકબર ઘણોજ ખુશ થયો અને બિરબલ જો કે ગરીબનો બાળક છે છતાં તે ચતુર, સમયસૂચક અને વાક્ચાતુર્ય સંપન્ન છે એવી તેની ખાત્રી થઈ.

ચાતુર્યની વાર્તા માટે જેમ ભોજરાજા અને કાળીદાસના ઉપર લોક વારી જાય છે તેમ બાદશાહ અને બિરબલના માટે પણ પ્રસંગ આવે છે. બિરબલ શી રીતે લોકપ્રસિદ્ધ થયો ? કિંવા બાદશાહની તેના પર શી રીતે કૃપા થઈ ? આ સબંધમાં અનેક આખ્યાયિકાઓ કહી શકાય એમ છે પરંતુ તેનો વિચાર કરવાનું અત્ર કંઇ પ્રયોજન નથી. તથાપિ એટલું કહેવાને હરકત નથી કે તે પોતાના ચાતુર્ય બળના પ્રભાવ વડે અકબર જેવા લોકમાન્ય બાદશાહનો મૂખ્ય પ્રધાન થયો, એ વાત નિર્વિવાદ સિદ્ધ છે.

બિરબલનું મૂળ નામ બ્રહ્મદાસ છે. તે સંસ્કૃત, હિંદી, ફારસી, અને આરબી ભાષામાં નિપૂણ હતો. તે સમયસૂચક, વીર પુરૂષ અને વળી કવિ હતો. પોતાની વાક્ચાતુર્યથી તે બાદશાહને જેમ ખૂશ કરતો હતો તેજ પ્રમાણે વીરતાથી પણ કરતો હતો. બાદશાહે પ્રથમ તેને " કવિરાય " નો ઇલકાબ આપ્યો. પછી " રાજા "ના મહત્પદ દર્શક ખીતાબ આપી એક સારી જાગીર પણ ભેટ કરી. તે નગરકોટની નજીકમાં હતી. રણાંગણમાં બિરબલનું અલૌકિક સમર ચાતુર્ય જોઇને બાદશાહ તેને બિરબલ કહેતા.

નગરકોટ નજીક જયચંદ રાજાનું રાજ્ય હતું. રાજા જયચંદના વિષયમાં અકબરનું મન કલુષિત થવાથી વિ. સં. ૧૬૨૯ની સાલમાં બાદશાહે જયચંદને કેદ કરી તેનું રાજ્ય બિરબલને આપી દીધું, અને નગરકોટ ખાલી કરી આપવા માટે બાદશાહે હુસેન કુલિખાનને મોકલ્યો, તે સમયે બિરબલ પણ તેની સાથે નિકળ્યો. રાજા જયચંદનો પુત્ર વિધિચંદ્ર યુદ્ધમાં હાર્યો. એવામાં ખબર મળી કે મીરઝાં ઇબ્રાહિમ અગણિત સેના લઇને લાહોર પર હલ્લો લઇ જાય છે. ત્યારે હુલીખાને બિરબલને પૂછ્યું "હવે કેમ કરવું " ?

બિરબલ બોલ્યો બાદશાહનું કામ પ્રથમ કરવું એજ આપણું કર્તવ્ય છે આવા અણીના પ્રસંગે કાળક્ષેપ કરવો કામનો નથી એવો વિચાર કરીને હુલીખાને વિધિચંદ્રને કહાવ્યું કે "તારૂં રાજ્ય બાદશાહે બિરબલને બક્ષિસ આપેલું છે. એટલે સારાસાર વિચાર કરીને તું બિરબલનું સમાધાન કરીશ તોજ યુદ્ધ પ્રસંગ ટાળી શકાશે " વિધિચંદ્રને પણ તે સલાહ ઠીક લાગી, તેથી તેણે તહ કર્યો. બિરબલને માગ્યું તેટલું દ્રવ્ય આપ્યું, અને નજરાણા દાખલ બાદશાહને માટે પણ પાંચ મણ સોનું મોકલી આપ્યું.

નગરકોટના રાજા સાથે તહ કર્યા પછી બિરબલ અને હુલીખાન ઇબ્રાહિમની પાછળ પડ્યા, તેઓ આવે છે એમ ખબર મળવાથી ઇબ્રાહિમ લાહોર તરફ નાશી જતો હતો, પણ મુલતાન આગળ બન્ને સૈન્યની ભેટ થઇ જવાથી જંગી લડાઇ થઈ, તેમાં ઇબ્રાહિમ

નાસી ગયો છતાં પણ તેનો ભાઈ મસઉદ પકડાયો. તેને લઈને બીરબલ અને દુલીખાન બાદશાહ પાસે આવ્યા. તે પ્રસંગે બાદશાહે દુલીખાનને "ખાન સાહેબ" અને બિરબલને "મુસાહી અને દાનેશ્વર" એ પ્રકારે કિતાબ આપ્યા.

બીજે વર્ષે ઇબ્રાહિમના બંધુ મહમંદ હુસેને ગુજરાત પ્રાંતમાં બંડ ઉઠાવી સુબેદાર ખાન આજમને કાઢી મુકયો. તે સુબેદારની મદદે બાદશાહ પોતે ગયો હતો, ત્યારે બિરબલ પણ તેની સાથેજ હતો.

અકબરે પોતાના મહેલની બાજુમાંજ બિરબલને માટે એક સ્વતંત્ર મહેલ બંધાવ્યો હતો. તે વિ. સં. ૧૬૩૯ માં તૈયાર થયો, તેની વાસ્તુ—શાંતિ—સમારંભના પ્રસંગે આપના પવિત્ર ચરણ લાગ્યા સિવાય હું તે મહેલમાં પ્રવેશ કરનાર નથી." એ પ્રમાણે બિરબલે બાદશાહને પૂર્ણ આગ્રહ પૂર્વક વિનંતી કરવાથી બાદશાહ મોટા ઠાઠમાઠથી ત્યાં ગયો અને સમારંભ આનંદકારી થઇ રહ્યો. તે દિવસે બાદશાહને જમવાનું પણ બિરબલના મહેલમાંજ હતું. તે બન્ને અરસપરસ પ્રેમાનંદ અને મિત્રભાવથી ચાલતા હતા. એવું અબુલફજલે અકબરનામામાં લખ્યું છે.

બીજા વર્ષે બાદશાહે અલાહાબાદનો કિલ્લો બંધાવ્યો, અને નવું નગર વસાવ્યું. તેના આનંદ-પ્રદર્શનાર્થ બિરબલે એક સારી મિજબાની આપી. અને પુષ્કળ મૂલ્યવાન નજરાણાં બાદશાહને અર્પણ કર્યાં.

બિરબલે અકબરનું મન પોતાના ઉત્તમ ગુણો વડેજ હરી લીધું હતું. બાદશાહની તેના પર પૂર્ણ કૃપા હતી. તે તેને એક ક્ષણ પણ વિખૂટો મૂકતો નહોતો એમ કહીએ તો પણ ચાલે. પરંતુ વખત ભરાઇ આવે છે ત્યારે કોઇનું ડહાપણ ચાલતું નથી. પછી કર્મ પ્રમાણે બુદ્ધિ હોય વા બુદ્ધિ પ્રમાણે કર્મ હોય. તે શું છે? તે આજ સુધી કોઇને પૂર્ણપણે સમજાયું નથી અને ભવિષ્યમાં પણ સમજાશે કે નહીં તેની પણ શંકાજ છે.

યુસફભાઇ પઠાણની સાથે અકબરે જ્યારે યુદ્ધ આરંભ્યુ ત્યારે જ્હાનખાનને તે લઢાઇ પર મોકલ્યો હતો. તેનો પરાજય થયો. એથી તેની મદદમાં તે વારંવાર ફોજ મોકલતો હતો આવો પ્રકાર ઘણા દિવસ ચાલ્યો. પરંતુ તેનું સંતોષકારક પરિણામ આવ્યું નહીં. આખરે અબુલફજલે બાદશાહને આગ્રહપૂર્વક કહ્યું "પઠાણ સાથે લડવાને હું જાઉં છું" બિરબલ પણ કહેવા લાગ્યો "ખુદાવિંદે પઠાણ સામે જવાને મને રજા આપવી જોઇએ." બન્ને વીર પુરૂષો હોવાથી એકની વાત કબુલ રાખવાથી બીજાને ખોટું લાગશે, અને બન્નેને મોકલવાની આવશ્યકતા નથી.ત્યારે કરવું કેમ? આવા વિચારમાં ઘણો વખત ગયા બાદ બાદશાહ બોલ્યો હવે દેવના આગળ ચીઠીઓ નાંખો અને તે કહે તેણે જવું-આ વિચાર સર્વને માન્ય થયો અને તેમ કરવાથી યુદ્ધમાં બિરબલે જવું એમ ઠર્યું તે પ્રમાણે તે સ્વારીપર વિ. સંવત ૧૬૪૨ ના માહ માસમાં બિરબલ નિકળ્યો, તેની સાથે કાસમ ખવાની, ગદાબેગ, અહમદ બેગ, હાજીતા બેગ અને ખવાની હિસામુદીન ઇત્યાદી નામાંકિત યોદ્ધા અને શૂરવીર હતા.

"આઇની અકબરીમાં તા. ૧૦ સફર રોજે બિરબલને પઠાણ પર ચઢાઇ લઇ જવા રવાના કરવામાં આવ્યો એમ લખેલું છે. તે તારીખે હિંદુ પંચાંગ પ્રમાણે મહા શુકલ

આવે છે. તેજ યુદ્ધમાં બિરબલ ધારાતીર્થમાં પડયો એમ મનાય છે. તેની સાથે બીજા પણ અનેક યોદ્ધા રણમાં પડયા તેમાંના કેટલાકના મૃત દેહ પણ મળ્યા નહીં તેવીજગતિ બિરબલની પણ હતી.

બિરબલે આ લોકનો ત્યાગ કર્યો એ સમાચાર અકબર બાદશાહને મળતાં તેને ઘણો શોક થયો, અને એ દિવસ તો તેણે અન્ન જળ પણ લીધું નહિ. " બિરબલને મારનારને હું જાતે જઈ ઠાર કરીશ " એવી તેણે પ્રતિજ્ઞા કરી. ત્રીજે દિવસે માતાના અને ઇતર મંત્રી મંડળના આગ્રહથી તેણે કંટાળતે કંટાળતે થોડુંક અન્ન ખાધું. એમ અકબરનામામાં લખેલું છે. વળી " મૂનતખબુન્ન તવારીખે " નામના પુસ્તકમાં એવો ઉલ્લેખ છે કે ઇતર અમીર ઉમરાવોના મરણનો બાદશાહને જેટલો ખેદ થતો તે કરતાં બિરબલના મરણથી ઘણો થયો હતો. તે વારંવાર પુછતો હતો કે તે પહાડમાંથી બિરબલનું મૃતદેહ હજી સુધી કોઇ લાવ્યું નહિ કે ? અરેરે ! ઘણું ખોટું થયું. આજ સુધી મને આવું દુઃખ કદી પણ થયું નહોતું ! ! હશે. પણ તે તો સંસાર તાપમાથી છુટી જીવન મુક્ત થઇ ગયો ! ! !

અકબરને બિરબલના મૃત્યુથી કેટલું દુઃખ થયું તેનું અનુમાન તેણે ગુજરાતના સુબા પર લખેલા પત્ર પરથી સ્પષ્ટ રીતે થઇ શકે છે. તે પત્ર " મનશીયાત " ના આધારે અત્રે આપુંછું " જ્યાં ત્યાંથી આનંદદાયક સમાચાર આવતા હતા, પરંતુ નશીબ બળવાન, સ્વાત અને બાજોર જીતવા માટે જે ફોજ મોકલી હતી તેણે પોતાનું કામ સારી રીતે બજાવ્યું ખરૂં પણ મારા દરબારનું એક અમૂલ્ય રત્ન, મારા રાજ્યનો સ્તંભ, બુદ્ધિમાન, સમયસૂચક, ચતુર વાક્પંડિત અને ઉત્તમ મંત્રી જે બિરબલ તે મારી મિત્રતા અને આ અસાર સંસાર છોડીને પરલોક પધાર્યો ! મારા આનંદનો લય થયો ! મંત ઔદાસિન્ય પૂર્ણ થયું ! મારા પર દુઃખના ડુંગર ઢળી પડયાં. અફસોસ ! હજારવાર અફસોસ, સંસારના સુખરૂપ શરાબમાં દુઃખની ધારદાર કટાર છે. અહીંની મીઠાઇમાં વિષ મળેલું છે. સંસાર એ માત્ર શુદ્ધ દગાબાજીજ છે ! સુખ પાછી દુઃખ અને સારા પાછળ ખોટું સરજેલુંજ છે. તુરાણના વકીલ મંડળના આવવાથી મારાથી ત્યાં જઈ શકાયું નહિ.—નહીં તો હું જાતે બિરબલના પ્રેતનું દર્શન કરવા ગયો હોત અને મારૂં કર્તવ્ય બજાવ્યું હોત અને તેથી સ્પષ્ટ થાત કે જે મનુષ્ય અમારે કામ આવે છે તેને અમે કેટલો ચાહીયે છીયે ? અંતઃકરણરૂપ નેત્ર વડે તે સર્વ અમે જોયું છે. બુદ્ધિમાન લોક પણ તે વાત સમજે છે. પણ શોકથી વિહ્વળ થાય નહી એવું મન કોનું હોય છે ? આ માટીની ટેકરી—પૃથ્વી—છોડવીજ જોઇએ. તે પરલોકવાસી મિત્રનું સ્મરણ અમને નિત્ય થવાનુંજ. માત્ર તેની સુખમુદ્રા અમારી નજરે પડનાર નહી એટલે નાઇલાજ સિવાય વધારે શું કહીયે ? આ સર્વ સત્ય છે, છતાં સંસારના રીવાજ પ્રમાણે અમારાથી લખી શકાતો નથી તેટલો અનિવાર્ય શોક અમને થાય છે. તે કહી શકાતું નથી તેમ સહન પણ થતું નથી ! જન્મ્યું તે મરનારજ; અને ઈશ્વરનીજ જ્યારે એવી ઈચ્છા છે ત્યારે શોક અંગર દુઃખ કરવામાં લાભ શો ? ઇ૦ ઇ૦ "

" અમે પઠાણ લોકને શિક્ષા કરવા માટે ટોડરમલ્લને મોકલ્યો છે, તે વિજય પ્રાપ્ત કરી થોડાક વખતમાં આવશે. "

આ પત્ર પરથી બાદશાહની બિરબલ માટે કેટલી ખરી પ્રેમબુદ્ધિ હતી એ સ્પષ્ટ થાય

છે, અને એમ પણ લાગે છે કે તે યુદ્ધ પ્રસંગે બાદશાહ પોતે હાજર હોત તો પોતાનો પ્રાણ આપીને પણ તે બિરબલનો પ્રાણ બચાવત. વિ. સં. ૧૬૪૦માં બાદશાહ એક દિવસ હાથીની લઢાઈ કરાવતો હતો, તેમાં એક હાથી મનુષ્યને ઠાર કરવામાં ઘણોજ ચાલાક હતો, કર્મ ધર્મ સંયોગે એવો પ્રસંગ આવ્યો કે પોતાની હદ ઓળંગી તે હાથી એક પાયદળ ટૂકડીપર ધસી ગયો એટલે સઘળે દોડાદોડ થઈ રહી, તે ધાંધલમાં હાથીએ બિરબલપર ધસારો કર્યો અને હમણાંજ તેને સૂંઢમાં પકડશે એમ બાદશાહે દૂરથી જોયું. બાદશાહ હાથીને વશ કરવામાં ઘણોજ કુશળ હતો, તેણે પૂરપાટ પોતાનો ઘોડો છોડયો. હાથીને પાછો હઠાવ્યો અને બિરબલનો પ્રાણ બચાવ્યો. તે વખતે બાદશાહ જો તાકીદ ન કરત તો હાથી બિરબલને સ્વર્ગનો માર્ગ દેખાડી દેત.

બાદશાહ જેમ કવિતા પ્રિય અને રસિક હતો, તેમ જાતે કવિ પણ હતો, તેણે બિરબલના સબંધમાં કેટલીક કવિતાઓ લખેલી છે, તેમાંથી નમુના દાખલ એક બે અત્રે આપવામાં આવે છે.

### सोरठ.

दीन जांन सबदीन, एक दुरायो दुसह दुःख ।
सो भव हमको दीन, कछु न राख्यो विरबल ॥

અર્થઃ—આજ પર્યંત બિરબલ તેં અમને સર્વ કાંઇ આપ્યું, પણ આટલા દિવસ આપ્યું નહોતું તે દુઃખ આજ તેં અમને આપ્યું. સારાંશ બિરબલ તેં અમને સર્વસ્વ આપ્યું, એમ કહેવામાં બિલકુલ હરકત દેખાતી નથી.

### दोहरा.

पीयल सो मजलीस गई, तानसेन सों राग ।
हसीबो रमीबो बोलीबो, गयो बिरबल साथ ॥

અર્થઃ—બિકાનેરના રાજા રાયસિંહના બંધુ પૃથ્વીરાજ મરણ પામ્યા ત્યારેજ મજલીસની શોભા લય પામી, તાનસેન ગયો તે સાથે રાગદાર ચીજોની મજા ગઈ, અને હસવું, ખેલવું અને બોલવું એ બિરબલે પોતાની સાથે લીધું ! અર્થાત શિલક કાંઈજ રહ્યું નહિ.

બિરબલના મરણથી બાદશાહ દિવસે દિવસે ઉદાસ થતો ચાલ્યો, કોઇ વાતમાં તેનું ચિત્ત લાગતું નહોતું, તેથી મંત્રી વર્ગ બાદશાહના મનનું સમાધાન કરવા માટે બળતાજ એકાદ માણસને લાવી " આ બિરબલ " એમ કહેતા. આવા નામધારી બિરબલ પૈકી એકે પહાણની સર્વ હકીકત પ્રસિદ્ધ કરી હતી એથી તેને બાદશાહની પાસે લાવતા હતા પણ તે બિચારો માર્ગમાંજ કાળના મુખમાં જઈ પડયો.

બિરબલ ઉત્તમ કવિ હતો એમ પૂર્વે કહેલુંજ છે. તે પોતાની કવિતામાં પોતાના નામને સ્થળે બ્રહ્મ શબ્દની યોજના કરતો હતો. તેની કવિતાનો એક નમુનો અત્રે આપી લેખ પૂર્ણ કરવામાં આવે છે.

## सवैया.

गरभ चढे पुनी सुप चढे, पलनापे चढे चढे गोध घणाके
वईरी अरु मित्रके चित चढे, कवि ब्रह्म भने दीन विते पनाके.
हाथी चढे फिर अश्व चढे, सुखपाल चढे चढे जोम धनाके
ईश करुपालको जानीयो नही, अब कांधे चढे अली चार जनाके.

ન્યાય તરફ બિરબલનું લક્ષ પૂર્ણ હતું. અકબરનામામાં એમ લખેલું છે કે અકબર સિંહાસનારૂઢ થયાને ૨૭ વર્ષ થયાં તે દિવસના આનંદ પ્રદર્શનમાં બાદશાહે પોતાના પ્રધાન મંડળને પૂછયું કે "પ્રજાહિતાર્થ હજી કયા કાર્યો કરવાનાં બાકી છે? ત્યારે બિરબલ બોલ્યો "તેની ચોકશી કરવા માટે હુંશીયાર અને ન્યાયી ગૃહસ્થને ગામેગામ મોકલાવો એટલે તે તપાસ કરી શું કર્તવ્ય છે તે ખુદાવીંદને જણાવશે."

બાદશાહે તેનું કહેવું કબુલ રાખ્યું અને બિરબલનેજ તે કાર્યપર નીમ્યો. બિરબલનો સ્વભાવ સરળ અને મીલનસાર હતો. એટલા મોટા અધિકાર પર તે હતો છતાં પણ તે સર્વાંશે સૌમ્યપણે અને મર્યાદાથી વર્તતો. ઉન્મતપણું કેવું હશે ? એનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પોતાના હાથે બને તેટલો લોકપર ઉપકાર કરવો. એવી તેની સમજ હતી, અને તેજ પ્રમાણે તે કરતો હતો. તે ઘણો દયાળુ અને ઉદાર હતો. તેની ઉદારતાની કવિજનોએ ઘણી તારીફ ગાયેલી છે. મુસલમાન લોકના ઇતિહાસમાં પણ તેના ઔદાર્યની ઘણી સ્તુતી કરેલી છે. "મુઆસીરૂલ ઉમરા" નામના પુસ્તકમાં તે સમયે બિરબલના સમાન અન્ય કોઇ દાનશૂર નહોતો એમ લખેલું છે. આ પરથી તેના ઔદાર્યની સહજ-કલ્પના કરી શકાશે. કારણ મુસલમાને હિંદુની આ સ્તુતિ કરેલી છે.

રાજા બિરબલને બે પુત્ર હતા. તેમાંનો એક સંસ્કૃત ભાષા જ્ઞાનમાં ઘણોજ પ્રવીણ હતો. તેને બાદશાહે એક વખત પૂછયું "બિરબલની પાછળ કેટલી રાણીયો સતી થઇ." તે પુત્રે કહ્યું "ખુદાવિંદ! વીરતા, અક્કલ અને ઉદારતા આ ત્રણ સતી થઇ. પણ કીર્તિ રહેલી છે!" બાદશાહે કહ્યું "ઠીક છે! તેણે ચિરકાલ રહેવુંજ જોઇએ" આ પ્રશ્નોતર પરથી બન્ને પક્ષની માર્મીકતાનું અનુમાન કરી શકાશે.

---

## स्वार्थपरायणता.

પરોપકાર કરનાર સ્વાર્થી મનુષ્યથી તો તૃણ સારૂં છે કેમ કે તૃણથી પશુ પોતાનું ઉદર પોષણ કરે છે તથા રણ ક્ષેત્રમાં ભયભીત થએલા જન તેને મુખમાં લઇ શત્રુઓથી પોતાનો પ્રાણ બચાવે છે.

## धन.

જેને ઉપાર્જન કરવામાં અત્યંત કષ્ટ સહન કરવું પડે છે પરંતુ કષ્ટ સહન કરીને પણ જેનો ઉપભોગ કરવામાં આવતો નથી અર્થાત અંતરમાં જેને બીજાજ લઇ જાય એવું ધન હોય તેના કરતાં ન હોય તેજ સારૂં છે.

# हिन्दनी समाज सुधारणा केवी चाले चाले छे ?

( લખનાર—વૈદ શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિઆર ).

જુદી જુદી સમાજો અને તેમાં થતા સુધારાઓ જુદી જુદી ચાલે ચાલે છે. જેમકે, કોઇનો વેગ ફીરકીના જેવો હોય છે. કોઇની ગતિ હાથણીના જેવી હોય છે, કોઇની ચાલ સરતના ઘોડા જેવી હોય છે, કોઇની ચાલ રગસીઆં ગાડાં જેવી હોય છે, કોઇની ચાલ પવન જેવી હોય છે, કોઇની ચાલ પ્રકાશના કિરણોની ચાલ જેવી ઝડપવાળી હોય છે. કોઇની ચાલ અવાજના મોજાઓની ચાલ જેવી હોય છે, કોઇની ચાલ સમુદ્રની ચ્હડતી ભરતીના જેવી હોય છે, કોઇની ચાલ દરરોજ ખીલતા જતા ચંદ્રના જેવી હોય છે, અને કોઇની ચાલ ગ્રહોની ચાલ જેવી હોય છે. એ બધી જુદી જુદી ચાલોમાંથી આપણા દેશમાં સમાજ સુધારણાની ચાલ કેવી છે? તે આપણે જાણવું જોઇએ. એ માટે વિચાર કરતાં મને એમ જણાયું છે કે, આપણા દેશની સમાજ સુધારણાની ચાલ "પ્રણુપાટ ચાલે" તે ચાલના જેવી છે, પ્રણુપાટ ચાલે એટલે શું? અને પ્રણુપાટ ચાલે તેની ચાલ કેવી હોય? એ વિષે ઘણાક લોકો કદાચ નહિ જાણતા હોય માટે તેનો ખુલાસો કરવાની જરૂરછે.

જે સ્ત્રીને સીમંત હોય તેને જ્યારે સીમંતનો સંસ્કાર કરવામાં આવે છે ત્યારે કેટલીક નાતોમાં એવી રીતી છે કે, ગર્ભવંતી સ્ત્રીને સાતમે મહિને ખૂબ દાગીના પહેરાવે છે, હાથે રાખડી બાંધે છે, અને પછી બહુ ધામધુમથી ઢોલ, સરણાઈ અગર બીજાં વાજીંત્રો વગાડતે વગાડતે સાજન મહાજન મળીને ગર્ભવંતી સ્ત્રીને તેને માવતરથી પતિને ઘેર તેડી જાય છે, એ વખતે તે બાઇને ચાલવા માટે રસ્તા ઉપર છોકરાઓ લુગડાં પાથરતા જાય છે, તે લુગડાં ઉપર તે બાઈ બહુ ધીમે ધીમે ચાલે છે, અને પાછળથી છોકરાઓ ઉપાડતા જાય છે, ને આગળ બિછાવતા જાય છે, એ વખતે તે ગર્ભવંતી સ્ત્રીને માથે શાલથી છાંયો કરેલો હોય છે, આવી રીતે ચાર જણે શાલ પકડી રાખી હોય, નીચે લુગડાં બીછાવેલાં હોય, ખૂબ દાગીના પહેરેલા હોય, આગળ પુરૂષોનું મંડળ ચાલતું હોય, પાછળ સ્ત્રીઓ સુંદર ગીતો ગાતી હોય અને ઢમઢમ વાજાં વાગી રહ્યાં હોય, તેની વચ્ચે હાથમાં નાળિયેર લઇને તથા ખોળો ભરીને બહુજ નિરાંતે અને બહુજ આસ્તે આસ્તે ચાલવું. તેનું નામ પ્રણુપાટ ચાલી કહેવાય છે.

બંધુઓ, આપણા દેશની સમાજ સુધારણાની ચાલ આવી ગર્ભવંતી સ્ત્રીના જેવી છે. હવે વિચાર કરો કે, જે દેશમાં પૂંછડીઆ તારાની ઝડપથી સુધારાઓ આગળ વધે છે, તેની આગળ આવી ચાલે ચાલનાથી કેમ ટકી શકાશે? આપણા સમાજ સુધારણાની ચાલ ગર્ભવંતી સ્ત્રીની ચાલના જેવી છે; એ વાત સાચી છે કે ખોટી? તેની પ્રથમ ખાત્રી કરવી

જોઇએ, અને પછી જો એવીજ ચાલ હોય તો શા માટે એવી ચાલ છે? તેનાં કારણો જાણવાં જોઈએ, એ માટે તપાસ કરતાં આપણી સમાજ સુધારણાની ચાલ બહુ ધીમી છે, બહુજ ધીમી છે એટલુંજ નહિ, પણ પહેલો ગર્ભ રહેલી સ્ત્રીની ચાલના જેવીજ એ ચાલ છે. પહેલો ગર્ભ રહેલી સ્ત્રી પોતાના પેટની અંદર રહેલા ગર્ભના ભારને લીધે બહુજ ધીમે ચાલે છે. એ વખતે ઉતાવળું ચાલવું તેને ફાવતું નથી, તેમજ આપણા દેશમાં જે સમાજ સુધારકો છે, તેઓના પેટમાં પણ કાંઇક ભાર રહેલો છે, તેથી તેઓ જોરથી ચાલી શકતા નથી, માટે આપણા સમાજ સુધારકોના પેટમાં કયો ગર્ભ રહેલો છે, તે આપણે જાણવું જોઇએ, એ માટે એ રોગના અનુભવી ડાક્ટરો કહે છે કે, આપણા દેશમાં જે સમાજ સુધારકો છે તેઓના પેટમાં પોતાના ખાનગી સ્વાર્થોનો ગર્ભ રહેલો છે. તેઓના પેટમાં ભવિષ્યની ફિકરનો ગર્ભ રહેલો છે, તેઓના પેટમાં લોક લાજનો ગર્ભ રહેલો છે, તેઓના પેટમાં આપણે ફાવશું કે નહિ? તેવો અશ્રદ્ધાનો ગર્ભ રહેલો છે, તેઓના પેટમાં પૈસાની નુકસાની થશે તો? એ ફિકરનો ગર્ભ રહેલો છે. તેઓના પેટમાં નાત જાતના બંધનોની મુશ્કેલીઓનો ગર્ભ રહેલો છે. તેઓના પેટમાં આબરૂ જવાની બીકનો ભાર રહેલો છે, તેઓના પેટમાં આપણને બીજા કોઈ મદદ નહિ કરે તો શું કરશું? એ બીકનો ગર્ભ રહેલો છે, સમાજ સુધારણાના રસ્તામાં આગળ વધતાં મુશ્કેલીઓ આવી પડે ત્યારે શું કરશું? એ ભયનો ગર્ભ રહેલો છે, અને એ સિવાય એવા એવા બીજા ઘણી જાતના પેટમાં તથા હૃદયમાં ભાર રહેલા છે, તેથી આપણા સમાજ સુધારકો ખરેખરા જોરથી આગળ વધી શકતા નથી.

સીમંતવાળી સ્ત્રીને ચાલવા માટે જ્યારે કપડું બીછાવાય ને રસ્તો ખુલ્લો થાય ત્યારેજ તે ધીમે ધીમે ચાલે છે, તેમજ આપણા દેશમાં પણ સમાજ સુધારણાના રસ્તાઓ બહુજ ખુલ્લા થાય, અને તેની ઉપર સુંદર સડક બંધાય તથા માથે છાંયા હોય એટલે કે બીજાઓનો આશ્રય હોય, ત્યારેજ સમાજ સુધારણા ધીમે ધીમે આગળ વધે છે, પણ આટલી બધી સગવડો છતાં સીમંતવાળી સ્ત્રી ચાલી જાય, એટલે તેની પાછળથી તુરતજ જેમ લુગડાંઓ ઉપડતાં જાય છે ને તેને માટે કરેલો રસ્તો સુંથાતો જાય છે, તેમજ આપણી સમાજ સુધારણાનું પણ એમજ થાય છે. આપણે ત્યાં સમાજ સુધારણા માટે નવી નવી સ્કૂલો સ્થપાય છે, બોર્ડિંગો ખોલાય છે, નાતોની કોન્ફરન્સો મળે છે, અને હુન્નરકળા ખીલવવાની વાતો થાય છે. પણ પાછળથી એ બધાં ખાતાંઓ ઢીલાં પડતાં જાય છે, અને જરાક આગળ ચાલે એટલામાં તો તેમની પાછળની સડક સુંથાતી જાય છે, અને યાદ રાખજો કે જ્યારે એ બધાં કામો માટે રસ્તો બહુજ સાફ કરેલો હોય અને તેને ઉદાર આશ્રયની છાંયા હોય ત્યારેજ તેઓ માંડમાંડ જરાતરા આગળ વધી શકે છે, અને પાછળ અંધારૂં થતું જાય છે ને સડક તુટતી જાય છે. કારણ કે આવું ખાસ બનાવટી ખાતું તે કેટલોક વખત નભી શકે? અને જ્યાં આવી દશા હોય, જ્યાં સમાજના આગેવાનોના પેટમાં આવા ભયંકર ગર્ભ રહેલા હોય તેની ચાલ તે ઉતાવળી કયાંથી થઇ શકે?

આપણા દેશની સમાજ સુધારણાની આ ચાલ જોયા પછી હવે બીજા દેશોની સમાજ સુધારણાની રીતો કેવી છે? અને તેઓની ચાલ કેવી છે? તે આપણે જાણવું જોઇએ. કારણ કે એ બંને બાબત જોવાથી આપણને આપણી ખામીઓ તથા આપણી નબળાઇ

દેખાઇ આવે છે. એ માટે સેલ્ફ હેલ્પમાં ડાક્ટર સ્માઇલ્સ કહે છે કે, અસલના, પ્યુરિટન લોકોની હાથમાં ત્રિકમ અને પાવડા હતો, તે નિશાની માટે તેઓ એમ કહેતા હતા કે, આ સાધનોથી જ્યાં રસ્તો નહિ હોય ત્યાં પણ અમે અમારો રસ્તો કરશું ને આગળ વધશું.

બંધુઓ, દુનીઆની બધી સુધરેલી પ્રજાઓ ત્રિકમ ને પાવડાનો ઉપયોગ કરીનેજ આગળ વધે છે, તેઓ કાંઇ પોતાને માટે તૈયાર બાંધી રાખેલા રસ્તા ઉપર જતા નથી, કારણ કે આગળ વધવા માટે તૈયાર રસ્તાઓજ નથી, એ માટે તો નવાજ રસ્તાઓ કરવાં પડે છે. જેમકે; જુઓને કાલંબસે અમેરિકા ખંડ શોધી કાઢયો; ત્યારે તેને માટે અગાઉથી કયા નકસાઓ તૈયાર હતા? તેને માટે સમુદ્રમાં કયા રસ્તાઓ નક્કી થયેલા હતા? અને તેને માટે શું સાધનો હતાં? ઉલટા તેનાજ નોકરો તેને સમુદ્રમાં ફેંકી દેવા માટે તૈયાર હતા, અને એમ છતાં એ બધી મુશ્કેલીઓમાંથી તેણે પોતાનો રસ્તો કહાડયો, એ શું ગર્ભવંતી પ્રજાની પેઠે પાટ ચાલવાથી થાત કે?

હાલમાં વિમાનો માટે આકાશમાં રસ્તાઓ શોધાય છે, અને પવનની સાથે લડાઇ થાય છે, પવન કહે છે કે, હું તમારા વિમાનને સરખાં નહિ ચાલવા દઉં, અને શોધકો કહે છે કે, આકાશ અમારા બાપનું છે, અને તું તો અમારો નોકર છે. તારો ભાર શું છે કે; અમારા વિમાનને નહિ ચાલવા દે? આવી રીતે અત્યારે પવન સાથે લડાઈ થાય છે. એમાં કેટલો બધો ભોગ અપાય છે? અને કેવા કેવા પાવડા તથા કેવા કેવા કોદાળાનો ઉપયોગ થાય છે? એ તમે જાણો છો? શું એ બધું કપડાં બીછાવેલાં ને માથે છત્ર ધરેલા રસ્તાઓ છે? તેમજ સબમરિનો માટે સમુદ્રની અંદર રસ્તાઓ શોધાય છે. ત્યાં શું સાજન મહાજન ભેળું જાય છે? અને ત્યાં શું વાજાં વગાડતે વગાડતે જવાય છે? કયા બાપે એ રસ્તો શોધી રાખેલો છે? થોડાં વરસ ઉપર કોઈ પણ માણસોને ખ્યાલ પણ ન હોતો કે, સમુદ્રની અંદર સલામત રીતે સફર કરી શકાશે, અને દુશ્મનોને હેરાન કરી શકાશે, પણ એ બધી વાતો આજે આપણે નજરે જોઇ શકીએ છીએ, અને એનું કારણ એકજ છે, અને તે એજ કે તે બધાં કામ કરનારની સ્થિતિ ગર્ભ વિનાની છે. એ બધા શોધકો અભયપણાના માર્ગમાં ચાલનારા છે. એ બધા શોધકો મોતને માથા ઉપર લઇને ફરનારા છે. એ બધા બહાદુરો માથાં મૂકીને કામ કરનારા છે; અને એ બધા શોધકો પોતાના હાથમાં નવી નવી જાતના પાવડા કોદાળા લઇને પોતાનો રસ્તો સાફ કરનારા છે. તેથીજ તેઓ ઝપાટાબંધ આગળ વધી શકે છે.

બંધુઓ, પ્યુરિટન લોકોની નિશાની જેમ કોદાળો ને પાવડો હતી, તેમજ એ કરતાં વધારે સરસ રીતે આપણા શાસ્ત્રોમાં એમ કહેલું છે કે,

ભગવાનના હાથમાં શંખ અને ચક્ર છે, અને એનો અર્થ બહુજ સમજવા જેવો છે. શંખનો અર્થ જ્ઞાન થાય છે, કારણ કે, શંખમાં અવાજ રહેલો છે, અને અવાજ મારફત જ્ઞાન થાય છે. માટે પ્રથમ જ્ઞાન જોઈએ, અને એ પછી ચક્ર જોઇએ. જ્ઞાનથી જ્યાં કામ ન ચાલે ત્યાં ભગવાનનું સુદર્શન ચક્ર જોઇએ. એટલે તુરતજ રસ્તો ખુલ્લો થઈ જાય છે, ચક્રનો અર્થ શક્તિ છે, ચક્રનો અર્થ સત્તા છે, અને ચક્રનો અર્થ બળ છે.

સૃષ્ટીની ઉત્પત્તિ કરવામાં અને સૃષ્ટી ચલાવવામાં પ્રભુ શંખ અને ચક્ર એ બે સાધ-

નોનો ઉપયોગ કરે છે. અને ભગતોને હંમેશાં ભગવાનને પગલે પગલે ચાલવાનું હોય છે, એ પગલાંઓ યાદ રહે તે સારૂં ભગતો પોતાના શરીર ઉપર દરરોજ શંખ અને ચક્રની નિશાની કરી રાખે છે, વૈષ્ણવો જે તિલક કરે છે, એ તિલક કપાળમાં, છાતી ઉપર અને બાહુ ઉપર થાય છે, તે એવી સૂચના માટે કે, અમારા મગજમાં જ્ઞાન છે, અને અમારા હૃદયમાં તથા અમારી ભુજામાં બળ છે, અને એ બંને મહાન તત્વો પ્રભુએ પસંદ કરેલા છે. માટે અમારે અમારી જીંદગીની દરેક ક્ષણોમાં જ્ઞાન અને શક્તિનો ઉપયોગ કરવો જોઇએ, અને તેનો લાભ લેવો જોઇએ, અને જ્યાં રસ્તો ન હોય ત્યાં જ્ઞાન અને બળથી રસ્તો કરવો જોઇએ.

બંધુઓ, અસલના વખતના આપણા બાપદાદાઓ જ્યારે શંખ અને ચક્રની કિંમત સમજતા હતા, અને તેને પોતાના જીવનનું તત્વ બનાવતા હતા, ત્યારે તેઓએ એ બંને ચીજોની મદદ વડે એટલે કે, જ્ઞાન અને બળની મદદ વડે જગતનું કેટલું બધું હિત કરેલું છે? તે વિચારવું કાંઈ મુશ્કેલ નથી, કારણ કે જુદાં જુદાં શાસ્ત્રો અને જુદી જુદી શોધો એ વાતની ખાત્રી આપે છે. અને અસલની સમૃદ્ધિની વાતો તથા અસલના લોકોના જ્ઞાન અને શકિતની વાતો બહુ જાણીતી છે. એટલે એ માટે વિશેષ વર્ણન કરવાની કાંઇ ખાસ જરૂર નથી.

જ્ઞાન અને શકિત માટે જેમ હિંદુ ધર્મમાં બહુ ભાર મૂકીને કહેલું છે, તેમજ મુસલમાની ધર્મમાં પણ એ બંને બાબત ઉપર બહુ ભાર મૂકેલો છે, એ માટે એમ કહેવાય છે. કે હજરત મહંમદ પેગંબર સાહેબના એક હાથમાં કુરાન હતું, એટલે કે જ્ઞાન હતું, અને બીજા હાથમાં તરવાર હતી. એટલે કે બળ હતું. આ બે સાધનોની મદદ વડે દુનિઆમાં ઇસ્લામ ધર્મનો ડંકો વાગ્યો હતો.

હવે વિચાર કરો કે જે સમાજમાં જ્ઞાન અને બળ હોય તે સમાજ ધીમે ધીમે કેમ ચાલી શકે? કારણ કે, જ્ઞાન અને શક્તિ એ બંને વસ્તુ એવી જોરાવર છે, એવી અજબ જેવી છે, અને એવી ઉતાવળી છે કે, તે ધીમે ધીમે ચાલી શકેજ નહિ. જ્ઞાન અને શક્તિના ભકતોમાં અતિશય ઝડપવાળી ગતી હોય છે, એટલુંજ નહિ પણ એ બંને શક્તિઓ તુરતજ ફળ આપી શકે છે, અને તે ફળો પણ બહુજ મહાન તથા ઉંચા પ્રકારનાં હોય છે.

આ બંને બાબતો અત્યારે દુનીઆની સુધરેલી પ્રજાઓમાં છે. તેથી તેઓ પોતાના સમાજની સુધારણા બહુ જલદીથી કરી શકે છે, અને જ્યાં જવાના રસ્તા ન હોય ત્યાં પણ તેઓ પોતા માટે રસ્તો કરી લેય છે. જેમકે જુઓને ઉત્તર ધ્રુવના મુલકમાં જવા માટે ક્યાં રસ્તો છે, છતાં પણ તેની પછવાડે લાગીને, લાખો રૂપીઆ ખર્ચીને અને કેટલાક માણસોનો ભોગ આપીને પણ તેઓએ ઉત્તર ધ્રુવનો રસ્તો શોધેલો છે.

એજ પ્રમાણે જ્યારે પ્રથમ યુરોપિયન લોકો આફ્રિકાના જંગલોમાં ગયા ને આસ્ટ્રેલીઆના જંગલોમાં ગયા ત્યારે તેમને માટે કયા તૈયાર રસ્તા હતા? એ બધે ઠેકાણે તેઓએ પાવડા અને કોદાળાથી રસ્તા કરેલા છે, અને આજે એ બધા મુલકોને બહુ સુધરેલા અને આબાદ મુલકો બનાવી દીધેલા છે. યાદ રાખજો કે, જેમ હાલની યુરોપિયન પ્રજાએ પોતાની સમાજ સુધારણાના બળથી દુનીઆના જુદા જુદા મુલકોમાં પોતાને માટે

રસ્તાઓ કાઢેલા છે, અને સંસ્થાનો વસાવેલાં છે, તેજ પ્રમાણે આપણા પૂર્વજો પણ ઉત્તર ધ્રુવ તરફથી રસ્તો કરતા કરતા હિંદમાં આવ્યા હતા, એ વખતે ઉત્તર ધ્રુવથી મધ્ય એશિયામાં થઇને હિંદુસ્તાનમાં આવવા માટે કાંઇ રસ્તાઓ તૈયાર નહોતા પણ એ બધું તેઓએ પોતાના શંખ અને ચક્ર એટલે કે, જ્ઞાન અને બળ મારફતજ કરેલું હતું.

એક તરફ દીલ્હીમાં ઔરંગઝેબ જેવો મહા જુલમી મહાન મોગલ બાદશાહ દુશ્મન હતો, અને બીજી તરફ બીજાપોર, ગોવળકોંડા અને અહમદનગરનાં રાજ્યો હતાં. એ બધાંમાંથી મહાન પ્રતાપી શીવાજી મહારાજાએ પોતાનું નવું રાજ્ય સ્થાપ્યું, અને મહારાજની સમાજમાં નવું જીવન મૂક્યું, એ વખતે શું તેને માટે તૈયાર રસ્તા હતા કે ?

હિંદના દાદા દાદાભાઇ નવરોજજી જ્યારે વિલાયતની પાર્લામેન્ટમાં પ્રથમ દાખલ થયા ત્યારે તેમને માટે કોઇએ અગાઉથી રસ્તાઓ તૈયાર કરી રાખ્યા હતા કે ?

ઇટાલીની પ્રજામાં જેણે નવો જોસ આણ્યો, અને નવું ચેતન આણ્યું તે દેશદાઝુ મેઝીની તથા ગેરીબાલ્ડી માટે શું નવા રસ્તાઓ તૈયાર હતા કે ? નહિજ. એ સમાજની સુધારણા તેઓની બહાદુરીથી ને કોદાળા પાવડાથી થઇ હતી.

આપણા દેશમાં મહાત્મા દયાનંદ સરસ્વતીએ જ્યારે આર્ય સમાજની સ્થાપના કરી ત્યારે તેમને માટે તૈયાર રસ્તાઓ હતા કે ? એ વખતે દેશના એક એક પંડિતો, એકે એક ધર્મ ગુરૂઓ, બધા બાવાઓ, તથા બધા બ્રાહ્મણો અને બધી સ્ત્રીઓ તેઓની વિરૂદ્ધમાં હતાં, છતાં પણ એ બધાની સામે થઇને પાવડા કોદાળાથી તેઓએ પોતાનો રસ્તો કાઢયો હતો.

નેપોલિયન બોનાપાર્ટે જ્યારે એક નાનકડા તોપખાનાની સરદારી લીધી ત્યારે તેને માટે ફ્રાન્સમાં ફુલો બીછાવેલા રસ્તા હતા કે ? નહિજ, પણ નેપોલીયને શંખ ચક્રની મદદથી એટલે કે જ્ઞાન અને શક્તિની મદદથી ફ્રાન્સની પ્રજામાં નવું જીવન મૂક્યું હતું, અને વીજળીની ઝડપે પોતાના દેશની સમાજ સુધારણા કરી હતી તેથી તે આખા યુરોપને ધ્રુજાવી શકયો હતો.

ધર્મ સુધારક મહાત્મા માર્ટીનલુથરે જ્યારે પ્રોટેસ્ટન્ટ પંથ ચલાવ્યો ત્યારે તેને માટે તૈયાર રસ્તાઓ હતા કે ? નહિજ, કારણ કે એ વખતે એકે એક પાદરીઓ તેની વિરૂદ્ધમાં હતા અને ઘણા રાજાઓ પણ તેની વિરૂદ્ધમાં હતા, પણ પાવડા ને કોદાળાની મદદથીજ તેણે પોતાનો રસ્તો ખુલ્લો કર્યો હતો.

મહાત્મા ગાંધીએ હિંદી પ્રજાના હક્ક માટે આફ્રિકામાં જ્યારે સત્યાગ્રહની લડાઇ ચલાવી ત્યારે તેમને માટે શું આફ્રિકામાં સુંદર તૈયાર રસ્તાઓ હતા કે ? નહિ, નહિ, તેમને માટે તો ભયંકર કેદખાનાઓ હતાં અને તેમ છતાં તેઓએ પોતાના પુરૂષાર્થથી ફતેહ મેળવી હતી.

નામદાર અંગ્રેજ સરકારે પૃથ્વીના જુદા જુદા ભાગમાં મહાન સંસ્થાનો વસાવેલાં છે, અને ઘણી પ્રજાઓની ઘણી જાતની ઉન્નતિ કરેલી છે, જેમ કે કોઈ દેશમાં વેપાર વધારેલો છે, કોઇ દેશના લોકોને કેળવણી આપી છે, કોઇ લોકોના રીત રિવાજો સુધારવાના કાયદાઓ ઘડેલા છે, કોઇ મુલકોમાં જે ચીજની કાંઇ પણ કિંમત ઉપજતી નહિ, તેના કરોડો રૂપીઆ

ઉપજ કરી આપી છે, અને જે ગુન્હેગાર જાતો હતી! તેઓને ગુન્હો કરતાં અટકાવેલા છે. તથા લોકામાં સંપ સલાહ અને સુલેહ શાંતિ પાથરેલાં છે. એ બધું શું પોતાની મેળે થઇ ગયું છે? અને એ બધાં માટે શું તૈયાર રસ્તાઓ હતા? નહિ, નહિ, એ બધું શંખ, ચક્રની મદદથીજ થયેલું છે. એટલે કે જ્ઞાન અને શક્તિની મદદથીજ થયેલું છે.

ચારસો વરસ પહેલાં અમેરિકાની સ્થિતિ કેવી હતી? અને આજે ત્યાંની સ્થિતિ કેવી છે? એ જરા જુઓ તો ખરા, અમેરિકન પ્રજાની સમાજ સુધારણાં એટલી બધી આગળ કેમ વધી ગઇ? શું એને માટે રસ્તાઓ તૈયાર હતા? નહિ, નહિ, અમેરિકાની ઉન્નતિનો ઇતિહાસ આપણને એમ કહે છે, કે કોદાળા અને પાવડાની મદદથી જ તેઓએ પોતાની ઉન્નતિ કરેલી છે.

સ્ટીવન્સને પ્રથમ જ્યારે રેલ્વે ગાડી શોધી ત્યારે તેને માટે ધ્રણુપાટ ચાલે તેવો લુગડાં બીછાવેલો તૈયાર રસ્તો હતો કે? એડીસને જ્યારે ફોનોગ્રાફ શોધ્યું, ત્યારે તેને માટે તૈયાર રસ્તો હતો કે? આર્કરાઇટે જ્યારે સુતર કાંતવાના સંચા બનાવ્યાં ત્યારે તેને માટે તૈયાર રસ્તો હતો કે? આવી રીતે સમાજને સુધારવા માટે જગતમાં જે જે નવી નવી શોધો થાય છે, નવાં નવા કાયદાઓ બંધાય છે, નવાં નવાં પુસ્તકો રચાય છે, નવાં નવાં મંડળો સ્થપાય છે, અને નવી નવી રાજદ્વારી ચર્ચાઓ થાય છે. તથા વેપારનાં નવાં નવાં બજારો ખોલાય છે, અને દુનીઆના નવા નવા દેશોમાં મુસાફરી થાય છે, ત્યારે શું તેઓને માટે સુંદર ફુલો બીછાવેલાં ને માથે છત્ર ધરેલા તૈયાર રસ્તાઓ હોય છે કે? નહિજ, એ વખતે તેમાંનું કાંઇ પણ હોતું નથી. પણ એ બધું પાવડા કોદાળીની મદદથીજ કરવામાં આવે છે. અને જ્યારે એ પ્રમાણે સાચા દીલથી અને સાચી સમજણથી કામ લેવામાં આવે ત્યારે જ સમાજની ખરી સુધારણા થાય છે. અને યાદ રાખજો કે, કોઇ એકજ દિશામાં આગળ વધવાથી કાંઈ ખરેખરી સમાજ સુધારણા થઇ જતી નથી, પણ કેળવણી, વેપાર, હુન્નર કળા, સ્ત્રી સુધારણા, સંસાર સુધારણા, ધર્મ સુધારણા, અને આત્મિકબળ વિગેરે ચોતરફથી અનેક દિશામાં સુધારા વધારા થાય ત્યારે જ ખરેખરી સમાજની સુધારણા થઇ શકે છે, માટે હવે એ બધી બાબતોમાં ધ્રણુપાટ ચાલે તેવી રીતે ચાલવાનું રાખો નહીં પણ જ્ઞાન અને બળથી જલદી જલદી આગળ વધી શકાય તેમ કરો, અને જે જે લાઇનમાં રસ્તાઓ નથી તે તે લાઇનમાં પાવડા કોદાળાથી રસ્તા કરો, એટલે પ્રભુ તમોને ફતેહ આપશે. કારણ કે સમયની અનુકુળતા છે. અને નામદાર અંગ્રેજ સરકાર હિંદની ઉન્નતિ ઇચ્છે છે, તથા સમાજ સુધારણાના કામમાં દરેક તકે બનતી મદદ કરે છે, એટલે જો આપણે મહેનત કરીએ તો બહુ જલદીથી આપણા દેશની સમાજ સુધારણા થઈ શકે તેમ છે, પ્રભુ એમ કરવાની સહુને શક્તિ આપો.

---

## પ્રસંશા.

સ્તુતી રૂપી કન્યા હજુ સુધી કૌમાર ભાવને ધારણ કરી રહી છે. અર્થાત તેને હજુ સુધી વરજ મળ્યો નથી કારણ જે સતુરૂષ છે તેને તે પ્રીય લાગતી નથી અને જે અસત્ય પુરૂષ છે. તે તેને સારા લાગતા નથી.




## દ્વિઅંકી પ્રહસન.

(અનુવાદકઃ—વકીલ ભાઇલાલ નંદલાલ દેશાઇ. બી એ. એલ. એલ. બી.)

### અંક પહેલો.

#### પ્રવેશ પહેલો.

સ્થળ—ત્રિપુરાશંકરનું ઘર. ત્રીપુરાશંકર સંધ્યા કરે છે. ગિરિજા ભીંતને અઠીંગણ દઇને ઉભી છે.

ત્રિપુરાશંકર—(આચમન કરતાં કરતાં) કેશવાય નમઃ નારાયણાય નમઃ માધવાય નમઃ— આપણી મેના નસીબવાળી ખરી. દાદા સાહેબ ધનેશ્વર કાલે તેને જોવાને આવવાના છે.

ગિરિજા—દાદા સાહેબ? દાદા સાહેબ કોણ?

ત્રિપુરા—આપણા દાદા સાહેબ ધનેશ્વર! દાદા સાહેબ જેવો વર મળ્યા પછી છોકરીને શું જોઇએ? ને શી કમીના રહે?

ગિરિજા—(સાશ્ચર્ય) દાદા સાહેબ ધનેશ્વર? શું તે ડોકટરને મારી મેના આપશો?

ત્રિપુરાશંકર—શું! શું બોલે છે? આવાં ઠેકાણાં મળે છે જ કયાં? મુલક ધન દોલત, હાથ નીચે જોઇએ તેટલા ચાકર નોકર, ખાવા પીવાની કમી પણ નહિ, પહેલી સ્ત્રીનાં—ત્રીવેણીનાં છોકરાં જીવતાં નથી તેથી લગ્ન કરે છે, અને આપણને પૂછતા આવે છે. એ, આપણાં નસીબ સમજ. હવે, થોડી ઉમર થઈ છે—પણ છોકરીનું નસીબ સારૂં હશે તો છોકરાં થશે ને છૈયાંએ થશે ને બધુંએ થશે.—

ગિરિજા—બધુંએ થશે? બધાએ કોડ પુરાશે? પણ હું થવા દેવાની નથી. તોજ મારૂં નામ ગિરિજા. તેનાં છોકરાં જીવતાં નથી માટે હું મારી છોકરીને કુવામાં નાંખું! તમારી અક્કલમાં આ કેમ આવે છે? તેની દોલત તરફ નજર કરીને દીકરીના અવતારની ધૂળ ધાણી કરવી છે? તેના કરતાં તેને કુવામાં કે નદીમાં કેમ નાંખી દેતા નથી? સોના જેવો રઘુ—આપણી નજર તળે ઉછરેલો—માટ્રીકુલેશન પાસ થયેલો—તેને મુકીને એ ડોસો કયાંથી નજરમાં આવ્યો? રઘુ જેવો વર ભારોભાર પહેરામણી આપતાં પણ મળે નહિ! તેને બદલે કહેછે—

ત્રિપુરા—તારૂં પુરાણ બંધ કર. મારી સંધ્યા બગડી. (ફરીથી આચમન લઇને) કેશવાય નમઃ માધવાય નમઃ નારાયણાય નમઃ—

ગિરિજા—તે ઉપરથી પહેરામણી કેટલી આપશો? વાહ? ફક્કડ દાદાના દાદા જેવો જમાઇ મળ્યો તે પહેરામણી પણ પુષ્કળ કરનાર હશે?

ત્રિપુરા—ગોવીંદાય નમઃ, વિષ્ણવે નમઃ, મધુસુદનાય નમઃ જનાર્દનાય નમઃ, પુરૂષોત્તમાય નમઃ પ્રદ્યુમ્નાય નમઃ અનિરૂધ્ધાય નમઃ—

ગિરિજા—કે ઉલટા છોકરીના પૈસા લેવાના છે ?

ત્રિપુરા—( સ્વગત ) આતો પૈસાની વાતો છે ! એતે કોઇએ બૈરાંને કરી છે. પુરૂષનો જન્મારો જાય તો પણ આ વાતો કહેવાય ! અમારૂં દુઃખ તો અમનેજ માલુમ ! પાંચ હજાર રૂપીઆ કન્યા વિક્રયના ઠર્યા છે તે આને કહેવાની જરૂર નથી ! ( મોટેથી ) અચ્યુતાય નમઃ હૃષિકેશાય નમઃ પદ્મનાભાય નમઃ, દામોદરાય નમઃ,—

ગિરિજા—અરે બાઇ ! જાણે મને કાંઇ સમજાતું નહિ હોય ! હું તે ધાવણી બાળક હઇશ ! દીકરીને તમે વેચનાર કે શું ?

ત્રિપુરા—હા, હા, વેચનાર, હવે કાંઇ કહેવાનું રહ્યું છે તારે ? સંકર્ષણાય નમઃ અધોક્ષજાય નમઃ કાલે જોવા આવનાર છે એટલે–તેતો ફકત નામનુંજ. પણ કાલે સંધ્યાકાળે બધું નક્કી કરી નાંખ્યું છે, ને તે હું ત્રિપુરાશંકર પ્રાણ ગયે પણ બદલાવાનો નહિ. વામનાય નમઃ ત્રિવિક્રમાય નમઃ—

ગિરિજા—દુર્દૈવ દીકરીનું—ના ફેરવશો ! ( સ્વગત ) હવે એમ કરવાનો ઉપયોગ નથી. તેમનો વિચાર કાંઇ કરતાં બદલાય નહિ એતો નક્કિજ. તો ત્રિવેણીને ચેતવીને તેના ધણીનો વિચાર બદલાવવો જોઇએ ! હા એમજ. ( સ્પષ્ટ ) સ્ત્રીનો અવતાર ! જેને ગળે બાંધશો તેને દેવ તુલ્ય સમજવો જોઇએ ! તમને ઠીકજ લાગતું હોય તો મારૂં બોલવું રહ્યું ! પણ રહેવાય નહિ—તે ઠીક લાગ્યું તે કહ્યું, લગ્ન થયા પછી કાંઇ બોલાય છે ?

ત્રિપુરા—બધી સંધ્યાજ કથળી ગઇ !

ગિરિજા—છોડીનું હિત અહિત તમને સમજાય છે ! મારી અક્કલને જે દિસ્યું તે મેં કહ્યું.

ત્રિપુરા—તારી અક્કલનું મારે કામ નથી ! બૈરીની અક્કલ કેટલી ? એ તો ચુલા પુરતી ! જા, હવે થાળાઓ પિરસવાની તૈયારી કર ( નાક મુઠીમાં પકડીને ) ઓમ્ ! ભૂર્ભુવર—કાલે જમવા બોલાવ્યા છે—તે જમશે ને મેનાને જોશે.

ગિરિજા—ત્યારે ત્રિવેણીને જમવા બોલાવું કે;—

ત્રિપુરા—હા, હા, તું જમવાનું આટોપીને પહેલી બધાંને કહી આવ ( જેમ તેમ સંધ્યા આટપીને) ચાલ થાળી પીરસ. (જમીને જાય છે.)

ગિરિજા—(સ્વગત) યુકિત તો સરસ સુઝી છે બાઇ ! હું જાઉં ને ત્રિવેણીને તૈયાર કરૂં ! (સ્પષ્ટ) મેના અહિં આવ ! રઘુ કયાં છે? તેને અહિં મોકલ (રઘુ આવે છે તેને) જાણ્યું ? આજે કાળીઓ નથી ! કાલે આવશે ! ને મારે ત્રિવેણીને ઘેર જઇને જમવાનું કહી આવવું છે માટે તારે મારી સાથે આવવું પડશે. ચાલ, જમી લે. જમ્યા પછી કાંઇ જતો નહિ.

રઘુ—વારૂં (જાય છે.)

ગિરિજા—ત્રિવેણીને જમવા બોલાવવાની સંધિ પરમેશ્વરેજ આણી આપી. ત્રિવેણીને ચડાવીને કાન ફુંકીને કરૂં છું તૈયાર ! મારી છોડીનો જન્મારો માટી કરવાનું તેના મનમાં નહિ હોય તો મારા કહેવા પ્રમાણે કરશેજ. બૈરાંની અક્કલ શું ચુલા પુરતી કે ? જોઉં છું. હવે—બૈરાંને પુરૂષોની અક્કલના કિલ્લા તોડી પાડતાં આવડે છે કે નહિ તે ? હશે વારૂં, ચાલ પહેલી મેના તથા રઘુને જમાડીને જમી લઉં—પછી વાત. (જાય છે.)

## પ્રવેશ બીજો.

(સ્થળ નદિનો ઘાટ. ત્રિવેણી પ્રવેશ કરે છે.)

ત્રિવેણી—(સ્વગત) બારના ટકોરા થતાંજ ગિરિજાના કહેવા પ્રમાણે તેમને ગદ્‌ગદ્ કરી નાંખ્યા. ને "લગ્નનો વિચાર કાયમ કરો, હું નદિમાં પડીશ." એવી બુમો પાડીને ધૂમ મચાવી. માનવા પ્રમાણે તે તરત ઉઠીને આ અંધારામાં લાકડી ટેકતા ટેકતા પાછળ આવે છે! આવે ત્યાં સુધીમાં સાલ્લાના છેડાની ફેંટ ખોસીને તૈયારી કરવી! અંધારૂં તે કેટલું છે બાઈ! આંખમાં આંગળી ખોસીએ તોય જણાય નહિ. (છેડા ખોસે છે ને પગલાં સાંભળીને) આવી પહોંચ્યા! (દાદાસાહેબ પ્રવેશ કરે છે) જુઓ મારી મરજી વિરૂદ્ધ આવશો નહિ! હું કાંઇ તમારી ઈચ્છા વિરૂદ્ધ આવું છું?

દાદાસાહેબ—પણ છે શું? આ તે શું કહેવાય? આવું તે થાય (ત્રિવેણીને અડાવે છે.)

ત્રિવેણી—ના, હું નથી સાંભળવાની, હું જીવજ આપીશ. આ ઉમ્મરે લગ્નની ઘેલછા ક્યાંથી આવી? વાળ ધોળા થયા તેમાં કાળું કરો છો. ને તે હું આ આંખે જોઇ રહું! તેના કરતાં નદિમાં પડવું શું ખોટું?

દાદા સાહેબ—એમાં કાળું તે શું? છોકરામાટે લગ્ન કરૂં તેમાં તે શું ખોટું? તારા એકાદ છોકરાને પ્રભુએ જીવાડયો હોત તો હું આ વિચાર કરત કાંઇ? મારૂં સાંભળ, આવું ગાંડપણ કરીશ નહિં. તને છોકરાં જીવતાં નથી ને આનાં જીવશે. રમવા ખેલવા લાગશે ને મોટાં થશે. તેથી તારા મનમાં એ આનંદ થશે. તો હું લગ્ન કરૂં તે શું ખોટું?

ત્રિવેણી—લગ્ન કરૂં તે શું ખોટું? મારે છોકરાં નહિ તેથી બીજી છોડીને કુવામાં નાંખવાની કે? નામ રાખવા છોકરાં જોઇએ તો—દત્તક કેમ લેતા નથી. તે તો નહિ, ને કહે છે કે લગ્ન કરૂં. હું જીવ આપીશ—ડાકણ થઇશ—ને તમારૂં છોકરાં ભરેલું ઘર જોવા આવીશ. આ ત્રિવેણી તો જરાએ ચૂકવાની નથી.

દાદા સાહેબ—હરે રામ! એમ ન કર, મારૂં સાંભળ, જરા વિચાર કર.

ત્રિવેણી—શાના વિચાર! મને છોડો! મને આ ધરામાં પડવાદો.

દાદા સાહેબ—અરે, અરે, આ શું સાહસ હં, હં, હં, હં.

ત્રિવેણી—સાહસ કરો, ઘેલછા કરો, ગમે તે કહો હું હવે છેવટજ પુછું છું. તમે લગ્નની જક્ક પૂરી કરવાના કે? પૂરી કરવાના કે? તો હું મારીજક્ક પૂરી કરૂં છું. ને ભૂત થઇને લગ્નમાં મજા કરવા આવીશ! આ છેવટના શબ્દ સાંભળી લ્યો. ભૂત થઇશ ને આપને વરરાજા થયેલા જોવા આવીશ. પણ એટલી વાર શું કરવા. કાલેજ ભેટવા આવીશ. હું હવે મરૂં છું. જઊં છું.

(ત્રિવેણી નદીમાં ભૂસ્કો મારવાનો આડંબર કરે છે ને નદિ ઉતરી જાય છે. દાદા સાહેબ વિક્ષેપોઢે પાણીમાં પડે છે).

દાદા સાહેબ—અરે રામ, ગઇજ–જીવ આપ્યો. અરે ભગવાન્, હરે રામ, રામ રામ રામ રામ રામ મને એકલાને છોડીને ગઇજ. હરે રામ રામ–રામ–રામ.

(કાળીઓ પ્રવેશ કરે છે.)

કાળીઓ—(સ્વગત) ઓ ! અત્યારે આ વખતે; રામ કોણ બોલે છે ! આ કાળ દેખતે જીવ આપવા કોણ આવ્યું છે. (નિરખીને) ખરેજ આ ડોસો અત્યારે પાણીમાં મરવા આવ્યો છે? આ કાળીઓ અહિં હોય ને તમને મરવા દે કે? (બન્ને હાથે બાથ બીડીને દાદા સાહેબને ઉપર ખેંચી લાવે છે).

દાદાસાહેબ—હરે રામ–અરે છોડ–અરે છોડ.

કાળીઓ—નહિ તેમ નહિં થવા દઉં. છોડવાની વાતજ બોલશોના શીઃ શીઃ બહુજ ખોટું કામ. બહુજ મોટું પાપ. આવા પાપમાં કેમ વારુ તમે પડ્યા.

દાદાસાહેબ—હરે રામ (સ્વગત) સ્ત્રી હત્યા મારાથી થઇ, ને આણે સર્વ જોયું. મેંજ તેને નદીમાં નાંખી દીધી એવું આનું સમજવું છે. હવે બોલવું શું ને કહેવું શું. (સ્પષ્ટ) છોડ મને જવાદે, છોડ—

કાળીઓ—નહિ! પકડ્યા છે તે જવા દેવા વાસ્તે કે? (સ્વગત) આને છોડું તો ફરીથી નદીમાં પડે.

દાદાસાહેબ—(સ્વગત) હરે રામ! હરે મને ચોકીપર લઇ જશે–ને પછી–હરે રામ! (સ્પષ્ટ) છોડ મને જવાદે. (વીંટી કાઢીને) આ વીંટી આપું છું. કર મહેરબાની ને જવાદે. હરે રામ.

કાળીઓ—(વીંટી લઇને) પણ જુઓ આવું કાળું કામ ફરીથી કરશો નહિ.

દાદાસાહેબ—નહિ, ફરી જીવ જાય પણ કેમ કરૂં! તારા ગળાની સોગન; પણ મને ઘેર જવાદે.

કાળીઓ—હા! પણ ઠીક! ખુશીથી ઘેર જાઓ! છોડેછે. એટલામાં પહેરેગીર પોલીસની રોન સંભળાય છે.

દાદાસાહેબ—(સ્વગત) હરે રામ! પોલીસ અહીંજ આવે છે. શું કરવું! આ લુચ્ચો દગો ન દે તો ઠીક! નહિતો–હરે રામ! (સ્પષ્ટ) હે ભાઈ, ગમે તેમ કર પણ મને બચાવ. આ દોરો લે પણ એક અક્ષર પણ બોલીશ નહિ. કોઇને કહીશ નહિ–શું જોયું તે સંબંધી.

કાળીઓ—(દોરો લઇને) નહિ બોલવાનો. આ કાળીઆનું ઇમાન તો જુઓ.

(પહેરેગીર પોલીસ પ્રવેશ કરે છે.)

પોલીસ—ઓલબેલ.

કાળીઓ—ઓલબેલ. કેટલા વાગ્યા હવાલદાર સાહેબ.

પોલીસ—એક—ઓલબેલ.

કાળીઓ—ઓલબેલ. (પોલીસ જાય છે) ચાલો હું તેમને ઘેરજ મુકી આવું.

દાદા સાહેબ—ના—ના—હરે રામ—તું જા—હું ઘેર જઇશ—પણ જો—એક અક્ષર પણ—કોઇને—કહીશ નહિ. હરે રામ—

કાળીઓ—તેની ફીકર ન કરો. પણ તમે ઘેર જશોને.

દાદા સાહેબ—તેની કાળજી ન કરીશ. તું જા. હરે રામ.

કાળીઓ—આવું કાળું કામ ફરી કરવાના નથીને? જાઓ ઘેર (જાય છે.)

## અંક બીજો.

### પ્રવેશ પહેલો.

( સ્થળ ત્રિપુરાશંકરનું ઘર. ત્રિવેણી ને ગિરિજા વાતો કરે છે. )

ગિરિજા—પણ પછી શું કર્યું ? બાઇ !

ત્રિવેણી—શું કરવાનું હતું ? નદી ઉતરીને પેલી પાર ગઇ. ત્યાં આગળથી જઇને અમારો સુલતાન નોકર બેઠેલો હતોજ. નદીમાં ઘુંટણ પુરથી વધારે પાણીજ નહોતું તે તેમને ખબરજ નહિ ! આ જન્મે કદી નદી જોઇ હોય તોને ? હું નદી ઉતરી ન ઉતરી એટલામાં કોઇ ઘાટપરથી નદી તરફ ગયું એમ મને લાગ્યું. કોણ જાણે કોણે હશે ! પણ રેતીમાં ઘણી રકઝક થઈ ને વાર થઇ. પછી બે વાગતાના સુમારે ચંદ્રોદય થતાં નદી ઉતરીને સુલતાન સાથે ઘેર આવી. ને ઉંઘી ગઇ, તે સવાર થયું તોય ઓરડા બહાર નિકળી પણ નહિ. ઘરમાંના ચાકર માણસોને આ સર્વ પ્રસંગ પ્રથમથી કહી મૂકયો હતો તેથી હું છું કે નહિ, મરી ગઇ કે જીવું છું તે બદ્દલ તે એક અક્ષર પણ બોલ્યાં નહિ. જાણે કાંઇ વિશેષ થયુંજ નથી એમ તેમણે સર્વે ચલાવ્યું, અને પોતે તો એકદમ ચુપ ચાપ ! શું બોલે ? બોલીને કહે શું ને કરેશું ? મારી સ્ત્રીએ આવા આવા કારણસર જીવ આપ્યો એમતે કાંઈ કહેવાય ? તેથી અત્યાર સુધી તો આપણા ધાર્યા પ્રમાણે સર્વ થયું ! હવે આગળનું નાટક કેમ પાર પડે છે તે જોવાનું ?

ગિરિજા—બધુંએ બરાબર થશે ! દેવની ઇચ્છા હશે તો બધું ધાર્યા પ્રમાણે જ થશે. ને મારી દીકરીને નવે અવતાર લાવ્યાનું પુન્ય તમને થશે. તમે કોઈ નદીપર આવ્યું એમ કહેતાં હતાં તે તો અમારો ચાકર કાળીઓ. તે કાલ અમારા ઇનામી ગામે ગયો હતો તે આજ પરોઢમાં જ પાછો આવ્યો. તે સવારમાં બોલતો હતો કે રાતે નદીમાં એક ડોસો પડી મરવા આવ્યો હતો તેને તેણે પાછો ઘેર ગોકલ્યો ! પણ તેને શી ખબર ?

ત્રિવેણી—બાઈ આ યોગાયોગ વિલક્ષણજ થયો ! હવે એ અહિં આવશે ને તમારા ચાકરને ઓળખશે કે ઘડીભર ગમ્મતજ.થશે. તેને પહેલેથીજ તૈયાર કરી મુકીએ કે નહિ ?

ગિરિજા—ખરેખર, હું તેને બધું સમજાવીને તૈયાર કરૂંછું. આપણા કામમાં તેનો પણ ટેકો થશે.

( રઘુનાથ પ્રવેશ કરે છે.)

રઘુ—અત્રે આવવા દાદાસાહેબ નિકળ્યા છે. તેમને નહાતાં ધોતાં ઘણીવાર લાગશે. મારે બે ત્રણ વખત બોલાવવા જવું પડશે, એમ ત્રિપુરાશંકર જાતે કહેતા હતા. પણ દાદાસાહેબ તો તેડાની વાટજ જોતા હતા. હું ગયો ને તરતજ નિકળ્યા !

ત્રિવેણી—વરરાજા થવાની ઉતાવળ છે તે કેમ તરતજ ન નિકળે ? -

ગિરિજા—હવે તૈયારીમાં લાગો. તેમને હજુ સ્નાન કરવાનું છે. રઘુ તું ન્હાયો કે ?

રઘુ—હા હું તો ન્હાઇને ગયો હતો. (જાય છે.)

ગિરિજા—વારૂં, ઉઠો હવે, ને આગળની તૈયારી કરો.

ત્રિવેણી—આ રઘુનાથ કેટલો રૂપાળો ને શહાણો છે. આવા છોકરાને દત્તક લઇને ભાગ્યવાન્

થયું તે રહ્યું? ને કહેકે સાઠ વર્ષે લગ્ન કરૂં. કહે છે ને કે "સાઠી બુદ્ધી નાઠી."!

ગિરિજા—ખરૂં છે! પણ તમે હવે અંદરની ઓરડીમાં બેસો તો ઠીક! નહિ?

ત્રિવેણી—હા-બરાબર-ઠીક એકાંતમાં છે. ચાલો ઓરડામાં બેસું. (જાય છે.)

## પ્રવેશ બીજો.

(સ્થળ—બેઠક—ત્રિપુરાશંકર બેઠા છે. દાદાસાહેબ પ્રવેશ કરે છે.)

ત્રિપુરાશંકર—(ઉઠીને) આવો—આવો—પધારો દાદાસાહેબ ધનેશ્વરરામ બેસો, બિરાજો.

(દાદાસાહેબ તકીએ બેસે છે ને ત્રિપુરાશંકર ગાદીને છેડે બેસે છે.)

દાદાસાહેબ—હરે રામ. હરે રામ.

ત્રિપુરા—આજ આપ આમ કેમ દુઃખી દેખાઓ છો? આપનું મ્હોં ઉતરેલું દેખાય છે.

દાદાસાહેબ—કાંઇ વિશેષ તો થયું નથીને? વિશેષ! વિશેષ શું થયું છે? કાંઈ તમને જણાયું છે?

ત્રિપુરા—ના, ના, મને તો કાંઇ જણાયું નથી.

દાદાસાહેબ—ત્યારે કોને જણાયું છે?

ત્રિપુરા—શું?

દાદાસાહેબ—કાંઇ વિશેષ થયાનું?

ત્રિપુરા—કોઇનેય નહિ! આજ આપની તબીયત ઠીક જણાતી નથી. રાત્રે ઉંઘ બરોબર આવી હતી કે નહિ.

દાદાસાહેબ—રામે? હરે રામ! રાત્રે ઉંઘ ન આવવાનું શું કારણ? કાંઈ નહિ—તમારા ગળાના સોગન—કાંઈ થયું નથી.

ત્રિપુરા—(સ્વગત) આજ કાંઈ ગાંડા જેવા કેમ જણાય છે. ઘેલાં કેમ કાઢે છે! એમને જરાક ચલમની ટેવ છે તે વધારે દમતો નહિ માર્યો હોય, કે ઘણા વખતથી પીધીજ નથી? બમિષ્ટ માફક કેમ વર્તે છે. (મોટેથી) કાળીઆ—અરે કાળીઆ.

કાળીઓ—(અંદરથી) જી-ઇ-ઇ.

ત્રિપુરા—ચલમ ભરી લાવ ચલમ. દાદાસાહેબ માટે.

કાળીઓ—જી-ઇ-ઇ. વારૂ-અ.

ત્રિપુરા—ને આપ જમવા વાર છે ત્યાં સુધીમાં જરા દૂધ પીઓ. રઘુ! દાદાસાહેબ માટે દૂધ લાવ દૂધ! કરેલું દૂધ લાવ.

રઘુ—(અંદરથી) વારૂ.

ત્રિપુરા—કપડાં કાઢો હવે. (દાદાસાહેબ કપડાં ખુંટીપર મૂકે છે ને રઘુ દુધનો પ્યાલો લાવી આપે છે.) અરે મારે સ્નાન કરવાનું છે. કાળીઆને પાણી કાઢવાનું કહે.

રઘુ—ઠીક.

ત્રિપુરા—દુધ લો દાદાસાહેબ. એટલામાં હું સ્નાન સંધ્યા કરી લઉં. શરમાશો નહિ. ઘરબાર આપનાંજ છે. વધાર કહેવાની જરૂર નથી.

દાદાસાહેબ—વારૂ! તમે સ્નાન સંધ્યા કરીલો!

ત્રિપુરા—ઠીક.
દાદાસાહેબ—(દુધ પીતાં પીતાં) હરે રામ ! આમને કાંઇ જણાયું તો નહિ હોય ને ?
(કાળીઓ ચસમ લઇને પ્રવેશ કરે છે).
કાળીઓ—આ ચસમ લો સાહેબ.
દાદાસાહેબ—ઓ-ઓ (કાળીઆને જોઇને ચમકે છે. દુધનો પ્યાલો પડી જાય છે. દાઝવાથી ઓય ઓય કરતા ઉઠે છે.) તું-તું પાછો અહિં કેમ આવ્યો છે ?
કાળીઓ—(હસીને) તમારા માટે ચસમ તૈયાર કરીને આણી છે ને તેથી. (સ્વગત) રાતે વીંટી ને દોરો પડાવ્યો છે. હવે બીજા તમામ દાગીના શેઠાણીના કહેવા પ્રમાણે ઉતારી લઊંછું.
દાદાસાહેબ—જા-જા-તું-જા-તું પહેલો જતો રહે.
કાળીઓ—હુ એમને એક કેમ જાઊં ?
દાદાસાહેબ—હરે રામ ! ત્યારે તને બીજી બક્ષીસ જોઇએ છીએ કે ? (હાથમાંથી કડું કાઢીને) આ લે, અહીંથી જતો રહે, ફરીથી અહીં પગ પણ મૂકીશ નહિ.
કાળીઓ—(કડું ગજવામાં મૂકતો) આ તો લઊંછુંજ, પણ અહિં પગ મૂકયા વિના કેમ ચાલશે ?
દાદાસાહેબ—હરે રામ ! હરે રામ ! આવજે ત્યારે ! પણ રાતની વાત કોઇને કરીશ નહિ.
કાળીઓ—પણ હવે તો દિવસ થયો છે ને—
દાદાસાહેબ—અરે હા-પણ રાત્રે બનેલી વાત કોઇને કરીશ નહિ.
કાળીઓ—રાતની વાત—
દાદાસાહેબ—ના, ના, ના, વધુ બોલીશ ના. અત્રેતો બોલીશજ ના, ને ગામમાં પણ બોલીશ નહિ.
કાળીઓ—ગામમાં ? ગામમાં ન બોલવાથી મને શું મળે ?
દાદાસાહેબ—તને ? આ લે છડા.
કાળીઓ—આ તો મળ્યું ? બીજું શું મળશે ?
દાદાસાહેબ—(કંઠી કાઢી આપતાં) બીજું ? આ લે કંઠી. હરે રામ.
કાળીઓ—(કંઠી ગજવામાં મૂકતો) એટલુંજ ?
દાદાસાહેબ—આ લે પહોંચી. પણ તારૂં કાળું કર ને મોઢું બંધ કર.
કાળીઓ—બંધ કરૂં છું. પણ કાળું કેમ કરૂં ? તેમ તો નહિ બને.
દાદાસાહેબ—હરે રામ ! ફરીથી એમ ! હવે શું આપવાનું રહ્યું છે. ?
કાળીઓ—(નિરખી) કાંઇ રહ્યું નથી. પણ આવું કાળું કામ. શીવ શીવ, બહું કાળું કામ. ને હવે ફરી લગ્ન કરવું. બહુ કાળું કામ, કાળું કામ; હવે ફરી કાળું કામ કરશો નહિ. લગ્ન કરવાં ને બીજાની છોડીઓ બુડાડવી. શીવ, શીવ, હવે ફરી આવાં કાળાં કામ કરવાની જરૂર નથી.
દાદાસાહેબ—તારા ગળાના સોગન. ફરી એવું નહિ કરૂં. પણ તું અહીંથી જા (સ્વગત) બીજાની છોડીઓને પરણીને હું નદીમાં ડુબાવું છું એમ આ ચોર સમજે છે ! તેતો જાણતો હશે કે મેં આવી કેટલીએ છોડીઓ ડુબાવી હશે ?

કાળીઓ—(સ્વગત) હવે આ નાટક બંધ કરૂં. શેઠ આવતા હશે ( મોટેથી ) પણ જુઓ આવું કાળું કામ ફરીથી કરશો નહિ.

દાદાસાહેબ—નારે ના, પણ તું તારૂં કાળું કર.

કાળીઓ—પણ તમે મારા હાથમાંથી ચલમ લો ત્યારે જઊંને.

દાદાસાહેબ—વારૂ-ચલમ આપ-ને જા! ( ચલમ લઇને પીએ છે. એવામાં ત્રીપુરાશંકર આવે છે. તેથી ચમકીને ઉઠે છે, ને ચલમના અંગારા ખોળામાં પડે છે.

ત્રિપુરાશંકર—ચલમ પડી ગઇ? ને દૂધ પણ ધોતીઆમાં ઢોળાયું છે. કાળીઆ અંદરથી ધોયલું ધોતીયું લાવ. અંદરથી થાળીઓ પીરસી હોય તો પિતાંબર લાવજે.

કાળીઓ—વારૂ સાહેબ.

દાદાસાહેબ—હરે રામ (સ્વગત) કેટલું દુર્દૈવ. કેવો વિચિત્ર યોગ કે આ ત્રીપુરાશંકરનો જ ચાકર નિકળ્યો. તેણે તો કહ્યું હશે—અગર કહેશે—તો પછી લગ્નને વધન શાં થવાનાં છે.

ત્રીપુરાશંકર—આજ આપની તબીયત ઠીક લાગતી નથી. માટે જમીને જરા અહિંઆં વિશ્રાંતિ લો, ને પછી નદિના ઘાટપર ખુલ્લી હવા ખાવા જઇશું.

દાદાસાહેબ—નદીના ઘાટ પર? હરે રામ!

ત્રિપુરાશંકર—એટલે? નદીના ઘાટપર જવું આપને ઠીક નથી લાગતું શું?

દાદાસાહેબ—ઠીક નથી લાગતું? ઠીક ન લાગવા જેવું ત્યાં કાંઇ જણાય છે?

ત્રિપુરા—અરે આ શું? (સ્વગત) એમને નક્કી બુદ્ધી-ભ્રંશ થયો છે. ને આવા ભ્રમિષ્ટને હું મારી સોના જેવી કન્યા આપનાર! શીવ શીવ. પણ પાંચ હજાર રૂપીઆ કાંઈ અમથા મળે કે? (કાળીઓ પિતાંબર લાવે છે) પિતાંબર પહેરો હવે.

દાદાસાહેબ—હાય-હાય-હરે રામ. (સ્વગત) તેના પ્રમાણે મેં પણ નદિમાં જીવ આપ્યો હોત તો ઠીક થાત. હરે રામ.

ત્રીપુરાશંકર—નહિતો, સાંજે અમારી કેળાંની વાડીમાં હવા ખાવા બેસીશું, ત્યાં તમને ઠીક પડશે.

દાદાસાહેબ—હા ત્યાં ઠીક પડશે.

ત્રિપુરા—ચાલો અંદર જમવા.

દાદાસાહેબ—ચાલો—હરે રામ. ( જાય છે. )

## પ્રવેશ ત્રીજો.

( સ્થળ ત્રિપુરાશંકરના ઘર, પાછળથી કેળાંની વાડી. ગિરિજા ને ત્રિવેણી પ્રવેશ કરે છે.)

ગિરિજા—હાં, હવે તૈયારી કરો. થોડા વખતમાં તે અહિં આવશે એટલામાં શરીરે મેલ લગાડીને વાળ છુટા નાંખીને તમારો વેશ તૈયાર કરો.

ત્રિવેણી—ડાકણનો વેશ! અરે બાઇ, એ વેશ બરાબર સજવો જોઇએ! એમનું પાણીજ ઉડી જાય એવો. ( કેશ છોડીને ) વૈરીનું ભૂત જોઇને ધારણ રહે તો હું વૈરી શાની ને ભૂત શાનું.

ગિરિજા—( કંકુ લગાડીને ત્રીવેણીને લાલચોળ બનાવે છે. ) કાળીઆએ બધા દાગીના મને આપ્યા છે.

ત્રિવેણી—તે તમારી પાસે રહેવાદો. યોગ્ય વખતે મારી પાસે આવજો. તમારો કાળીઓ બહુ ઈમાની જણાય છે. તેને આપણું કામ થયા પછી યોગ્ય ઈનામ આપીશું.

ગિરિજા—વાહ, ઠીક તૈયારી કરી છે. હવે એ બન્ને આવશે, અરે એ આવ્યા. હું અંદર જતી રહું છું. તમે કેમ પાણીમાં સંતાઇ રહો. જરા હવા ખાધી ન ખાધી એટલામાં હું એમને બોલાવી લઇશ, ને પછી આગલા બારણેથી આવીને, કાળીઆને આપેલા દાગીના દાદાસાહેબ નજીક મૂકી જઇશ, એટલે શરૂ કરજો ભૂતનું નાટક. એટલી વાર એમને હમારા ઘરમાં વાતમાં ગુંથવી રાખીશ. લગ્ન સંબંધી લાંબી વાત કાઢીશ. એટલામાં તમે ને તમારા ધણી—થવા દેજો. તમારૂં નાટક પેટ ભરીને.

ત્રિવેણી—હા, બધું ઠીક. હવે તમે અંદર જાઓ.

ગિરિજા—જાઉં છું. ગિરિજા જાય છે. ત્રિવેણી સંતાઈ જાય છે ને ત્રિપુરાશંકર તથા દાદાસાહેબ પ્રવેશ કરે છે.

ત્રિપુરા—આ જોઇ અમારી કેળાંની વાડી. અહીં હવા સરસ આવે છે. તે કુવાના પાણીથી ઉછેરી છે. તમારા માફક ઘર પાછળ નદી હોત—

દાદાસાહેબ—નદીનો ઘાટ !

ત્રિપુરા—હા નદીનો ઘાટ જરા દુર છે, પણ નહિ તો તમારા ઘરની પાછળજ છે.

દાદાસાહેબ—હરે રામ ! (સ્વગત) પાછી અહીંઆં નદીની વાત. (કાળીઓ આવે છે.) અરે આ પણ અહિંઆજ છે.

કાળીઓ—(ત્રીપુરાશંકરને) તમને ઘરમાં બોલાવે છે. (કાળીઓને ત્રીપુરાશંકર જાય છે.)

(ગિરિજા પ્રવેશ કરે છે.)

ગિરિજા—(દાગીના આગળ મૂકીને) આ દાગીના તમે પહેરો.

દાદાસાહેબ—એ તમારી પાસે કેમ આવ્યા ?

ગિરિજા—તમે કાળીઆને મોઢે તાળુ વાસવા આપ્યા હતાને, પણ કાળીઆએ મને બધું કહ્યું.

દાદાસાહેબ—શું ? હરે રામ ! પણ હું—નહિ હોં—ખરે—

ગિરિજા—મને ઉભી રહેવા વખત નથી. (જાય છે. ને દાદાસાહેબ દમ ખાતા ખાતા બેંચ પર બેસે છે.) ગીરિજા કાકી જરા ઉભાં રહો—ગયાં શું ? હરે રામ ! આપણે બધું જાણ્યું શું ? હવે લગ્ન શાનાં થાય ? હરે રામ ! (વાળ છુટા મૂકીને મેસ ભરેલી ને કંકુથી રંગેલી ત્રિવેણી કેળાં વાડીમાંથી ધીમે ધીમે આવે છે, ને દાદાસાહેબ તરફ આંખો કાઢીને જુએ છે. તેને જોઇને) હરે રામ—હરે રામ—હરે રામ. રા રા—મ મ. (જીભ બંધ થઇ જાય છે).

ત્રિવેણી—(ગંભીર અવાજે) ડાકણ છું—

દાદાસાહેબ—રા રા રા રા—મ મ મ મ—ભૂ ભૂ ભૂ ભૂ ભૂ ત ત ત ત ત.

(ચીસ પાડીને બેંચ પરથી બોંય પડે છે.)

ત્રિવેણી—હું તમારી વૈરીનું ભૂત છું—

દાદાસાહેબ—ભૂત—ભૂત—ભૂત—ભૂત (આંખો મીંચે છે).

ત્રિવેણી—હું તમને ખાવા—

દાદાસાહેબ—હરે રામ—હરે રામ.

ત્રિવેણી—તમને ખાવા નથી આવી—પણ લગ્ન કરશો નહિ.

દાદાસાહેબ—નહિ કરૂં. રા રા રા-મ મ મ.

ત્રિવેણી—પેલા રઘુને દત્તક લેજો.

દાદાસાહેબ—લઉં છું. રામ—રામ—રામ—રામ

ત્રિવેણી—તેનાં ને મેનાનાં લગ્ન કરો.

દાદા સાહેબ—કરીશ. રામ—રામ.

ત્રિવેણી—ને તમારા લગ્નની વાત કાઢશો નહિ.

દાદાસાહેબ—નહિ કાઢું-રામ-રામ-રામ. હરે રામ.

ત્રિવેણી—નહિતો જુઓ—તમારી ગરદન ખાઇશ. રોજ આવીશ. સામી ઉભી રહીશ. ઘરમાં રહીશ, ને સતાવી નાંખીશ.

દાદા સાહેબ—લગ્ન કરીશ નહિ—રઘુને દત્તક લઇશ. રઘુનું ને મેનાનું લગ્ન કરીશ ને મારા લગ્નની વાત પણ કાઢીશ નહિ.

ત્રિવેણી—ત્યારે એ વાત આ ઘરનાં માણસોને જાહેર કરો.

દાદા સાહેબ—કરૂં છું ! હરે રામ.

ત્રિવેણી—ને ત્રિપુરાશંકરને આપવા કહેલા રૂપીઆ પાંચ હજાર આપી દેજો.

દાદાસાહેબ—આપી દઇશ—બધું કરીશ. હરે રામ.

ત્રિવેણી—ત્યારે હું જઊં—

દાદા સાહેબ—જા. જા. હરે રામ. ( આંખો ઉઘાડે છે )

( ત્રિવેણી ફૂળાંની ઘટામાં છુપાઇને પાછલી બાજુએથી જતી રહે છે. ત્રિપુરાશંકર પ્રવેશ કરે છે ).

ત્રિપુરા—કેમ કાંઈ આપ બેંચની નિચે !

દાદા સાહેબ—કાંઇ નહિ ! હરે રામ ! (ઉઠીને) ઘરમાંનાં સર્વને અહિં બોલાવો ! ગિરિજાકાળી. મેના—રઘુ-સર્વને.

ત્રિપુરા—કેમ વારૂ ? બોલાવું છું ! અરે મેના ( મેના પ્રવેશ કરે છે તેને ) મેના ! ઘરમાંના સર્વને અહિં મોકલ ! (મેના જાય છે.)

દાદાસાહેબ—બેસો, અહિં બેંચ પર બેસો.

ત્રિપુરા—આ બેસું ( બેસે છે )

( ગિરિજા-રઘુ-મેના-કાળીઓ-પ્રવેશ કરે છે ).

દાદાસાહેબ—આવો, મારૂં સાંભળી લ્યો. પ્રભુની ઇચ્છા એવી દેખાય છે કે આ ઉમ્મરે મારે લગ્નના ફંદામાં ન પડવું—

ત્રિપુરા—હાઁ, પણ તમારો પહેલાંનો વિચાર—

દાદાસાહેબ—પહેલાંનો વિચાર છોડી દઇને મેં પ્રભુ—ઇચ્છા આગળ મસ્તક નમાવ્યું છે ! કાળીઓ—મસ્તક તો શું પણ કમ્મર પણ નમાવી છે.

દાદાસાહેબ—ને હવેથી મારા પોતાનાં લગ્ન બાબત વિચાર ન કરવાનો નિશ્ચય કર્યો છે—

ત્રિપુરા—ને—ને— પહેલાં—નક્કિ—કરેલું તે—

દાદાસાહેબ—તમને આપવાના કન્યાવિક્રયના રૂપીઆ પાંચ હજાર—

ગિરિજા—( સ્વગત ) મને એવું લાગ્યું હતું—કે આવુંજ હોવું જોઇએ ?

દાદાસાહેબ—તે તમને હેલા હરકત શિવાય મળશે.

ત્રિપુરા—વા—વા—વા—(સ્વગત) ત્યારે મારે બીજું શું જોઇતું હતું.

દાદાસાહેબ—ને જે હેતુથી મેં લગ્ન કરવાનું ધાર્યું હતું, તેની સિદ્ધી અર્થે એવો વિચાર કર્યો કે આ તમારો રઘુનાથ—

ત્રિપુરા—તેનું શું છે?

દાદાસાહેબ—તેને દત્તક લઇને—

ત્રિપુરા—વા—વા—વા.

દાદાસાહેબ—ને તેને મારી તમામ મીલકતનો વારસ કરૂંછું.

ત્રિપુરા—વા વા મહા ભાગ્ય-યોગ્ય પસંદગી. રઘુને આપના શીવાય કોણ છે? નથી મા, બાપ કે ભાઇ ભાંડુ કોઈ? પણ આપ બધાની જગાએ છો!

દાદાસાહેબ—ને તેનાં ને મેનાનાં લગ્ન કરવાં.

ગિરિજા—પ્રભુ તમને સો વરસ જીવાડે!

દાદાસાહેબ—એ તમને પ્રસંદ છે કે?

ત્રિપુરા—હા—હા. એ શું વિચારવાનું છે? એનો જન્મ સફળ થયો.

ગિરિજા—ને તેને રઘુ જેવો પતિ મળ્યો.

દાદાસાહેબ—આ બધા સુખમાં દુઃખ એટલુંજ કે આ આનંદનો પ્રસંગ જોવા તે-નથી!

ગિરિજા—કોણ—ત્રિવેણી—તે અહિંઆંજ છે!

દાદાસાહેબ—હરે રામ, ફરી આવી કે શું?

ગિરિજા—નહિ. જમવાની વખતથી આવ્યાં છે તે હજુ ગયાંજ નથી.

દાદાસાહેબ—કોણ?

ગિરિજા—આપનાં પત્નિ—ત્રિવેણી! જા મેના, જા ત્રિવેણી બાઇને બોલાવી લાવ. કહેજે કે તમારા ધરવાળા બોલાવે છે. નહિ તો ઉભી રહે હુંજ બોલાવી લાવુંછું.

દાદાસાહેબ—તે શું અહીં જમવા આવી છે? (સ્વગત) ત્યારે શું હું આંટલી વાર સ્વપ્નમાં હતો.

(બરાબર ચોટલો બાંધીને રીતસર પ્રવેશ કરે છે.)

દાદાસાહેબ—શું—ખરૂં કે?

ત્રિવેણી—ખરૂંજ, હું પણ જમવા આવી છું.

દાદાસાહેબ—ત્યારે હું આટલીવાર સ્વપ્નમાં હતો?

ત્રિવેણી—ના, હું નદીમાં પડયા પછી તરતજ મને કોઇએ બચાવી લીધી ને અહિં આણી. આપે પહેલાંનો વિચાર છોડી દીધો ને રઘુને દત્તક લીધો તથા તેની સાથે મેનાનાં લગ્ન નક્કી કર્યા તે મને ગિરિજાએ હમણાંજ કહ્યું. તેથી મને ઘણોજ આનંદ થયો. મેના ને રઘુનું જોડું ઘણુંજ સારૂં દેખાય છે. મેના આમ આવ. રઘુ આવ. (બન્ને પાસે આવે છે. તેમને પ્રેમથી ભેટે છે.) શતાયુ થાઓ! દેવ તમને સમૃદ્ધી ને સંતતિ આપો.

(બીજાં સર્વે) તથાસ્તુ.

(ત્રિવેણીબાઇ પોતાના ગળામાંથી ચંદન હાર મેનાને પહેરાવે છે, ને બેંચપર પડેલા દાગીના રઘુના ગળામાં ને કડાં કાળીઆના હાથે પહેરાવે છે ને છેવટનો પડદો પડે છે.)

"મનોરંજન."

---

# प्राचिन विज्ञान.

## મીઠાં અરીઠાં કે ગુરૂ નાનકનો અદ્ભુત ચમત્કાર.

આજકાલ જગતમાં વિજ્ઞાનના અદ્ભુત ચમત્કારો (જેવાં કે કડવા ફળ મીઠાં કરવાં ને મીઠાં ફળ કડવાં કરવાં) થઇ રહેલા છે પરંતુ જે સમયની વાત હું આપને જણાવવાની ઇચ્છા રાખુછું તે વખતે આ નવીન વિજ્ઞાનની ભારતમાં કંઇ પણ વાત ન્હોતી. આ સમયને આજે લગભગ સાડી ચારસેં વર્ષ થઇ ગયાં છે.

અરીઠાં, કે જે વડે રેશમી અને શણનું કાપડ ધોઇ શકાય છે, જેને અંગ્રેજીમાં Soap Nut કહે છે તે એક જાતનાં ક્ષાર ફળ છે. તે એટલાં બધાં કડવા હોય છે કે તેના એક બે દાણા તન્દુરસ્તમાં તન્દુરસ્ત મનુષ્ય પણ ખાઇ—પાચન કરી—શકતો નથી, પણ ઊલટીથી કાઢી નાંખે છે. પરન્તુ ગુરૂ નાનકજીએ ત્હેમની દૈવી કળાથી—આત્મબળથી—કડવાં અરીઠાંને મીઠાં કરી બતાવ્યાં હતાં. આ વાત ત્હેમની 'જન્મ સાખી' માં નીચે પ્રમાણે વર્ણવી છે.

"એક વાર ગુરૂ નાનકજી ત્હેમના બાલા અને મદીના નામક બે શિષ્યો—સાથીઓ સહિત એક પ્હાડી જંગલમાં થઇને જતા હતા. તેઓ ઝાડીમાં ઘણે દૂર જઇ પહોંચ્યા કે જ્યાં કોઈ ગામ શહેર કે માણસ માલમ પડતું ન હતું. આ જંગલ એવું પ્હાડી હતું કે ત્યાં ફળ, મેવા ઈત્યાદિના ઝાડો પણ ન હતા. આવા વિકટ સ્થળમાં મદીનાને ઘણીજ ભૂખ લાગી.

"ગુરૂજી, કૃપા કરી કંઇ ખાવાને મ્હને આપો, નહિતો મ્હારા પ્રાણ જશે" તેણે ગુરૂ નાનકજીને વિનવ્યું.

ગુરૂજીએ કહ્યું:—તું કોઇ ફળવાળું વૃક્ષ જોઇ તેનાં ફળ ખાઇ ત્હારા આત્માને શાંતિ આપ—ત્હારી ક્ષુધાને નિવૃત કર.

ત્હેણે આજુબાજુ બહુ તપાસ કરી પણ ખાવા લાયક ફળનું વૃક્ષ ત્હેને મળ્યું નહિ.

"મહારાજ અહીં કોઇ પણ ખાવા લાયક ફળનું વૃક્ષ નથી." તેણે પાછા આવી ગુરૂજીને જણાવ્યું.

"ઠીક, પણ કોઈ વૃક્ષ ફળવાળું છે કે નહિ?" ગુરૂજીએ પૂછ્યું.

"હા, ગુરૂજી, એક અરીઠીના વૃક્ષને ફળ લાગેલાં છે ખરાં, "મદીને જવાબ આપ્યો.

ગુરૂએ કહ્યું:—"વારૂ, એ ફળ ખા અને ત્હારી ક્ષુધા નિવૃત કર."

"મહારાજ, એનાં ફળ તો ઘણાં કડવાં અને ઝેરીલાં હોય છે. શું આપ અરીઠાં ખવડાવી મારી નાંખવા ઇચ્છો છો?" મદીને પૂછ્યું.

"તું મ્હારા વચનપર વિશ્વાસ રાખ. અરીઠાં મીઠાં લાગે તો ખાજે નહિતર નહિ." ગુરૂએ કહ્યું.

---

હિંદી પરથી અનુવાદ.

મર્દાના ક્ષુધાથી અતિશય પીડાતો હોવાથી લાચારીથી ફળ ખાવા અરીઠીપર ચઢી ગયો. એક બે અરીઠાં ચાખી જોયાં તો–મીઠાં લાગવાથી–તે તોડી તોડીને અરીઠાં ખાવા લાગ્યો. હેણે ધરાતાં સુધી અરીઠાં ખાધાં.

જે અરીઠી પરથી હેણે અરીઠાં ખાધાં હતાં તે વૃક્ષ હજુ પણ હયાતિમાં છે. જે ડાળપરથી મર્દાનાએ અરીઠાં તોડયાં હતાં તે ડાળનાં ફળ હાલમાં પણ મીઠાં લાગે છે, અને જે ડાળપરથી ફળ ન્હોતાં ખાધાં હેનાં ફળ હજી કડવાં છે. એક વૃક્ષમાં બે ચમત્કાર!

સંયુક્ત પ્રાંતમાં 'પીલીભીત' નામનું એક મશહુર શહેર છે. લોકો એ નગરના ચોખાની બહુ તારીફ કરે છે. એની ઉત્તર દિશામાં ૧૨ માઇલપર "નાનકમતા" નામનું એક સ્થાન નદી કિનારે છે. એ સ્થાનનું પ્રથમ નામ "ગોરખમતા" હતું. અહીં સ્વામી ગોરખનાથના ચેલા રહેતા હતા જ્યારે ગુરૂ નાનકજી એ સ્થળે આવ્યા, ત્યારે ગોરખનાથના ચેલાએ ગુરૂ નાનકજી સાથે–તેમને પોતાના ચેલા બનાવવા માટે–શાસ્ત્રનો વાદવિવાદ કર્યો. પરંતુ તેમાં પોતે હારી ગયા, ત્યારથી આ સ્થળનું નામ 'ગોરખમતા' બદલાઇ 'નાનકમતા' પડ્યું. એ સ્થળ એક જંગલી પ્રદેશમાં છે. અહીંથી ૩૦ ગાઉ ઉત્તર તરફ પેલું અરીઠાનું વૃક્ષ છે. તે અરીઠી આગળ 'નાનકમતા' આગળ રહેતા મહન્તજીનો ચેલો રહે છે કે જે મીઠી ડાળીનાં અરીઠાં એકઠાં કરી નાનકમતે રહેતા મહન્તજીને પહોંચતાં કરે છે. હજી પણ મહન્તજી નાનકમતે આવતા દરેક યાત્રાળુઓને પાંચ ફળ–અરીઠાં ગુરૂ નાનકજીની પ્રસાદી તરીકે આપે છે, અને તે મીઠાં હોય છે. શું ભારતની પ્રાચીન વિદ્યા–(આત્મબળ) હાલની પાશ્ચાત્ય વિદ્યા કરતાં ઉતરતી હતી?

---

## "Message of New Year."

(1)

Our happy New Year dawns to-day;
Happy birds in joy sing roundelays;
Men and women are joyous bright,
Children leap around with delight;

(2)

Kith and kin may ever befriend you,
Blithe hope and health never desert you;
Sore sorrow your path never tread,
riches and plenty crown your head;

(3)

Wrapt in Self of others must think,
To tell the truth you never shrink;
To be loved by all love you all,
Listen to that holy conscience-call;

(4)

Be one in thought, word and deed,
To Kâma and Krodha farewell bid;
Weal and woe leap on all in turn,
To attain essence mysteries of life churn;

(5)

"Soar up high" has been well said,
Your evil tendencies ever upbraid;
Mould your life as great men do,
Cling to right and good glory woo;

(6)

Bodily strength fails before inner force,
Entangled as web our human course;
Act, act as desires Krishna our Lord,
Evil and vice may ever you ford;

(7)

Diet, quiet and cheerfulness doctors best,
Consult them and enjoy happy rest;
Bhâgyodaya preaches truths of life,
Run to it and your joys are rife;

(8

Pray to Krishna at all places and times,
Even Nature around His praises rhymes;
Send this "message" on our New year,
Your life-vessel run on long clear.

**Nagarkuy, Nadiad. } Thakordas Nathabhai. Desai.**
**B. A.**

---

## ક્ષમા.

ભવિષ્યમાં અધિકાધિક ઉપકારી થનાર કાર્ય સિદ્ધિને ઉત્તમોતમ ફલ આપનાર સ્વયં કદી પણ નાશ નહીં પામતાં શત્રુઓનો નાશ કરાવનાર ક્ષમા જેવું અન્ય સાધન સંસારમાં નથી.




( અનુવાદક—મનજી લાલજી કચ્છી).

પ્રાચિન કથા સરિત સાગર તથા અરેબીયન નાઇટસ નામનાં પુસ્તકો વાંચતાં ઘણી વખત આપણા વાંચવામાં આવે છે કે અલાદીને અથવા જાદુગરે દીવો ઘસ્યો અને એકદમ ભુતો તથા ગુલામો હાજર થયાં અને એક પળવારમાં જ્યાં માગે ત્યાં મહેલ મહેલાતો ખડી થઇ. અર્વાચિન સ્થિતી તપાસીયે તો હુન્નર ઉદ્યોગમાં આગળ વધેલા સુધરેલા દેશો એજ પ્રમાણે પંચ મહા ભૂતોને વશ કરી તદ્દન અસંભવિત લાગે તેવા અને અશક્ય મનાતા ખ્યાલોને પણ વ્યવહાર સ્વરૂપ આપી ધૂળના ઢગલામાંથી હજારો મણ સોનું દરસાલ પેદા કરે છે. એજ સુધરેલી કોમના એનજીનીયરો તથા રસાયણ શાસ્ત્રીઓની ખુબી છે. ઇંગ્લંડ અમેરિકા તથા જાપાન અને જરમની જેવા દેશોમાં આપણે મન સઉથી નકામી લાગતી કચરામાં નાંખી દીધેલી, બોજા રૂપ થયેલી, ખાતર સાથે ભળી જતી, હજારો રદી ચીજોનાં સ્વરૂપાંતર કરી હજારો પ્રકારની ઉપયોગી ચીજો બનાવવામાં આવે છે તેથીજ તેમની સમૃદ્ધિ દિન પ્રતિદિન વધતી જાય છે, Lord Palmerston નામનો એક વિદ્વાન લખે છે કે " ધુળ એ માત્ર સ્થાનભ્રષ્ટ વસ્તુ છે. યોગ્ય સ્થાનમાં એ પણ કિંમતી ચીજ છે " Dirt is nerely a matter in tho wrong place " આપણા સ્વદેશી બંધુઓ આવી રીતે દરેક ચીજનો ઉપયોગ કરતાં શીખશે ત્યારે આપણા સુવર્ણ ભૂમિ સમાન લેખાતા દેશમાં પણ ફરીથી દરિદ્રતા રૂપ દૈત્યથી પીડાવાનો સંભવ રહેશે નહીં.

જુદા જુદા દેશોની તથા મોટાં શેહેરોની વસ્તિની આબાદીને અંગે શોધકોની બુદ્ધિએ પરદેશોમાં કચરા પડીને સ્વાધિન થયેલી ને બીજી કેટલીએક રસાયણી ચીજો સાથે મેળવીને એવી ઉપયોગી વસ્તુઓ બનાવી છે કે તે ચીજો વગર આપણુને ચાલેજ નહીં. મી. જીતેન્દ્રનાથ લાહિરી નામના એક વિદ્વાને ચાલુ માસના 'મોડર્નરિવ્યુ' નામના માસિકમાં લખ્યું છે કે "કોઇ ચીજ નકામી નથી" એ કહેવતનો પરદેશમાં વ્યવહાર પુરાવો અપાઇ ચુકયો છે. લખલા તરીકે નાની મોટી કલાઇનાં પતરાંની સડેલી ડાબલીયો તથા તેમનાં ખોખાંઓને ફરીથી ઓગાળીને તેમાંથી ઉંચી જાતનાં તથા સારી કીંમતનાં બટનો, ટૂંકો તથા છોકરાંઓ માટે રમવાનાં મેળામાં વેચાતાં હજારો જાતનાં રમકડાંઓ બને છે. અને લાખો રૂપીયાની થાપણવાળી કંપનીઓ આ કામોમાં મશગુલ થયેલી પડી છે. નાંખી દીધેલા તથા ફાટી ગયેલા જોડાઓ તથા ચામડાં અને રબરનાં કટકાઓને ફરીથી ઉપયોગમાં લઇ જુદી જુદી ચીજો બનાવવામાં આવે છે. કાચની તથા બંગડીઓની નાંખી દીધેલી કટકીઓને એકઠી કરી લઇ અમુક જાતની માટી તથા રેતી સાથે મેળવી તેમના મકાનો બાંધવા માટેના ઉંચા પ્રકારના ઉમદા પત્થરો તથા ઇંટો બનાવવામાં આવે છે. મૂએલાં ઢોરને થોડાંએક વર્ષ ઉપર નકામાં ગણી દાટી દેતા હતા

પણ હવે તેમના અંગના દરેક દરેક ભાગનો એટલે કે, હાડકાં, ચામડાં, વાળ, શીંગડાં તથા તેમનાં આંતરડાં સુદ્ધાંતનો ઉપયોગ કરવામાં આવે છે. અમેરિકા અને ફ્રાન્સ જેવા દેશોમાં એક કસાઇ ખાનામાં પડેલાં મૂવેલાં ઢોરના શરીરમાંથી નીકળતી ચીજોના જુદી જુદી રીતે ચારસો જાતના પદાર્થો બનાવવામાં આવે છે. દાખલા તરીકે હાડકાંઓમાંથી તેલો, સાબુઓ, બ્રશો, દાંતીયા, તથા ઘરગતુ જરૂરી સરસામાન તથા ફરનિચરના હાથાઓ આરસીઓનાં ઘરાં વીગેરે ચીજો બનાવવામાં આવે છે, તે ઉપરાંત દાંતમાંથી બટનો તથા તેવી ચીજો બને છે. વાળ, લોહી, હાડકાં, શીંગડાં, ખરી, માંસ, પિંડો તથા (મેમ્બ્રેન્સ) ભેદ સુકત પડદાઓ અને આંતરડાઓ વિગેરે ચીજોનો ઉપયોગ થાય છે એટલે કે તેમાંથી પેપ્સિન, થાઇમસ, થાઇ રોઇડઝ તથા પાચન રસ નામનો પેન્ ક્રિએટિક જ્યુસ, ગોળીઓ, જીલેટિન (પાર દર્શક પદાર્થ જે ગોળીઓ ઉપર ચડાવવામાં આવે છે તે) સરેસ, ખાતરો, ચામડાંઓ વીગેરે ચીજો બને છે. મૂવેલાં બકરાંનાં પગોનું તેલ (neats foot oil) સાબુની ચરબી તથા ચરબીમાંથી કાઢી લેવામાં આવતું ગ્લિસેરાઇન, દારૂ બનાવનારાઓ માટે "આઇસિંગ ગ્લાસ નામનો કાચ તથા એલ્બ્યુમેન વીગેરે ચીજો બને છે. એલ્બ્યુમેન નામનો પૌષ્ટિક પદાર્થ કતલ થયેલાં ઢોરનાં લોહીમાંથી બનાવાય છે અને તે છીંટ છાપનારાઓ તથા ચામડાં રંગનારાઓ, ખાંડ સાફ કરનારાઓ તથા બીજાઓ વાપરે છે. હાડકાંઓમાંથી વળી દાંતીઆઓ બ્રશ તથા છરીઓના હાથા તથા શેતરંજ રમનારાઓ માટે પ્યાદાં, હાથી ઘોડા, રાજા, પ્રધાન વીગેરે રમકડાં તથા સોગટાંઓ અને હાથી દાંતને લગતી બધી ચીજો બનાવવામાં આવે છે. શીંગડાંઓને ગરમી તથા દબાણ લગાડી ચીરીને વણી કાઢીને તેમાંથી બટનો બનાવાય છે. ખરીઓ રંગો બનાવવાના કામમાં વાપરે છે. જાપાનીઝ લોકો ધોળી ખરીઓમાંથી ઘણી જાતનાં સુશોભિત રમકડાં તથા આભુષણો બનાવી મોકલે છે. કાળી ખરીઓમાંથી સ્યાનાઇડ ઓફ પોટાસિયમ (Cyanide of Potassium) બનાવી સોનું ગાળવામાં વપરે છે તથા ખાતરો બનાવે છે. પગના હાડકાંનાં તેલોમાંથી સાબુઓ, મણબતીઓ વીગેરે ચીજો બનાવે છે. બળદો તથા ડુકરોની ચરબીમાંથી "બટરાઇન" તથા ઓલીયો માર ગેરિન નામના પદાર્થો બનાવી માખણની જગ્યાએ તે વાપરે છે તથા વપરાવે છે.

જીવતાં ઘેટાઓના શરીર ઉપર પરસેવો થઇને મળ નીકળી ઉનને ચોંટી રહે છે, તે મળમાંથી ચામડાં તથા ઉનની ચીજોને સુંવાળી બનાવવાનાં તેલો બનાવે છે. આ શોધથી અમેરિકા દેશમાં લગભગ દરસાલ આઠ દશ લાખ રૂપીયાની કીંમતનાં ઉન, ચરબી તથા પોટાસ જે નકામાં જતાં હતાં તે બચાવી લેવાય છે. ઘાસલેટની દીવાસળીઓ બનાવવામાં જોઇતો ફોસ્ફરસ જાતનો પદાર્થ હાડકાંઓમાંથી ખેંચી લેછે. ઘોડાઓની નાળો જડતી વખતે તેમની ખરીમાંથી ખરી પડતા કટકાઓને રસાયણી પદાર્થો તથા ધાતુઓનાં પતરાંના કટકાઓ સાથે મેળવવાથી એક ઉંચી જાતનો રંગ બનાવાય છે.

ચરબીમાંથી એસિડ તથા ગ્લિસરાઇન નામના પદાર્થો જુદા પાડવામાં આવે છે. ચરબીના પડતર ભાગ સાબુઓ તથા મીણબતીઓમાં વાપરી (સ્ટીરીએક) એસિડનો ઉપયોગ સીમેન્ટના ચુનાથી બાંધેલા મકાનોને વૉટર પ્રુફ બનાવવા માટે લાઇમ સોપ બનાવાય છે. અત્તરો તથા સુગંધી સેન્ટો વિગે એમ ધારવામાં આવે છે કે તે

ફૂલોમાંથી ખેંચાય છે પણ ખરી રીતે તેમાંની ઘણી ખરી કીંમતી સુગંધીઓ તો સડી ગયેલા જામફળો, દ્રાક્ષો, વીગેરેમાંથી ખેંચી કાઢેલાં તેલોમાં એસિડો તથા બીજી મેળવણી નાંખી બનાવવામાં આવે છે. કડવી બદામના તેલ જેવી સેન્ટો તથા સાબુઓ માટે તે સુગંધી બદામમાંથી નહીં પણ ગ્યાસલેટ તેલ ઉકાળી બનાવવામાં આવતાં ગેસના કચરા રૂપે રહેલા ક્રીસ (ડામર) માંથી તે ખેંચાય છે. મોટાં મોટાં કારખાનાંઓ ગેસથી ચલાવવામાં આવે છે તે ગેસ ઉડી જાય તે પહેલાં તેને પાછું ધુમાડીયાં ઉપર એક ઉંધી વાળેલી ગરણી જેવું ઢાંકણુ કરી તે વાટે બધી ગેસ પાછી મેળવાય છે અને તેને પછી નળી વાટે નીચે ઉતારી કારખાનાંઓનાં ચક્ર ચલાવવામાં કામે લગાડાય છે અને ખર્ચમાં અર્ધો બચાવ થાય છે. લોઢાંની કાચી ધાતુઓમાંથી લોઢું કાઢી લીધા પછી બાકી વધેલી કોલસા જેવી માટી નાંખી દેવાતી નથી પણ તેમાંથી ઘણો સરસ કાચ, તથા ઉંટો તથા જડવાની છોના પત્થરો તથા ઉંચા પ્રકારના સીમેન્ટ બનાવે છે, તેમાં છ ટકા જેટલો ચુનો મેળવે તો મકાનો ચણવાનો (ગારો) કેલ બને છે. સાદે સાદી માટી ખાતરમાં કામે લાગે છે.

સહુથી વધારે અગત્યનો ઉદ્યોગ લાકડાંના વેરને લગનો છે. લાકડાં વેરવાતી મીલોમાંથી વેર એટલો બધો ઢગલાબંધ નીકળે છે કે તે પડયો રહેવાથી સડી જાય છે. બાળે તો પણ ખુટતો નથી. તેમાંથી ઘણી જુજ કીંમતે આલકોહોલ નામનો દારૂ બને છે. સાડાપાંચમણ ભૂકામાંથી અઢીથી ત્રણ રતલ જેટલો દારૂ બને છે. ચર્ચ જાતનાં ઝાડનાં લાકડાંના વેરમાંથી ખાંડ નીકળે છે. અમેરિકાને યુરોપમાં તેવો વેર હોટેલો તથા ચાની દુકાનોમાં જમીન ઉપર પાથરવામાં વપરાય છે જેથી જમીનને ધુળ ચોંટે નહીં. એવો વેર ભરીને પૂતળીઓ તથા રમકડાં બનાવાય છે. અમેરિકામાં ન્યુયોર્ક શેહેરમાં તેવો વેર વેચનારી ૫૦૦ દુકાનો

અમેરિકામાં રૂનો પાક થાય છે તેને પાંચમે ભાગે કપાસિયા નીકળે છે તેનું તેલ અથાણા માટે, શાક તળવામાં, મીઠાઈ બનાવવામાં, કપડાં ધોવાના પાઉડરો બનાવવામાં તથા સાબુ બનાવવા વિગેરે કામોમાં વપરાય છે. "ક્રીસ્કો" નામનું તેનું ઘી પૌષ્ટિક ગણાય છે. ચામડાંના છોલ તથા ટુકડાઓમાંથી સરેસ બને છે, તે ઉપરના વાળના ધુંસાઓ તથા હલકાં કપડાં બને છે. ચામડાના ટુકડાઓનો માવો કરીને સંચામાં દાખી બૂટ તથા જોડાઓની એડીઓ તથા તળીયાં બનાવાય છે. સાધારણ ધુળમાંથી કોન્ક્રીટ નામનો પત્થર થોડીએક રેતી ખાંડેલો પત્થરનો ભૂકો તથા સીમેન્ટ મેળવવાથી બને છે તે પૂલો બાંધવાના તથા ઇમારત, નેહેરો તથા ગટરોમાં અમુલ્ય ગણાય છે.

દરસાલ હિંદદેશમાંથી લગભગ બે અબજ રૂપીયાની કીંમતની કાચી ચીજો પરદેશ ખાતે ચડે છે તેમાંથી ઘણો ખરો ભાગ દસ ઘણી કીંમતે પાછો આપણા દેશમાંજ આયાત થાય છે- આ લખાણમાંથી ઘણું ખરૂં આપણા હીંદુ ભાઈઓને માટે વર્જ્ય છે અને ઘણું થોડુંજ ગ્રાહ્ય છે તેમ મુસલમીન બંધુઓને ઘણું ખરૂં કામ ગ્રાહ્ય છે. પરંતુ એ બધું કામ જાતી અનુભવથી શીખ્યા પછી કરી શકાય એવું છે. એ કાર્યની પ્રાપ્તિ કરવા માટે આપણે ત્યાંના હુન્નર ઉદ્યોગ પ્રવર્ત કરવા આકાંક્ષા રાખનારા સજ્જનો તથા મુડીવાળા શાહુકારીઓ દૃષ્ટિ ખોલી વ્યવહાર, ઉપાયો ક્યારે યોજશે? પરમાત્મા સત્વર એવા અગ્રેસર દેશ ભક્ત શેઠીયાઓની સદ્બુદ્ધિમાં એવી પ્રેરણા કરો એવી મારી સવિનય પ્રાર્થના છે.

# हीत वचन.

[ સંશોધક:—વાડીલાલ કાકુભાઇ સંઘવી,—અમદાવાદ. ]

સંત પુરૂષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે:—

૧. આપણે આપણી જાતપર જય મેળવવો અને આપણા મનને મારવું એજ મોટામાં મોટો સદ્‌ગુણ છે.

૨. જ્યાં સુધી કાર્ય કરવાની તમારી શક્તિમાં તમે શ્રદ્ધા નહિ રાખો ત્યાં સુધી તમારાથી એક પણ કાર્ય પરિપૂર્ણ થઇ શકશે નહિં.

૩. જે જે દોષો આપણા જીવનમાં પ્રતીત થાય છે તેનાં કારણો જો આપણાથી જ ઉદ્‌ભવેલ હોય તો તેને તુરત દૂર કરવાં એ આવશ્યક છે.

૪. ગમે તેટલું જ્ઞાન આપણે પ્રાપ્ત કર્યું હોય અને આપણી ઉન્નતિના ઉપાયો કૃત્તિમાં મુકવા ગમે તેવા દૃઢ વિચારો કર્યા હોય પરંતુ જો તેને ખરેખર કૃત્તિમાં નથી મુકતા તો આપણી ઉન્નતિ કદીપણ થઇ શકતી નથી.

૫. આજનું કરેલ કાર્ય અને તે કાર્યમાં ઉદ્‌ભવેલ જુસ્સો આવતી કાલના કાર્યને વધારે યોગ્ય થઇ પડે છે.

૬. જે સમયે જે કાર્ય અવશ્ય કરવાનું હોય તે કરવામાં આવે નહિ તો એ સમયનો દુરૂપયોગ જ છે.

૭. બીજાના દુર્ગુણો શોધવાના વિચારમાં જેટલો સમય વ્યતીત કરવામાં આવે છે, તેટલો સમય જો પોતાની ઉન્નતિ થાય તેવા શુદ્ધ વિચાર કે શુદ્ધ પ્રયત્નમાં રોકવામાં આવે તો અપૂર્વ ફાયદો થાય એ નિ:સંશય છે.

૮. આપણો વિરોધ, ઇર્ષ્યા કે ક્રોધ સામા મનુષ્યને હાનિ કરતા પહેલાં આપણને જ નુકશાન કરે છે.

૯. ગમે તે જાતની નજીવી ભૂલને દૂર કરવામાં આપણે જેટલો વિલંબ કરીએ તેટલે અંશે આપણે આવી પડતી વિપત્તિ માટે જવાબદાર છીએ.

૧૦. આપણી પ્રતિષ્ઠા જો આપણે પોતે જાળવીએ નહિં તો અન્ય પુરૂષ તરફથી માન મેળવવાની આશા વ્યર્થ છે.

૧૧. તમારા જીવનમાં નજીવા લાગતા તમારા ગુણોને તમે જ્યાં સુધી ખીલવશો નહિં, ત્યાં સુધી નશીબ તમારી યારી નહિં કરે.

૧૨. યથાર્થ સુખને પ્રાપ્ત કરવાને માટે દરેક મનુષ્યે પોતાના અંતરાત્માની પ્રેરણાનુસાર યથાર્થ ત્યાગી થવુંજ જોઇએ.

૧૩. ગમે તે જાતનો સહવાસ હોય પરંતુ જે વડે આત્મસિદ્ધિ નથી તે સત્સંગ નથી.

૧૪. શુદ્ધભાવે અસહ્ય દુઃખમાં સમપરિણામથી ક્ષમા રાખનાર મનુષ્ય ભવસાગર તરી જાય છે.

૧૫. જ્યાં સુધી મનમાંથી માન ને ક્રોધ ગયાં નથી, ત્યાં સુધી ઉંચા ગુણો અને સિદ્ધિની પ્રાપ્તિ થતી નથી.

૧૬. તમારા કામને તમે હઠાવો પણ કામ તમને હઠાવે એવું કરશો નહિં.

૧૭. આત્માની મહત્તા, સત્ય વચન, દયા, ક્ષમા, પરોપકાર અને સમતામાં રહી છે.

૧૮. જ્યાં સત્સંગ નથી ત્યાં આત્મરોગ વધે છે.

૧૯. આપણે પવિત્ર અને શુદ્ધ થવું એ સર્વનો આધાર આપણી કરણી ઉપર રહેલો છે.

૨૦. અંદર જે આત્મા સર્વદા પ્રકાશી રહ્યો છે, તે તરફ દૃષ્ટિ ન કરતાં આ હાડમાંસનું એક ખાસ પ્રકારનું પુતળું-જડ શરીર તેના તરફજ આખો દિવસ નજર રાખ્યા કરવી અને આ હું, આ મારૂં, એમ કર્યા કરવું એજ બધી દુર્બળતાઓનું મૂળ છે.

૨૧. જીવનની અનિત્યતા વિચારી યુવાવસ્થામાંજ મનુષ્યોએ ધર્મશીલ બનવું જોઇએ.

૨૨. અનિચ્છાપૂર્વક કર્મ કરતાં કરતાં ધીમે ધીમે હૃદય તેમાંજ તલ્લીન બની જાય છે, અને છેવટે પરાર્થે કર્મ કરવાની વૃત્તિ સ્ફુર્યા વિના રહેતી નથી.

૨૩. અજ્ઞાનરૂપી વાદળાંઓ જ્યારે વિખરાઇ જાય છે ત્યારે આત્મ સૂર્યનો પ્રકાશ ઝળહળ્યા વિના રહેતો નથી.

૨૪. સૌથી પ્રથમ જાતે અનુભવ કરવો અને તે પછીજ લોકોને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

૨૫. ફ્લાસક્તિ ત્યજી દઇને માત્ર કામજ કર્યા કરો, એક દિવસ તેનું ફળ મળશે જ.

---

અરણ્યમાં યથેચ્છ વીહરનાર પશુને પકડીને પીંજરામાં ઘાલવાથી તે અત્યંત ખીન્ન ને ઉદાસ થયેલું લાગે છે. તેવીજ રીતે જે મનુષ્ય નીરંતર પોતાનાજ સુખને માટે તરફડીઆં મારે છે. તેની પાછળ અનેક દુઃખ વળગે તે યોગ્યજ છે. મિત્રો! તમારે ખરા સુખનો આ સ્વાદ લેવો હોય તો ઇંદ્રિય સુખમાં લુપ્ત થયેલા આત્માને બંધન મુક્ત કરો! તેને અખિલ વિશ્વાનંદમાં યથેચ્છ વિહરવા દો! એટલે ખરા સુખનું સાધન તમારી પાસેજ છે એમ તમારા અનુભવમાં આવશે.

× × × × ×

'લોક સારૂં બોલે' એવા ઉદ્દેશથીજ જો સારાં કર્મ કરતા હશો તો તમારૂં આયુષ્ય ફોગટ જવાનો સંભવ છે. સ્વસુખાર્જનને માટેજ જો તમારો પ્રયાસ હશે તો તમારૂં આયુષ્ય ફોગટ જાય છે જ. અને પરોપકારને માટેજ જીવવાનો ઉદેશ હશે તો આયુષ્યની પ્રત્યેક ક્ષણ ફલદાયક થાય છે એમ નક્કી સમજજો.

# धार्मिक मनुष्यमां कया कया गुणो होवा जोइए ?

( લેખકઃ—શાસ્ત્રી માધવજી ખીમજી–અમદાવાદ. )

ખરા ધાર્મિક–ધર્મનિષ્ટ મનુષ્યમાં કયા ગુણ હોવા જોઇએ આ એક અત્યંત વિચારણીય વિષય છે. આ વિષયમાં આજે કાંઇક વિચાર કરવો યોગ્ય લાગે છે.

શ્રીમદ્ભગવદ્ ગીતામાં કહ્યું છે કે જેઓ બ્રહ્મને જાણવા ઇચ્છે છે, જેઓ બ્રહ્મજ્ઞાની થવા ચાહે છે, તેઓમાં નીચે લખેલા ૨૦ ગુણો અવશ્ય હોવા જોઇએ. જેઓ આ ગુણોને ઉપાર્જન–પ્રાપ્ત કરી શકતા નથી, અથવા ઉપાર્જન કરવા પ્રયત્ન કરતા નથી, અથવા પ્રયત્ન કરવા છતાં જેઓ પ્રાપ્ત કરી શકતા નથી, તેઓ બ્રહ્મજ્ઞાની કહી શકાય નહિ. જેનામાં આ ગુણો હોતા નથી, તેવા સાધક અશુદ્ધ ચિત્તવાળા ગણાય છે. જ્યાં સુધી ચિત્ત અશુદ્ધ રહે છે, ત્યાં સુધી તે સામાન્ય ઉપાસનાનો અધિકારી પણ થઇ શકતો નથી, પછી પરમ ભક્તિમાન થવું એ તો તેને માટે કયાંથી બની શકે? અહિં તે ૨૦ ગુણોના સંબંધમાં સંક્ષેપમાં કાંઇક જણાવવામાં આવે છે.

**૧. માન ત્યાગઃ**—ધાર્મિક મનુષ્ય લોકોના તરફથી કોઈ પણ પ્રકારના સન્માનની ઇચ્છા રાખે નહિ. " तृणादपिसुनीचेन तरोरपि सहिष्णुनाअमानिनामानदेनेकीर्तनीयः सदा रिः ।" પોતાને તૃણ કરતાં પણ નીચ માનવું જોઇએ. કોઇ લાતો મારે, પદલિત કરે તો પણ સમજી લેવું કે થી પ્રભુએ અન્યદ્વારાએ ચરણરજ આપેલ છે. આમ માની સંતુષ્ટ રહેવું જોઇએ. બીજાઓ દુઃખ દે તોપણ વૃક્ષની માફક સહિષ્ણુ બનવું જોઇએ. વૃક્ષ જેમ જેમ, પોતાના ઉપર પ્રહાર કરનારને પોતાનું સર્વસ્વ જે ફળ, ફુલ અને છાયાનું દાન કરે છે, તેમ ધાર્મિક મનુષ્યે પણ પીડા આપનારને પ્રસન્નતા પૂર્વક તથા સર્વસ્વ આપતાં કુંઠિત થવું નહિ. પોતે સન્માનની ઇચ્છા ન રાખતાં બીજાઓનું સન્માન કરવું જોઇએ. પોતાનામાં ગુણ હો અથવા ન હો છતાં તું ગુણવાન છું એમ સમજીને જે આત્મ શ્લાઘા કરવામાં આવે છે, અને લોકો તરફથી સન્માનની આકાંક્ષા રાખવામાં આવે છે તે અનુચિત છે. આત્મશ્લાઘાનું ન હોવું એજ અમાનિત્વ છે. જેઓ એમ સમજી શકે છે કે સર્વ કાંઇ બ્રહ્મ છે, પરમાત્મ સ્વરૂપ છે તેઓ તે બ્રહ્મના સર્વ રૂપોના સમીપમાં પોતાને અણુ સમાન સહેજે સમજી શકે છે.

**૨. દંભ ત્યાગઃ**—હું ધાર્મિક છું, હું વિદ્વાન્ છું, બીજાઓ શું સમજે છે? કોઇ પણ ઉદારચિત્તવાળો નથી, કારણ કે મ્હારા ઉદાર ધર્મને તેઓ ગ્રહણ કરી શકતા નથી. આ સર્વ પ્રકારનું જે અભિમાન છે, તે દંભ છે. આવા દંભની સાથે જે ધર્મ પ્રચાર કરવો તે પણ એક પ્રકારની દાંભિકતા છે. જેઓ આત્મસ્વરૂપનાં દર્શન કરવાં ઇચ્છતા હોય તેમણે આવા દંભનો ત્યાગ કરવો જોઇએ.

**૩ અહિંસા**—વાણી, મન અને શરીરથી બીજા પ્રાણીઓને પીડા ન આપવી એનું

નામ અહિંસા છે. બીજાને ઉપદેશ આપવો હોય તે વખતે તેના ઉપર પ્રેમ રાખી ઉપદેશ આપવો જોઇએ. કોઈને દુઃખ આપી અથવા હિંસા કરી ઉપદેશ આપવાથી કોઈ કાર્ય થઈ શકતું નથી. જેને ભગવદ્‌ભાવ સિદ્ધ થયો છે તે વાણી, મન અને શરીરદ્વારા કોઇ પણ પ્રાણીને પીડા આપી શકતો નથી. પોતાની જીવન રક્ષાને માટે બીજાના પ્રાણનો નાશ ન કરતાં આત્મજ્ઞાનેચ્છુ મનુષ્ય પોતાના પ્રાણ પર્યન્ત અર્પણ કરી બીજાના પ્રાણની રક્ષા કરે છે. આ પ્રમાણે વર્તન રાખવાથી સર્વ પ્રાણીના સ્વામી—માલીક જે પરમાત્મા તેમની કૃપા દૃષ્ટિ થાય છે.

૪ **શાન્તિ**—બીજાઓને કોઇ પણ પ્રકારની પીડા ન આપતાં બીજાઓ તરફથી આપવામાં આવતી પીડાને ધૈર્યથી સહન કરવી.

૫ **આર્જવ**—ઋજુ અથવા સરલ થવું, મનથી કોઇના ઉપર ઘૃણા રાખવા છતાં મોઢેથી સારૂં લગાડવું એ એક પ્રકારની કુટિલતા છે. આ કુટિલતાનો ત્યાગ કરવો એનુંજ નામ આર્જવ છે સર્વ કાંઇ બ્રહ્મ છે. આવી જેની ધારણા છે તે કુટિલ કોની પાસે થઇ શકે?

૬ **આચાર્યોપાસના**—તત્વજ્ઞ ગુરૂની ઉપાસના સેવા વગેરે.

૭ **શૌચ**—મૃતિકા, જલ વગેરેથી બહારની પવિત્રતા અને સુખીના પ્રત્યે મિત્રભાવ, દુઃખીના પ્રત્યે દયા, પુણ્યવાનના પ્રત્યે હર્ષભાવ, અને કુત્સિત કર્મ કરનારા પ્રત્યે ઉપેક્ષા. મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા વડે અંતરની પવિત્રતા થાય છે.

૮ **સ્થૈર્ય**—સેંકડો વીઘ્નો ઉપસ્થિત થવા છતાં પ્રભુ પ્રાપ્તિના સાધનનો ત્યાગ ન કરતાં પુનઃ પુનઃ તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો.

૯ **આત્મનિગ્રહ**—મન, વાણી અને શરીરને વશમાં રાખવાં. આત્મા શબ્દનો અનેક અર્થમાં વ્યવહાર થાય છે. જે જેનો વ્યાપક તે તેનો આત્મા. મન, વાણી અને શરીરને શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે સ્થિર કરી તેઓને સન્માર્ગે લગાડવાં આનુંજ નામ આત્મનિગ્રહ અથવા આત્મસંયમ છે.

૧૦ **વિષય વૈરાગ્ય**—વિષયના સુખો ક્ષણસ્થાયી અને ક્ષણધ્વંસી છે. આ પ્રમાણે વિષયોનું દોષ દર્શન કરી વિષય ભોગની અંદર અરૂચિ ઉત્પન્ન કરવી.

૧૧ **અનહંકાર**—દેહ વગેરેમાં અભિમાન કરી હું ઉત્કૃષ્ટ—શ્રેષ્ટ છું આવું અભિમાન ન કરવું.

૧૨ **દોષ દર્શન**—જન્મ, મૃત્યુ અને જરા-વૃદ્ધાવસ્થા ઇત્યાદિ દોષો સંબંધે વારંવાર વિચાર કરવો.

૧૩ **આસક્તિ** ૧૪ **અનભિષ્વંગ**—સ્ત્રી, પુત્ર, દેહ વગેરેમાં પોતાપણાનો ત્યાગ કરી કેવળ બાહ્ય રૂપથી તેની સાથે સંબંધ રાખવો.

૧૫ **સર્વદા સમચિતતત્વ**—પોતાની ઇચ્છાનુસાર થાય અથવા તેથી વિપરિત થાય તો પણ સદૈવ હર્ષ શોક શૂન્ય રહેવું.

૧૬ **અનન્ય યોગ ભક્તિ**—પ્રભુ શિવાય મ્હારી બીજી ગતિ નથી આવી નિશ્ચિંત બુદ્ધિથી તેમની ભક્તિ કરવી.

૧૭ વિવિક્ત દેશસેવા—ભયરહિત, વિઘ્ની રહિત, ચિત્તને પ્રસન્ન કરનાર તીર્થ, નદીતટ અથવા પ્રભુ મંદિરમાં એકાકી નિવાસ કરવામાં અનુરાગ.

૧૮ પ્રાકૃત લોક સંગ ત્યાગ—પામર અને વિષયી મનુષ્યોનો સમાગમ ન કરવો.

૧૯ આત્મજ્ઞાન નિષ્ઠા—આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે સદૈવ ઉદ્યોગ કરતા રહેવું. અવિદ્યાપાદ, વિદ્યાપાદ, આનંદપાદ અને તુરીયપાદની હકીકત જાણી મનન અને નિદિધ્યાસનદ્વારા આત્મ દર્શનનો ઉદ્યોગ કરવો.

૨૦ તત્વજ્ઞાન—વેદાન્ત શાસ્ત્રના અર્થનો વિચાર.

જેઓ ઉપરોક્ત વીસ ગુણોને જાણી શકશે તેઓ નિષિદ્ધનો ત્યાગ, વિહિતનું ગ્રહણ અને જ્ઞાન તથા ભક્તિના રહસ્યને સમજી શ્રેય માર્ગને સંપાદન કરી શકશે. જેઓ સ્વસ્વરૂપમાં સ્થિતિ પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય જેઓ સર્વ દુઃખ નિવૃત્તિની પ્રાપ્તિની અભિલાષા રાખતા હોય અને પરમાનંદની સ્થિતિ કરવી એ જેમનું લક્ષ્ય હોય તેમણે ઉપરોક્ત વીશ ગુણોને અવશ્ય ધારણ કરવા જોઇએ અને જેમાં આ ગુણો નિત્ય હોય છે તેજ ખરો ધાર્મિક મનુષ્ય કહી શકાય છે

## सूर्य केवो छे ?

( રા. મુળજીભાઈ જેઠાભાઈ પટેલ ).

અંગ્રેજી કંપનીની એક આગબોટ ચિનમાંથી નીકળીને હિંદુસ્તાનની દક્ષિણે થઇને વિલાયત જવાની હતી, તે આગબોટ મીઠું પાણી લેવા માટે સુમાત્રા બેટ આગળ ઉભી રહી, બપોરે કેટલાક ઉતારૂ કિનારા ઉપર ઉતરીને નાળીએરના ઝાડોના છાયા નિચે બેઠા હતા, આ મંડળમાં જુદા જુદા દેશના લોક હતા.

મંડળી વાતો કરતી બેઠી છે, તેવામાં એક આંધળો મનુષ્ય તેમનામાં આવીને બેઠો. આ આંધળા મનુષ્યની આંખો પ્રથમ સારી હતી, પણ સૂર્યની માહિતી કરી લેવા માટે એક સરખી નજર સૂર્ય તરફ રાખવાથી તેની આંખોને ઇજા થઈ એમ છતાં સૂર્ય તરફ નિહાળીને જોવાનું તેણે ચાલુ જ રાખ્યું અને છેવટે તે આંધળો થયો.

આંધળો થયા પછી તે બોલ્યો "સૂર્યનો પ્રકાશ એ પાણી સરખો પ્રવાહી પદાર્થ નથી, કારણ જો તે પાણી જેવો હોય તો એક વાસણમાંથી બીજા વાસણમાં લેઇ શકાય એવો હોય અને પાણી પવનથી હાલે છે, તે પ્રમાણે તે હાલતો હોય. સૂર્યનો પ્રકાશ એ અગ્નિ નથી, જો તે અગ્નિ હોય તો તે પાણીથી ઓલવાવો જોઈએ, પ્રકાશ આંખોથી જોઇ શકાય છે તે ઉપરથી તે ચૈતન્યાત્મક નથી, તેનો સ્પર્શ થઇ શકતો નથી, કિંવા તે હલાવી શકાતો નથી એટલા ઉપરથી તે જડ નથી. પ્રકાશ પ્રવાહી પદાર્થ નથી, અગ્નિ નથી, ચૈતન્યાત્મક નથી કીંવા જડ પણ નથી તેથી તે અસ્તિત્વમાંજ નથી. પ્રકાશ એવી કંઇજ વસ્તુ નથી. આ પ્રમાણે યુક્તિવાદ કરીને તેણે તાત્પર્ય કાઢયું. હંમેશાં સૂર્ય તરફ જોઇને અને તે વિશે વિ-

ચાકરીને તેની દૃષ્ટી અને વિચારશક્તિ નાશ પામી. દૃષ્ટી ગયા પછી જગતમાં સૂર્યજ નથી, એવી તેની પૂર્ણ ખાત્રી થઈ.

આ આંધળા સાથે તેનો એક નોકર હતો. ધણીને એક ઝાડના છાયા નિચે બેસાડીને નાળીએર લેઇ તેનાથી દીવો બનાવવાના ઉદ્યોગમાં તે લાગ્યો. તેના છોડાના તંતુની તેણે દીવેટ કરી અને કોપરાને કચરીને તેનું તેલ કાઢી અને કાચલીમાં તેલ પુરીને તેણે દીવેટ પલાળી.

નોકર દીવો તૈયાર કરતો હતો, તે વખતે આંધળા મનુષ્યે તેને કહ્યું, "કેમરે જગતમાં સૂર્ય નથી એવું મેં તને કહ્યું તે ખરૂં કે ખોટું? જગતમાં હંમેશાં અંધકાર હોય છે કંઇ દેખાતું નથી,.એ તને ખબર છે ને? એમ છતાં લોક કહે છે કે સૂર્ય છે, સૂર્ય છે તો તે કેવો છે, શાનો કરેલો છે?"

નોકરે ઉત્તર આપ્યો. સૂર્ય કેવો છે અને શાનો કરેલો છે એ મને માહિતિ નથી, અને મારે તેનાથી કઇ કરવાનું નથી. એ મને માત્ર માહિતિ છે, આ દીવો મેં કર્યો છે, તેના યોગથી આપણી ઝુંપડીમાં આપણને અજવાળું મળશે."

નોકરે દીવો ઉંચક્યો અને કહ્યું "આજ મારો સૂર્ય" એક લંગડો મનુષ્ય પાસે બેઠો હતો તે આ ભાષણ સાંભળીને હસવા લાગ્યો અને બોલ્યો, "તું જન્મથીજ આંધળો હોઇશ તેથી સૂર્ય કેવો હોય છે તે તને ખબર નથી. સૂર્ય કેવો હોય છે તે હું તને કહું છું. સૂર્ય એ એક દેવતાનો ગોળ ગોળો છે, સવારે તે સમુદ્રમાંથી બહાર આવે છે, અને સંધ્યાકાળે પોતાના બેટમાંના પર્વતોમાં આથમે છે. એ અમે સર્વેએ જોયું છે અને તને આંખો હોત તો તું પણ જોઇ શકત.

એક કોળી આ ભાષણ સાંભળતો હતો, તેણે કહ્યું, "તમે આ બેટની બહાર કદી ગયા નથી તે ઉપરથી તમને એમ લાગે છે. તમે લંગડા ન હોત અને મારા પ્રમાણે હોડીમાં બહાર ફર્યા હોત ત્યારે તમને સમજાઇ ચુકયું હોત કે, સૂર્ય પર્વતમાં આથમતો નથી, પણ તે જેવો સમુદ્રમાંથી ઉગે છે, તેવોજ સમુદ્રમાં આથમે છે. હું દરરોજ આ વાત આંખોથી જોઉછું. એથી એના ખરાપણા બદલ સંશય રાખવાની જરૂર નથી.

તે ઠેકાણે એક હિંદુ હતો તેણે કહ્યું "તારા અજ્ઞાનની મને દયા આવે છે, દેવતાનો ગોળો પાણીમાં ડુબતાં તે બુઝાયા શિવાય કેમ રહે? સૂર્ય તે દેવતાનો ગોળો નથી પણ દેવ પૈકીનો એક છે. સૂર્ય પોતાના રથમાં બેસીને મેરૂની પ્રદક્ષિણા કરે છે. તે તમારા પ્રમાણે પોતાના રહેવાના ઠેકાણા બહાર કદી જતોજ નથી, તમને એમ લાગે છે કે સૂર્ય અમારા દેશ ઉપર પ્રકાશે છે."

ત્યાં મીસર દેશના એક વહાણનો ટંડેલ હતો, તે બોલ્યો "તમારૂં કહેવું પણ ભુલભરેલું છે. સૂર્ય એ દેવ નથી અને તે હિંદુસ્તાનમાંના એક પર્વત પાછળ ફરે છેએમ પણ નથી. મેં અરબસ્તાન, માડાગાસ્કર અને ફિલિપાઇન બેટ એના દરમ્યાન પુષ્કળ પ્રવાસ કર્યો છે. સૂર્યનો પ્રકાશ હિંદુસ્તાન ઉપરજ નહિ પણ સર્વ પૃથ્વી ઉપર પડે છે, તે એક પર્વતની આજુબાજુ ફરતો નથી, પણ પૂર્વમાં જાપાનની પણ પેલી તરફ ઉગે છે, અને પશ્ચિમે ઈંગ્લાંડની પેલી તરફ આથમે છે એ માટેજ જાપાની લોક પોતાના દેશને નિપાન એટલે 'ઉગનારા સૂર્યની ભૂમિ' એમ કહે છે. મને એ સર્વ ખબર છે કારણ હું જાતે ઘણું

ફર્યો છું, અને મારો દાદો સમુદ્રથી ઘણી સીમા પર્યંત જઈ આવેલો છે, તેણે મને આ સંબંધી કહેલું છે."

તેણે હજી પણ પુષ્કળ કહ્યું હોત પણ અંગ્રેજી જહાજ ઉપરનો એક અધિકારી ત્યાં હતો, તે વચમાં બોલી ઉઠયો "સૂર્ય વિષે અંગ્રેજ લોકને જેટલી માહિતી છે તેટલી બીજા કોઇને નથી, કારણ અમારાં સંસ્થાનો જગતમાં પસરેલાં છે. સૂર્ય કોઇ પણ એકજ દેશમાં ઉગે છે કિંવા આથમે છે એમ નથી, પણ તે પૃથ્વીની આજુબાજુ ફરે છે, અને તે પૃથ્વી પાછળ પ્રદક્ષિણા કરેલી છે અને સૂર્ય કોઇ પણ ઠેકાણે મારા છેક નજીક એવો જણાયો નથી. કોઈ પણ ઠેકાણે ગયા ત્યાં પણ અહીંના પ્રમાણેજ સૂર્ય સવારમાં આકાશમાં આવે છે અને સંધ્યાકાળે આથમી જઈ દેખાતો નથી."

તેણે એક લાકડી હાથમાં લીધી અને રેતી ઉપર આકૃતી કાઢીને સૂર્ય પૃથ્વીની આજુબાજુ ફરે છે, તે સમજાવીને કહેવા લાગ્યો. જહાજ ઉપરનો ટંડેલ ત્યાં હતો, તેના તરફ વળીને તે છેવટે બોલ્યો "મારા કરતાં એમને આની સાચી માહિતી છે, તેમને તે બરાબર કહેતાં આવડશે."

ટંડેલ સારો હુંશીઆર હતો. આટલા વખત સુધી ચુપ રહીને તે સંભાષણ સાંભળી રહ્યો હતો, તેણે તેનેજ પૂછ્યું ત્યારે તે બોલ્યો. "તમને પોતાને બરાબર માહિતી નથી, અને તમે બીજાને ભળતું જ કંઇ પણ કહો છો, સૂર્ય પૃથ્વીની આજુબાજુ ફરતો નથી પણ પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરે છે અને એમ ફરતાં ફરતાં ચોવીસ કલાકમાં સૂર્ય પાછળ પ્રદક્ષિણા કરે છે. સૂર્ય એક પર્વત માટે, એક બેટ માટે, એક દેશ માટે કિંવા આપણી એક પૃથ્વી માટે પ્રકાશતો નથી. પણ આપણી પૃથ્વી અને પૃથ્વી જેવા બીજા ગ્રહો માટે પ્રકાશે છે. તમે તમારા પગ નીચે જમીન તરફજ ન જોતાં આકાશમાં જોશો તો એ સર્વ તમને જણાઇ આવશે."

સૂર્ય વિષે લોકોમાં જેવું અજ્ઞાન છે, તેવુંજ ઇશ્વર વિષે છે. પ્રત્યેકને પોતાના માટે, પોતાની જાત માટે, કિંવા પોતાના દેશ માટે જુદા જુદા ઇશ્વર જોઇએ, જે સર્વ વિશ્વમાં રહી શકતા નથી, તેને આપણા દેવ ઘરમાં, દેવળમાં અથવા ધર્મ પુસ્તકમાં પોતે ગોંધી રાખવા ઇચ્છે છે.

વિશ્વ એ ઇશ્વરનું દેવળ છે, મનુષ્યે બાંધેલા કયા દેવળનો ઘુમટ આકાશ જેવો છે? કઈ નદી મહાસાગર સરખી છે? કયા દેવળમાં ચંદ્ર, સૂર્ય અને તારાઓના જેવા દીવા છે? જીવતા મનુષ્યો જેવાં સુંદર ચિત્રો કયાં છે? મનુષ્યના હિતનાં સાધનો વિશ્વમાં સર્વત્ર પસરેલાં છે, તેનાથી ઇશ્વરની દયાનો જેવો બોધ થશે તેવો કયો ગ્રંથ વાંચવાથી થશે? ઇશ્વરની આજ્ઞા આપણા હૃદયમાં આપણને જેવી વાંચવાને મળે છે, તેવી બીજા કયા ગ્રંથમાં મળશે. એક બીજા મોટા મોટા પ્રેમથી આપણે જે કામ આવીએ તેનાથી શ્રેષ્ટ એવો કયો યજ્ઞ છે?

સર્વ વિશ્વમાં વ્યાપીને રહેનારા સૂર્યના પ્રકાશનું જેને જ્ઞાન છે, તેણે ફાટમાંથી કંઇ કીરણો જોનારા ભોળા મનુષ્યોને કિંવા દૃષ્ટીને લીધે સૂર્ય ન દેખાવાથી સૂર્યજ નથી એમ કહેનારા આંધળાને દોષ આપવો નહિ અથવા તેનો તિરસ્કાર કરવો નહિ.

(ઉદ્યાનના લેખ ઉપરથી).

કરનારા જર્મન શિક્ષકો છે. એમ લડાઇની શરૂઆતમાં ઇંગ્લાંડના એક પ્રધાને જણાવ્યું હતું, તેના પુરાવારૂપે એક બીજો દાખલો નોંધવા યોગ્ય થઇ પડશે.

હેર બુઝેર નામના જર્મને ઇંગ્લાંડ વિરૂદ્ધ ધિક્કાર ઉત્પન્ન કરનારાં ગીતો જોડ્યાં છે, આ ગાયનો જર્મનશાળાઓમાં શીખવવામાં આવે છે. નાટકો અને કોન્સર્ટોમાં પણ તે ગાવામાં આવે છે. આ ગાયનો જોડનાર ઉક્ત જર્મનને જર્મન શહેનશાહે ઓર્ડર ઓફ રેડ ઇગલના ખિતાબથી નવાજી પોતાની ઉચ્છૃંખલ વૃત્તિને સંતોષ આપ્યો છે! જ્યાં આટલો બધો બીજા ઉપર ધિક્કાર અને તેનું અહિત ઇચ્છવાની રાક્ષસી વૃત્તિ હોય, ત્યાં કુદરતી રીતેજ નાશ થાય, એ કુદરતનો સત્ય પોતાનો રોફ બેસાડવાની લાલસામાં અગર કેટલીક શોધો કરવાથી થયેલી મગરૂરીમાં તેમણે ગણકાર્યું નથી. પ્રાચીન કાળથી આર્યોની એવી સમજ છે કે, ધર્મની વૃત્તિ નાશ પામવાની સાથેજ એક પ્રજાની આબાદીનો અંત આવે છે, તે સત્ય જર્મનોના સંબંધમાં ખરૂં પડવાની તૈયારીમાં છે. હાલ લડાઇમાં રોજ ત્રણ કરોડ રૂપીઆનું ખર્ચ તેમને થાય છે, અત્યારસુધીમાં લાખો જર્મનો ખપી ગયા છે. આ જર્મનો ધંધાર્થી હતા. તેમની કમાવાની શક્તિનો અંત પણ તેમની સાથે જ આવ્યો છે. પુરૂષો ઘણા મરણ પામવાથી સ્ત્રીઓ વધી પડશે, અને તેનાં પરિણામ કેવાં આવશે, તે સહજ વિચારી શકાશે. ધંધો અને વેપાર રોજગાર લગભગ બંધ છે, તેથી કરોડો રૂપીઆનું નુકસાન તેમને વેઠવું પડે છે. જેમ જેમ દિવસો વિતતા જાય છે, તેમ તેમ નુકસાન વધુ વિસ્તાર લેતું જાય છે, છતાં તેમની આંખ ઉઘડતી નથી. દુનીયા પરના જર્મન સંસ્થાનો લગભગ સવા વીસ લાખ ચોરસ મૈલ જેટલી જમીનના વિસ્તારવાળાં લડાઈનાં કારણોથી તેમણે ખોયાં છે. બાર મહિનાના નાશકારક પરિણામથી ચેતી જઈ સલાહ કરી હોત તો તેમના હકમાં ઘણો લાભ થાત. લડાઇનો દંડ પણ ઉદાર મિત્ર રાજ્યો કદાચ છોડી દેત. કારણકે કજીઆનું મોં કાળું કરવા તેઓ તૈયાર થાત. ખોએલું રાજ્ય પાછું મળી શકત; પણ અનીતિમાનનો નાશ કરવાની કુદરતની ઇચ્છા કેવી રીતે ફરી શકે? તેથીજ તેમની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે, અને બેલ્જીઅમ અગર તેના ભાગ ઉપર તેમની નીચ વૃત્તિ પેદા થઇ છે. બેલ્જીઅમનો કકડો તેઓ પડાવી લેવા માગે છે, આ કારણથી તેઓ સલાહ કરવા તૈયાર થતા નથી, પણ કુદરત વિરૂદ્ધ આ બદદાનત કેવું નાશકારક કામ કરશે, તે શાણા નીતિને ચાહનાર માણસો સહજમાં સમજી શકશે.

ઇંગ્લાંડમાં એવી માન્યતા પ્રબળપણે અસ્તિત્વમાં છે કે શિક્ષકો દેશના ભવિષ્યને દોરવે છે. ત્યાંના શિક્ષકો પણ એ સત્ય સારી રીતે સમજે છે, આથી ઇંગ્લાંડમાં યુદ્ધપ્રીતિના અંશો નથી. આ વેળા તેને ન્યાય અને નિર્બળ મિત્રને બચાવવા તેમજ આત્મરક્ષણ માટે ન છૂટકે લડાઈ જોડવી પડી છે. ભૂતકાળ પણ લગભગ તેવોજ દષ્ટિગોચર થશે. ન છુટકે કરવી પડેલી લડાઇને લીધેજ કુદરતે તેમની તરફેણમાં કામ કીધું છે, એ વાત જર્મનો ભૂલી ગયા છે. આ વેળા પણ ન્યાયી કુદરત પોતાનું વાસ્તવિક કર્તવ્ય વીસરશે નહિજ, અને જર્મનો પોતાના અભિમાનને તલાક આપે, એવી સ્થિતિએ તેમને પહોંચાડી દેશે, એમ સર્વે કોઈ ન્યાયને ચાહનાર મનુષ્ય ધારે છે. એમ બનશે ત્યારેજ જર્મન શિક્ષકો જાણશે કે યુદ્ધ તરફેણના વિચારો પોતાના વિદ્યાર્થીઓમાં ઠસાવી તેઓએ દેશનું કેવું ભારે નુકસાન કીધું છે. નીતિ વિરૂદ્ધ લડાઇ હોય, તો નાશજ થાય, એ સત્યનો પાઠ કુદરત તેમને શીખવી ભવિષ્ય માટે વધારે ડાહ્યા બનાવશે, એવી ખાત્રી છે. આ પ્રસંગ ઉપરથી બધા શિક્ષકોએ જાણવું જોઇએ કે નીતિવિરૂદ્ધ ગમે તેવા વિચારો પોતાના શિષ્ય ઉપર ઠસાવી દેવાથી દેશના દુશ્મનનું કામ થાય, અને એથી ભારે પાપી થવાય, જેમાંથી છુટવાનું કામ અશકય છે.

# લોક આગળ વધે છે.

( અનુસંધાન પુ. ૨, અંક ૧૨, પૃ. ૪૦૦ થી. )

૪૯. મૂંગાં પ્રાણીઓ ઉપર ગજા ઉપરાંત ભાર ભરીને અથવા તેના ઉપર સ્વારી કરીને ભાર ખેંચાવીને તેમજ મજુરી કરાવીને પણ પુરતો ખોરાક ન આપી વધારામાં દયાને બાજુ ઉપર મુકીને એવાં અવાચક પ્રાણીઓ ઉપર ઘાતકીપણું વધારવામાં લોક આગળ વધે છે.

× × × × × × × ×

૫૦. શરીરે સશક્ત હોય, ઘર આગળ મહેનત કરવાથી ખાવાપીવાને મળે તેવું સાધન હોય તે છતાં ભીખ માગવી એ જાણે બાપદાદાનો વારસામાંથી ઉતરેલો ધંધો હોય એમ માની ભીખ માગવી એ એક પ્રકારનો ઉદ્યમ માની પૈસા એકઠા કરવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૫૧. હૃદય હળાહળ વિષથી ભર્યું હોય અને મુખથી મધુર વાણી ઉચારી, ભોળા-ભીતાને પહેલા છેતરી, છળ કપટથી તેને સપડાવી પોતાનો સ્વાર્થ સાધવામાંજ શ્રેય માનવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૫૨. આપણો ધર્મ, આપણાં કર્મ, યજ્ઞ યાગાદિક, વિવાહ, જન્મ મરણ આદિની ક્રિયાઓ એ બધુ ઢંબગ છે. એમ માની પારકું એટલું સાચું માની ફંદમાં ફસાઇ જઇ ઉભયથી ભ્રષ્ટ થઇ દુઃખ પામવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૫૩. ધાર્મીક રીતે નાત જાતથી લગ્ન સંબંધમાં જોડાવાને બદલે દેખાદેખી પારકા મોહમાં ફસાઇ ગમે તેની સાથે નાત જાત છોડી કરાર જેવું લગ્ન કરી વર્ણશંકર પ્રજા ઉત્પન્ન કરી પોતાની અને કુટુંબની તથા નાત જાતની ખરાબી કરવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૫૪. આપણા બંધુઓ તરફ પ્રેમ અને પરોપકારનું વર્તન રાખવાને લીધે આપણી અને તેમની ઉન્નતિ થાય છે, એ વાત છોડી દઇ થોડાક પૈસા વધારે થયા કે કંઇક પેટ ભરવાની વિદ્યા શીખ્યા એટલે તેમના તરફ અનાદર કરી તેમનું અપમાન થાય એવી રીતે તોછડું વર્તન રાખવામાં અને તડ પાડી પોતાની મહત્તા માનવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૫૫. આપણા ઉપર વિશ્વાસ રાખ્યો હોય અને તેમણે આપણને તેમના પ્રતિનિધિ કે આગેવાન નીમ્યા હોય તેમને જે કામ કરવાની ઇચ્છા હોય તે બાબત તેમના અભિપ્રાયથી વિરૂદ્ધ થઇને પોતાના સ્વાર્થ ખાતર, પોતાને ફાવતો અભિપ્રાય આપવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૫૬. મોટા, ડાહ્યા અને વિચક્ષણ તથા સંભવિત માણસ જાણીને કોઇ સ્ત્રી કે

વિદ્યાર્થી તેમના શરણે કે સલાહ માટે આવે તેમને પોતાના ફંદમાં ફસાવી નઠારી વાસનાઓ તૃપ્ત કરવાના અઘટીત અને અમર્યાદ કાર્યમાં લોક આગળ વધે છે.

× × × × ×

૫૭. અભિમાન એ દુઃખને આપનારૂં મદિરા તુલ્ય છતાં મોટા મોટા વિદ્વાનો અને પંડિતો પણ અભિમાનથી એક બીજાનો દ્વેષ કરવામાં અને એક બીજાને ઉતારી પાડી પોતાની મોટાઈ જણાવવામાં આગળ વધે છે.

× × × × ×

૫૮. પોતાને જેવું દુઃખ થાય તેવું બીજાને પણ થાય એમ જાણી સર્વને સુખ થાય એ પ્રમાણે વર્તવાને બદલે સત્તા કે અમલના વખતમાં પોતાના વર્તનથી બીજાને દુઃખ આપી તેમના નિઃશ્વાસ લેવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૫૯. સત્ય બોલવું, અને ધર્મથી ચાલવું એ કર્તવ્ય છતાં અનેક પ્રકારનાં માન પાન મેળવવાની લાલચમાં એ કર્તવ્યનું ઉલ્લંઘન કરવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૬૦. યોગ્ય ઉદ્યમ કરી તેનાથી મળતા દ્રવ્ય વડે સંતોષ અને શાંતિનું સુખ ન લેતાં અનેક પ્રકારની આશા તૃષ્ણાઓના પ્રપંચમાં મંડયા રહેવામાં લોક આગળ વધે છે.

× × × × ×

૬૧. આત્મા એજ દર્શન કરવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય અને નિદિધ્યાસન કરવા યોગ્ય છતાં તે પ્રતિ દૂર્લક્ષ કરી અનેક પ્રકારની આશા તૃષ્ણા અને પ્રપંચમાં અજ્ઞાન વશ થઈ, કર્તવ્યથી વિમૂખ બની, અમુલ્ય આયુષ્ય એળે ગુમાવી નાંખવામાં લોક આગળ વધે છે.

અનંત.

---

આપણું ખરૂં કર્તવ્ય શું છે તે સમજવું તેનું નામ ડહાપણું, અને તે કર્તવ્ય નિષ્કામ બુદ્ધિથી કરવું તેનું નામ સદ્‌ગુણ.

× × × × ×

પ્રથમ ઓળખ થયા સિવાય કોઇપર પ્રેમ બંધાતો નથી, અને પ્રથમ પ્રેમ થયા શીવાય ઇશ્વરની ઓળખ થતી નથી.

× × × × ×

"અમુક શુભ કર્મ કરૂં એમ મને થાયછે. પણ તેમ કરવાને અનુકુળ મારી સ્થિતી નથી" એવું બોલનાર હજારો મળે છે. પરંતુ પ્રતિકુલ સ્થીતીમાં પ્રયાસ કરીનેજ પાર પડવું એવી પરમેશ્વરની ઘટના છે, કારણ સર્વ અનુકુળ સ્થીતીમાંથી એક પણ સાધુ કે તત્વવેત્તા હજુ થયોજ નથી.

× × × × ×

ઘણા દીવસ અંધકારમાં પડી રહેલું રત્ન પણ નિસ્તેજ જેવું દેખાય છે, તેવી રીતે પરોપકારાર્થે જીવન શીવાય તમામ સદ્‌ગુણ ઝાંખા પડી જાય છે.

# દાન, પુન, સખાવત.

(લખનાર—ફીરોઝ શહેરીઆરજી કાપડીઆ.)

સખાવત કુનદ નેક બખ્ત અખતીઆર,
કે મરદ અઝ સખાવત શવદ બખ્તીઆર.

પ્રિય વાંચક! એક નામીચો ફારસી સાએર સખાવતની બાબતમાં ભીફારસ કરતાં ઉપલી બે લીટીઓથી શરૂઆત કરે છે. કે જેની મતલબ એ છે કે જે માણસના કીસમતનો સીતારો બુલંદ થવાનો હોય છે તેનેજ સખાવત કરવાની સુઝ પડે છે. કારણ કે સખાવત કરવાથીજ માણસનો ભાગ્યોદય દીન પર દીન વધતો જાય છે.

જેવી રીતે કોઇ ખેડુતને ઘઉંનો સારો પાક મેળવવાની ઇચ્છા થાય છે તો તેને ખોદા તાલાનુ નામ લઈને ઘઉંના ઉત્તમ દાણા પોતાના ખેતરમાં ચોગરદમ વેરવા અથવા વાવવા જોઇએ, અને તેમ કરવાથી તેણે વેરેલા અથવા વાવેલા દરેક દાણામાંથી સેંકડો બલકે હજારો દાણા ઉગી નીકળે છે. તેવીજ રીતે ખોદા તાલાની દરેક જાતની મહેરબાની મેળવવાની ઇચ્છા રાખનાર માણસે સખાવતરૂપ દાણા યોગ્ય ગરજવંત પ્રાણીરૂપ ખેતરમાં પોતાની દરેક આજુબાજુમાં ચોગરદમ વેરવા અથવા વાવવા જોઈએ. પણ જેમ કહ્યું છે કે—

"ઝમીને સોર સંમ્બુલ બર ન યારદ, દર તોખમે અમલ ઝાએ મગરદાન.
ને કોઈ બાબદાન કરદન મુનાન અસ્ત, કે બદ કરદાન બજાએ નેક મરદાન."

તેમ જેવી રીતે ખારવાળી જમીનમાં સમબુલના ઝાડ ઉગશે નહી માટે તેમાં કીમતી બી નકામાં વેરવાં અથવા વાવવાં જોઈએ નહી. તેવી રીતે ખરાબ માણસો સાથે નેકી કરવી, એ નેક માણસો સાથે બદી કરવાની બરોબર છે, મતલબ કે જેવી રીતે વાવણી કરવામાં સૌથી ઉત્તમ પ્રકારનું બી લઇને જેમ સરસમાં સરસ જમીનમાં તેને વાવવાથી જેમ સારી જાતના ફળોનો પાક બહુ મોટા પ્રમાણમાં ઉગી નીકળે છે, અને જેમ એથી ઉલટું કરવાથી ઉલટુજ પરીણામ આવે છે, તેવીજ રીતે દાન પુન અને સખાવટની બાબતમાં પણ થતા જવાનું છે. એટલે કે જે વસ્તુ તમારી પાસે સારામાં સારી અને તમને વહાલામાં વહાલી હોય તેવી ચીજ કોઈ યોગ્ય ગરજવંત અથવા તો પરમ સાત્વીક સાધુપુરૂષને પોતાની ઘણીજ ઓજરબ્બાઈ અને નમનતાઇ સાથે તે આપવાની ચીજમાં કોઇ પણ અહંભાવ રાખ્યાવિના ખુશીથી અર્પણ કરવી જોઈએ, અને તેમ કરવાથી જે કોઈ અનંત ગણું ફળ મળે છે તે અવર્ણીય છે.

આપણા હીંદુ ભાઇઓમાં પરમાત્મા રૂપ ગણાતા પરમ પુરૂષ શ્રી કૃષ્ણ ભગવાનના બાળમીત્ર સુદામાજ પોતે આવા કૃષ્ણ પરમાત્માના મીત્ર હોવા છતાં કેટલી બધી ગરીબાઈ અને દારીદ્ર અવસ્થામાં પોતાનું ગુજરાન ચલાવતા હતા પણ જ્યારે સુદામાજી પોતાની પવીત્ર પત્નીના આગ્રહથી પાડોશીને ત્યાંથી માગી લાવેલા થોડા તાંદુલ (ચોખા) લઇને પરમાત્મા જેવા પોતાના મીત્ર શ્રી કૃષ્ણ ભગવાનને મળવા ગયા હતા, અને જ્યારે શ્રીકૃષ્ણ ભગવાને પોતાના બાળ મીત્ર સુદામાજીને આવી ગરીબ ભીખારી અવસ્થામાં પોતાને ત્યાં આવેલા જોયા ત્યારે પોતે બહુજ આનંદમાં આવી જઇને સુદામાએ ભેટ લાવેલા તાંદુલ (ચોખા) જેમ જેમ ખાતા ગયા તેમ તેમ સુદામાજીની પોતાના ગામની ઝુંપડી એક રાજ

મ્હેલ જેવા રૂપમાં ફેરવાઈ ગઇ હતી. અને તેનું દરેક દારીદ્રય બીલકુલ જતું રહ્યું હતું એ બીના તો જ્યારે સુદામો પોતાને ઘેર પહોંચ્યો ત્યારેજ ખબર પડી હતી. કારણ કે જ્યારે સુદામાજ કૃષ્ણ ભગવાનને ત્યાંથી પોતાને ઘેર જવા નીકલ્યા ત્યારે કૃષ્ણ પરમાત્માએ એમને હાથોહાથ દેખીતી રીતે કશુંજ આપેલું નહી હોવાથી એ સુદામો બહુજ નાસીપાસ થઇ ગયો હતો કે કૃષ્ણે તો કશુંબી મને આપ્યું નહી, માટે ઘેર બૈરી છોકરાં પાસે શું મોઢું લઇ જઇશ એવા વીચારથી તે પોતાને ઘેર જવા નીકલ્યો હતો. પણ જ્યારે પોતાને ઘર પોહચ્યો ત્યારેજ તેને ખબર પડી હતી. તેના મીત્ર કૃષ્ણે તો તેનું દરેક દુઃખ દારીદ્રય અણદીઠ રીતે ટાળી નાખ્યું હતું. એ વાત આપણે પુસ્તકો ઉપરથી અથવા નાટકો જોવાથી અથવા વાતો સાંભળવાથી માલમ પડે છે, હવે કોઇ શંકા શીલ વાંચનાર આ દષ્ટાંતના ખરાપણા માટે શંકા કરે તો તે તેના અજ્ઞાનનુંજ પરીણામ હોઇ શકે અને અત્રે આપણે એ વાતના ખરા ખોટાની સાબેતી નહી આપતાં એ વાતમાં કેવું ઉંડુ રહસ્ય સમાએલું છે અથવા એ વાતમાંથી આપણે શું શીખવાનું છે તેજ માત્ર જોઇશું.

પાક પરવરદેગાર તો કહે છે કે "વાવો તેવું લણો અને કરો તેવું ભોગવો" તે મુજબ સુદામાએ પોતાના આગલા જન્મમાં પોતાની દરેક શકતી હોવા છતાં કોઇને એક પાઇ જેટલું બી દાન અથવા મદદ આપી નહોતી. અને તેના પરીણામે આ જનમમાં આવી કંગાલ હાલતમાં પણ પોતાનું સર્વસ્વ કે જેમાં માત્ર થોડાં માંગી લાવેલા ચોખાજ હતા તે શ્રી કૃષ્ણ પરમાત્મા જેવા પરમ પુરૂષને ભેટ આપ્યા. જેના પરીણામે સુદામાનું દરેક દુઃખ દારીદ્ર મટીને ભેટનાં કરતાં હજારો બલકે લાખો કરોડોઘણુ સૌભાગ્ય અદ્રશ્ય રીતે પ્રાપ્ત થયું હતું એ આપણે જોયું અથવા વાંચ્યું છે.

ઉપલો સાર ઉંડો વીચાર કર્યા વગર વાંચીને કોઇ હીંદુભાઇ સવાલ કરશે કે ભાઈસાહેબ આ કલજુગના જમાનામાં પરમેશ્વરને ત્યાંબી ક્યાં ન્યાય મળે છે. કારણ કે સુદામાએ માંગી લાવેલા માત્ર થોડા તાંદુલ ( ચોખા ) કૃષ્ણ ભગવાનને અર્પણ કર્યા તેટલામાં તેનું દરેક દારીદ્રય મટી ગયું. પણ હમો તો દરરોજ મંદીરે દર્શન કરવા જઇએ છીએ ત્યારે રસ્તે મળતા દરેક ભીક્ષુકોને તથા ( આજકાલના રખડતા ) સાધુઓને ચપટી ચપટી દાણા નાખીને દાન કરીએ છીએ. છતાં અમને તો ભગવાન પ્રસન્ન થતા નથી પણ અમારે જન્મો જનમથી દાળભાતને કઢી શાક જેવી હાલત છે તેમાં કશોએ શુકરવાર થઇનું ફેર પડ્યો નથી; તેમજ વળી કોઇ મુસલમાન બેરાદરબી એવીજ શંકા કરશે કે જનાબેમન આપતો પરમાત્માકી ઓર ખોદા તાલાકી ખુબીઓકી એવી બડી બડી બાતેં લીખતે હો; મગર હમતો હરરોઝ-જ્યબ નીમાઝ પઢને મસજીદમાં જાતે હયે તબ હરેક ફકીર ફેકુરેકું આધા આધા જાન રોતી ખુદાકે નામપર દીલાતે હયે મગર કયા જાને ખોદા તાલા હમારે તરફ એવા તો બેધ્યાન હો રહ્યાહે કે ચાવલ રોતી ઓર તરકારીકી કતોરી ઉપર જો જનમભરસે હમ બીસમીલ્લા કરતે આતે હયે વોહી અભીતક મીલતા રહ્યા હયે ઉસમે કોઇ ફેર નહી પડતા હયે અને તેવીજ રીતે કોઈ પારસી સદગ્રહસ્થ કહેશે કે ધી ભાઇજ રોજ સવારે સાંજ આંતસ બહેરામ અગીઆરી જતાં અને આવતાં દજન (દરીઆ અથવા નદી કીનારે) થી આવતાં જેબી કોઈ ગરીબ માણસ મળે છે, તેને શકતી અનુસાર પાઇ પઇઓ આપીએ છીએ છતાં અમારાં નસીબમાંબી જે ધાન શાક અને કવાલ, કસુબરના દહુઆ મારવાના જનમથી લખ્યા છે તે મીટ્યા થતા નથી માટે ખુદાઇ ઇનસાફમાં બી કશું ઠેકાણું રહ્યું નથી.

અપૂર્ણ.

# वाळकोनुं रक्षण.

પાપનું પરિણામ ભયંકર મૃત્યુ છે. નિષ્પાપ જીવો ઘોર પાપિયોના સહવાસથી આ દુઃખને ભોગવે છે. પાપનું મૂળ અજ્ઞાન છેઃ—

अज्ञानमेवास्य हि मूल कारणं तद्धान मेवाग विधौ विधयते ।
विधैवतन्नाश विधौ पटीयसी, न कर्म तज्जं सविरोध मीरितम् ॥

આ જ્ઞાનને લીધે અપક્વ વીર્યજનિત, અજ્ઞાની માતાપિતાનાં સંતાન સારી રીતે પાલણપોષણ ન કરવાથી અકાલ મૃત્યુને વશ થઈ જાય છે અથવા તો કેટલોક વખત અનેક રોગોથી પીડા પામીને અંતે મૃત્યુવશ થાય છે.

### બાળકોનાં વધુ મરણ થવાનાં કેટલાંક કારણો.

૧. ગર્ભવંતી સ્ત્રીઓના શરીર રક્ષણપર યોગ્ય ધ્યાન ન આપવું અથવા તો તે વિષયની અજ્ઞાનતા,
૨. પ્રસવકાળ વખતે સ્ત્રી તથા બાળકના રક્ષણ સંબંધમાં દાયણની ભૂલ.
૩. પ્રસવ થયા પછી સ્ત્રી તથા બાળકના ખાનપાનની અવ્યવસ્થા.
૪. બાળકના દરેક રોગનો ઇલાજ કરવામાં માતાપિતાનું અજ્ઞાન અને ડાકટર, વૈદ્ય કે હકીમોનું આળસ.

### ગર્ભિણીના શરીરનું રક્ષણ.

આપણા દેશમાં સ્ત્રીને ગર્ભ ધારણ થયા પછી તેને તેના માબાપને ત્યાં મોકલી દે છે. કેમકે ગર્ભવંતી સ્ત્રીનું પતિની પાસે રહેવું તે ગર્ભ વિકૃતિકારક છે. તે સિવાય વધુ સાસરામાં ચાલતા રીતરીવાજાનુસાર ઘણુંકરીને પરતંત્ર રહે છે, તેને કામ ન થઈ શકે તેમ હોય તો પણ કરવું પડે છે. ઇચ્છા વિરૂદ્ધ ભોજન મળે છે અને તેથી તે સાસરીયાંના વ્યવહારથી દુઃખી થાય છે જેથી ગર્ભ—બાળકના મગજ પર તેની બહુજ ખરાબ અસર થાય છે. જેથી એવો ઉપાય થવો જોઇએ કે જેથી ગર્ભવંતી સ્ત્રીને સ્વચ્છ હવા મળી શકે. તેનું મન હંમેશાં પ્રસન્ન રહે, તેના મન પર અતિ કઠિન કામોનો બોજો ન પડવો જોઇએ, તેને ઋતુને અનુકૂળ પહેરવા ઓઢવાનાં વસ્ત્રો આપવાં અને પુષ્ટિકારક હલકું ભોજન આપવું. જે ઘરમાં સાસુવહુનો ઝઘડો ચાલે છે, દેરાણી જેઠાણીને બનતું નથી, અને જે કુટુંબ ગૃહકલેશથી સંપૂર્ણ હોય છે તે ઘરમાં જન્મેલ બાળક દીર્ઘાયુ, હૃષ્ટપુષ્ટ અને પ્રતિભાશાલી થઈ શકતું નથી. જેથી ગર્ભવંતી સ્ત્રીને તેના માતાપિતાને ત્યાં મોકલી દેવાનો જ્યાં જ્યાં રિવાજ છે ત્યાં તેને ઘણો આરામ મળે છે અને ઉપરના સઘળા કલેશથી તે મુક્ત રહે છે.

### પ્રસૂતિ વખતે બાળક અને સ્ત્રીનું રક્ષણ.

કોઈ કોઈ વખતે પ્રસવવેદના પ્રસૂતિકાલથી આઠ આઠ દશ દશ દિન પહેલાંથી થવા લાગે છે. પ્રસવ થયા પછી નાલછેદન અને પ્રસૂતાના શરીરનું રક્ષણ એ બે કામ અવશ્ય-

નાં કરવાં. બાળકને નવરાવતી વખતે સાવધાની રાખવી જોઇએ કે નાળ ખેંચાય નહિ કેમકે ઘણા રોગો અયોગ્ય રીતે નાળ ખેંચવાથીજ થાય છે.

પ્રસવ થયા પછી સ્ત્રીનાં સર્વ કપડાં અને પથારી બે ત્રણ કલાક પછી બદલી દેવાં જોઇએ. પ્રસૂતિકાના સ્થાનમાં ખુબ શાંતિ રહેવા દેવી, પ્રસુતા સ્ત્રીને સુવા દેવી, તેની ઉપમાં કોઇ પ્રકારે ગરબડાટ કરી વિક્ષેપ ન કરવો.

પ્રસવ થયા પછી ૨૪ કલાક પછી નિર્વિકાર શાકની સાથે હલકુ અન્ન જેવું કે બાજરીનો રોટલો આપી શકાય છે. ૭ દિવસ પછી દુધ આપવાથી હાનિ નથી. યુરોપીયનોમાં વિશેષ ચરી પાળવામાં આવતી નથી તેમ તેથી તેમને હાનિ પણ થતી નથી. છ દિવસ સુધી હલકું ભોજન આપવાનો ઉદેશ એ છે કે ત્રીજે ચોથે દિવસે પ્રસુતાના સ્તનોમાં દુધ ઉતરવાથી તેને તાવ આવી જાય છે. અને તેથી ભોજન હલકું ન હોય તો તાવ કોપિત થવાનો ભય રહે છે. આ તાવ છઠે સાતમે દિવસે મટી જાય છે.

બાળકને તો તેની માનું દુધજ સર્વથી સારો ખોરાક છે. પરંતુ કેટલીક સ્ત્રીઓનું આરોગ્ય સારૂં હોતું નથી જેથી તેનું દુધ નિર્વિકારી હોતું નથી જેથી જન્મથીજ તેને પ્રથમ ગાયનું દુધ પાવું સારૂં છે. કોઇ વખત ગાયનું, કોઇ વખત માતાનું એમ અદલ બદલ વારો ફરતી દુધ પાવું. આ પ્રમાણે દુધ પાવામાં વપરાતી શીશીઓનો ઉપયોગ ન કરવો કારણ કે તે શીશીઓ બરાબર સાફ રાખી શકાતી નથી જેથી ચમચા વતી દુધ પાવું એ ઉત્તમ છે. ૯ મહીના સુધીના બાળકને જેટલું દુધ હોય તેટલુંજ ગરમ પાણી મેળવીને પાવું જોઇએ. તેમાં થોડી સાકર મેળવવાથી તેનો સ્વાદ તેની માતાના દુધના જેવોજ લાગશે.

જ્યાં માતાને ફરી રજોદર્શન થવા લાગે ત્યાં તો બાળકને ધવરાવવાનું બંધ કરવું! ગર્ભવતી સ્ત્રીનું દુધ તો ભૂલેચૂકે પણ બાળકને પાવું ન જોઇએ માટે જ્યાં સુધી બાળક ધાવતું હોય ત્યાં સુધી સ્ત્રીએ હમેશાં પુરૂષથી દુર રહેવું જોઇએ.

બાળકને ગાયના દુધમાં અર્ધું ગરમ પાણી મેળવીને પાવાથી નુકશાન થતું નથી. માટે બાળકને જન્મથીજ ગાયનું દુધ પાવાની ટેવ પાડવી એ સર્વોત્તમ છે.

બાળકના રોગોની પરીક્ષા કરીને તેના ઉપાય કરવા એ ઘણું કઠિન કામ છે. બાળકોના સઘળા રોગો પેટ અને આંતરડાંમાં ગરબડ થવાથીજ થાય છે. માતાના ખાનપાનપર પણ બાળકની નીરોગતા અને જીવનનો આધાર છે. બાળકોના એવા કોઇ રોગ નથી કે જેનું અનર્થો ભરીને દીવેલ પાવાથી ન મટી શકે. બાળકોને તિક્ષ્ણ અંગરેજી દવાઓ ભૂલે ચૂકે પણ આપવી નહિ. કેલોમેલ, જલાપ, સેંટોનાઈન અને બ્રોમાઇડ આ ચાર દવાઓ સિવાય બીજી કોઇ પણ અંગરેજી દવા ત્રણ વર્ષના બાળકને આપવી સલાહ ભરેલી નથી. આયુર્વેદિક દવાઓમાં કાથો, મીઠું, લીંડીપીંપર, આંબળાં, ગંધક, અતિવિષ, વિગેરે કેટલીક દવાઓ બાળકોને હિતકારક છે.

## दश वैद्यसमो वन्हिः दश माता हरीतकी.

બાળકના પેટપર વનસ્પતિયોના પાનથી સેક કરવો એ દશ વૈદ્ય બરાબર છે, અને હરડેનું સેવન કરાવવું એ દશ માતાઓની સેવા સુશ્રુષા તુલ્ય છે.

# आपणो आयुर्वेद.

( લેખકઃ—વૈદ્ય જયશંકર કાનજીભાઇ—ગોંડળ. )

Invention"(શોધ) હુન્નર ઉદ્યમ અને અભ્યાસમાં આંગ્લદેશાદિ સર્વ વિદેશી રાજ્યોમાં વૃદ્ધિ પામેલું અમેરિકા આધુનિક કાળમાં વિશ્વ વિખ્યાત છે. તત્રત્ય પંડિતોની બુદ્ધિને પૃથ્વીની સર્વ પ્રજા વિશેષ મહત્વ આપે છે; તે અમેરિકા સદ્દશ વિશાળ ભૂમિના પુરઃસર વિદ્વાન્ વૈદ્યોનું કથન છે જે "આર્યાવર્ત્તના પુરાતન વૈદ્યક શાસ્ત્રાનુસાર વ્યાધિમાન મનુષ્યોને ઉપચાર ચિકિત્સાની પ્રગતિ હોય તો સાંપ્રત કાળમાં પૃથ્વીપર પૃથક્ પૃથક્ પ્રદેશમાં જે મૃત્યુ સંખ્યા દૃષ્ટીપથ છે. તેમાં ઘણોજ હ્રાસ થાય છે. અમેરિકાને બાદ કરીએ, અને બીજી તરફ લક્ષ દોરીએ તો ઇગ્લાંડ અને જર્મનના પંડીતો પણ આર્ય વૈદ્યકશાસ્ત્ર માટે ઉચ્ચ અભિપ્રાયો મુક્ત કંઠે આપતા આવ્યા છે; જુઓ! ત્યારે અત્યારની કેટલોક જનસમાજ જે દેશાંતરના અર્ક, આસવો, ચૂર્ણો, વટીઓ, વિગેરે ઔષધોથી શણગારેલ ફેશનદાર લેબલોવાળી બૉટલોમાં મુગ્ધ બની ભારત ભૂમીના પુરાતન આયુર્વેદને હસી કહાડી સ્વાત્મ અલ્પ મતિનો પરિચય લોકને જાહેર કરે છે; તે જ સમયે પશ્ચિમનુ વિદ્વાન મંડળ આપણાજ આયુર્વેદમાં ઘણીજ શોધ તથા અનુભવ પ્રાપ્ત કરવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે, એ એક દુર્લક્ષની વાત નથી. એમ સર્વ જનસમાજને જાણવું અનાવશક્ય નથી. જ્યારે આપણે આપણા આયુર્વેદની સીદ્ધિમાં સ્વતઃ ઉપેક્ષાની દૃષ્ટીથી અવલોકીએ, અને પશ્ચિમાદિના પંડીતો તેને માટે બહુ માન ધરાવે તે આપણને કેટલું શરમાવા જેવું છે. તેનો સહજ ખ્યાલ થવો અત્રે અગત્યનો છે.

સર્વ સમુહ બુદ્ધિમાન પંડિત વર્ગ, સુજ્ઞ આયુર્વેદના ઉપાસકો, ધનવાન નરપતિઓ: અને તેમનો અમાત્યવર્ગ, તથા સર્વ પ્રજા વર્ગને આ વખતે યાચના કરવાની એ છે જે "આપણાથી અજ્ઞાન નથી જે વર્તમાન સમયમાં સર્વ પ્રજા વર્ગમાં પૃથ્વીની ચારે દિશાએ તથા ખુણાઓમાં હુન્નર ઉદ્યમ અને અધ્યયનના સંબંધમાં ભારે ઉથલપાથલ મચી રહી છે; તેમાં પશ્ચિમના તથા પૂર્વના સર્વ કોઇ સ્વાધીન રાષ્ટ્રના પંડીતો અને આગેવાનો તેમજ ધનવાનોએ ભેઠ બીડી છે. ગમે તેવો આત્મભોગ આપવા તત્પરતા ધરાવે છે, એટલેથીજ પુરતું નથી પરંતુ નૃપતિઓ પણ સ્વાત્મ પ્રજાને અન્ય સુધારો પામતી પ્રજાની શ્રેણીમાં પ્રાપ્ત થવા માટે અનુકુળ સહાયશીળ અને યત્નશીળ થાય છે. એ તો નિર્વિવાદ કથા છે જે, સ્વદેશને યથાનુકુળ, લોકાનુકુળ, હુન્નર ઉદ્યમ અને અભ્યાસની વૃદ્ધિ સાથે સ્વાત્મ બલ ઉપર સ્થીત થવું, એમાંજ દેશનો ઉત્કર્ષ છે. એમ સર્વ પૃથ્વી મંડળના જનસમુહને હવે નિશ્ચિત થયું છે, વળી આપણા કર્ણપથ આવે છે જે બધાં સ્વતંત્ર દેશના ભૂપતિઓ અને પ્રકૃતિઓ સ્વાત્મ સ્થાનીક હિતના અનુકુળ અવયવોને દિન પ્રતિદિન પુષ્ટ કરે છે.

વિશેષતઃ આર્યાવર્તને બાદ કરીએ તો હરકોઈ પ્રદેશ અમુક પાર્થીવ ઉત્પતિની ખોટવાળા હોય છેજ. તથાપિ તટસ્થ પ્રકૃતિઓ સ્વાત્મબલ, સ્વાત્મબુદ્ધિ અને ભાતૃભાવની ઉત્તમ મનોમયતાથી સ્વગુણોના અવલંબનથી પ્રતિવર્ષ કંઇના કંઇ આગળ વધ્યા જોઇએ છીએ તથા જાણીએ છીએ; હવે સહજ નજર ફેંકીએ જે બીજા દેશનાં દૃષ્ટાંત દલીલો

તરફ લક્ષ આપતાં આપણને પોતાને થોડી શરમની વાત નથી શું ? શું આપણો વિશાળ આર્યાવર્ત જોઈએ તેટલાં, તેવાં, પ્રથ્વીજ સાધનો અનુકુળતાએ પુરાં કરી શકે તેવો નથી શું ? અર્થાત્ છે. પણ આપણુ તથા અન્ય વર્ગ તરફથી તે તરફ ખરા સ્વરૂપમાં શોધખોળ ચહજ હોય તેમ થતી હોય એ નથી. જો સમુહબલ અને દ્રવ્યબલને એકત્ર કરીએ તો નગર વિસએ થોડાંજ વર્ષોમાં સ્વાત્મ પ્રદેશનો ઉત્કર્ષ અહિં એવાં આપણીજ ભુમિમાં સાધી શકીએ; દેશાંતરના વણિકોનાં નાણાં જ્યારે વાણીજ્યાદિ કાર્યમાં ઘણેભાગે રોકાય છે, ત્યારેજ તેઓ તેટલે સુધી પહોંચવાને પ્રયત્નશીળ થયા છે; પરંતુ અત્રેતો વ્યાજ ઉત્પન્ન કરવામાંજ પોતાની કર્તવ્યતા સમજાય છે. સંક્ષેપતઃ જે શુભ કાર્યના અવલંબનથી પશ્ચિમની પ્રજાને આપણે વૃદ્ધિંગત જોઈએ છીએ, તે મહાન્ કર્તવ્ય તરફ અદ્યાપિપર્યન્ત આપણી ઉપેક્ષાજ છે. એજ ખરૂં કારણ છે. તે રૂપમાં આપણે જોઈએ તો હાલ આપણે રોગી છઇએ. અને શાસ્ત્રમાં પણ કહ્યું છે જે उत्तंतंव्याधिं शत्रुचनोपेक्षने ॥ વધતા એવા રોગ અને શત્રુની કદી ઉપેક્ષા કરવીજ નહિં નહિતર કાળ પ્રાપ્ત થતાં આપણને તે બન્ને નિધનવત-જ કરવાનાં, માટે એ ઉપેક્ષા તજી આપણે હવે અપેક્ષીત થવું જરૂર છે. બીજી તરફથી જોઇએ તો ખરેખર તત્રત્ય પ્રજાને રાજ્યાદિનો મોટો આશ્રય છે. અને તેથીજ તેઓ આગળ વધેલી છે, વધે છે, અને વિશેષ વધવાની વકીમાં છે. તો તે વાત ધારો કે સર્વથા સત્ય માનીએ; અને એ તો નિશ્ચય છે જે રાજ્યની ઉપજનો ઘણો ભાગ પ્રકૃતિના હિત માટે અનેકધા ખર્ચાવો જોઈએ.

વ્યાપારાદિ ઉદ્યમ માટે પ્રજાને અનુકુળતા કરી આપવી જોઇએ. હવે એવી ખામીઓ અત્રે પુરી પાડવા માટે પ્રયત્નશીળ થવું જરૂરનું છે; અને તે પ્રયત્નથી ભવિષ્યમાં આપણને સફળતા મળવાનીજ. તોપણ તેની આશા રાખી રાહ જોવી તે વ્યર્થ છે. કાર્યારંભ થતાં સર્વ કાંઈ પોતપોતાની મેજે મળી રહેવાનું માટે આપણે આપણા આત્મબળ ઉપર ઉભા રહી, જેટલે અંશે જેનાથી જેટલી શક્તિ હોય તેટલું પુષ્પ નહિં તો પુષ્પની પાંખડી, ગમે તે પ્રકારે, તન, મન, અગર ધનથી કાર્યનો આરંભ થાય તો આપણી ભવિષ્યની પ્રજાના સંસ્કાર રૂઢ થતાં તે કાર્યપૂર્ણતાને પામવાનું તેમાં સંશય નથી, અત્યારે નિદ્રાધીન થવાનો સમય નથી; કહ્યું છે જેઃ कालानी-" समयश्चुतिः ॥ " વળી હાલ યુરોપીય યાદવાસ્થલીના યુદ્ધ પ્રસંગે-લીધે દેશાન્તરના માલની આવક ઓછી જવામાં, પ્રાપ્ત કાર્ય ન મળવાથી, આપણને કેટલી પરાધીનતા ભોગવવી પડે છે, તે સૌ કોઇને નિશ્ચિત થયું છે. વળી આપણી માયાળુ શ્રીમાન નામદાર સરકાર પણ ઉપયોગી વસ્તુઓને તૈયાર કરવાના ઉદ્યમો ખીલવવા, સહાયતા આપવા તત્પરતા બતાવે છે; અદ્યાપિ સુધીમાં અનેક હુન્નર ઉદ્યમ માટે જર્મની, આસ્ટ્રીઆ જેવા ઉપર આધાર રાખી આપણા દ્રવ્યથી તેઓના કોશો ભરપુર કરી અરિ વર્ગને બળવાન થવા દીધો છે; માટે તે સઘળી બાબત તથા આપણે હવે વિશેષ જ્ઞાનવાન થઈ પ્રાપ્ત સમયનો લાભ લેવા માટે કાર્યારંભ નહિં કરીએ તો, યુદ્ધના અંત પછીથી समयश्चुतिः એ હાની આપણને થવાનીજ.

ઉપરના સર્વ હુન્નર ઉદ્યમ પૈકી મુખ્ય કથા આપણા પુરાણું આયુર્વેદને અવલંબે છે. જો આપણે નિરામયી હોઇએ તો તેના પેટામાંજ સઘળાં કાર્યો બની શકવાનાં સં-

કીની ઉત્પત્તિ, પણ આયુર્વેદ શાસ્ત્રનું અવલંબ કરે છે. દીર્ઘજીવી પ્રજોત્પત્તિ પણ આયુર્વેદનું જ્ઞાન હોય તોજ સાધ્ય છે. માટે મુખ્ય વિષયપર થોડું કથન છે જે "શ્રેયઃપરંકિંમન્યત્ શરીરમજરામરં વિહાયૈકં ॥ આયતનં વિદ્યાનાંમૂલધર્માર્થ કામમોક્ષાણામ્ ॥ १ ॥

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ પુરૂષાર્થ, ચતુષ્ઠય ઉપાર્જન કરવાનું સર્વોત્તમ સાધન આ મનુષ્ય દેહને અવલંબે છે, ક્ષણભંગુર છે છતાં તેનો દુર્લભ ગણ્યો છે; આ દેહ પુરૂષાર્થનું ક્ષેત્ર છે. એવું શ્રીકૃષ્ણ વાક્ય છે. શરિરી અક્ષર છે, અને શરિર ક્ષર છે. આવી રીતનો એક બીજાનો અન્યોન્ય પર્યવસાન કરવાનો લોક રીવાજ છે. અપરંચ, આ મનુષ્યાકૃતિ એવી ઉચ્ચકોટી છે જે દેવાદિઓનું અવતરણ તેવી આકૃતીમાં સૂચવે છે. માટે પ્રથમ પ્રયત્ન આ શરીરની આરોગ્યતાપર જરૂરનો છે. માટે એવું અજર અમર આ દેહનું સાર્થક તજીને બીજુ શું શ્રેયસ્કર છે? અર્થાત્ નથી. માટે તે સાધન માટે આપણે આયુર્વેદનું રક્ષણ આવશ્યક છે વળી આપણા પ્રાચીન આયુર્વેદ માટે કોઇને શક છેજ નહિ આગળ પણ કહી ગયા જે આધુનિક કાળમાં પણ પશ્ચિમના પંડિતો પણ પોતાના ઉત્તમ મતો દર્શાવી ગયા છે, અને દર્શાવે છે; પરન્તુ તેટલેથીજ આપણને કૃત કૃત્યતા છે એમ સમજવાનું નથી. સાંપ્રત કાળમાં આપણ વૈદ્યક વિષયોના કાર્યો જે રીતે આગળ પગલાં ભરે છે તેમ થવું અત્ર અગત્યનું છે. તે કાર્યમાં પ્રયત્ન શીથીલ હોય ત્યાં સુધી લેખદ્વારા, વર્તમાનપત્રોદ્વારા, વા વાણીથી આયુર્વેદની ઉત્તમતા ગાવાથી કોંને સાંભળવાથી અગર વખાણ કરવાથી આયુર્વેદનો અભ્યુદય તથા જીર્ણોદ્ધાર થવો નથી. અને આપણે તેટલેથી પણ આનંદિત થવાનું નથી, અને તેમ કરવાથી શ્રેયઃ સાધન થતું નથી. અલબત શ્રેયઃસાધન પ્રયત્નમાં તે પ્રયત્ન એક પ્રથમ વર્ગીય અને ઉત્તેજક છે. પણ તે સૌ કોઇ પ્રજા વર્ગથી યતકિંચિત્ તન મન ધનના આશ્રયથી ઉપાડી લેવો, એજ કર્તવ્ય છે. વળી પ્રાચીન વૈદ્ય, કરી ઉત્તમતાનું જ્ઞાન લોકોમાં ન થાય ત્યાં સુધી તે તરફ બજાવવાની ફરજનું ભાન લોકોને થોડુંજ આવવાનું. અને તે સંબંધનો પ્રયત્ન વિદ્વાન્ તથા ધનવાન વૈદ્યોનો છે. ત્યાર બાદ પ્રજા વર્ગ તેને સહાયક થવાનીજ. સખેદ જણાવવું પડે છે જે આજ સુધી પ્રાચીન વૈદક માટે બહુજ ન ગણાતા પ્રયત્નો થવાથી, આયુર્વેદની ઉપયોગીતા લોકોમાં સર્વથા અજ્ઞાત છે, માટે પ્રથમતઃ તેમ થવું જરૂરનું છે, સર્વ અભ્યાસી વર્ગને પોતાના શરિર સંરક્ષણ પુરતું વૈદક શિક્ષણ કેળવણી સાથે મળવાનાં સાધનો થવાં જરૂરનાં છે. સ્ત્રીઓને પોતાના વ્યાધિઓનું, ગર્ભાધાનથી આરંભી પ્રસવપર્યન્તનું વર્તન, તેમજ સુવાવડમાં ખાનપાનાદિ આહાર વિહારનું વર્તન, પોતીકી પ્રજા વર્ગને આરોગ્ય રાખવાનું વર્તન, સંસારને ઉત્તમ સ્થીતિએ લાવવાનું જ્ઞાન, વિગેરે પ્રકારની સગવડો આયુર્વેદ શાસ્ત્રના ધોરણે ઘેરે ઘેર થવી જરૂરની છે; બીજી તરફથી વૈદક સંસ્થાઓ (અધ્યયન શાળાઓ) પ્રત્યેક પ્રાંતમાં સ્થપાવી જોઇએ. અને આયુર્વેદના ધોરણ અનુસાર ચિકિત્સા આદિ શૈલીથી લોક જાહેર રોગી સુશ્રુષા ભવન લોકોને નિરામયતા મેળવવા સારૂ થવા જોઇએ. ત્યારેજ લોકોનું તે તરફ લક્ષ દોરાય. રસ શાળાઓ, કારખાનાઓ અનેક થવા જોઇએ. જેથી પ્રત્યેક ઔષધ સસ્તાં પડવાથી પ્રજાજન તેનો બહોળો ઉપાવ કરી શકે, ત્યારેજ દેશી ઔષધના વપરાશથી લોકોને જ્ઞાન પ્રાપ્તી વિશેષ થાય.

સ્થળે સ્થળે ગૃહસ્થો, મંડળીઓ તથા સમુહ બળથી આયુર્વેદીય ધર્માદા દવાશાળાઓ

ખોલવી જોઇએ, તેમાં વિદ્વાન વૈદ્યોની દેખરેખ તળે ચાલતી ધર્માદા શાળાઓથી અનાથ લોકો તેનો એક સરખો લાભ લઇ શકે તેમ પણ થવું જોઇએ, અને તેમ થવામાં શક્યતા તમાં અંગ્રેજી દવાખાનાં સાથે દેશી વૈદ્યોની નિમણોકો થવી જોઇએ અને ત્યાર પછી પ્રતિતિ આવતાં જુદા સંસ્થાઓ સ્થાપવી જોઇએ; ઉપરાંત આપણે જોઇશું તો આપણને ધાર્મીક આર્થીક, અને નૈતિક દ્દષ્ટિએ પણ દેશાન્તરના ઔષધોથી આપણને લાભ કરતાં હાની થોડ નથી. પ્રથમ તો સ્વધર્મ ત્યાગ એજ જરૂરી હાની સમજવી. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે જે स्वधर्मे निधनंश्रेयः—

આવાં સાહસિક કામ માટે અત્રે આપણા આયુર્વેદ માટે ઉદ્યુક્ત થયેલાં સ્વ. વૈદ્ય શિરોમણી બાવાભાઇ અચલજી તથા ઝંડુભટજી તેવાં કાર્યની શરૂઆત આપણા ગુજરાત કાઠીઆવાડમાં કેટલાંક વર્ષો થયાં કરી ગયા છે, તે પાયા ઉપર સૌ કોઈ ધનવાન વડે ધ ભારતમાં વૃદ્ધિ કરવી, અને સહાયક થવું એ અગત્યનું છે. ઉપરોકત આયુર્વેદના જીર્ણોદ્ધાર માટે ઘણા અગત્યના કામોનો ઉલ્લેખ થયો, અને તે સર્વ માટે યથાકાળ યથા શકિત યથ મનિ સૌ કોઇએ સહાયક થવું જરૂરનું છે તે કાર્યની અગત્ય સાથે એક વિશેષ અગત્યત એ પણ ગણવાની છે જે પ્રાચીન વૈદક (આપણો આયુર્વેદ ઋષી પ્રણીત) ને સર્વોત્તમ રૂપમાં બહાર મુકવા માટે એક મોટું કાર્ય આપણા ઉપર અવલંબે છે તે એ જે:—

પ્રાચીન આયુર્વેદના અમુદ્રીત ગ્રંથોને મોટા રૂપમાં સૌ કોઈ તેનો લાભ લઈ શકે તેવી ભાષા સાથે જાહેર મુકવા, તે કાર્યમાં પણ દ્રવ્યની જરૂર છે તો પ્રજા વર્ગ થોડે થોડે ઉપાડી લે, અને ગ્રંથોના ગ્રાહક બને તો કાર્યમાં સફળતા પ્રાપ્ત થતાં તે લેખો જેમ જેમ પ્રજા વાંચતી જશે તેમ તેમ તેની કૃતિ તરફ લક્ષ દોરાશે, એ નિશ્ચિત વાત માનવાની છે. પૂર્વ કાળમાં જે કાંઈ વૈદ્યાચાર્યો, ઋષીવર્ગ આયુર્વેદને માટે લેખો લખી ગયા છે, તે માંહેની ગણી ગાંઠી પ્રતો કયાંક હોય છે. તેનું કારણ ગ્રંથોને લોકોપયોગી કરવાનાં સાધનોનો અભાવ હશે એમ માની શકાય પણ તે વખતે એક મહત્વનું કાર્ય એ થતું જે આયુર્વેદના ઇતિહાસ વાંચનથી માલુમ પડે છે જે આધુનિક કાળમાં જેમ "સંમેલનો, થવાની શરૂઆત થઈ છે જે ઘણીજ પ્રસંશનીય છે. અને તે આયુર્વેદના જીર્ણોદ્ધાર માટે પ્રાપ્ત સમયે કંઇનું કંઈ કરવાનાજ તેવીજ રીતે પુરાતન કાળમાં—સર્વ કોઇ લેખક પોતાનો લેખ હીમાલયની તલાટીમાં ઋષી મુનીઓની વાર્ષીક તથા ગોઠવેલ ક્રમસરની સભામાં હાજર રહી જાહેર કરતો. પોતાની શોધ ખોળ વિગેરેની ત્યાં ચર્ચા થતી વ્યાધિઓના શાન્તીના ઉપાયો ત્યાં ચર્ચાતા, અને સર્વે એક બીજી પાસે અન્યોન્ય શોધખોળ આપલે કરતાં. આમ થવાથી સારા લેખો અંધારામાં રહેવા પામતા નહિં, અને આપણે તે સમય સર્વોત્તમ છે તેનું કારણ પણ તેજ હોય શકે છે. આવી રીતે આર્યાવર્તના આર્યજનોની આરોગ્યતાના હિત કાર્યોરૂપી વશે નિઃસ્વાર્થપણે અહર્નિશ કર્યા કરતા, વર્તમાનમાં ભૂત કાળનો સમય નથી. તાદ્દશ વિદ્વાન્ વર્ગનો પણ અભાવ; તથાપિ પ્રાચીન કાળમાં આપણા પૂર્વજોએ આપણને માટે મોટો ગ્રંથનો ભંડાર તથા પૃથક્ પૃથક્ લેખો આપી ગયા છે. તેમાંના કેટલાકનું અકારાદિ ક્રમે સંક્ષેપ હકીકત સાથનું યથામતિ ૧૯૧૪ ના ગયા મેના વૈદ્ય કલ્પતરૂના અંકમાં શરૂ થયેલું છે તે એક બે અંકોમાં પુરૂં થશે જેનાં નામ જાણવા વાચક વર્ગને હું પ્રેરૂં છું. કેટલાક લેખો તો યવન રાજ્યના અમલમાં નાશ પામ્યા છે.

તોપણ આપણા પ્રારબ્ધ વશ જે કાંઇ બાકી છે, અને પ્રાપ્ત થાય છે તેને તો પોષણ આપી વધારવું એ પણ જરૂરનું છે. ધનાઢ્ય પ્રજા તેવા પ્રાચીન ગ્રંથોની શોધખોળમાં પ્રયાસ કરે, કરાવે, રૂષી પ્રણિત અમુદ્રિત ગ્રંથો પ્રકટ કરે કરાવે, તથા સંગ્રહ કરાવે, તો કાર્યના ઉત્સુક વિદ્વાન વર્ગને સહાયક થાય. ચાલતી ભાષામાં તરજુમાં કરાવે, બીજી રીતે પણ વૈદક શોધખોળ કરનારાઓને ઉત્તેજન આપે, વિદ્વાન્ મંડલ-વૈદ્ય વર્ગ તરફથી લોકોપયોગી, સ્ત્રીઓપયોગી, અધ્યયનાર્થીઓ માટે અનુકુળ ગ્રંથો છપાવી, ચાલતાં માસીકોના ગ્રાહક થઇ ઉત્તેજન આપી તેની ગ્રાહક સંખ્યામાં ભલભલામણથી વધારો કરાવી, વૈદક સંબંધના વાચનનો મોટો ફેલાવો કરે તો થોડાજ સમયમાં આપણી આગળ ધારેલી બાબતપર લોકોનું લક્ષ ખેંચાય.

જ્યાં સુધી ધનવાન વર્ગ કટીબદ્ધ ન થાય ત્યાં સુધી દ્રવ્યહિન વિદ્વાન વૈદ્ય વર્ગ ગમે તેટલો પ્રયત્ન કરે પણ તે તે કાર્યની પૂર્ણતાને માટે નિરર્થક સમજવો. ઉત્તમ બીજ હોય, પણ તેના પોષણનો અભાવ હોય તો તે બીજ સડી જવાનુંજ. તે ન્યાયે વિદ્વાન વર્ગને તેમની બુદ્ધિ માટે પોષણ મળે તોજ તેના શુભ ફળ આપણે ચાખીએ એ દેખીતુંજ છે.

આગળ આપણે કહ્યું જે કાર્યની શરૂઆત શ્રીમાન તથા વિદ્વાન્ વૈદ્યો તરફથી થવી જરૂરની છે, અને તેમ થતાં લોકો આયુર્વેદની ઉપયોગીતા જાણી શકશે, તે બાબત લખવા ખુશી ઉપજે છે કે—હાલમાં તેવા કાર્યનો આરંભ તથા પ્રયાસો થયેલા જોવામાં આવે છે, પચીશેક વર્ષથી કાંઇક જાગૃતિ થવા લાગી છે, તેનું કારણ કેળવણીજ છે. શિક્ષણના પ્રચારથી વાચક વર્ગનું પ્રમાણ વધવા પામ્યું છે, શોધક મતિ પ્રેરાઇ છે, આંગ્લ વૈદ્યો પણ આયુર્વેદને માટે જીજ્ઞાસા ધરાવતા થયા છે; બન્ને વર્ગ તરફથી આયુર્વેદનું શુભ ચાહનારાઓદ્વારા આયુર્વેદના અભ્યાસ ક્રમમાં નૂતન રીતિએ કાર્યની શરૂઆત થઈ છે. બંગાળામાં ( કલકત્તા )માં નેશનલ મેડીકલ કૉલેજ વિગેરે સંસ્થાઓ આ કામ ઉત્સાહ અને ખંતથી કરે છે, ત્યાં વૈદ્ય વરોની મંડળીઓ, અધ્યયન શાળાઓ, તથા રસ શાળાઓ વિગેરેની કંઇ વ્યવસ્થા થઈ હોય એમ જણાય છે. ત્યાંના ધનવાન્ જાગીરદારો પણ તેવા કાર્યમાં સહાયક થાય છે, ત્યાંના અનેક વૈદ્ય વરોમાં સુપ્રસિદ્ધ ભિષક શિરોમણી ડા. ગણનાથસેનનો આ દિશામાં યત્ન ઘણોજ શ્લાઘ્ય છે, મથુરાના છેલા પંચમ સંમેલન વખતે, આયુર્વેદની આધુનિક સ્થીતિ, ભવિષ્યમાં કર્તવ્યતા, વિગેરે પ્રકીર્ણ વિષયોમાં અસાધારણ કાર્યક્રમ થયો હતો, બીજી તરફથી આ દિશામાં, વૈદ્ય ધુરંધર મર્હુમ પ્રભુરામભાઈ તથા. ડા. સર ભાલચંદ્રજી જેવા બાહોશ વિદ્વાન વર્ગ મુંબઇના આયુર્વેદ વિદ્યાલયની ઉત્તમ સેવા કર્યો જાય છે. રસશાળાઓ અને ઔષધો બનાવવાના કારખાનામાં, " રૂદ્ર પ્રસાદ " તથા જામનગરની રસશાળા, ઉપરાંત પછીથી અતીવ ઉપયોગી કાર્યનો આરંભ પનવેલમાં સ્વ. શ્રી વિષ્ણુ શાસ્ત્રીજીએ કર્યો છે, મોટા રૂપમાં કહીએ તો આ કાર્ય પ્રથમ તેમના હસ્તથી ઉદ્ભુત થયું છે તે કાર્ય માટે આપણે તે સર્વેના ઋણી છઈએ, રાષ્ટ્રીય અગર હાલ કહીએ તો અખીલ ભારતવર્ષીય વૈદક સંમેલન પ્રતિવર્ષ ભરાય છે અને છેલું છઠું અધિવેશન કલકત્તા ખાતે હતું. જેમાં પણ ઘણું ઉપયોગી કામ, ઠરાવો તથા ચર્ચાઓ થયેલી છે, તે પૈકી એક વિશેષ ધ્યાન

ખેંચનારી વાત વૈદ્યવર્ગ. ડા. ગણનાથસેનની આયુર્વેદ માટે ઉઠાવેલ પ્રતિજ્ઞાની છે, અને પરમાત્મા તેમાં પ્રેરક બુદ્ધિથી અધિક સહાય કરશે એવી પ્રાર્થના છે. તેવા મહાન્ કાર્યનો આરંભ શ્રીમાન્ ગણનાથસેન જેવા સત્પુરૂષથી થવાનો છે તે કાંઇ ઓછું ખુશી થવાનું નથી, વળી તેઓ આંગ્લ વૈદ્યક વિષયના ધુરંધર વિદ્વાન છે છતાં આયુર્વેદ પરતી તેમની દ્દઢ આસ્થા તે આપણા આયુર્વેદના જીર્ણોદ્ધાર સૂચક શુભ ચીન્હજ માની લેવાનું છે. અધિકતાથી જોઇએ તો ગુજરાત મુંબઇ ઇલાકા તથા કાઠીઆવાડ વિગેરેમાં જોઇએ તો ઝંડુ ફાર્મસી, તથા ગુજરાત આયુર્વેદીક ફાર્મસી, દવે કેમીકલ વર્કસ અને તેવી બીજી અન્ય સંસ્થાઓ લોકોને જથાબંધ તથા છુટક આયુર્વેદીય ઔષધો શાસ્ત્રીય ધોરણે બનાવી આપવા લાગી છે, અને તેઓના કામ ઝપાટાબંધ શરૂ ચાલે છે. જે પણ બતાવે છે જે લોકોની પ્રીતિ હવે સ્વદેશી ઔષધપર થતી જણાશે. આ પરથી જેમ જેમ તેનો વિશેષ ઉપચાર થતો જશે તેમ તેમ આપણને સ્વદેશી ઉપચાર વિશેષ અનુકુળતાવાળો છે એમ ખાત્રી થતી જશે, ખાત્રી થતાં ઉપરનાં કાર્યનો બોજો ધનવાન રાજા પ્રજા વર્ગને અવલંબે છે, આજ સુધી શરૂઆતની વાત હતી, તે કહેવાનો હવે સમય ઓછો છે. શરૂ થયેલાં કાર્યને મદદનીશ થવું તે તેમની ફરજ છે. નહિંતર તો પોતે કમાઇ પોતાના જ ઉપયોગી થવું તેમાં તેઓ પોતાની ફરજ પુરી અદા કરતા નથી, કારણ સત્પુરૂષનું જીવન પરોપકાર અર્થે છે, માટે ઉપરની જે સંસ્થાઓમાં જેમને જે ઉપયોગીતાની જરૂર હોય અને ત્યાં નવી શરૂઆત કરવા જરૂર જણાતી હોય ત્યાં લક્ષ દોરવું એ તેઓનું કાર્ય છે, પ્રજાનું વલણ દોરાશે તે તેના નેતાઓ તેમાં ખુશીથી સહાયક થશે, અને તેને માટે પછીથી વિશેષ બળની જરૂર જણાશે નહિ, વળી દ્રવ્યની હંમેશાં ત્રણ ગતિ માનેલી છે, " દાન, ભોગ, અને નાશ. " જે દાન નહિ કરે, ભોગવશે નહિ, તો તેની છેલ્લી છેલ્લી ગતી છે, ભોગવવામાં પણ કેવળ સ્વાર્થતાજ એ કાંઇ ભોગ ગણી શકાતો નથી. સ્વાર્થતા પરમાર્થતાની સાથે જોડાવી જોઇએ.

લેખનો ઇષ્ટસાર ગ્રહણ કરી ગમે તે પ્રકારે આપણા આયુર્વેદની સેવા માટે ભેટ બાંધશે તો હું મારો ઉઠાવેલ શ્રમ અસ્થાને છે એમ માનીશ નહિ.

ॐ शान्तिः ॥ शिवम् ।.

देशोऽप्यरोगरहितः सर्वे सन्तु निरामयाः ॥

---

' મહાન્ ઉદાર મહાત્માઓ કેટલીકવાર ઉદાસ ને કષ્ટીત કેમ દેખાય છે ' એમ એરીસ્ટોટલને કોઇએ પૂછ્યું ત્યારે તેણે જવાબ દીધો કે " તેઓનાં શુદ્ધ અંતઃકરણ આરસા માફક નિર્મળ હોવાથી જગતનાં દુઃખી પ્રાણીઓનું તેમાં પ્રતિબિંબ પડે છે.

× × × × ×

સાગરને નિરંતર ઘુઘવવું, નદીએ નિરંતર વહેવું ને વાયુએ કદી નિશ્ચલ ન રહેવું, એવી યોજના પરમેશ્વરે કેમ કરી ? કારણ કે પ્રત્યેક પોતાના કાર્યમાં તત્પર રહેવું એવી તેની ઇચ્છા છે. તો તેની ઇચ્છા વિરૂદ્ધ આળસમાં જીવન ગાળવું એ શું યોગ્ય છે ?

× × × × ×

આપણે નિર્દોષ થયા પછી લોકના દોષ જોવાનો અધીકાર આવે છે.

# रोगना देशी ने युनानी उपाय.

(લેખકઃ—વૈદ મયારામ સુંદરજી—જેતપુર).

## તાવના નોખાનોખા ઉપચાર.

૧. તપેલામાં ઉનું પાણી ભરી તેમાં મુઠી રાઇ વાટીને નાંખવી પછી સહન થાય તેવું બનતાં તેમાં ગોઠણ સુધી પગ બોળી રાખવા; જ્યારે તેથી શરીર ઉપર પરસેવો આવવા લાગે એટલે પગ બાહેર કાઢી કોરા કરી લઇ ખાટલામાં બનાત ઓઢીને સુવું અને ચહા પીવો. એટલે આમસ્વેદ વળી તાવ ઉતરી જશે. એટલે તરત તાવની કડવી દવાઓ ક્વીનાઇન વિગેરે વજનસર ૫ થી ૧૦ ગ્રેન જળ કે દુધ વડે લેવી. આમ બે ત્રણ દિવસ કરવાથી સર્વ તાવ મટે છે.

૨. દરીઆ કાંઠે ચેરીઆના ઝાડ થાય છે તેનાં પાન રૂ. ૦। ભાર લઈ તેનો ચાહા બનાવવો. ચાહા બનાવતી વખતે તે સાથે ૧૦–૧૨ દાણા મરીના વાટીને નાંખવા તથા. સાથે સાકર નાંખી ગળી તે સવારસાંજ પાવાથી ત્રણ ચાર દિવસમાં તાવ મટે છે. આ ચેરીયાનાં પાનનેજ "પીટીટનાં તાવનાં પાંદડાં" કહે છે.

૩. લિંબડાની અંતરછાલ અથવા પાનડાં, રૂપીયા ૨ ભાર તથા મરી રૂ. ૦। ભાર એકત્ર કચરી તેનો અર્ધશેર (રૂ. ૨૦ ભાર) પાણીમાં ઉકાળો કરવો. જ્યારે પાશેર (રૂ. ૧૦. ભાર) રહે ત્યારે ઉતારી ગળીને ૧ શીશીમાં ભરી તે સવારે, બપોરે ને સાંજરે તેમાંથી તેના ત્રણ ભાગ કરીને પીવો. તેમ ત્રણ ચાર દિવસ પીવાથી સર્વ તાવ મટે છે.

૪. હારશ્રૃંગાર કે જેને સંસ્કૃતમાં "પારીજાતક" તથા ગુજરાતીમાં "માલી" કહે છે અને તે બાગોમાં વવાય છે. તેના પાનનો ઉપરના ત્રીજા નંબરના તાવના ઉપાય પ્રમાણે ક્વાથ કરી પાવાથી સર્વ તાવ મટે છે.

૫. કીડામારી તથા મરીનું ચુર્ણ કરી બબે આનીભાર બબે પહોરે ૩ દિવસ દેવાથી પણ સર્વ તાવ મટે છે તેમજ સરપંખાનાં મૂળ અને મરીનું ચુરણ અગર કાસોંદ્રાનાં મૂળને મરીનું ચુરણ અગર કડવી રીંગણીનું મૂળ ને મરીનું ચુરણ સમ ભાગે કરી ઉપર મુજબ (બબે પહોરે બબે આની ભાર). જળવડે લેવાથી પણ ૩–૪ દિવસમાં સર્વ તાવ મટે છે. કરી- યાતું, કડુ, અને અર્કપત્રની આવીજ રીતે યોજના થાય છે.

૬. હરણનાં શીંગડાની રાખ અને મરીનું ચુરણ બબે પહોરે બબે આની ભાર રૂ. એક ભાર મધ સાથે મેળવી આપવાથી સર્વ તાવ, શુળ, કફ, શ્વાસ અને હિકકા (હેડકી) મટે છે. સારંગધર" વૈદક ગ્રંથમાં હરિણ શ્રૃંગનો જ્વરાંકુશ છે તે પણ આવોજ ગુણ કરે છે.

૭. સેકેલું કડુ ને મરીનું ચુરણ રૂ. ૦। ભાર તેટલા સાકરના ભુકા સાથે ભેળવી બબે પહોરે આપવાથી પણ એકાદ દસ્ત થાય છે ને તાવ જાય છે. આમજ અતિવિષ કે કડુંબોને મરીનું સુરણ અપાય છે.

૮. અર્ક મૂળની અંતરછાલનું ચુરણ, જેઠી મધનું ચુરણ, ધંતુરાના પાનનું ચુરણ અને મરીનું ચુરણ સમ ભાગે લઇ, લીંબુ રસવડે લઢી તેની રતી રતીની (ચણોઠી ચણોઠી જેવડી) ગોળીઓ કરવી તેમાંથી ૩ થી ૪ દિવસ સુધી બબે પહોરે બબે ગોળી દહીં કે છાસ વડે લેવાથી સર્વ પ્રકારના તાવ મટે છે.

૯. કાંકચીયાનાં મીંજ, કડુ, કરીયાતાની પાંદડી અને તિખાં સમ ભાગે લઇ ખાંડી તેનું ચુરણ કરવું. તેમાંથી રૂ. ૦। ભાર બબે પહોરે જળવડે લેવાથી સર્વ તાવ મટે છે.

૧૦. હરમળ ( ઇસ્પંદ ) ખુબ કલાક, એ બેને ખાંડી ચુરણ કરવું. તે જળવડે રૂ. ૦। ભાર બબે પહોરે લેવાથી તાવ મટે છે.

૧૧. તલવણીનાં બીજ અને મરીનું ચુરણ બબે આનીભાર નિત્ય સવારે ૭ દિવસ જળવડે લેવાથી વિષમ ને જીર્ણજ્વર તથા બરલ મટે છે.

૧૨. શુદ્ધ પારો, ગંધક, ટંકણખાર, મનશીળ, વછનાગ, કનકબીજ, શુંઠ અને મરી સમભાગે લઈ, પ્રથમ શુદ્ધ પારા ગંધકની કજલી કરી પછી બાકીનાં બારીક કરેલાં ઔષધો મેળવી પછી ખરલમાં ખુબ ઘુંટી તેને ૧ આદુના રસનો પટ દેવો, ૧ નિર્ગુંડીના રસનો પટ દેવો તથા ૧ તુળશીના રસનો પટ દેવો. પછી લઢતાં લુગ્દી, ગોળી વાળવા જેવી બને ત્યારે તેની રતી રતીની ગોળીઓ વાળવી તે નિત્ય સવાર સાંજ કે બબે પહોરે એક એક આપવાથી તથા ઉપર એક એક વાટકી દહીં, સાકર મેળવી પાવાથી ૩ દિવસમાં તાવ મટે છે. આનું નામ જ્વરાંકુશ છે.

૧૩. શુદ્ધ હીંગળો, ટંકણખાર, વછનાગ, કનકબીજ, અર્કમુળ અને મરી સમ ભાગે લઈ સર્વ નોખાંનોખાં બારીક કરી એકત્ર મેળવી તે આદુરસ વડે ૧ પોર લઢી તેની લુગદી બનાવી રતી રતીની ગોળીઓ કરવી તે બબે પહોરે એકેક દેવાથી અને ઉપર રૂ. એકેક ભાર સાકર ને વરીયાળી વાટી જળમાં ( સરબત બનાવી ) પીવાથી ૩ દિવસમાં સર્વ તાવ મટે છે. ભોજન દુધ ભાત, દહીં ભાત અને દાળ ભાત તથા લુજ ઘી સાક.

૧૪. કાથો ૫ ભાગ, ટંકણખાર ૫ ભાગ, સુમલ ૧ ભાગ અને કનકબીજ ૧ ભાગ બારીક કરી આકડાના પાનના રસમાં વાટી તેની મગ મગ જેવડી ગોળીઓ કરવી. તે સાકર ઘીને ચોખા જમાડી નિત્ય સવારે એકેક દેવાથી ૩ થી ૪ દિવસમાં સર્વ તાવ મટે છે. દમ શ્વાસ ને વા પણ મટે છે.

## અગ્નિદિપન વટીકા—નુતન શંખવટી.

૧ સંખભસ્મ, સિંધાલુણ, સંચળ, શુંઠ, મરી, પીપર, ચીત્રાનાં પાન, અને ભાંગ ( વિજ્યા ) એ આઠ વાનાં સમભાગે લઈ બારીક ખાંડી ચાળી લિંબુના રસ વડે લઢી ૧ લોહપાત્ર ઉપર થાપડી ચુલા ઉપર ગરમ કરી પછી ખરલમાં લઢી તેની વાલ વાલની ગોળીઓ કરવી. તે સવાર સાંજ કે જરૂર જણાય ત્યારે એક એક થીજ્ઞા ઘીમાં ભેળવી લેવાથી તે વડે મંદાગ્નિ, અજીરણ (અપચો) આફરો અને પેટનો દુઃખાવો તાબડ તોબ મટે છે.

૨. શુંઠ, મરી, પીપર, અજમો, વિજ્યા ( ભાંગ ), સેકેલ હીંગ, સિંધાલુણ, સંચળ ને વડાગરમીઠું. સમ ભાગે લઇ લઢી તેની લિંબુરસમાં વાલ વાલની ગોળીઓ કરવી. તેમાંથી એક એક જરૂર જણાય ત્યારે કે સવાર સાંજ ભોજન પહેલાં લેવાથી સર્વ અજીર્ણ, આફરો, પેટનો દુઃખાવો અને મંદાગ્નિ મટે છે.

૩. ફોલેલ લશણ અને ત્રીકટુ ( શુંઠ, મરી ને પીપર ) તથા શંચળ એ ત્રણ સમ ભાગે લઇ લિંબુરસ વડે લઢવું, લઢતાં જ્યારે ગોળી વળે તેવું થાય ત્યારે તેની વાલ વાલની ગોળીઓ વાળવી. તે એકાદ થીજ્ઞા ઘીમાં મેળવી લેવાથી સર્વ પ્રકારના અજીર્ણ મટે છે. આના સેવનથી વાનાં દરદ પણ મટે છે ને જઠરા પ્રદિપ્ત થાય છે.

૪. પારો, ગંધક, વછનાગ, ગાંજો, એ ચાર સરખે વજને; તેની બરોબર ત્રીકટુ ( શુંઠ, મરી ને પીપર ); અને સર્વથી ચતુર્થાંશ શંખભસ્મ પ્રથમ પારા ગંધકની કજલી કરી પછી બીજાં બારીક કરેલાં ઔષધો મેળવવાં, અને તેને લીંબુરસ વડે લઢી તેની રતી રતીની ગોળીઓ કરવી. તે એકેક ગોળી બે આનીભાર તિખાં તથા રૂ. ૧ થી ૨ ભાર થીણા ઘી સાથે મેળવી દેવાથી સર્વ પ્રકારનાં અજીર્ણ અજરો, આફરો, પેટનો દુઃખાવો સંગ્રહણી, જીર્ણ તાવ, કફ, દમ, હેડકી વિગેરે મટે છે. આનાથી અમ્લ પિત્ત, ધાટા, ધચરકા તથા છાતીમાં દાહ થાય છે તે મટે છે. કોઇ વછનાગને બદલે આં દવાની મેળવણીમાં અકલકરો નાંખે છે.

૫. સોનાસળીનાં મૂળને તિખાં સમ ભાગે ખાંડી ચુરણ કરવું તે રૂ. ০ ભાર થીણા ઘી સાથે કે મધમાં મેળવી સવાર સાંજ લેવાથી ઘી તથા ભારે ખોરાક નાબડતોબ પચાવે છે, ઘીનું અજીર્ણ દૂર કરે છે ને મદાંઇ ખડી કરે છે.

## હાફ્ણીયા દમની ઉપર ઉપાય.

૧ અંજીર સુકાં ૫, ઉનાબદાણા ૭, વડગુંદાં ૭, બનફશા તોલો ০॥, ગાવકબાન તોલો ০॥ આ સર્વ અધકચરાં કરી ૧ રતલ પાણીમાં ઉકાળતાં ০॥ રતલ રહે ત્યારે ગાળી તેમાં સાકર નાખી અથવા મધ મેળવી સવાર સાંજ પીવાનું જારી રાખવાથી ઉપર કહેલો ચડેલો દમ તથા તેનો કફ શાંત થાય છે ને મટે છે.

૨. ધંતુરાના પાનના ભુકાની બીડી બનાવી, થીણું ઘી ચટાડીને પછી બીડી સળગાવી તેનો ધુણી પીવાથી ચડેલો દમ શાંત પડે છે ને મટે છે. બીડી દિવસમાં બે ત્રણ વાર પીવી અને બે ત્રણવાર રાત્રે પીવી. દેશી કાગળ સુરાખારના પાણીમાં પલાળી તેની ભુંગળી બનાવી તે સળગાવી તેનો ધુમાડો પીવાથી પણ મટે છે.

૩. કસ્તુરી સાચી (અસલ) ૧ થી ૧ રતી મધમાં ચાટવાથી મટે છે. અથવા ચોખી હીંગ ૧ થી ૨ વાલ થીણા ઘીમાં બબે પોરે લેવાથી મટે છે.

૪. ફુલવેલ ટંકણખાર ને મરીનું સમભાગે ચુરણ કરી ૪ થી ૬ વાલ, મધ સાથે મેળવી બબે પોરે લેવાથી પણ ચડેલા દમ શ્વાસ વિગેરે મટે છે.

૫. ત્રીકટુ ૩ ભાગ અને ખુરસાની અજમા ૧ ભાગ ચુરણ કરી, તે બબે આની ભાર મધમાં બબે પોરે લેવાથી ચડેલો દમ, શ્વાસ, કફ, જીર્ણજ્વર, અતિશ્વેદ વિગેરે મટે છે. આથી પેટનો દુઃખાવો ને ઉધરસ પણ મટે છે.

૬. ટંકણખાર ૧૫ ભાગ, સુમલ ૧ ભાગ. એકત્ર વાટી કુંવાર રસ વડે લઢી તેની ચાનકી બનાવી તે સુકાતાં તે સરાવસપુંટમાં કપડમટ કરી નિર્ધુમ ભઠ્ઠીમાં મુકીને પકવવી પછી ઠર્યા બાદ કાઢી લઈ ચુરણ કરવું આમાંથી ૧ રતી મધમાં, સવારે ઘી ખાંડ ને ચોખા જમાડી, મધમાં આપવાથી ત્રણ ચાર દિવસમાંજ દમ સમે છે ને મટે છે. તથા સર્વ તાવ પણ મટે છે. કોઇ ટંકણખારને બદલે ફટકડી વાપરે છે.

૭. બોરડીનાં પાનડાં ને મનશીલ ચોપડી સુકવવાં તે એકાદ પાન બીડીમાં નાંખી તેનો ધુમાડો પીવાથી દમ સમે છે ને મટે છે.

૮. ૧ મોર પીંછની ધુમાડી લેવાથી તથા ૧ મોર પીંછની રાખ મધ, પીપર સાથે મેળવી લેવાથી ચડેલો દમ સમે છે ને મટે છે. આ ઉપાયથી હેડકી ને ખેંચ હિસ્ટીરીઆ પણ તાબડતોબ સમે છે ને શાંત થઇ મટે છે. ॥ ओरम् ॥

# आरोग्य रक्षण.

( લેખકઃ—આર્યવૈદ મયારામ સુંદરજી–જેતપુર )

આ જગતમાં સંસારીઓને માટે પરમાત્માએ ચાર આશ્રમો નિર્માણ કર્યા છે, બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્ત ને સંન્યાસ. આ ચાર આશ્રમોમાં 'બ્રહ્મચર્ય' એ સર્વ આશ્રમોનું મૂળ છે. તે પૂર્ણપણે પાળવાથી દરેક આશ્રમોમાં આરોગ્યાદિ સુખ ભોગવી શકાય છે; તેનાથી વિરૂદ્ધ વર્તનાર મનુષ્ય ઘણાં રોગાદિક દુઃખને પાત્ર થાય છે. બ્રહ્મચર્ય પાળવાથી શરીર તાકાતવાળું તથા તેજસ્વિ રહે છે, અને શરીરની અંદર ઘણાખરા રોગ પ્રવેશ કરી શકતા નથી, તથા તે પછીના આશ્રમોમાં જતાં વિઘ્ન આવતું બ્રહ્મચર્ય ન પાળવાથી ગૃહસ્થાશ્રમનું સુખ પણ બરાબર ભોગવી શકાતું નથી. કારણ કે બ્રહ્મચર્ય ન પાળવાથી અપરિપકવ વીર્યનો વ્યય થતાં વીર્ય ક્ષીણ થાય છે, અને શરીર રોગીષ્ટ ને નબળું બને છે, માથામાં દુઃખાવો થાય છે, મગજ તંતુઓ નબળા પડે છે ને તેથી બુદ્ધિ પણ નિસ્તેજ થઇ જાય છે. બ્રહ્મચર્ય એટલે જીતેંદ્રિય રહેવું તે. અર્થાત વીર્યનું સારી રીતે રક્ષણ કરવું. વેદાનુકુળ ધર્મશાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલ છે કે પુરૂષોએ ઓછામાં ઓછું ૨૫) વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવું જોઇએ. બ્રહ્મચર્ય પાળવાથી વીર્યની રક્ષા થઇને મનુષ્ય પુષ્ટ તન્દુરસ્ત અને કૌવતવાન બને છે. બ્રહ્મચર્ય પાળવા માટે નીચેના આઠ દોષથી દૂર રહેવાની પુરી જરૂર છે.

स्मरणं कीर्तनं केलि प्रेक्षणं गुह्य भाषणं ।
संकल्पो ध्यवसायश्च क्रिय निवृतिरेवच ॥

અર્થાત—સ્રીનું સ્મરણ કદિ કરવું નહિ કારણ કે સ્રીના સ્મરણ માત્રથીજ વીર્ય ક્ષીણ થઇ જાય છે ને બ્રહ્મચર્યમાં વિઘ્ન થાય છે; વળી સ્રીનું કિર્તન એટલે સ્રીના ગુણ સૌંદર્યનું કે શોભાનું વર્ણન કરવું નહિ, તેમ કરવાથી ચિત્ત વ્યાકુળ થતાં વ્રતમાં હાની થાય છે, કેલી એટલે સ્રીની સાથે રમત ગમ્મત ન કરવી, સ્રીનો સંગ કરવાથી આયુષ્ય અલ્પ થાય છે, પ્રેક્ષણ એટલે સ્રીને કામવૃત્તિની દૃષ્ટિએ જોવી નહિ, તેમ છાની વાત પણ કરવી નહિં, બ્રહ્મચર્ય વ્રત પાળનાર મનુષ્યે સ્રી સાથે એકાંત કે એકાંતમાં વાતો ન કરવી કારણ કે સ્રી સાથેની એકાંત એ મહા બુરી છે. મહાન મહર્ષિઓ જેવા પણ એકાંતમાં સ્રી સાથે લપટાયા છે. જેથી બ્રહ્મચર્યાશ્રમવાળાએ સ્રી સંબંધી કાંઈ પણ સંકલ્પ વિકલ્પ કરવા નહિં. કારણ કે તે પ્રમાણે વર્તન કરવાથી બ્રહ્મચર્યના નિયમો બરાબર પાળી શકાતા નથી અર્થાત્ નિયમોનો ભંગ થાય છે, વળી ક્રિયાની નિવૃત્તિ એટલે સ્રીના શરીરને સ્પર્શ કરવો

નહિ, કારણ કે તેમ થવાથી મન ચંચળ ને કામાતુર થઈ ધાતુનો રેચ થાય છે. માટે બ્રહ્મચર્યના નિયમ ખરા અંતઃકરણથી પાળવાની જરૂર છે.

આ પ્રમાણે બ્રહ્મચર્ય વ્રત પાળવાથી ધર્મ ને ઈશ્વર ઉપર પ્રીતિ વધે છે અને જીતેંદ્રિય રહેવાથી શરીર દીર્ઘાયુષી, આરોગ્ય પ્રફુલ્લિત, ઉત્સાહવાન તેમજ કૌવતવાન બને છે. ઘણા ખરા રોગમાંથી રક્ષિત થાય છે અને જલ્દી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી. આવું જે ઉત્તમ પ્રથમાવસ્થાનું વ્રત, તેના પાળનારને તથા તેનો અન્ય જનોને બોધ આપનારને ધન્યવાદ ઘટે છે. બાળકોને નાનપણથીજ આ વ્રત પળાવવા અવશ્ય લક્ષમાં રાખવું જોઇ. આજ આશ્રમ પાળવાથીજ ગૃહસ્થાશ્રમનું, વાનપ્રસ્થાશ્રમનું અને છેલ્લું સંન્યાસનું એમ ચાર આશ્રમ સર્વોત્તમ રીતે ભોગવી શકાય છે માટેજ આશ્રમ એ સર્વથી શ્રેષ્ટ છે. આ વ્રત પરિપૂર્ણ પાળવાને માટે ગુરૂકુળનો આશ્રમ લેવો સર્વોત્તમ છે.

જેઓથી યજ્ઞોપવિતના અધિકારને લાયક નથી બનાતું તેવા શુદ્ર મનુષ્યોએ પણ પ્રથમાવસ્થામાં આ વ્રત તો પાળવુંજ જોઈએ. અર્થાત્ તેમાં જીતેંદ્રિય રહેવા, ઉપર દર્શાવેલા નિયમો પ્રમાણે વીર્યનું રક્ષણ કરવા માટે ખાસ આ વ્રત પાળવાની તો જરૂર છે અને તોજ તે ઉપર કહેલા ફાયદા મેળવી શકે છે. જેમ ઇમારતનો પાયો મજબુત નંખાય તોજ તેને કશી ઇજા ન થતાં તે ઘણા કાળ સુધી ટકી રહે છે તેમ મનુષ્ય રૂપી દેહમાં વ્રત રૂપી પાયો પ્રથમ બહુજ મજબુત રીતે દ્રઢ કરવાની જરૂર છે અને તેથીજ મનુષ્ય સર્વ રીતે આરોગ્યવાન અને બુદ્ધિવાન તથા ઉત્સાહવાન અને સુખવાન સર્વ આશ્રમોમાં નિવડી શકે છે.

ચાલતા જમાનામાં થોડાજ સાચા, આ વ્રતવાળા, ત્યાગીઓ જોવામાં આવે છે, અને તે ઘણાજ આરોગ્યવાન, કૌવતવાન, બુદ્ધિવાન, ઉત્સાહવાન અને રોગ રહીત પુષ્ટ શરીરવાળા હોય છે. તે જ્યાં ત્યાં રખડે છે ને ખોરાક માટે પણ અનિયમિત હોવા છતાં પણ શરીર પુષ્ટ દ્દઢ જોવામાં આવે છે. આથી ઉલટું કેટલાક ગ્રહસ્થો તથા તેના સંતાનોમાં જોવામાં આવે છે. તેઓને ખાનપાન તથા દરેક રીતે મોજ મજા હોવા છતાં તેઓ શરીરે બળહીન, કૃષ, અને ફિક્કા જોવામાં આવે છે. તેઓ જરા મહેનતનું કામ કરતાંજ થાકી જાય છે, અનાજ પાચન થતું નથી, અને નિર્બળ થએલા જોવામાં આવે છે, અને તે કેવળ આ વ્રતની ખામીને લીધેજ હોય છે.

આ આશ્રમ પાળવાથી શરીરનો બાંધો ઘણોજ મજબુત બને છે, કામકાજ વિગેરેમાં પરિશ્રમ પડતો નથી, અગ્નિ સતેજ રહે છે, તથા મહા રોગ જેવા રોગો પણ તેના દેહમાં પ્રસરી શકતા નથી. આવું પરિબળ આ પ્રથમાશ્રમમાંથી ગૃહસ્થાશ્રમમાં પડયા પછી પણ જો ગૃહસ્થનાથી આ વ્રત પાળવામાં આવે અને ધાતુનો બહુ વ્યય કરવામાં ન આવે તો બાળલગ્નાદિવડે થએલા રોગો પણ દૂર થાય છે. પૂર્વે ઘણા રૂષિ-મુનીઓએ આ વ્રતને સાચવીનેજ પુર્ણ આરોગ્ય, જોઇતું બળ અને પુરતી બુદ્ધિ તથા મોટા મોટા રાજ્યાદિ વિજય મેળવ્યા હતા. પરશુરામ, અર્જુન, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, ભિષ્મપિતામહ વગેરેની કીર્તિ આ વ્રતના પ્રભાવથીજ આ જગતમાં ફેલાઇ રહી છે.

પરમાત્માએ મનુષ્યોનું આયુષ્ય સો વર્ષનું નિર્માણ કરેલું જણાય છે, જો યથાવિધિનિયમાનુસાર વર્તવામાં આવે તો તે પ્રમાણે સંપૂર્ણ આયુષ્ય ભોગવી શકાય છે માટેજ

મહાન્ ઋષિઓએ લગભગ પચીસ વર્ષ સુધી તો ખાસ આ આશ્રમ પાળવાનું જણાવ્યું છે. આ પ્રથમાશ્રમ બરાબર રીતે ન પાળવાથી મનુષ્યની તન મન દૃઢ રાખનાર મગજ શક્તિ કેવળ નિર્માલ્ય થઇ જાય છે. આ વ્રત પાળવાની સ્ત્રી પુરૂષ ઉભયને અગત્ય છે. તેમાં સ્ત્રી જાતિએ કમમાં કમ ૧૬ વર્ષ અને પુરૂષે ૨૪ વર્ષ નિયમાનુસાર પાળવુંજ જોઇએ. આ પ્રથમાશ્રમ પાળનારાઓએ કોઇ પણ તરેહના વિકારથી દૂર રહેવું જોઇએ. એટલે કે અનીતિ ઉત્પન્ન કરનાર શૃંગારિક પુસ્તકો વાંચવાં નહિ, સ્ત્રી જાતિએ પુરૂષથી અને પુરૂષ જાતિનાએ સ્ત્રી જાતિથી અલગ રહેવું, તેમજ આ વ્રત ધારણ કરનારાએ કામ જાગૃત કરનાર વાંચન કે વસ્તુઓ તથા દેખાવોથી દૂર રહેવું; તથા તેનાં સ્વપ્નોમાં જવાની પણ ઇચ્છા પણ કરવી નહિ. આ પ્રથમાશ્રમધર્મ રહિત શરીર તેજહીન તથા બળહીન હોવાથી કશા કામનું નથી. હાલના જમાનામાં ઘણા લોકો વિદ્યાભ્યાસમાં પૂર્ણ મહેનત કરી તેમાં ફતેહ મેળવે છે પણ તેઓ આ પ્રથમવ્રત બરાબર ન પાળવાથીજ તેનાં મધુર ફળો ચાખવાને પુરી રીતે ભાગ્યશાળી થતાં નથી. હવે છેવટે જણાવવાનું એટલુંજ છે કે આપણી વૃથા ગુમાવેલી કે ગુમાવાતી શકિત, વીર્ય, તેજ વગેરે પાછું મેળવવા માટે એ વ્રતના યથાપાલક થવાની આવશ્યક છે બાળલગ્ન એ બ્રહ્મચર્યનું પુરેપુરૂં પાયમાલ કરનાર છે માટે બાળકોને તેનાં માતા પિતાએ તેમાં બાંધવાં ન જોઇએ. આવી પાયમાલી કરનાર બાળલગ્ન રૂપી રૂઢી વશ થવું ન જોઇએ કે તેવી મિથ્યા લાજ કિર્તિમાં ન લોભાવું જોઇએ બાળલગ્ન કરવાથી તનમનમાં ફસાયાં થાય છે અને એથી તેનો સંસાર દુઃખરૂપે નિવડેછે. તેવીજ રીતે વૃદ્ધલગ્ન કરવાથી પણ મન તન સંબંધે પારાવાર હાની થાય છે. છેવટમાં મનુ મહારાજની વેદાનુકુળ સૂચના એ છે કે—

नास्तिसत्यात्परोधर्मोनासत्यात्विद्यतेपरं
श्रुतिर्हिसत्यधर्मस्यतस्मात्सत्यंसमाचरेत्

## આરોગ્ય સંબંધી સારાંશ.

૧. તાજું નિર્મળ ને જોઇતું પાણી પીવું. ૨. નિયમસર અને ભુખ પ્રમાણે ભોજન લેવું. ૩. દિવસે સુવું નહિ અને રાતરે જાગવું નહિ. ૪. મુત્ર તથા ઝાડાની હાજત બહુ વખત ન દબાવવી. ૫. ઘર, બાર, ચોક, શેરી વિગેરે તથા વસ્ત્ર, શરીર અને મનથી સ્વચ્છ રહેવું. ૬. જઠરાગ્નિ અને ધાતુનું બળ સાચવવું; તે બગડેલ જણાય તો તેના તરત ઉપાય લેવા કેમકે તે ઉપરજ સર્વ શક્તિનો તથા આરોગ્ય આયુષ્યનો સર્વ આધાર હોય છે. ૭. બહુ રસાસ્વાદ અને અતિ વિષયથી વેગળું રહેવું. ૮. કોઇ જાતનું વ્યસન ન કરવું. અને હોય તો તે તજી દેવું. ૯. નિત્ય ઘટતી કસરત કે મહેનત કરવી તથા ખુલ્લી હવા લેવી. ૧૦. બહુ થંડીના, વર્ષાદના, વાયરાના કે ગર્મીના વખતે શરીર ખુલ્લું ન રાખવું. ૧૧. મનને કે તનને થાક કે ખેદ આદિથી અતિ અકળાવવું, થકવવું નહિ. ૧૨. ઉડતા ને ચેપી રોગથી સાવચેત રહેવું. ૧૩. રાતરે ખુલ્લે શરીરે ન સુતાં ઋતુ પ્રમાણે આછું કે ઘટ ઓઢીને સુવું. મોઢા ઉપર પણ મચ્છરદાનીના જેવું કપડું ઢાંકી મોઢાથી તે ખુલ્લું રાખવું કે જેથી ચોખો વાયુ લેવાય અને તાવજનક મચ્છરો ન ડંખે. અગર પલંગપર મચ્છરદાની રાખવી. ૧૪. સ્ત્રી પુરૂષે કદિ પણ અતિ વિષઇ કે વ્યભીચારી ન થવું, કેમકે તેથી દીર્ઘ

પુષ્યનો, આરોગ્યનો વિનાશ થાય છે તથા વિવિધ રોગોનો ઉદ્ભવ થાય છે, સંતાનની પાયમાલી થાય છે, અને પ્રમેહ, ઉપદંશ અને ધાતુ ક્ષીણતા ને નામર્દાઈ વિગેરે રોગોથી ખુવાર થવું પડે છે અને આનંદપ્રદ ધર્મ-નીતિથી ને લોક મર્યાદાથી ભ્રષ્ટ થવાય છે. ૧૫. કદિ કોઈ રોગ લાગુ પડે તો તેના કુશળ વૈદ, દાકતરથી તરત ઘટતા ઔષધાદિ ઉપાય લેવા. ૧૬. નિત્ય બે ટાણાં-સવાર, સાંજ ઇશ્વર ઉપાસના કરવી જેથી મન, તન પ્રકૃત અવિકૃતિ, આરોગ્ય, ઉત્સાહવાન, નીતિ-ધર્મવાન રહે અને તેથી ધર્મ વિરૂદ્ધ વર્તન થાય કે પાપમાં પડી દુઃખી ન થવાય. શુદ્ધાચરણ રહેવા માટે નિત્ય બે ટાણાં ઇશ્વર પ્રાર્થનાની જરૂર છે.

### દોહરા.

જઠરાગ્નિ આરોગ્યનો, વીર્ય આયુષ્ય આધાર;
પૌષ્ટીક ઔષધ ખાયને, રાખો જનો શ્રીકાર,
સત્ય પુષ્ટીની ગોળીઓ, જો વિગતેથી ખવાય,
તો રોગ જઈ પુષ્ટી થઇ, પુરૂં મરદ બનાય.

### ઉમર પ્રમાણે દવાના વજનના વિભાગ.

૧ વર્ષનાને, પુરી ( ૨૦ થી ૭૦ વર્ષની ) ઉમરનાને માટે ફરમાવેલ દવાના ચાલતા વજનના $\frac{1}{12}$ મો ભાગ, બે વર્ષનાને $\frac{1}{8}$ મો ભાગ, ૩ ત્રણ વર્ષ સુધી $\frac{1}{6}$ મો ભાગ, ચાર વર્ષ સુધી $\frac{1}{4}$ મો ભાગ, ૭ વર્ષ સુધી $\frac{1}{3}$ ભાગે, દશ વર્ષ સુધી $\frac{1}{2}$ અર્ધો ભાગ, ૧૮ વર્ષ સુધી $\frac{3}{4}$ પોણો ભાગ, ૧૮ વર્ષ પછીથી ૭૦ વર્ષ સુધીની પુરી ઉમરના મનુષ્યને, દવાના વૈદકમાં ફરમાવેલ વજનનો પુરો ભાગ અપાય છે. બાલકોને ઉપર કહ્યા મુજબ ઉમર પ્રમાણે વિભાગ પાડીને દેવાય છે પરંતુ બહુ ગરમ ઉત્તેજક ને તિક્ષણ દવા તથા અફીણ વિગેરે ઝેરી દવા ઉપર દર્શાવ્યાથી પણ કાંઇ ન્યુન વજને મધુર અનુપાન સાથે મેળવીને દેવી તે વધારે નિર્ભય છે.



## પ્રમેહ.

માધવજીભાઈ કૃત નિદાનમાં નંબર ૩૫ પ્રમેહ ( ગોનોરીયા ) નું નિદાન વાત પિત્ત કફાદિક મેહોની સંપ્રાપ્તી, પૂર્વરૂપ વગેરે છે.

બસ્તીગત કફ મેહ, માંસ અને કલેદને કોપાવી મેહ ઉપજાવે છે.

એક શ્યામ કવિ કહે છે કે—

પરનારીસે પ્રીતસે, કરત બદનપર ભોગ, ચાંદી ટાંકી પરમીઆ હોવત હૈવે રોગ.

ગંયોગજન્ય એ રોગ છે. આ વખતે આપણે

### પ્રમો-મધુપ્રમેહ-સાકરીઓ પરમીઓ.

એ વિષયપર ( મધુપ્રમેહ અથવા તો સાકરીઓ પરમીઓ ) એ નામથી જે મરજ હાલ ગુજરાતીઓમાં ઓળખાય છે, તે વિશે કહીશું.

આમાં પરમીઓ એ બોલ ભૂલથાપ ખવરાવે છે.

મહાન્ ઋષિઓએ લગભગ પચીસ વર્ષ સુધી તો ખાસ આ આશ્રમ પાળવાનું જણાવ્યું છે. આ પ્રથમાશ્રમ બરાબર રીતે ન પાળવાથી મનુષ્યની તન મન દૃઢ રાખનાર મગજ શક્તિ કેવળ નિર્માલ્ય થઈ જાય છે. આ વ્રત પાળવાની સ્ત્રી પુરૂષ ઉભયને અગત્ય છે. તેમાં સ્ત્રી જાતિએ કમમાં કમ ૧૬ વર્ષ અને પુરૂષે ૨૪ વર્ષ નિયમાનુસાર પાળવુંજ જોઇએ. આ પ્રથમાશ્રમ પાળનારાઓએ કોઇ પણ તરેહના વિકારથી દૂર રહેવું જોઇએ. એટલે કે અનીતિ ઉત્પન્ન કરનાર શૃંગારિક પુસ્તકો વાંચવાં નહિ, સ્ત્રી જાતિએ પુરૂષથી અને પુરૂષ જાતિનાએ સ્ત્રી જાતિથી અલગ રહેવું, તેમજ આ વ્રત ધારણ કરનારાએ કામ જાગૃત કરનાર વાંચન કે વસ્તુઓ તથા દેખાવોથી દૂર રહેવું; તથા તેવાં સ્થળોમાં જવાની પણ ઇચ્છા પણ કરવી નહિ. આ પ્રથમાશ્રમધર્મ રહિત શરીર તેજહીન તથા બળહીન હોવાથી કશા કામનું નથી. હાલના જમાનામાં ઘણા લોકો વિદ્યાભ્યાસમાં પૂર્ણ મહેનત કરી તેમાં ફતેહ મેળવે છે પણ તેઓ આ પ્રથમવ્રત બરાબર ન પાળવાથીજ તેનાં મધુર ફળો ચાખવાને પુરી રીતે ભાગ્યશાળી થતાં નથી. હવે છેવટે જણાવવાનું એટલુંજ છે કે આપણી વૃથા ગુમાવેલી કે ગુમાવાની શક્તિ, વીર્ય, તેજ વગેરે પાછું મેળવવા માટે એ વ્રતના યથાપાલક થવાની આવશ્યક છે બાળલગ્ન એ બ્રહ્મચર્યનું પુરેપુરૂં પાયમાલ કરનાર છે માટે બાળકોને તેનાં માતા પિતાએ તેમાં બાંધવાં ન જોઇએ. આવી પાયમાલી કરનાર બાળલગ્ન રૂપી રૂઢી વશ થવું ન જોઇએ કે તેવી મિથ્યા લાજ કિર્તિમાં ન લોભાવું જોઇએ બાળલગ્ન કરવાથી તનમનમાં કજોડાં થાય છે અને એથી તેનો સંસાર દુઃખરૂપે નિવડેછે. તેવીજ રીતે વૃદ્ધલગ્ન કરવાથી પણ મન તન સંબંધે પારાવાર હાની થાય છે. છેવટમાં મનુ મહારાજની વેદાનુકુળ સૂચના એ છે કે—

नास्तिसत्यातपरोधर्मोनासत्यातविद्यतेपरं
अतिर्हिसत्यधर्मस्यतस्मात्सत्यंसमाचरेत्

## આરોગ્ય સંબંધી સારાંશ.

૧. તાજું નિર્મળ ને જોઇતું પાણી પીવું. ૨. નિયમસર અને ભુખ પ્રમાણે ભોજન લેવું. ૩. દિવસે સુવું નહિ અને રાતરે જાગવું નહિ. ૪. મુત્ર તથા ઝાડાની હાજત બહુ વખત ન દબાવવી. ૫. ઘર, બાર, ચોક, શેરી વિગેરે તથા વસ્ત્ર, શરીર અને મનથી સ્વચ્છ રહેવું. ૬. જઠરાગ્નિ અને ધાતુનું બળ સાચવવું; તે બગડેલ જણાય તો તેના તરત ઉપાય લેવા કેમકે તે ઉપરજ સર્વ શક્તિનો તથા આરોગ્ય આયુષનો સર્વ આધાર હોય છે. ૭. બહુ રસાસ્વાદ અને અતિ વિષયથી વેગળુ રહેવું. ૮. કોઇ જાતનું વ્યસન ન કરવું. અને હોય તો તે તજી દેવું. ૯. નિત્ય ઘટની કસરત કે મહેનત કરવી તથા ખુલ્લી હવા લેવી. ૧૦. બહુ ઠંડીના, વર્ષાદના, વાયરાના કે ગર્મીના વખતે શરીર ખુલ્લું ન રાખવું. ૧૧. મનને કે તનને થાક કે ખેદ આદિથી અતિ થકાવવું, થકવવું નહિં. ૧૨. ઉડના ને ચેપી રોગથી સાવચેત રહેવું. ૧૩. રાતરે ખુલ્લે શરીરે ન સુતાં રૂતુ પ્રમાણે આછું કે ઘટ્ટ ઓઢીને સુવું. મોઢા ઉપર પણ મચ્છરદાનીના જેવું કપડું ઢાંકી મોઢાથી તે ખુલ્લું રાખવું કે જેથી ચોખો વાયુ લેવાય અને તાવજનક મચ્છરો ન ડંખે. અગર પલંગપર મચ્છરદાની રાખવી. ૧૪. સ્ત્રી પુરૂષે કદિ પણ અતિ વિષય કે વ્યભીચારી ન થવું. કેમકે તેથી દીર્ઘ

પુષ્યનો, આરોગ્યનો વિનાશ થાય છે તથા વિવિધ રોગોનો ઉદ્ભવ થાય છે, સંતાનની પાયમાલી થાય છે, અને પ્રમેહ, ઉપદંશ અને ધાતુ ક્ષીણતા ને નામર્દાઇ વિગેરે રોગોથી ખુવાર થવું પડે છે અને આનંદપ્રદ ધર્મ–નીતિથી ને લોક મર્યાદાથી ભ્રષ્ટ થવાય છે. ૧૫. કદિ કોઈ રોગ લાગુ પડે તો તેના કુશળ વૈદ, દાકતરથી તરત ઘટતા ઔષધાદિ ઉપાય લેવા. ૧૬. નિત્ય બે ટાણાં–સવાર, સાંજ ઇશ્વર ઉપાસના કરવી જેથી મન, તન પ્રકૃત અવિકૃતિ, આરોગ્ય, ઉત્સાહવાન, નીતિ–ધર્મવાન રહે અને તેથી ધર્મ વિરૂદ્ધ વર્તન થાય કે પાપમાં પડી દુઃખી ન થવાય. શુદ્ધાચરણ રહેવા માટે નિત્ય બે ટાણાં ઇશ્વર પ્રાર્થનાની જરૂર છે.

### દોહરા.

જઠરાગ્નિ આરોગ્યનો, વીર્ય આયુષ્ય આધાર;
પૌષ્ટીક ઔષધ ખાયને, રાખો જનો શ્રીકાર,
સત્ય પુષ્ટીની ગોળીઓ, જે વિગતેથી ખવાય,
તો રોગ જઈ પુષ્ટી થઇ, પુરું મરદ બનાય.

### ઉમર પ્રમાણે દવાના વજનના વિભાગ.

૧ વર્ષનાને, પુરી (૨૦ થી ૭૦ વર્ષની) ઉમરનાને માટે ફરમાવેલ દવાના ચાલતા વજનના $\frac{1}{12}$મો ભાગ, બે વર્ષનાને $\frac{1}{8}$ મો ભાગ, ૩ ત્રણ વર્ષ સુધી $\frac{1}{6}$ મો ભાગ, ચાર વર્ષ સુધી $\frac{1}{4}$ મો ભાગ, ૭ વર્ષ સુધી $\frac{1}{3}$ ભાગે, દશ વર્ષ સુધી $\frac{1}{2}$ અર્ધો ભાગ, ૧૮ વર્ષ સુધી $\frac{3}{4}$ પોણો ભાગ, ૧૮ વર્ષ પછીથી ૭૦ વર્ષ સુધીની પુરી ઉમરના મનુષ્યને, દવાના વૈદકમાં ફરમાવેલ વજનનો પુરો ભાગ અપાય છે. બાલકોને ઉપર કહ્યા મુજબ ઉમર પ્રમાણે વિભાગ પાડીને દેવાય છે પરંતુ બહુ ગરમ ઉત્તેજક ને તિક્ષ્ણ દવા તથા અફીણ વિગેરે ઝહેરી દવા ઉપર દર્શાવ્યાથી પણ કાંઇ ઓછું વજને મધુર અનુપાન સાથે મેલવીને દેવી તે વધારે નિર્ભય છે.



## પ્રમેહ.

માધવજીભાઈ કૃત નિદાનમાં નંબર ૩૫ પ્રમેહ (ગોનોરીયા) નું નિદાન વાત પિત્ત કફાદિક મેહોની સંપ્રાપ્તી, પૂર્વરૂપ વગેરે છે.

બસ્તીગત કફ મેહ, માંસ અને ક્લેદને કોપાવી મેદ ઉપજાવે છે.

એક શ્યામ કવિ કહે છે કે—

પરનારીકી પ્રીતસે, કરત બદનપર ભોગ, ચાંદી ટાંકી પરમીઆ હોવત હૈવે રોગ.

સંયોગજન્ય એ રોગ છે. આ વખતે આપણે

### પ્રમો–મધુપ્રમેહ–સાકરીઓ પરમીઓ.

એ વિષયપર (મધુપ્રમેહ અથવા તો સાકરીઓ પરમીઓ) એ નામથી જે મરજ હાલ ગુજરાતીઓમાં ઓળખાય છે, તે વિશે કહીશું.

આમાં પરમીઓ એ બોલ ભૂલથાપ ખવરાવે છે.

પરમીઆમાં મૂત્ર માર્ગમાં બિગાડ થાય છે, અને તેમાંથી પરૂ નીકળે છે. અને બળ-તરા બહુધા થાય છે. કિન્તુ મધુ પ્રમેહમાં તે, માંહેલું કશુએ નથી. આને તો શારીરિક ને રક્તગત વ્યાધી ભણિએ તોએ ચાલે. માત્ર મુત્ર બહુ થાય છે, અને તેમાં સાકર હોય છે. લઘુ ઉપર કીડીઓ મંકોડા ચડે છે. જેને આપણે અસલ પ્રમેહ સમજીએ છીએ એમાં અને આ દર્દને સંબંધ કાંઇજ નથી. કેટલાક હકીમો અને નાગર પ્રમોદા વર્ણદો કહે છે કે ઘણી મુદત પ્રમેહ રહે તો [illegible] તદ્દન મધુ પ્રમેહ થાય, એ પણ અમને તો તદન ગળત જેવું જણાયું છે. છતાં નિઘ [illegible] લખે છે કે,

सर्व एव प्रमेदाम्तु कालेना प्रति कारिणः
मधु मेहत्व मायांति तदा साध्या भवंतिहि.

બીજાની પ્રમેહોમાં ઔષધ ન પહોંચવાથી ઘણી મુદતે મધુ પ્રમેહ શાકરીઓ પરમી-ઓ પેદા કરે છે. ત્યારે તે બીજા સાધારણ વૈદ્ય હકીમો ડાકટરોથી મટતો નથી. ધાતુ ક્ષયા હિથી કોપ પામેલા વાતાદીદોષોથી મધુમેહનો સંભવ છે.

મીઠી પીસાબનું લક્ષણ.

मधुरं पचमेहेषु प्रायो मध्विव मेहति
सर्वेपि मधु मेहाख्यां माधुर्य्याच्च तनोरतः ॥

આ દરદમાં દરદી પ્રથમ : મીઠો મધુર ( ગળ્યો ) પેસાબ મૂત્રે છે, અને સર્વ શરી-રમાં મધુરત્વ થાય છે. માટે [illegible] ગોનેરીઆને) ને તે સંજ્ઞા આપી જણાય છે.

પહેલાં શરૂઆતમાં તેના ચિન્હો નથી દેખાતાં, થોડો વખત ગયા બાદ દરદીને બહુ વાર મુત્ર કરવા જવું જોઇએ છીએ, અને રાત્રીમાં બહુવાર લઘુ કરવા જવું જોઇએ છીએ. દરેક વખતે બહુ મુત્ર થાય છે. बहु मुत्रमेहे स्त्रियं न हिगच्छति कामकेलिं તે લઘુનો વાસ શેરડીના રસ સરખી દીસે છે, આવે છે, આ મુત્રમાં લઘુ રસ્તે શરીરમાંથી જલનો ભાગ બહુ બહાર નીકળે છે. વાસ્તે દરદીને તૃષા બહુ લાગે છે, ગળુ અને મુખ શોષિત થાયછે. ચામડી દ્વારા પસીનો નીકળતો નથી. તેથી ત્વચા રૂક્ષ અને ભુખરી થઇ જાય છે. દસ્ત કઠીન તથા કબજીયત રહ્યા કરે છે, દર્દી નાકૌવત થતો જાય છે. તે એટલે લગી કે છેવટ નામર્દ બની જાય છે, શરીર પણ ઢીલું થતું જાય છે, હાથ પગ ટાઢા લાગે છે, બેચેની રહ્યા કરે છે, તનમનનું કામ કરી શકતો નથી. માથું દુઃખે, ચક્કર આવે, મુખ વાસ મારે છે. દાંતોનાં પેઢાં પણ પ્રતિના પાણી મૂકી સડવા લાગે છે. અને કોઇ વાર દાંતો પણ હાલ પેલા હાલવા લાગે છે. આવા ધીમા ક્ષુધાદેવી પીડા પૂર્ણપણે કરે છે. ખોરાક જર્યાવિના દરદીને ચેન પડતું નથી. અને વાસ્તે દર્દ ખટકે છે—ઘેરાતું જાય છે, અને પ્રતિદિવસ શરીર શુષ્ક થતું જાય છે. અને રીઝલ્ટમાં ઘણાના મૃત્યુ થાય છે. આ મરજની સાથે કોઇવાર ક્ષય રાજ્યક્ષ્મા સસણી–દમ–ગુમડાં નવા બાળાં ફોલ્લાદી ભરજો થઇ આવે, તેના ઉપાયોમાં નીચે આપેલા ઉપાયો સમસ્ત રોગો [illegible] કરવાને સમર્થ નિવડ્યા છે.

મધુ મેહવાળા દર્દને આંખના મોતીઆ ઘણી વખત થઇ આવે છે. પેસાબનો સ્વાદ મધુર હોય છે. અને ગંધ પણ તેવાજ હોય છે, તેથી તે મુત્રપર માંખાઓ કીડી મંકો-ડીઓ વગેરે જંતુ ઉડવા આવે છે. અને આ એંધાણી આ દર્દ ઓળખવામાં એક સાધા-રણ સાધનભૂત છે, મૂત્રનો રંગ ફીકો હોય છે, અને સામાન્ય મુત્રની માફક જલ્દી ગંધાવા નથી લાગતો. પેસાબ બહુ છૂટે છે, સ્વાભાવિક સ્થિતિમાં पच्चपुरे हेतु स्वेषो: २४

કલાકમાં = ૬૦ ઘડીમાં અઢી રૂપિઆભારના ઔંસ પ્રમાણે ૧૦૦ થી ૧૨૫ તોલા પેસાબ એક મનુષ્ય કરે લેકીન આ દર્દમાં ૨૦૦ થી ૪૦૦ અને એ।। વધી ૫૦૦ થી હજાર રૂપીઆ ભાર મુત્ર ઉતરે છે. આ લઘુનુ વિશીષ્ટ ગુરૂત્વ બહુ વધી જાડું છે, ૧૦૩૦ થી ૧૦૫૦ સુધી વૃદ્ધિ થાય છે. આ મરજમાં મુત્રમાંહે સાકર હોય છે, તે આ સર્વ ચિન્હોનું કારણ છે, આ શર્કરા દિવસમાં ૨૩ ભારથી તે એક શેર આખા દિવસમાં મુત્ર માર્ગે નીકળે છે. આ સાકર આપણે ખાઇએ છીએ એથી ઓછી મીઠી છે. જંમવાની શર્કરામાં ગંધકનો તેજાબ નાંખીએ તો તે કૃષ્ણ વર્ણ થાય છે. કિન્તુ આશાકર ને ( સલ્ફ્યુરીક એસીડ ) માં ગળી પાણી થઇ જાય છે.

મુત્રમાં શાકર છે. એવું રસાયણીક પ્રયોગોથી સાબીત થાય છે.

૧ થોડુ મુત્ર એક કાચના પ્યાલા પર લેઈ, તેને ઉનું કરીએ તો તેમાંથી પાણી બળી જશે અને કાચ ઉપર શાકરની જારી બંધાઇ રહેશે.

જેવી રીતે તાડી આપણો દ્રાક્ષારસ વગેરે આસવોને સડવા દઈ પછી તેમાંથી મદ્યાસવ ઉતારવામાં આવે છે. તેમ આ શર્કરામીશ્ર મુત્ર (અગર રસ) જલને સડવા દઇએ તો તેમાં પણ માદકાસવ ઉત્પન્ન થાય. અને તેપર ખમીર ઉડે છે. ભઠ્ઠી કરાવવાથી આ મદ્ય અલગ થઇ શકે. વળી આ ઉપરથી મુત્રમાં કેટલી મીસરી છે, તેનો પણ અડસટ્ટો કહાડી શકાય છે. એક શીશીમાં પાશેર પેસાબ નાંખીને તેમાં થોડી પીઠ મેળવવી. પછી ૨૪ અવર બાટલીનું મુખ બંધ કરી સોડ થવા દેવો. તે દરમીઆન મુત્રમાં જેટલી સાકર હશે, તેનું મદ્ય થઇ જાશે.

સોડ થવા અવલ મુત્રનું વિશિષ્ટ ગુરૂત્વ નોંધી રાખવું, તથા સડી રહ્યા પછી નોંધ કરવો. અને એમાં જેટલો તફાવત છે તેટલા ગ્રેન (ઘઉંભાર) પેસાબના દર અધોળે શાકર હતી એમ જાણી લેવું, સબબ પ્રથમ વિશિષ્ટ ગુરૂત્વ ૧૦૩૫ હોય અને સડવા બાદ તે ૧૦૦૦ રહે તો તેની વચ્ચેનો તફાવત ૩૫ ગ્રેન શાકર દર અધોળ પેસાબમાં સમજવી.

૩ કાચની નળીમાં થોડુ લઘુ રેડી તેથી અડધુ લાઇકર પોટાસી મેળવવું બાદ ઉનું કરવાથી તેનો રંગ લાલ કૃષ્ણ દ્રાક્ષાસવ ( પોર્ટ વાઇન) જેવો થાય તો એમાં મીસરી મીશ્રીત છે જાણવું.

૪ ઉપર મુજબ કાચની નળીમાં થોડું લઘુ લેઈ તેમાં બે ત્રણ બુંદ મોરથુથુના જલનાં નાંખી, તેનું અર્ધલાઇકર પોટાસ મેળવી ઉનું કરવાથી શાકર હશે તો તેનો રંગ પીળો ભુરો થઈ જાશે અને તળે બેસી જાશે સબબ મધુ પ્રમેહનું મૂળ કારણ બીજાઓથી કાંઇ કહી શકાતું નથી; પાચન ક્રિયામાં ખોરાકનો રસ થઈ, શર્કરા થયા પછી તેમાં બીજા ફેરફારો થઈ શરીરના લોહી સાથે મળી જઇ તેનો જે ઉપયોગ થવો જોઇએ તે ન થતાં પેસાબ માર્ગે તે બહાર નીકળી પડે છે. તેથી પીંડ પોષણ યથાતથ્ય થતુ નથી. મુત્રમાં શર્કરા નીકળે છે, એટલુંજ નહિ લેકીન મધુમેહવાળા દરદીના શારીરિક પસીનામાં અશ્રુમાં થુંકમાં પણ શાકર નીકળે છે. તેથી આ આતંકરોગ ફકત કેવળ મુત્ર માર્ગનો છે એમ માનવા સબળ કારણ નથી.

ઈલાજ—પથ્યાપથ્ય—સાકર, ખાંડ, ગોળ અને બીજી મીષ્ટ વસ્તુઓ તથા સ્ટાર્ચવાળી વનસ્પતિ જેવી કે, લોદર બટેટાં તરબુચ કંદ, સાકરટેટી, તગીઆં, ચાવલ, સાબુ ચોખા આરોરૂટ વગેરે વસ્તુઓમાંથી સાકર નીકળે છે, તેવી ચીજો મૂકી દેવી. મીષ્ટ રસ ફળાદી (ફ્રુટ) ન લેવાં.

ઘઉની થુલી ને રોટલી જમવી, પણ પકસુલી ન લેવી. માંસાહારીઓ યોગ્ય આમીશ વિના પાપે ખાય તથા ઘૃત નવનીત વગેરે ચિકટ પદાર્થો તેમજ પોષણ આપનાર અતિ ક્ષુધાશામક અમૃત સત્વાદીક લેવા જોઇએ. ઉનના વસ્ત્રો વાપરવાં, ગરમ પોશાક પહેરાવવો, અને નીયમીત રીત્યા રહેવું. અપૂર્ણ.

---

# घरगतुं वैदक टुचका.

બાળરોગ—અતિવિષની કળી, મોથ, કાકડાશીંગી અને પીંપર સરખે ભાગે લઇ ચુર્ણ કરવું. માત્રા ૧ વાલ. મધ સાથે આપવાથી બાળક વારંવાર ભળતું હોય-ઑકતું હોય, ઝાડો થતો હોય, તાવ રહેતો હોય અને ઉદરસ જણાતી હોય તો તે મટે છે.

અજીર્ણ-આફરો—સિંધવ, જવખાર, સંચળ, સીંધવખાર હીંગ-હરડે સમભાગે લઈ ચુર્ણ કરી માત્રા ૩૦ થી ૬૦ ગ્રેન ખાવાથી અજીર્ણ અને આફરો મટે છે.

દમ-ખાંસી—અઘેડાને બાળી તેની રાખ ચાર ઘણા પાણીમાં એક રાત પલાળી સવારે ઉપરનું નિતર્યું પાણી ગાળી લઈ તેને લોખંડની કડાઇમાં બાળી દેવું. તળીએ જામી રહે તે અઘેડાનો ક્ષાર-ખાર કહેવાય છે, તે ૫ થી ૬ ગ્રેન આપવાથી, દમ, ખાંસી, ગોળો પેટનો વાયુ, જલોદર, શૂળ તથા પાંડુરોગ મટે છે.

અને નિતારી લીધેલું પાણી, સોજા, સર્પ વિષ અને જળોદરનું વારણ છે.

બાળકફ—બાળક ભરાઈ આવ્યું હોય તો અરડુસીના પાનનો સ્વરસ જરા ગરમ કરી પાવાથી તથા છાતીએ પાન વાટી નવશેકાં કરી છાતીએ ભરી તે પર શેક કરવાથી ફાયદો થાય છે.

બાળકનું ગળું પડવું—ગળું પડી બાળક ગળતું જતું હોય અને માથાના તાળવાનો ખાડો વધારે જણાતો હોય તો ઉમરડાનું દુધ તાળવે ભરવું તથા તે દુધને થોડું ધાવણ સાથે મિશ્ર કરી પાવાથી બાળકને સારી અસર કરે છે.

કોલેરા—૧ ભાગ અફીણ, ૨ ભાગ કપુર, ૩ ભાગ હીંગ, ૪ ભાગ મરી અને ૫ ભાગ લસણ લઇ મિશ્ર કરી ગોળીઓ વાળવી. માત્રા ૧૦ ગ્રેન આપવાથી કોલેરા, ઝાડો અને અજીર્ણ મટાડે છે.

ઉદરસ-મોં આવવું. કાથો, એલચી, ખેરસાર, ચણકબાબ, દાડમનો રસ, સરખે ભાગે લઇ મધ સાથે વાલ વાલની ગોળી વાળી ખાવાથી મટે છે.

---

# ग्रंथ सत्कार.

**બાલ ગીત માળા**—લેખક અને પ્રકાશક-કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ, અમરેલી કાઠીઆવાડ, મૂલ્ય ૦-૪-૦ આ બુક તેના એજંટ મી. જીવણલાલ અમરશી મ્હેતા. મેનેજર પ્રીન્ટીંવર્ક એન્ડ બુકસ એજન્સી અમદાવાદ તરફથી મળી છે. તેમાં સાદા ગીતો અને ચિત્રોનો સમાવેશ છે. એકંદર જોતાં નાનાં બાળકોને આ પુસ્તક ઉપયોગી થઈ પડે તેવું છે. તેમાંના ગીતો બાલકોને ગમ્મત સાથે જ્ઞાન આપી શકે તેવાં સાદાં અને સરળ છે.

**સત્યાર્થ પ્રકાશ સમીક્ષા**—પ્રયોજક અને પ્રકાશક શ્રીયુત પંડિત શ્રી કૃષ્ણ મોહનજી શર્મા કાર્તાતિક ગઢશીશા-કચ્છ, મૂલ્ય ૦-૪-૦ આ પુસ્તકમાં આર્યસમાજીષ્ટ સંબંધી કેટલાક સિદ્ધાંતોનું ખંડન કરેલું છે તેમજ સત્યાર્થ પ્રકાશ નામના શ્રી દયાનંદ સરસ્વતિના લખેલા ગ્રંથોમાંની ભૂલો બતાવવાનો પ્રયત્ન પંડિતજીએ કરેલો જણાય છે.

**આપણી બાળાઓને અનુકુળ કેળવણી**—લેખક મહીદાસ પ્રેમજી જાગાણી, ૭-નામ આપી પ્રકટ કરનાર પુરૂષોતમ રામજીભાઇ પરેખ આટકોટ (કાઠીયાવાડ). આ લઘુ લેખમાં કન્યાવિક્રયના રિવાજને ધિક્કારી બાળાઓને કેવી પ્રકારની કેળવણી આપવી તે વિષે ઉત્તમ બોધનો સમાવેશ કરવામાં આવ્યો છે, પુસ્તક બાળાઓને વાંચવા લાયક છે.

**શ્રી દશ લક્ષણ ધર્મ**—લેખક દીપચંદજી ઉપદેશક (નરસિંહપુર) પ્રકાશક મૂળચંદ કિશનદાસ કાપડિયા સંપાદક દિગંબર જૈન સુરત. આ પુસ્તક હીંદી ભાષામાં છે. તેમાં ધર્મના ક્ષમા (સહનશીલતા), માર્દવ (નમ્ર બનવું) આર્જવ (પવિત્રતા, સરળ સ્વભાવ) સત્ય (સાચી વાત) શૌચ (શુદ્ધ-સ્વચ્છતા) સંયમ (ઇંદ્રિયોનો નિગ્રહ કરવો) તપ (મનનો નિગ્રહ કરવો યા વશ કરવું) ત્યાગ, આકિંચ્ચન (અપરિગ્રહ). અને બ્રહ્મચર્ય આ દશ લક્ષણોનાં સ્વરૂપોનું હીંદીમાં વર્ણન કરવામાં આવ્યું છે. પુસ્તક વાંચવા જેવું છે.

**ચેતન કર્મ ચરિત્ર**—લેખક જીવણલાલ કસનદાસ કાપડીઆ, સુરત. પ્રકાશક, મૂળચંદ કશનદાસ કાપડીઆ, સુરત. છુટક મૂલ્ય. ૦-૪-૦ વાર્ષિક લવાજમ ૦-૮-૦ 'બ્રહ્મવિલાસ' નામના કવી ભગવતીદાસજી કૃત ગ્રંથમાં ચેતન કર્મ ચરિત્ર નામે એક હિંદી કવિતા છે તેના આધારે આ પુસ્તક લખેલું છે. વાર્તાના રૂપમાં જૈન સિદ્ધાંતોનાં ગુઢ રહસ્યોનો આ ગ્રંથમાં સમાવેશ કરેલો છે. પુસ્તક વાંચી મનન કરવા જેવું છે. વળી વાર્તારૂપે હોવાથી વાંચવામાં પણ રસ પડે તેવો છે.

**સ્વામી વિવેકાનંદ**—એમના સદુપદેશ—ભાગ ૨ જો. અનુવાદક ભીમજી હરજીવન પરીખ-ગઢડા-કાઠીયાવાડ. પ્રકાશક ભિક્ષુ અખંડાનંદ કાલબાદેવીરોડ, મુંબઇ. મૂલ્ય વાર્ષિક ફુલ ૧ાા, છુટક ૦ાા મૂળ બંગાળીમાં સ્વામીજીના પરમ ભક્તિમાન શિષ્યનો લખેલો આ ગ્રંથ ઉદ્બોધન નામના માસિક પત્રમાં બંગાળીમાં 'સ્વામી શિષ્ય સંવાદ'ના લેખ રૂપે પ્રગટ થયો હતો. તેનું આ ગુજરાતીમાં ભાષાંતર છે. સ્વામી વિવેકાનંદ જેવા સમર્થ મહા પુરૂષના સંબંધમાં જેટલું જાણવાનું મળે અને તેમનાં વ્યાખ્યાનો જેટલાં સાંભળવાનાં મળે તે સર્વ

મનુષ્યની ઉન્નતિ કરનાર હોય છે. આવાં ઉપયોગી પુસ્તકો પ્રગટ કરીને જન સમુદાય ઉપર સસ્તા સાહિત્ય કાર્યાલયના મંત્રી સ્વામિ અખંડાનંદજી જે ઉપકાર કરે છે તે પ્રસંશનિય છે. પુસ્તક ખાસ મનન કરવા જેવું છે. તેમાં લગભગ ૪૫ પ્રસંગોનો સમાવેશ છે.

**જૈન કોન્ફરન્સ હેરલ્ડનો ખાસ અંક**—લગભગ ૫૪૫ પાનનો દળદાર સચિત્ર અંક અમને તેના સંપાદક શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ્ એલ્. બી. વકીલ હાઇ કોર્ટ મુંબાઇ તરફથી મળ્યો છે. આ અંકમાં ઉપયોગિ લેખોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. બીજાં કેટલાંક જૈન માસીકો અને વર્તમાન પત્રોમાં દ્રષ્ટિ નાંખતાં જેમ અંદરે અંદરની બળતરાઓ, લડાઇઓ, મત મતાંતરો અને અકથનિય લેખો વાંચવામાં આવે છે ત્યારે આ માસિકમાં ઘણુંકરીને તેવા લેખને આશ્રય મળતો નહિ હોવાથી જન સમુદાયનું હિત થઈ શકે તેવા ઉત્તમ લેખોનો સંગ્રહ કરવા તંત્રીશ્રીને ધનવાદ ઘટે છે. આ અંકમાં આવેલા લેખો ખાસ વાંચી મનન કરવા જેવા છે.

**સસ્તી વાર્તા**—માળાના સંપાદક શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા તરફથી મળેલા ગ્રંથો.

**શહેનશાહ જહાંગીર**—લેખક ચીમનલાલ રતનલાલ દેશાઇ ભરૂચ.

**મહારાષ્ટ્રીય કથા કુંજ**—

**ઉમાજી નાયક**—લેખક શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.

**શાંતિ નિકેતન**—લેખક શ્રીયુત ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.

આ ચાર પુસ્તક અમને મળ્યાં છે. સસ્તા સાહિત્ય પછી સસ્તી કીંમતે સારા ગ્રંથો પુરા પાડવાની યોજના કરવામાં મી. ડાહ્યાભાઈનો બીજો નંબર છે. શ્રીયુત ડાહ્યાભાઇ એક વિદ્વાન લેખક છે. તેઓ જો કે સ્વતંત્ર નહિ પરંતુ બંગાળી મરાઠી વિગેરે ભાષાઓના ઉત્તમ ગ્રંથો ઉપરથી વસ્તુ સંકલનામાં કેટલેક ફેરફાર કરી ઉત્તમ નવલ કથાઓ લખી શકે છે. જેમાં ઉગ્ર વર્ગનું પેલુ પુસ્તક શાંતિ નિકેતન તો અમને સર્વથી ઉત્તમ જણાયું છે, કારણ તેમાં વાર્તાના રૂપમાં ઉત્તમ બોધનો સમાવેશ કર્યો છે. સાધારણ વાતો કરતાં જે વાર્તાના પુસ્તકો વાંચવાથી મનુષ્યની ઉન્નતિ થઇ શકે તેવાં પુસ્તકો બહાર પાડવાં એ ઉત્તમ છે. આ પુસ્તક વાંચવાની શરૂઆત કર્યા પછી પુરૂં વાંચ્યા સિવાય છુટકોજ થાય તેમ નથી. તેમાં નારાયણ દેવ અને પ્રબોધચંદ્રનો પ્રસંગ ખરેખર મનુષ્યને ઉંચી સ્થિતિમાં મુકી શકે તેમ છે.

આ વાર્તામાળાના પંદરસો પૃષ્ટનાં પુસ્તકોનું વાર્ષિક મૂલ્ય કાચા બાંધા પુઠાનું રૂ. ૨ છે, અને પાકા પુઠાનું રૂ. ૩) છે. દરેક પુસ્તક સુપરરોયલ સોળપેજી કદનું ગ્લેઝડ કાગજ ઉપર હોય છે.

હતી. તે ઉપર નજર નાંખતાં આ ગ્રંથનું મૂલ્ય રૂ. ૩) ઘણુંજ જુજ જણાશે. બીજો ભાગ પણ થોડા વખતમાં પ્રકટ થશે તેનું મૂલ્ય પણ રૂ. ૩) રખાશે પણ તેના અગાઉ ગ્રાહક થનાર પાસે બંને ગ્રંથનું મૂલ્ય રૂ. ૫ રાખવામાં આવ્યું છે. દરેક માણસે આવા જીવનને ઉચ્ચ ભૂમિકામાં સ્થાપનાર ગ્રંથો લેવાજ જોઇએ.

**શ્રી મહાભારત શાંતિ પર્વ**—રોયલ આઠ પેજી પૃષ્ટ ૮૩૬ ઉત્તમ કાગળો અને પાકુ સોનેરી બાઇન્ડીંગ છતાં કીંમત માત્ર રૂ. ૨ાા, અને સાદી આવૃત્તિના રૂ. ૨, આ ગ્રંથ રા. મણિશંકર મલાનંદ એમણે શ્રીયુત છોટાલાલ નિર્ભયરામ પાસે તૈયાર કરાવી રા. ભાઇશંકર નાનાભાઈ સોલીસીટરની સહાયથી પ્રસિદ્ધ કરેલો હતો તેની આ ચોથી આવૃત્તિ સસ્તા સાહિત્ય કાર્યાલયના મંત્રી સ્વામિશ્રી અખંડાનંદજીએ પ્રસિદ્ધ કરી માત્ર નજીવી કીંમત રાખી વેચવામાં આવે છે. આ ગ્રંથનો એકંદર ખર્ચ ૩૦૮૪) રૂપીઆ ૨૦૦૦ પ્રતના થયલા છે, એવું તેમાં ખર્ચનો આંકડો આપેલો જોવાથી જણાય છે. તે ઉપરથીજ સમજી શકાય છે કે આવા મૂલ્યવાન ગ્રંથો માત્ર લોક કલ્યાણાર્થેજ કઢાય છે, અને તેનો દરેક માણસે લાભ લેવોજ જોઇએ.

આજ કીંમત પ્રમાણે **મહાભારત** સંપૂર્ણ છપાવવાનો સ્વામીશ્રીનો પ્રયત્ન ચાલે છે. મહાભારત ચાર ભાગમાં નીચે પ્રમાણે પ્રગટ કરવાનો તેઓશ્રીનો વિચાર છે.

૧ **શાંતિપર્વ**—રૂ. ૨, માં અપાય છે તૈયાર છે.

૨ **આદિપર્વ**—સભાપર્વ, વનપર્વ અને વિરાટ પર્વનો એકત્ર ગ્રંથ મૂલ્ય રૂ. ૩ાા અને આખા મહાભારતના પ્રથમથીજ થઇ ચુકેલા ગ્રાહક પાસેથી રૂ. ૨ાા

૩ **ઉદ્યોગપર્વ**—ભીષ્મપર્વ અને દ્રોણ પર્વનો એકત્ર ગ્રંથ મૂલ્ય રૂ. ૩ાા અને પ્રથમના ગ્રાહક પાસે રૂ. ૨ાા

૪. કર્ણ, શલ્ય, સૌપ્તિક, સ્ત્રી, અનુશાસન વિગેરે પર્વોનો એકત્ર ગ્રંથ મૂલ્ય રૂ. ૩ાા પ્રથમ થએલા ગ્રાહક પાસે રૂ. ૨ાા

ઉપર પ્રમાણે આખું મહાભારત છપાશે તેનું મૂલ્ય રૂ. ૧૨ રહેશે પણ અગાઉ ગ્રાહક થનાર પાસેથી રૂ. ૧૦ લેવાશે. જેથી ઉપરનો શાંતિપર્વ ખરીદનારે રૂ. ૧, વધુ મોકલવાથી તેને અગાઉના ગ્રાહક તરીકે ગણી બીજા ગ્રંથો જેમ જેમ છપાશે તેમ તેમ મોકલાશે. આ પ્રમાણે આખું મહાભારત ઘણીજ નજીવી કીંમતે મળશે.

સ્વામીજીએ ઉપયોગી અને મૂલ્યવાન ગ્રંથો બહાર પાડી ઘણીજ નજીવી કીંમતે પુસ્તકો બહાર પાડી જનસમૂહના ઉપર જે ઉપકાર કર્યો છે તે અવર્ણનિય છે. વિવિધ ગ્રંથમાળા, ચરિત્રમાળા અને બૃહદ્ ગ્રંથમાળામાં પ્રકટ થતા તમામ ગ્રંથો દરેક માણસે વાંચવા જેવા જ હોય છે. તેનું મૂલ્ય એટલું તો થોડું હોય છે કે તેનો દરેક માણસ લાભ લઇ શકે તેમછે.

બૃહદ્‌ગ્રંથ માળાના આ સિવાય શ્રીમદ્ ભાગવત રૂ. ૨, શ્રી શિવાજીછત્રપતિ રૂ. ૧, રાજસ્થાનનો ઇતિહાસ કીં. રૂ. ૨ાા, આર્યાભિષેક રૂ. ૧ાા, સ્વામી રામતીર્થ રૂ. ૧, શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા રૂ. ૧ાા, દેવી ભાગવત વિગેરે ઉત્તમ ગ્રંથો બહાર પડ્યા છે. જે મજેથી તેનો વિવ્યુ લેવામાં આવશે. પત્ર વ્યવહાર—સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદને શિરનામે કરવો.

# विचित्र वर्तमान.

**ખોટી ડીગ્રીઓનો ઉપયોગ કરનારને સજા**—સરકારી ગેઝેટમાં ૧૯૧૫નો ઇંડિઅન મેડીકલ (બોગસ ડીગ્રીઝ) એક્ટ પસાર કરવામાં આવ્યો છે. એથી જણાય છે કે પાશ્ચાત્ય ડાક્ટર ડીગ્રીઓનો કાયદાસર રીતે મેળવ્યા વિના ઉપયોગ કરશે તેને રૂ. ૫૦૦નો દંડ થશે. ગવર્નર જનરલે ઘડેલા કાયદાની રૂએ સ્થાપન થયેલી દરેક યુનિવર્સીટી, બંગાળાની સ્ટેટ મેડીકલ ફેકલ્ટી અને મુંબાઈની કોલેજ ઓફ ફીઝીશીયન ઍંડ સરજ્યન્સ સિવાય કોઈને પણ પાશ્ચાત્ય ડાક્ટરી ડીગ્રીઓ આપવાનો હક નથી. તે છતાં કોઈ તેવી ડીગ્રીઓ આપશે તેને રૂ. ૧,૦૦૦નો અને જો તે કોઈ ખાતું કે મંડળ હશે તો તેના દરેક સભાસદને રૂ. ૧૦૦૦ સુધીનો દંડ થઇ શકશે, એમ માલમ પડ્યું છે કે ઘણાક માણસો ખોટી પાશ્ચાત્ય ડીગ્રીઓનો ઉપયોગ કરી એવો દેખાવ કરે છે કે, તેઓ કાયદેસર રીતે પાશ્ચાત્ય ડાક્ટરી ઉપાધિઓ મેળવનાર ડાક્ટરો છે. અને ખાનગી ખાતાંઓ તેવી ડીગ્રીઓ આપી લોકોને ભૂલાવા ખવાડવાના કામમાં મદદરૂપ થઇ પડે છે. તેવા ડાક્ટરો ઉપર અંકુશ મુકવા માટે આ કાયદો ઘડવામાં આવ્યો છે, અને તેથી હોમીઓપેથી, આયુર્વેદિક અને યુનાની તબીબો ઉપર કાંઇ અંકુશ મુકાતા નથી. તેઓ પોતાની રૂએ કામ કરી શકશે. જેમને આ સંબંધી વાંધો હોય તેમણે તા. ૧૦મી નવેંબર ૧૯૧૫ પહેલાં મુંબાઇની ના. સરકારના જનરલ ડીપાર્ટમેન્ટના સેક્રેટરીને લખવું.

**દુકાળની ઓછી થયેલી ધાસ્તી**—કાઠીયાવાડ તથા ગુજરાતમાં છેલ્લો વર્ષાદ પડવાથી દુકાળની ધાસ્તી ઓછી થયેલી છે.

**એક રાતમાં સફેદ વાળ**—હાલની લડાઇમાં એક સીપાઈ જર્મન ગોળાથી હવામાં ઉડી માટી સાથે દટાઇ ગયો હતો જેને પાછળથી કાઢતાં ધાસ્તીથી બહેરો થયો હતો તેમજ તેના માથાના એક બાજુના વાળ એક રાતમાં ધોળા થઈ ગયા હતા.

**નવા. એમ. ડી**—ડૉ. પરસોતમદાસ તુલસીદાસ પટેલે એમ. ડી.ની પરીક્ષા પાસ કરી છે.

**કાઠીયાવાડના સીવીલીયન**—વઢવાણના મી. પાનાચંદ કરસચંદ વકીલના પુત્ર મી. શીતલાલ પાનાચંદ સીવીલીયનની પરીક્ષામાં પાસ થયા છે.

**લડાઇ**—હજુ ચાલુજ છે. બલ્ગેરીઆ શત્રુઓ તરફથી લડાઇમાં ઉતર્યું છે.

**કોંગ્રેસ**—ડીસેંબર માસમાં મુંબાઇ ખાતે ભરાનારી કોંગ્રેસ માટે તૈયારીઓ થઇ રહી છે.

**એક સ્ત્રીને પાંચ છોકરાં**—મોર ખાતે એક મરાઠા સ્ત્રીએ એકી વખતે પાંચ બાળકોને જન્મ આપ્યો છે. તેમાં બે છોકરાં અને ૩ છોકરીઓ છે. તે બાઇએ ગઈ સાલ ૩ છોકરાંને જન્મ આપ્યો હતો તે ત્રણ માસ જીવી મરણ પામ્યાં હતાં. હાલનાં બાળકો હયાત છે.

**કોન્ફરન્સ**—ઓલ ઈંડિયા આયુર્વેદિક કોન્ફરન્સ આ સાલ મદ્રાસ ખાતે ભરાશે. તેની તૈયારીઓ થઇ રહી છે.

**દવાખાનું ચાલુ**—પુના મ્યુનીસીપાલીટીની આયુર્વેદીક દવાશાળાને તા. ૧ લી ઑગષ્ટથી બંધ કરવાનો ના. સરકારે હુકમ કર્યો હતો. પરંતુ પુના શહેરના લોકોની તેમજ દેશની બીજી વૈદક સંસ્થાઓએ કરેલી અરજીઓથી દવાખાનું બંધ કરવાનો હુકમ મોકુફ રખાયો છે.

**શોકજનક મૃત્યુ**—આ અંકમાં જે સર હેનરી કૉટનનું જીવનચરિત્ર આપેલું છે તેઓ ચાલુ માસમાં સ્વર્ગવાસ થયાના સમાચાર મળ્યા છે.



श्रीकृष्ण अने गरुड.

માસિક.



# ભાગ્યોદય.

પુસ્તક ૩. } { ફેબ્રુઆરી, ૧૯૧૬. } { પોષ, ૧૯૭૨. } { અંક ૧૨.

## आत्मस्वरुपनो अंतरमां साक्षात्कार करवा उपदेश.

( બોલતા કર્યું નહિ રે હર નામ, એ લય. )

જોતો કાં નથી તું નિજરૂપ.
દેવને જોતો, દેવીને જોતો, જોતો સાધુ સંત,
એથી ન કંઈ સાચું વળે છે, શોધે યુગ પર્યંત. જોતો૦
શાસ્ત્રને જોતો, વેદને જોતો, જોતો વિધ વિધ પંથ,
અન્ય પુરૂષથી શું વળે, જ્યાં લગી ન જડે નિજ કંથ. જોતો૦
અંતરથી પણ અંતર જે તે—ને તું શોધે બહાર,
આજ કિનારે ભટકેથી, શી રીતે જઈશ તું પાર. જોતો૦
આંખ ઉઘાડયે જે ન જણાતું, આંખ મીચ્યે દેખાય,
યત્નવડે તે નથી પમાતું, વિણ યત્નેજ પમાય. જોતો૦
જેને તારૂં ગણી રહ્યો છે, કેવળ તેની પૃષ્ટ,—
વાસ્તવ તારૂં નિજરૂપ ઝળકે, દૃષ્ટ અને અદૃષ્ટ. જોતો૦
તુજ પણ જેને તું જાણે, તેની ભીતર પહોંચ,
ભીતર જાતાં, અગમ્ય ગતિથી, ચઢી જઈશ તું ટોચ. જોતો૦
પૂરેપૂરા ઉંડા ઉતર્યે, જોઇશ તું નિજરૂપ,
બાહ્યભૂમિ તો ઉખર ભૂમિ છે, (એ) અંતરભૂમિ ફળરૂપ. જોતો૦
એ તારૂં રૂપ જોવા અર્થે, દૃશ્યનો કરજે બાધ,
છોડીશ તુજ લઘુતા તો જોઇશ, વાસ્તવ વસ્તુ અગાધ.

श्री उपेन्द्र.

# तमारुं जीवन केवुं होवुं जोइए.

( અનુસંધાન ગતાંકથી. )

પ્રિયભાઈ ! ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય તો પણ તમે તમારા લક્ષ્યબિંદુને ચૂકશો નહિ. તમે દુઃખો ભોગવવાને લાયક નથી પણ સુખનાજ અધિકારી છો એ નિશ્ચય માનજો. ક્રોધ કે કલેશને એક તલપુર પણ જગ્યા ન આપશો. તમે હંમેશાં તમારી શાંતિમય અને આનંદવાળી સ્થિતિને કાયમ રાખજો. કોઇ વખતે દુઃખના પ્રસંગો આવી પડે તો તેથી ગભરાવાની કાંઈ પણ જરૂર નથી. તમારા વાસ્તવ સ્વરૂપને કોઈ પણ રીતે કોઇ પણ દુઃખ આપી શકે તેમ છેજ નહિ. તે સ્થિતિમાં આનંદને ભોગવતા આવેલાં વિઘ્નરૂપ વાદળોને તમારા આત્મસામર્થ્યરૂપ સૂર્યના પ્રકાશથી વિખેરી નાંખો.

તમારૂં એકે એક વર્તન તમને સુખ આપનારજ હોવું જોઇએ. તમારાથી જાણે કે અજાણે થયેલા વિચાર કે વર્તનથી તમને તેમજ અન્યને કોઇ પણ પ્રકારની હાનિ ન થાય તેવું તમારૂં વર્તન હોવું જોઈએ. કોઈપણ માણસને તમારી પાસેથી કાંઇક ગ્રહણ કરવાનું મન થાય તેવું વર્તન રાખતાં શીખજો. તમારા જીવનના અનુકરણથી કેટલાંનાં જીવન સુધર્યાં છે તેનો વિચાર કરતાં જશો તો જણાશે કે તમે જન્મીને શું પ્રાપ્ત કર્યું છે.

તમે અધિકાર મેળવ્યો હોય તો તે અધિકારવડે કેટલાંનાં જીવન ઉચ્ચ કર્યા તેનો તરસાળો કહાડજો. તમે હાલ જે સ્થિતિમાં હો તે સ્થિતિમાં પણ તમારાદ્વારા કેટલાંનાં જીવન ઉચ્ચ થયાં તે જોતા રહેજો. જો આની સંખ્યા વધુ આવે તો જાણજો કે તમે કાંઈ કમાતાં શિખ્યા છો, નહિતો ધન કમાતાં તો દરેક માણસ શિખી શકે છે.

બીજાનાં જીવન ઉચ્ચ કરવાની જે ઇચ્છા તમારા અંતઃકરણમાંથી ઉઠયાં કરે છે તે શાને માટે ? તમારાજ હિતને માટે. જ્યાં સુધી તમે અન્યનાં જીવન ઉચ્ચ કરવા માટે પ્રયત્ન કરતા નથી ત્યાં સુધી તમારા અન્ય પ્રયત્નો નકામા છે. અન્યનાં જીવન ઉચ્ચ કરવા જતા પહેલાં તમે અન્યને જેવી સ્થિતિમાં મૂકવા ઇચ્છતા હો તેવું તમારે વર્તન કરવું જોઇએ. જેમ સ્કુલમાં એકડો શિખતો છોકરો બીજાને એકડો શિખવાડે અને બીજો ટ્રેન્ડ શિક્ષક શિખવે તેમાં જેટલો ફેર છે, તેવીજ રીતે તમે પ્રથમ બીજાને જેવો બોધ આપવા ઇચ્છતા હો તેવાં લક્ષણ તમારામાં છે કે નહિ તેની તપાસ કરી અને પછીજ અન્યને સુધારવા જજો. જ્યાં સુધી પોતાનામાં તેવાં લક્ષણો ન હોય ત્યાં સુધી બીજાને ઉપદેશ દેવાનો પોતાને અધિકાર નથી એમ જાણી પોતે પ્રથમ તેવાં લક્ષણોને ધારણ કરવા પ્રયત્ન કરવો જોઈએ.

તમને તમારા વર્તનથી લાભ થયેલો જોઇ અન્ય મનુષ્યો તમારા બોધ આપ્યા સિવાયજ તમારાં લક્ષણોને ધારણ કરતાં શીખશે. અનુકરણ કરવાનો માણસ માત્રનો સ્વભાવ છે. અને તેથી તમારામાં જે સારાં લક્ષણો દેખશે તો તે તમારા ઉપદેશ સિવાયજ પોતાનામાં ધારણ કરશે.

આપણે સત્ય બોલવાનો બીજાને ઉપદેશ આપીએ અને પ્રસંગ આવતાં કોર્ટમાં જુઠી જુબાની આપતાં ન ડરીએ તો પછી આપણો બોધ બીજાને શી અસર કરી શકે ? કંઇજ નહીં. આપણે જો સત્યવક્તા હોઇએ તો આપણું વર્તન જોઇનેજ અન્ય માણસો સત્ય

બોલતાં આંચકો ખાવાના નહિ. આવાં ઘણાં લક્ષણો છે કે જે દરેક માણસ ગમે તેવી સ્થિતિમાં પણ પાળી શકે છે.

જેમ બને તેમ તમારૂં વર્તન ઉચ્ચ રાખો. બીજાને બોધ આપવાને માનો કે, બીજાને સુધારવા માનો, ગમે તેમ માનો પણ તે અર્થે તમારે તમારૂં વર્તન પ્રથમ ઉચ્ચ કરવાની જરૂરજ છે. જ્યાં સુધી જનસમાજમાં તમે આદરરૂપ નહિ બનો ત્યાં સુધી તમારા બોલવાની અસર બીજાને થવી એ મુશ્કેલજ સમજજો.

તમારા ધંધામાં જો કોઇ તમારો હરીફ મળે તો પછી તમે તેના પર દ્વેશથી બળી જાવ, અને પછી બીજાના આગળ અન્યપ્રતિ દ્વેશ ન રાખવાનો ઉપદેશ આપો તે અન્ય માણસો શી રીતે માની શકવાના ? નહીંજ. તમે શાંતિ રાખવાનો અન્યને બોધ આપવા પ્રયત્ન કરતા હો, મોટી મોટી, વેદ, પુરાણ અને શાસ્ત્રોની અધ્યાત્મ જ્ઞાનની વાતો અન્યને સંભળાવતા હો કે મોટા જાહેર મેળાવડામાં ભાષણો આપતા હો, અને તમે પોતે તો ઘરમાં, સ્ત્રીની કોઇ નાની સરખી કસુર થતાં કે, તમારી તબીયત સાચવવામાં જરા વિલંબ થતાં તેના ઉપર વાંઘની માફક તરાપ મારતા હો, તેને બેઅદબી ગાળો સંભળાવતા હો, તો પછી તમારા શાંતિની કે અધ્યાત્મ જ્ઞાનની વાતોથી અન્યને શો લાભ થવાનો? કાંઇજ નહિ.

તમારે પ્રથમ તમારૂં જીવન એવુંજ કરવું કે જેમાંથી તમારા વગર બોલ્યે કે વગર ઉપદેશ આપ્યે મનુષ્યો કાંઇ ગ્રહણ કરી શકે. જેમ ગુલાબ કે મોગરાનાં ફુલ જ્યાં મઘમઘી રહ્યાં હોય છે, ત્યાં સર્વ કોઇને જવાનું મન થાય છે, તેમ તમારામાં પણ ઉત્તમ ગુણોરૂપી સુગંધ એવી મઘમઘી રહી હોય કે જ્યાં સર્વ કોઇને આવવાનુંજ મન થાય. જેમ ગુલાબનું ફુલ કોઇને પોતાના પ્રતિ આવવા બોલાવી શકતું નથી તેમ પ્રયત્ન પણ કરતું નથી પરંતુ તેની સુવાસિત સુગંધિજ અન્યને તેના પ્રતિ આકર્ષે છે. તેમ તમારા વગર પ્રયત્ને અથવા તો વગર બોધ આપ્યે અન્ય મનુષ્યો તમારા પ્રતિ આકર્ષાય અને તેમને તમારા જીવનમાંથી કાંઇ મળી શકે એવું તમારૂં વર્તન હોવું જોઇએ.

આવું વર્તન સ્થિતિનો કોઇપણ પ્રકારના ભેદની અપેક્ષા રાખતું નથી. સ્થિતિને અને વર્તનને કશો સંબંધ નથી. તમે જે સ્થિતિમાં હો તેજ સ્થિતિમાં ગુલાબ કે મોગરા જેવા આકર્ષિત બની શકો તેમ છો. જેમ બને તેમ બોધથી અન્યને સુધારવાના પ્રયત્નનો ત્યાગ કરતા જાવ, પણ તમારા વર્તનથી અન્યને સુધારવાના પ્રયત્નને કરતા જાવ, તોજ તમે કાંઇ કરી શકશો.

કોઇનું પણ અશુભ કરવાની તમારામાં સ્વપ્ને પણ જીજ્ઞાસા નજ થવી જોઇએ. જો આ જીજ્ઞાસા ખૂણે ખોચરે પણ તમારામાં ભરાઇ રહી હશે તો જરૂર તમે પાછાજ પડવાના અને તમારા કાર્યમાં વિઘ્નોજ આવવાનાં. શત્રુ હોય કે મિત્ર, ગમે તે હોય તો પણ તેનું શુભ થાય એવી તમારા અંતઃકરણમાં જીજ્ઞાસા પ્રકટેલી હંમેશાં રહેવીજ જોઇએ.

તમારે પ્રેમમય બનવું. પ્રેમ આ જગતમાં સર્વ કાર્ય કરવાને માટે રામબાણ ઇલાજ છે. પથ્થર જેવા પણ પ્રેમભક્તિથી વશ થઇ જાય છે તો મનુષ્યની શી ગણત્રી? તમારે બીજાના ચાકર થવાની જરૂર નથી. તમારામાં માત્ર આ એકજ પ્રેમમય ગુણ વસી રહેલો હશે તો તેની પાછળ સર્વગુણો આપોઆપ આવીને હાજરજ થવાના. પ્રાણિમાત્ર પ્રતિ પ્રેમ રાખતાં શીખો. પછી તમારો વિરોધી કે દુશ્મન આ જગતમાં રહેશેજ નહિ,

સર્વ જગતને તમે તમારા આત્મારૂપ ગણતાં શિખશો તોજ આ ગુણ તમારામાં આવશે. ભિન્નત્વને અને આ ગુણને સો ગાઉનું છેટું છે. તમારે કોઇપણ પ્રાણિપ્રતિ કોઇ પણ પ્રકારની અહિત કરવાની દષ્ટિ ન રાખવી. પણ તેના પ્રતિ પ્રેમજ વરસાવવા પ્રયત્ન કરજો.

તમે જે સ્થિતિમાં હો તે સ્થિતિમાં રહીને પણ આ કાર્ય તો કરીજ શકશો, અને આવા સર્વોત્તમ જીવનને પ્રાપ્ત કરી શકશો.

તમારા પ્રતિ અન્યને અણગમો કે દ્વેષ ઉત્પન્ન થાય, તમારાથી અન્ય ભય પામે, અન્યને તમારા પ્રતિ અભાવ થાય કે એવી કોઇપણ રીતે તમારા પ્રતિ અન્યનો અણગમો ઉત્પન્ન થાય એવું એક પણ વર્તન તમારૂં હોવું જોઈએ નહિ. પરંતુ તમને જોતાંજ અન્યને તમારા પ્રતિ સ્નેહ ઉત્પન્ન થાય, અન્યને તમારૂં ભલું કરવાની ઇચ્છા થાય, તમારાં વાકયોને ફુલની માફક વીણી લેવાની જીજ્ઞાસા પ્રકટે, એવું તમારૂં વર્તન હોવું જોઇએ. જો આવું વર્તન તમે કરી શકશો તો નક્કી જાણજો કે આ જગતમાંથી તમે કાંઇક કમાઇને જવાની ઇચ્છા રાખો છો, અને કમાશો પણ ખરા.

તમારા પ્રતિ શત્રુપણું રાખનાર ભલેને ગમે તેવો ક્રુર હોય પણ જ્યાં એક વખત તમારા પ્રસંગમાં આવે અને તેનો શત્રુભાવ ન બદલાઇ જાય તો તમારા વર્તનમાં ખામી સમજજો. તમને યાદજ હશે કે પૂર્વે આપણા રૂષિમૂનિયોના સત્વમય પ્રદેશમાં આવતાં હિંસક પ્રાણીયોના હિંસક સ્વભાવ પણ મટી ગયા હતા. તેરીજ રીતે તમારે તમારૂં વર્તન પણ એવું ઉચ્ચ ગાળવું કે તમારા સંબંધમાં આવનાર દરેક માણસને તમારા પ્રતિ સ્નેહ અને મમતાનો ભાવ ઉત્પન્ન થાય. અને જો આ સ્થિતિને તમે પ્રાપ્ત કરી શકશો તો જરૂર તમે કાંઇક કરી શકવાને સમર્થ થયા છો એમ માનજો.

ઉચ્ચ વર્તન કરવાને માટે ઉચ્ચ વિચારોનું સેવન કરવું એ પણ અગત્યનું છે. વિચાર એ કારણ છે અને વર્તન એ કાર્ય છે. પ્રથમ વિચાર ઉત્પન્ન થયા સિવાય વર્તન થઈ શકતું નથી જેથી જો શુભ વિચારોનું સેવન કરતાં શિખશો તો આપોઆપ તમારૂં વર્તન પણ સર્વોત્તમજ થવાનું. તમારે જેવું વર્તન ગાળવાની ઇચ્છા હોય તેવાજ વિચારોનું ચિંતન કરજો અને ભૂલે ચૂકે પણ તેમાં અશુભ વિચાર પ્રવેશ ન કરી જાય તેની સાવચેતી રાખજો. તો જરૂર તમે ઉચ્ચ જીવનનો સુખમય સ્વાદ ચાખી શકશો.

**વસુધૈવ કુટુંબકમ.** આ જગતને તમારા કુટુંબ તરીકે માનો. માનો એટલુંજ નહિ પણ તે પ્રતિ તમારૂં વર્તન પણ તેવુંજ હોવું જોઇએ. પૂર્વે આપણા મહાપુરૂષો એવા થઈ ગયા છે કે જેઓ આખી દુનિયાને પોતાના કુટુમ્બ સમાન માનતા હતા, હાલ પણ તેવા થયા છે અને થાય છે. જ્યાં સુધી આવો લાંબો વિચાર તમારો થયો નહિ હોય ત્યાં સુધી તમે અન્ય પ્રતિ પ્રેમ કરી શકવાના નહિ, અને જ્યાંસુધી સર્વ પ્રતિ સમાન પ્રેમ રાખતાં શીખશો નહિ ત્યાં સુધી આ વૃતનું પાલન થઇ શકશે નહિ.

આપણા લોકમાન્ય શ્રીયુત ગોખલે, સર ફીરોઝશાહ મહેતા અને હાલના લો. મા. શ્રીયુત ગાંધીને લોકો આટલું બધું માન કેમ આપે છે ? શું તેનો આપે કોઈ દિવસ વિચાર કર્યો છે ? તેનું કારણ એજ બતાવી આપે છે કે, તેમણે આખા દેશને પોતાના કુટુંબ તરીકે માની, તેમને માટે કોઇ પણ પ્રકારના સ્વાર્થ વિના પણ પોતપોતાના

સ્વાર્થનો ભોગ આપીને હંમેશાં તેમનું ભલું કરવાને માટે સંકટને ભોગવ્યું છે. અને તેમના એજ પ્રેમે સર્વના પ્રેમને પોતાના પ્રતિ આકર્ષ્યો છે. તમે પણ તેમના જેવા થઇ શકો તેમ છો. નિઃસ્વાર્થ દેશ સેવા; નિઃસ્વાર્થ રાજ સેવા; નિઃસ્વાર્થ ઇશ્વર પ્રાર્થના વિગેરે જે કાંઇ નિઃસ્વાર્થપણે કરવામાં આવ્યું હોય છે તેનું ફળ વધુજ મળે છે. તેમણે નિઃસ્વાર્થપણે દેશ સેવા કરી છે; અને તેથીજ આજે તેઓ પ્રતિ અત્યારે નાના બાળકથી લઇને વૃદ્ધ પર્યંતનો સરખો પ્રેમ છે. સર્વ પ્રતિ સમાનભાવ એક ઇશ્વરજ રાખી શકે છે, અને તેથી જે મનુષ્ય આ ગુણને ગ્રહણ કરે છે તેનામાં ઇશ્વરી અંશ પ્રકટ થતો જાય છે. આ ભાવ જ્યાં પ્રકટ થયો ત્યાં તેની સાથે સાથે તેના સોબતિઓ પણ તમારામાં પ્રકટ થવાનાજ. આ ગુણનું જેનામાં સ્થાપન થયેલું હોય છે તેને કોઇ પ્રતિ વૈરભાવ હોતો નથી, તેને કોઇ દુશ્મન હોતો નથી, તેમજ કદી કોઇની સાથે વિરોધમાં ઉતરવું પડતું નથી. તેના ચિત્તમાં ક્ષોભ થાય એવું એક પણ કાર્ય તેને કરવાનું રહેતુંજ નથી. તે સદા આનંદ અને શાંતિમાંજ રહે છે. બીજાનું ભલું કરવાનાજ વિચારો તેના મનમાં ઘોળાયા કરે છે, અને આ વિચારના પરિણામે અન્ય મનુષ્યો પણ તેના પ્રતિ સ્નેહ રાખતા જાય છે.

જેને આ જીંદગીમાં કાંઈ કમાઇને જવું છે તેણે આ લક્ષણને તો પ્રથમજ ધારણ કરવું જોઇએ. ઇશ્વર પ્રાપ્તિમાં આ એક પગથીયું છે, અને આજ જીંદગીમાં કર્તવ્ય કરવાનું છે.

મનુષ્યનો જન્મ સત્ય સુખ મેળવવાને માટેજ થયો છે અને તે સુખ જ્યાં સુધી ન મળે ત્યાં સુધી ગાળેલો સમય નકામોજ છે. તે જો આજ જન્મમાં મળે તો જાણવું કે જન્મ સાર્થક થયો છે નહિતો ફરી ફેરો ઉભોજ સમજવો. જેથી દરેક મનુષ્યે આ પ્રકારે સર્વોત્તમ સુખ મળે એવું જીવન ગાળવું જોઇએ. આપણી દરેક ક્રિયાથી આપણને અને અન્યને લાભ થાય એવું જીવન ગાળવું જોઇએ. અને તેથી વિરૂદ્ધ વર્તન ન થાય તેની સાવધાની રાખવી જોઇએ. એ મનુષ્યમાત્રનું કર્ત્તવ્ય છે.

---

## શાંતિની ગેય ભાવના.

( જીવ ભજી લે સદ્ગુરુ દાતાને, એ લય. )

મારૂં જીવન સતત વહે શાંતિમાં,
શાંતિમાં—વિશ્રાંતિમાં. મારૂં૦
વસ્તુ વિચારે કરી મન પડતું,—નથી અવનતિની ભ્રાંતિમાં,
ઉચ્ચ લક્ષ્યને લક્ષી રહેતાં, સતત વહે ઉત્ક્રાંતિમાં;—
હર્ષ શોક ન થતા અનુકૂલ પ્રતિકૂલ સ્થિતિની સંપ્રાપ્તિમાં,
દ્વૈતભાવ ક્યાંથી પ્રકટે આ, ચિન્મયતાની વ્યાપ્તિમાં;—
અતૃપ્તિના અંતરના અંકુર, પરિણમતા પર્યાપ્તિમાં,
ઉપેન્દ્ર એક અચલ સ્વરૂપે રહું, આદિ, મધ્યે કે સમાપ્તિમાં.—

શ્રી ઉપેન્દ્ર.

# महान पुरुषोना जीवनमांथी मळतो बोध.

( લેખક શ્રીયુત પ્રેમશંકર નારણજી દવે ).

( અનુસંધાન ગતાંકથી ).

૭.

કોઇ પણ વિચાર અગર ક્રિયાની અપૂર્વતા વિરલ મગજમાંજ ઉદ્‌ભવે છે. શાસ્ત્રમાં, સાહિત્યમાં, કળામાં કે વિજ્ઞાનમાં પૂર્ણ નિષ્ણાત મનુષ્ય સતત્ ઉદ્યમ કરી હરેક સિદ્ધાંત કે પદાર્થના મૂળ તત્ત્વોનું યથાર્થ જ્ઞાન મેળવે ત્યાર પછીજ, તેમાંથી કાંઇ પણ નવીનતા આપણને બતાવી શકે છે. ગુન્હેગાર મનુષ્ય ફોઝદારીમાં પકડાતાંજ પોતાનો ગુન્હો કબુલ કરતો નથી, પરંતુ પોલીસના કામમાં ચાલાક મનુષ્યજ અનેક પ્રકારના પ્રશ્નોથી તેમજ જોર જુલમથી તેની પાસેથી સત્ય વાત કઢાવે છે. કુદરત પણ પોતાની જડ, ચેતન અને વિચાર સૃષ્ટિમાં રહેલ અગાધ મહત્વને પહેલે આંચકે દર્શાવતી નથી, પરંતુ તેના હરેક વિભાગનું અનેકવાર પૃથક્કરણ કરી તેના અણુઓને જુદા જુદા પદાર્થો સાથે મિશ્ર કરવાથીજ કોઇ પણ શોધ થઇ શકે છે, અથવા અનેક પ્રકારના પુસ્તકમાંથી દોહન કરી કોઇ પણ અપૂર્વ વિચાર જગતની દૃષ્ટિએ મુકી શકાય છે. મહાન લેખકોના જીવન ચરિત્રો વાંચો તો તમને જણાશે કે પ્રશંસાને પામેલ એક પુસ્તક બનાવતાં તેમણે કેટલા વર્ષો ગાળ્યા હતા. તમને આશ્ચર્યચકિત કરી નાખે તેવી શોધો કરવામાં કેટલા બધા વિજ્ઞાનશાસ્ત્રીઓએ પોતાના માથા ઉપર ગરીબાઇ વ્હોરી લઇ દારિદ્રમાંજ જીવન ગુજારેલ છે, એ આપણે ક્યાં નથી જાણતા? જે કોઇ પ્રશંસ્ય વસ્તુ કે શોધ જગતમાં થઇ છે, તે સર્વ ગરીબ મનુષ્યોથીજ થઈ છે. ખાવા પીવા અને મોજ શોખની દરેક વસ્તુમાં સમૃદ્ધિવાન મનુષ્ય, પરસેવો વળે ત્યાં સુધી એક વિષયમાં લીન થાય તે અસંભવ છે, પરંતુ એક ગરીબ મનુષ્ય પોતાના કુટુંબ માટે પુરતું અન્ન મેળવવાના ઉદ્દેશથી, તન મન પૂર્વક કોઇ પણ શોધ કરવા કે અપૂર્વ વિચારોથી ભરપૂર પુસ્તક લખવા તત્પર થાય છે. મનુષ્યમાં રહેલ સર્વ શક્તિનો ઉપયોગ તેને કરવો પડે છે, અને પરિણામે તે અજ્ઞાત રીતે જગતનું શ્રેય કરે છે. Necessity is the mother of Invention એ કહેવત સત્ય છે. એક વસ્તુની પ્રાપ્તિ માટે અમુક વખતજ મુકરર કરવાથી તે સિદ્ધિને પ્રાપ્ત કરી શકયો નથી, પરંતુ જ્યારે તે પોતાનું જીવન તે વસ્તુને અર્પી તેનેજ લક્ષ્યબિંદુ ગણે છે, ત્યારે તે મહાન વસ્તુ મેળવી શકે છે.

પરંતુ દિલગીરી સાથે આપણે કબુલ કરવું પડે છે કે આવા સતત્ ઉદ્યોગને જીવન અર્પણ કરનાર નર તો વિરલ હોય છે. મનુષ્યની સ્વાભાવિક વૃત્તિ જુના રસ્તા ઉપર ચાલવાની હોય છે, અને " ગાડરીયો પ્રવાહ " એ ઉક્તિ ઘેટાંને જેટલી લાગુ પડે છે, તેટલીજ મનુષ્યને લાગુ પડે છે. બેશક ઘેટાં સાથે સરખાવતાં, મનુષ્ય અનુપેય પ્રાણી ગણાય, પરંતુ અમુકનું અનુકરણ કરી તેને પગલે પગલે ચાલવાનો મનુષ્યનો સ્વભાવ ઘેટાંના સ્વભાવથી બીલકુલ જુદો નથી. यद्यद् वरति श्रेष्ठस्तद् तदेवे तरोजनाः અને જે વિચાર હજારો વર્ષ પહેલાં સેવાયેલ હોય, તેજ વિચાર અત્યારે પણ માનનીય ગણાય છે. પરંતુ આપણે યાદ રાખવું જોઇએ કે સમયાનુસાર ફેરફાર નહિં થયેલ સિદ્ધાંત અનુપયોગી ગણાય છતાં

જે પ્રજા નવીન વિચારોને પોષે નહિં અને જુના મતનેજ વળગી રહે, તેનું અધ:પતન થાય છે. આપણી પ્રજા એટલે સુધી અનુકરણ કરનારી છે કે એક મનુષ્યે અમુક ધંધામાં કાંઇ પણ નફો મેળવ્યો તો બીજોજ ધંધો શોધી કાઢી નફો મેળવવા કરતાં, તે મનુષ્યના ધંધાનું અનુકરણ કરી તેને ધોખો દેવા આપણે અચકાતા નથી. ૧૦ વર્ષ પહેલાં જ્યારે એક શરાફે બેંક કાઢી તો તેની દેખાદેખીથી અનેક પરપોટા બેંકો નીકળી અને પાંચ, ૭ વર્ષમાં તે સર્વનો ફુરચો નીકળી ગયો. પરિણામે અસંખ્ય ગરીબ થાપણદારોના પૈસા ડુબ્યા. કાપડની મીલ એક શેઠીઆએ કાઢી તો તેની પછવાડે ઘણી નીકળી પડી, અને વિશેષ સ્પર્દ્ધા થવાથી મીલોને નુકશાન જવા લાગ્યાં. એકજ જાતના ધંધામાં મુડી રોકવા કરતાં, જુદા જુદા હુનરને ઉત્તેજન અપાયું હોત તો હાલમાં જે જે મીલોને બંધ થવા વખત આવ્યો છે, તેમ થાત નહિં, અને અમેરિકા, જાપાન જેમ હાલ ચાલતી લડાઇથી સમૃદ્ધિવાન થતું જાય છે, તેનો અંશ હિંદના કારખાનાવાળાઓને પણ મળત. પરંતુ અફસોસ કે નવીન માર્ગે ચાલવું, એ આપણા પંથથી ન્યારી વાત છે. હવે કોન્ફરન્સની સ્થિતિ જુઓ. પહેલાં જૈન કોન્ફરન્સ ભરાઇ અને તેને પરિણામે ઉદ્‌ભવેલ જુસ્સાથી અન્ય કોમોએ પણ પોતાની જ્ઞાતિની કોન્ફરન્સ ભરવા માંડી, પરંતુ આવી કોન્ફરન્સો દ્વારા તેમની જ્ઞાતિમાં કેટલા સુધારા થયા છે, તે આપણે જાણીએ છીએ. નાતના ધારાઓનો જન્મ કોન્ફરન્સના નેતાના મગજમાં થાય છે અને તેનું મરણ કોન્ફરન્સના મંડપમાંજ થાય છે. આવી સ્થિતિ હોય અને "સબ સમઝી સમાલીયો, મેં મેરી ફોડતા હું" એવી લાગણી જો નેતાજ રાખતા હોય તો જ્ઞાતિનું શ્રેય ક્યાંથી થઇ શકે? આ શબ્દો અનેક મનુષ્યોના કર્ણને પ્રિય નહિં લાગે, પરંતુ સત્ય હમેશ મિષ્ટ હોઇ શકતું નથી.

જે મનુષ્ય મોડે સુધી સુઇ રહે છે, તેને આપણે દારિદ્રીની ઉપમા આપીએ છીએ. તેવો મનુષ્ય રાત્રિનો વખત વધે તેમજ ઇચ્છયા કરે છે, અને જોગ જોગે, નિંદ્રામાંથી ઉઠવાના તેના સમય પહેલાં, જો તેની આંખ ઉપર સૂર્યના કીરણ પડે છે, તો સૂર્યના ટુકડા થઇ જાય અગર તે ઢંકાઇ જાય એમ તે મનુષ્ય ઇચ્છિયા કરે છે, કારણ તેને તો પોતાની નિંદ્રાજ પ્રિય છે, અને પોતાની પ્રિય વસ્તુના સમાગમમાં ખલેલ કરનારની તે અવગણના કરે તે સ્વાભાવિક છે. અજ્ઞાનની નિંદ્રામાં પડેલ પ્રજા પણ પોતાની નિંદ્રા અને આળસ્યને અનુકૂળ સમય વધે તેમજ ઇચ્છયા કરે છે, અને કદાચ કોઇ મહાન વ્યક્તિ, સત્ય જ્ઞાન રૂપી સૂર્યને તેના હૃદય ચક્ષુ આગળ ધરે છે, તો તેને અનેક પ્રકારના ફીટકાર મળે છે, તે પુરૂષની ટીકા થાય છે, અને તેને જન સમાજની દૃષ્ટિએ હલકો પાડવા પ્રયત્નો કરાય છે. આનું કારણ શું? મનુષ્ય પોતાના જુના વિચારોની ઘરેડ છોડી નવા આશિર્વાદદાયક વિચારો ગ્રહણ કરવા એને પોતાના જીવનમાં મહાન વિપ્લવ ગણે છે. લાંબા વખત સુધી સ્થાયી રહેલ એક વિચારને બદલી તેના ભ્રષ્ટ રૂપાંતરને શુદ્ધ સ્વરૂપમાં પુનર્જીવન આપવું, તે જન સમાજને અતિ મુશ્કેલ થઈ પડે છે.

મનુષ્યો પુષ્કળ કામો તે ખરા અને સ્વાભાવિક છે માટે કરે છે એમ નથી. તેમાંથી ઘણા ખરા તો વર્જ્ય છે, પરંતુ તેમ કરવાની તેમને વંશ પરંપરાની ટેવ પડી ગયેલ હોય છે, તેથીજ કરે છે. મનુષ્યનો મોટો જે ટેવોના બંધનમાં જણાય છે, તે પ્રાચીન કાળમાં મનુષ્યો વડે થયેલ કાર્યોને લીધે પડી ગઇ હોય છે, અને આ જમાનાના મનુષ્યોએ જો

પોતાના ધર્મનું યથાર્થ પાલન કરવું હોય તો તેમણે પોતાના જીવનની હરેક વલણનું ફરીને નિરીક્ષણ કરવું જોઇએ અને પ્રાચિન કાળથી અમુક કાર્યો થતાં આવ્યા છે, માટે તેમણે તે કાર્ય કરવા, એમ આગ્રહ પૂર્વક માનવું ન જોઇએ.

આપણા પૂર્વજો માટે બેશક આપણને માનબુદ્ધિ છે, તેમની કરેલ આજ્ઞાઓ દીર્ઘ દ્રષ્ટિ સૂચવતી હોઈ, હમેશ ઇષ્ટ છે, અને કદાચ આપણે તેનું રહસ્ય સમજવા શક્તિવાન ન થઇ તે આજ્ઞાઓને નિરર્થક ગણીએ તો તેમાં આપણો દોષ ગણાય. પરંતુ વંશપરંપરા થતાં આવતાં જે કાર્યો, આપણા તન, મન, ધનને દેખીતી રીતે નુકસાન કરતાં હોય તો તેને શા માટે તરછોડી ન નાંખવા, તે સંબંધે વિચાર કરવો યોગ્ય છે. કદાપિ આપણી તર્કશક્તિ કે ન્યાયબુદ્ધિને આપણે દોષ દઇએ પરંતુ સત્યવસ્તુને આપણે છેતરી શકતાનથી.

આપણા બાપદાદાઓ ૮–૧૦ વર્ષની કન્યાનાં લગન કરી નાખતા, તેને પરિણામે અત્યારની પ્રજાની શારીરિક અને માનસિક સ્થિતિ જુઓ કેટલી શોચનીય છે ? યૌવાવસ્થા માંજ તેના સર્વ અવયવો શિથિલ જણાય છે. પંદર વર્ષના બાળકને ચશ્મા લેવાં પડે છે. અને ૪૦ વર્ષે તો ઘડપણની નબળાઇઓ જણાઇ આવે છે ! આવી શારીરિક સંપત્તિવાળી પ્રજાથી માનસિક પ્રગતિ કયાંથી થઈ શકે ? લાંબો વખત થયાં, થતા આવતાં બાળલગ્નનું પરિણામ જો આવું આવતું હોય તો, શું આપણે પણ તે રીવાજને શિષ્ટ સંપ્રદાય માની શિરોધાર્ય ગણવો જોઇએ ? પુત્રને બાર વર્ષ સુધી અને કન્યાને આઠ વર્ષ સુધી પાઠશાળામાં રહેવાનો પ્રાચિન રીવાજ તોડી, આપણા વડવાઓએ શા માટે બાળ લગ્નનો રીવાજ પ્રચલિત કર્યો હશે, તેનો વિચાર કર્યા વગર તે રીવાજને વેદ વચન સમજી વળગ્યા રહેવાનું યોગ્ય કેમ ધારી શકાય ? મુસલમાની રાજ્ય સત્તામાં જ્યારે કુંવારી હિંદુ કન્યાઓને બળાત્કારે લઈ જઇ શકાતી, ત્યારે આવી બાળાઓને જલદી પરણાવી દેવામાં આવતી, પરંતુ અત્યારના સંસ્કૃતિ પામેલ હકુમત નીચે એવા ભયને સ્થાન અપાતું ન હોવા છતાં, શા માટે આપણે તે રીવાજને વળગી રહેવું ? પરણ્યાનું યથાર્થ જ્ઞાન પુત્રને ૨૦ વર્ષ પહેલાં, અને સ્ત્રીને ૧૫ વર્ષ પહેલાં થવા ન દેતાં, ત્યાં સુધી તે બ્રહ્મચર્ય પાળે તેવી વ્યવસ્થા મા બાપે કરવી જોઇએ. બેશક, આ બાબતમાં થોડો સુધારો થયો છે અને તે પ્રશંસ્ય છે.

મરણ ક્રિયાના ઉદ્દેશથી થતા ખર્ચો સંબંધે પણ આપણે તેટલાજ દોષિત છીએ. કારણ આપણા વડવાઓથી લખલુટ પૈસો ખર્ચાતો આપણે જોયો છે, અને એક મનુષ્ય મરી જાય તો તેની પાછળ નાત થવીજ જોઇએ, એવી દૃઢ માન્યતા આપણામાં બેસી ગઇ છે. મરનાર પછવાડે ગામના છોકરાંને જમાડવા એતો ગરીબ મનુષ્યો ઉપર કર રૂપે છે, અને તે કર નહિ ભરનાર જગતની ટીકાને પાત્ર થાય છે; એવું જોવાની આપણને ટેવ પડી ગઇ હોય છે પરંતુ આપણે ભૂલવું ન જોઇએ કે આપણા દેશની જાહોજલાલીના સમયે આપણા પૂર્વજોએ કદાચ દેખાદેખીથી પોતાની શ્રદ્ધા પ્રમાણે મોટાં ખર્ચો કર્યાં હોય તો આપણે પણ આપણા તવંગર કુટુંબીને પગલે ચાલવું ઉચિત ગણાશે ? આવા બારીક જમાનામાં જ્યારે પૈસો એક દિશામાંજ ઘસડાઈ જાય છે, અને મધ્યમ પંક્તિના મનુષ્યો વિશેષ ઘસાતા જાય છે, તેવા સમયમાં "ઘર બાળી તીરથ કરવા' જેવી વલણ સામે વિરોધ ન ઉઠાવવો, એ આપણી દુર્દશાની પરાકાષ્ઠા છે. જે પૈસાનો ઉપયોગ પોતાનાજ બાળકોને

ઉચ્ચ કેળવણી આપવામાં થઈ શકે; તે પૈસાનો કેવી રીતે વ્યય થાય છે તે જોતાં હરેક સુજ્ઞ પુરુષને કંપારી થાય. આપણા પૂર્વજોના વિચારો રીવાજો કે વિધિઓ ચાલુ રાખવી કે કાઢી નાખવી, તેનો નિર્ણય વિવેક બુદ્ધિથી કરવો જોઇએ. પુરાણી ભાવનાઓને સદંતર કાઢી નાખવામાં આપણા ભવિષ્યની આશાઓ નથી, પરંતુ તે સર્વનો તત્ત્વ કાઢી, તેના નિરૂપયોગી અને ભ્રષ્ટ સિદ્ધાંતોને દૂર કરવામાંજ આપણું શ્રેય છે.

ભૂતકાળની ઉત્તમ ભાવનાઓને વર્તમાન કાળની આવશ્યકતા પ્રમાણે પુનર્જીવન આપવું જોઇએ. આપણા પૂર્વજોની રહેણી કરણીમાંથી બેશક આપણને ઉત્તમ બોધ મળે અને આપણે તેમના તરફ માનની દૃષ્ટિથી જોઇએ, પરંતુ આપણે ભૂલવું ન જોઇએ, કે આપણી પ્રગતિ ભવિષ્યમાં છે અને નહિં કે ભૂતકાળમાં પાંચ હજાર વર્ષ પહેલાં જે બાબત ઉત્તમ મનાતી તે બાબત આપણા જમાનાને સંપૂર્ણ રીતે યોગ્ય ન હોય તેથીજ પૌરાણિક નીતિ રીતિ તરફ અંધ શ્રદ્ધાવાળો પ્રેમ, વ્યક્તિને તેમજ રાષ્ટ્રને આગળ વધારી શકતો નથી, પરંતુ અધઃ પતન કરે છે. વિવેકની પૂર્ણ જ્યોતિથી જે વસ્તુ પ્રકાશેલ નથી, તે આ દુનિયામાં ઉપયોગી નથી. પરંતુ અનેક વર્ષોથી ચાલ્યા આવતા રીવાજને તોડી ઉંડા ચીલા બહાર નીકળવું આપણને પસંદ નથી, અગર તો તેમ કરી પુરાણ પ્રિય (Conservative) જન સમાજની ટીકા સહન કરવા જેટલી આપણને નૈતિક હિંમત નથી. બેશક મનુષ્યના વચન કરતાં તેના વર્તન તરફ જગત વિશેષ ધ્યાન આપે છે અને આ બન્નેમાં ભેદભાવ દેખાતાં તે મનુષ્ય તિરસ્કારને પાત્ર થાય છે. જગતને શિખામણ દેનાર મનુષ્યે પોતાના ઘરમાંજ સુધારો કરવો જોઇએ. Reformation unlike charity, must begin at home નહિ તો જગત તેના શબ્દો તેને પોતાને પાછા આપશે. દુનિયાનો એ સ્વભાવ છે કે અમુક મનુષ્યને મળેલ વિજય તરફ દુર્લક્ષ કરશે, અને આવી પડેલ મુશ્કેલીઓની અતિશયોક્તિ કરશે. હરેક દેશમાં કોઈ પણ સુધારકને જગતે ટેકો આપ્યોજ નથી. તેથી જે મનુષ્ય સારાસાર વિવેકનો ઉપયોગ કરી શકે છે, અને પોતાની આસપાસ અમુક રીવાજનું પરિણામ અનિષ્ટ જુએ છે તેણે એક હિંદી કવિના નીચેના શબ્દો હંમેશ અંતઃકરણમાં તાજા રાખવા જોઇએ.

> Let the road be rough and dreary,
> And its end far out of sight;
> Foot it bravely, strong or weary,
> Some will hate thee, some will love thee,
> Some will flatter and some will slight,
> Cease from man and look above thee,
> Trust in God and do the right.

હિંદની સર્વ પેદાશ કાચા માલની નીકાશ છે, અને હિંદની વસ્તીનો પોણો ભાગ ખેતીવાડી ઉપરજ આધાર રાખે છે, તેમજ જ્યારે હિંદમાં વસ્તીનું પ્રમાણ વધતું જાય છે, તો એ જરૂરનું છે કે થોડી જમીનમાંથી વિશેષ પેદાશ થાય તેવા પ્રયત્નો કરવા જોઇએ. અને જમીનને ઉંડી ખેડી, નિરૂપયોગી ઘાસ કાંટા વિગેરેને કાઢી નાખનાર ઓજારો હોવા જોઇએ; પરંતુ અનેક વર્ષો થયાં વપરાતા ઓજારોમાં કાંઇ પણ સુધારો કરવાનું તેમને

યોગ્ય લાગતું નથી, કદી વિચાર પણ આવતો નથી, અને પરિણામે આપણા ધાન્ય અને ફળ; અમેરિકાની પેદાશ જેટલાં બહોળા પ્રમાણમાં અને સ્વાદિષ્ટ થતાં નથી.

આ સર્વ આપણે જાણીએ છીએ પરંતુ અનેક વર્ષો થયાં વપરાશમાં આવતા ઓજારોમાં થોડો પણ ફેરફાર કરવો, તે આપણા ખેડુતોને મહાન વિપ્લવ જેવું ભાસે છે. વિશેષ ભાગે આ વિચારો શિક્ષિત વર્ગમાંજ ચર્ચાય છે, અને તેનું વ્યવહારિક સ્વરૂપ હિંદના એક બે ખુણામાંજ આવેલ હોય છે, પરંતુ જેના તરફથી આવા સુધારાની અપેક્ષા રખાય છે, તેને આ બાબત ભાગ્યેજ માહિતી અપાય છે. એક વર્ષ પુરતો વરસાદ નહિ થતાં, આખો દેશ અધોગતિમાં ગબડી પડશે, એવો ભય આપણે રાખીએ છીએ તેનું શું કારણ? જે જાતિ આખા હિંદુસ્તાનને અનાજ પુરૂં પાડે છે, તેની પાસે ૧૨ માસનું ફાલતુ અનાજ ન હોય તે કેટલી શોચનીય સ્થિતિ કહેવાય! ખેડુત ગમે તેટલો પ્રયત્ન કરી ખેતરને ઉત્તમ રીતે ખેડી રાખે, પરંતુ વરસાદજ ન પડે તો તેની મહેનતનું પરિણામ શું? આપણો દેશ આટલો પરાધીન છતાં, ગરીબ પ્રજાને પોતાની મહેનતનો બદલો હંમેશ મળેજ તેવો કોઇ ધંધો હિંદમાં ન હોય તે કેટલું શોચનીય છે? હિંદની અનેક ગરીબ જાતિઓનો કેટલો બધો પૈસો મરણ ક્રિયા પછવાડે, અગર વીવા સંબંધે નિરર્થક ખર્ચાઈ જાય છે, તેનો જો આપણે હીસાબ કરીએ, તો હિંદનું દુર્દશાનું કારણ આપણને તુરત જણાય. આનું કારણ એજ કે વંશપરંપરા ચાલ્યા આવતા રીવાજોનું ઉલ્લંઘન ન કરવું એવો આપણો દુરાગ્રહ. વર્ષો થયાં વપરાતા ચીલાનો ત્યાગ કરી નવી પગથી પાડવી આપણને સુઝતી નથી; અને નવો રસ્તો પાડવાનું કહેનાર મનુષ્ય હંમેશ નિંદાને પાત્ર થાય છે, એ આપણે જોઇએ છીએ; પરંતુ યાદ રાખવું કે તમારા વિચાર પ્રમાણે બોલવા તમે અચકાશો તો પરિણામે તમને એવી ટેવ પડી જશે કે તમારી ઇચ્છા મુજબ વિચાર કરવાની પણ તમને હિંમત નહિ ચાલે. તમારા જીવનનું લક્ષ્યબિંદુ તમારી સમક્ષ રાખો, અને તમારા દેશ માટે તમને ખરી લાગણી હોય તો તમને યોગ્ય લાગતો સુધારો તમારા ઘરમાંજ કરો, અને તમારૂં અંતઃકરણ સદા પવિત્ર રાખો. મનમાં હંમેશ રટયા કરો કે,—

> પરવા નહિં જો આજ જમાના ખિલાફ હય,
> રસ્તા વહી ચલુંગા, જો ઠીક ઓર સાફ હય,
> તો હીનો ખોફ હેય હયે મેરી નિગાહમેં,
> મયેં ખાક ભી જો હુંગા, તો નેકીકી રાહમેં.

વ્યાધિથી પીડાતા દરેક મનુષ્યને જલદી આરામ થાય તેવી અને દરેક નિર્બળ મનુષ્યને સામર્થ્ય પ્રાપ્ત થાય, તેવી ઇચ્છા હોય છે પણ તે ઇચ્છા પૂર્ણ થતી નથી, કારણ તેનું આંતર મન અન્ય પુરૂષોની નિષ્ફળતાના દષ્ટાંતો યાદ કરાવે છે, અને આવી રીતે નિરાશ થયેલ મનુષ્ય નિશ્ચેષ્ટ બને છે, અને કહે છે કે "હું નહિં કરી શકું". આશા વારંવાર ઉદ્દભવે છે, અને ગુમાવેલ સંબંધ અગર ગુમાવેલ સાધનને પ્રાપ્ત કરવાની ઇચ્છાને જાગ્રત કરે છે, પરંતુ "હું નહિ કરી શકું" એવા આક્રંદ સાથે તે નિરાશામાં ડુબી જાય છે, અને અનિર્વેદની આ ટેવ નિર્બળ થવાને બદલે વધારે મજબુત થાય છે.

પગલે પગલે મુશ્કેલી જોનાર અને દરેક સંજોગને ભયથી નિહાળનાર મનુષ્યને રૂવાજ વિચાર કરવાની ટેવ પડી જાય છે, અને એક મનુષ્ય જ્યાં સરળતા જુએ છે, ત્યાં

તેને મુશ્કેલીના ડુંગરો નજરે પડે છે. હા. દરેક બાબતમાં વિચાર કરવાની ખાસ જરૂર છે, પરંતુ અતિશય વિચાર એનું બીજું નામ ચિંતા છે, અને એક પ્રસંગનો અનેક રીતિએ વિચાર કરવાનું પરિણામ પાણી ડોળી કાદવ કાઢ્યા જેવું આવે છે. તમારા સહવાસમાં એવા અનેક પુરૂષો આવ્યા હશે કે જેઓ પોતાના દુઃખના રોદડા રોવામાંજ પોતાને કૃત કૃત્ય માનતા હોય, તે દરેક મનુષ્ય પાસે પોતાની શારીરિક, કૌટુંબિક કે આર્થિક અવદશાનું વર્ણન કરતા જણાશે, અને આ રીતે તેના મગજમાં મુશ્કેલીના વાદળો સંબંધી વિચારની અનેક પુનરાવૃત્તિ થતી રહેતી હોવાથી, તેના જીવનમાં મુશ્કેલી સિવાય તેને કાંઈ પણ મળી શકે નહિં. જે બાબતનું તમારા મનમાં રટણ તેજ વસ્તુ કુદરત તમને આપે, એ વિશ્વ નિયમ છે. " મારૂં માથું દુઃખે છે, મારૂં શરીર કોઈ દુઃસાધ્ય વ્યાધિથી પીડાય છે. " વિગેરે શબ્દો બોલનાર મનુષ્ય મૃત્યુ સુધી નિર્બળ અને શારીરિક પરિશ્રમને અયોગ્ય રહેલ તમે નથી જોયો ? " મારા ઘરમાં અનેક પ્રકારના ઝઘડા થાય છે, કુટુંબની દરેક વ્યકિત એક બીજા પ્રત્યે વિરોધ દર્શાવ્યા કરે છે. " એવા એવા વચનો બોલનારની જીંદગી કુસંપ અને દુઃખમાં વ્યતીત થાય છે, એનો તમને અનુભવ નથી? " અનેક કચાવટીએ હું વ્યવહાર ચલાવું છું, નવ સાંધુ ત્યાં તેર તુટે છે." એવા દયાજનક ઉદ્ગારો કાઢનારનું આખું જીવન દારિદ્રયમાંજ પસાર થાય છે. કોઈ પણ પ્રવાહી વસ્તુ રેડતી વખતે જો તમે વિના સંકોચે તે વસ્તુ બીજા પાત્રમાં રેડી દ્યો તો તે બીલકુલ ઢોળાય નહિં પરંતુ " ઢોળાશે તો, ઢોળાશે તો " એવી જરા પણ આશંકા જો તમને થાય તો સમજવું કે તે વસ્તુ ઢોળાવી જોઇએ.

તમારી જીંદગી માટે જો તમારા ઉચ્ચ વિચારો હોય, તો તમે ઉચ્ચ આશયોનેજ તમારા હૃદયમાં સ્થાન આપો. હલકા વિચારોનું જો તમે સેવન કરશો તો તમને તેમાંજ આનંદ મળશે, તેવા વિચાર કરવાની ટેવ પડી જશે અને જ્યાં સુધી સારા વિચાર કરવાની ટેવ નહિં પાડો ત્યાં સુધી તે હલકા વિચારો, તમારા ઉપર આધિપત્ય ભોગવશે.

ખરાબ કૃત્યો કરનાર-મનુષ્યને ખરાબ શા માટે કહે છે? કારણ હલકા વિચારો અને નિંદ્ય કાર્યો કરવાની તેમની વૃત્તિ હોવાથી, તેને તેવી ટેવ પડી ગઈ હોય છે, અને મૃત્યુ સુધી તે ટેવ તેનાથી ભુલાતી નથી. " આદતનું ઓષડ નથી. " એવું આપણે સાંભળીએ છીએ. અમુક ભૂલ અથવા પડી ગયેલ ટેવમાં સુધારો થઈ શકે નહિં, એવી માન્યતાની પણ આપણને ટેવ પડી ગઇ હોય છે, અને તે ટેવને કાઢી નાખવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. આપણે નિર્બળ છીએ, અજ્ઞાની છીએ, વિગેરે નિરાશાજનક શબ્દો આપણા કાને વારંવાર પડવાથી આપણે નિર્બળ છીએ, એવી માન્યતા બંધાઇ જાય છે, અને જે મનુષ્ય પોતાને અશક્ત માને તેનાથી કાંઈ પણ કાર્ય પરિપૂર્ણ થઈ શકે નહિં. જે મનુષ્ય શુદ્ધ આશયવાળા સ્વાર્થ સાધવામાં પ્રવિણ છે, તેનાથી પરમાર્થ પણ થઇ શકે છે. સ્વાર્થનું દરેક કાર્ય સંપૂર્ણ મન પૂર્વક થાય છે, પરંતુ તેમાંજ જો મનુષ્ય મોળો પડે તો સામાન્ય રીતે ઉંચે મને થતાં પરમાર્થના કાર્યો તરફ તેની કેવી વલણ રહે તેનું અનુમાન આપણે કરી શકીએ. પરમાર્થના ક્ષેત્રમાં આગળ પડવા ઇચ્છતો મનુષ્ય અન્યને નુકશાન કર્યા વગર પોતાના ઉચ્ચ સ્વાર્થો સાધે, એજ ઇષ્ટ છે. પરંતુ જીવનને અંગે રહેલ મુશ્કેલીઓને આવકાર દેવા તેણે તત્પર રહેવું જોઇએ, અને હમેશ યાદ રાખવું કેઃ-

Life is but a play, a throb, a tear,
A sob, a sneer,
And then good Day!
Life is but a jest,
A dream, a doom,
A gleam, a gloom,
And then good rest
Life is but such,
As wrought God's will;
It's naught and still it's oft too much.

મનુષ્યના જીવનમાં આ સર્વનો અનુભવ થાય છે. તો તમારી ફરજ છે કે એક ઉત્તમ કાર્યને હાથ ધરી જ્યાં સુધી તેમાં વિજય પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તમારે સ્થિર રહેવું અને આ જીવન કલહમાં મન વ્યથિત થાય છતાં, માથે આવી પડતી હરેક મુશ્કેલી ને નાબુદ કરો તો તમારો પણ વખત આવશે. તમારા મનની ઉમેદ બર આવશે, અને તમે ખચીત તમારા લક્ષ્યબિંદુએ પહોંચશો.

(અપૂર્ણ.)

# पृथ्वीराज चौहाण.

## પ્રથમ પ્રકરણ.

### ચૌહાણ વંશની ઉત્પત્તિ.

એક વખત વિશ્વામિત્ર, ગૌતમ, અગસ્ત અને માર્કંડેય વિગેરે અનેક ઋષિયોએ મળીને એક બહુજ મોટો યજ્ઞ કરવાનો વિચાર કર્યો. સર્વ સામગ્રી એકત્ર કરીને શુભ મુહુર્તમાં તેમણે યજ્ઞનો આરંભ કરી દીધો. કેટલાક રાક્ષસોએ પ્રથમથીજ તે યજ્ઞમાં વિઘ્ન નાંખવાનો વિચાર કરી રાખ્યો હતો, અને તેથી યજ્ઞના વખતે તે લોકોએ આવીને યજ્ઞની જગ્યામાં લોહિ અને માંસાદિ નિષિદ્ધ પદાર્થોનો વર્ષાદ વર્ષાવવાનો આરંભ કરવા માંડયો. આ ઉપદ્રવોથી દુઃખીત થઇને સર્વ ઋષિયોએ વશિષ્ટ મુનિની પાસે જઇને તેને એ સમાચાર જણાવ્યા. વશિષ્ટજી ત્યાંથી યજ્ઞ ક્ષેત્રમાં ગયા, અને અગ્નિકુંડની પાસે જઇને તેમણે પરિહાર, ચૌલુકય અને પ્રમાર નામના ત્રણ ક્ષત્રિયને ઉત્પન્ન કર્યા અને તેમને રાક્ષસોનો વિનાશ કરવાની આજ્ઞા આપી. પરંતુ આ ત્રણથી રાક્ષસો જીતાયા નહિ, તેથી ઉપદ્રવ વધતો ગયો. એથી વશિષ્ટજીએ એક બીજા નવીન યજ્ઞકુંડની રચના કરી, જેમાંથી ચાર હાથવાળો, એક બહુજ તેજસ્વી પુરૂષ ઉત્પન્ન થયો. તેનો રંગ લાલ હતો, અને ચાર હાથ હતા. તે ચારે હાથોમાં એક એક ખડ્ગ હતું. તે સિવાય તેના શરીર પર કવચ, ધનુષ, બાણ, ઢાલ અને તલવાર વિગેરે શસ્ત્રો પણ હતાં. વશિષ્ટજીએ તે વ્યક્તિનું નામ ચહુવાણ રાખ્યું. અને વેદ મંત્રોથી તેને રાજ્યાભિષેક કરીને તેને રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની આજ્ઞા આપી. સાથે

સાથે ચ્હોવાણને મદદ કરવાને માટે તેમણે ભગવતી આશાપુરીનું આવાહન કર્યું. તેથી સિંહ પરસ્વાર થઇને દેવી ત્યાં આવી હાજર થયાં. યુદ્ધ થયું તેમાં કેટલાક રાક્ષસો માર્યા ગયા, અને બાકીના નાશી ગયા. પછી પાછા ફરતી વખતે દેવીએ ચહવાણને કહ્યું કે તું મને તારી કુળદેવી માનજે. મારા નામનું સ્મરણ કરવા માત્રથીજ તારી મનોકામના સિદ્ધ થશે. દેવીના અંતર્ધાન થયા પછી યજ્ઞ કુન્ડમાંથી ચાર મુખવાળો એક બીજો તેજસ્વી પુરૂષ ઉત્પન થયો, જે અગ્નિથી ઉત્પન્ન થયેલ ચારે ક્ષત્રિયોના ગૌત્ર, પ્રવર અને વેદાદિ બતાવીને અલોપ થઇ ગયો. આ ચ્હવાણ વંશના ચહવાણ ક્ષત્રિય કહેવાયા.

## ચ્હવાણ વંશ.

ચ્હવાણના વંશમાં ૧૭૩મી પેઢીમાં વીશળદેવ નામનો એક પરમ પ્રતાપી રાજા થયો. સંવત ૯૧૧ના વૈશાખ સુદ ૧ના રોજ તે અજમેરના રાજ્યાસનપર બેઠો. તેણે ૬૪ વર્ષ સુધી યોગ્યતાપૂર્વક ત્યાં રાજ્ય કર્યું. પરંતુ વૃદ્ધાવસ્થામાં તેને શ્રાપ લાગવાથી રાક્ષસ થઇ ગયો હતો. તેની પટરાણીને સારંગદેવનો જન્મ થયો, પણ જન્મ થયા પછી રાણીનું મૃત્યુ થયું. રાજાએ કુંવરના પાલન કરવાને માટે એક વાણીયાની સ્ત્રી રાખી હતી. તે સ્ત્રીને નંદિની નામની એક પુત્રી હતી. સારંગદેવ અને નંદિનીનો નિરંતર સાથે રહેવાથી ગાઢ પ્રેમ બંધાયો હતો. નવ વર્ષની ઉમ્મરે નંદિનીનો વિવાહ એક વણિકની સાથે કરવામાં આવ્યો હતો. દૈવયોગથી વિવાહના થોડાજ દિવસો બાદ તે વણિકનો સિંહ ભક્ષ કરી ગયો, અને તેથી તે કન્યા વિધવા થઇ જેથી તે એક વનમાં જઇને તપસ્યા કરવા લાગી. આ બનાવ બનવાથી સારંગદેવના મનમાં પણ વૈરાગ ઉત્પન્ન થયો. પણ એ વાત પિતાના જાણવામાં આવ્યાથી તેને સમજાવી પટાવીને સંભર દેશનું રાજ્ય કરવાને માટે મોકલ્યો ત્યાં તેનો વિવાહ યાદવવંશીય દેવદત્તની ગૌરી નામની કન્યા સાથે થયો.

વીશળદેવને બીજી કેટલીક રાણીયો હતી, પણ તેનો પ્રેમ પટરાણીપર વધારે હતો. એક વખત બીજી સર્વ રાણીયોએ અંદર અંદર સલાહ કરીને એક યોગિનીની સહાયતાથી રાજા વીશળદેવને નપુંસક બનાવી દીધો. આ સંકટમાંથી મુક્ત થવાને માટે વીશળદેવે ગોકર્ણની યાત્રા કરી. ત્યાં એક યોગિરાજની સમ્મતિથી તેણે શિવાર્ચન કરીને ત્રણ ઉપવાસ કર્યા. ત્રીજે દિવસે તેને ફરીથી પુંસત્વ પ્રાપ્ત થયું. તેની ખુશાલીમાં તેણે ત્યાં એક મોટું તળાવ બનાવ્યું, એક બહુજ સુંદર નગર વસાવ્યું, અને કેટલાક દિવસ ત્યાં રહીને પછી અજમેર પાછો ગયો.

આ વખતે પુંસત્વ પ્રાપ્ત કરવાથી વીશળદેવની વિષય તૃષ્ણા બહુજ વધુ વધી ગઇ હતી. તેની તૃપ્તિને માટે તેણે પ્રજાપર બહુજ અધિક અત્યાચાર કરવા માંડયો. સંવત ૯૮૬ માં વીશળદેવ દિગ્વિજય કરવાને માટે નીકળ્યા, તે વખતે તેને આધિન જે જે રાજાઓ હતા તે તો તેને સહાયતા કરવાને માટે તેની સાથે હતા. પણ ગુજરાતનો સોલંકી રાજા આવ્યો નહિ, તેથી સર્વથી પહેલાં તેણે ગુજરાતપર ચઢાઇ કરી, અને તેનો વિજય કરીને ત્યાં પોતાનો કિર્તિ સ્વરૂપ ત્યાં વીશળનગર ( વીસનગર ) નામનું ગામ વસાવ્યું, અને ત્યાં તેણે એક વાણિયાની કન્યા સાથે વિવાહ પણ કરી લીધો, અને તેને સાથે લઇને તે પાછો અજમેર આવ્યો.

અજમેર પહોંચ્યા પછી થોડા દિવસે એક દિવસ વાણિયાની તે કન્યાએ પુષ્કરજીપર તપશ્ચર્યા કરનારી એક સુંદરીના સમાચાર રાજાને કહ્યા. કેટલાક દિવસો પછી પુષ્કરજીમાં એક મોટા મેળો ભરાયો. આ મેળામાં રાજા વીશળદેવ પણ ગયો અને ત્યાં તેણે કામાંધ થઇને તે તપસ્યા કરનારી સુંદરીના સતીત્વને ભંગ કર્યો. અત્યાચારથી પીડિત તે સુંદરી-એ અત્યંત વિકળ અને ક્રોધી થઇને રાજાને શાપ આપ્યો કે, ' તું મનુષ્યનું માંસ ભક્ષણ કરનાર રાક્ષસ થઈશ. ' આથી રાજા બહુજ ગભરાયો અને તેથી તેણે કરગરી તે શાપ-માંથી મુક્તિ મળવાને માટે તે સુંદરી પાસે પ્રાર્થના કરી. આ સુંદરીએ કહ્યું કે ઠીક, તારો ઉદ્ધાર તારો પૌત્ર કરશે. એટલું કહીને તે સુંદરીએ તરતજ ત્યાં પોતાના પ્રાણને ત્યાગ કર્યો.

કેટલાક દિવસો પછી, વીશળ તલાવપર સાપના કરડવાથી વીશળદેવનું મૃત્યું થયું. અને તેની રાણિયો તેના શબની સાથે સતી થઇ ગઇ. તે પછી રાજા રાક્ષસ થઇને ત્યાં રહેતો અને આસપાસના લોકોને ખાઇ જવા લાગ્યો. ખાવાને માટે તે મનુષ્યોને આમ તેમ શોધતો ફરતો હતો, જેથી લોકોએ તેનું નામ ઢુંઢા રાખ્યું.

જ્યારે દેશમાં ઢુંઢાનો ઉપદ્રવ બહુજ વધી ગયો, ત્યારે સારંગદેવે પોતાની ગર્ભવતી સ્ત્રીને તેના પીયેર રણથંભોર મોકલી દીધી, અને પોતે ઢુંઢાને મારવાને માટે એક હજાર સેના લઇને અજમેર ગયો. ત્યાં તેને તેની સેના સાથે ઢુંઢાએ મારી નાંખ્યો. આ તરફ રણથંભોરમાં રાણીને એક પુત્ર થયો જેનું નામ અનલ દેવ રાખવામાં આવ્યું. તેનું પાલન પોષણ મોશાળમાંજ થયું. મોટા થયા પછી તેણે પોતાના બાપના વંશને હેવાલ જાણવાને પોતાની માને પુછયું. તેની બહુજ હઠ જાણીને માતાએ તેને કુલ વૃતાંત વિગેરે છેવટ સુધીનો કહી સંભળાવ્યો. આ સાંભળી અનલદેવે માતા પાસે ઢુંઢાને મારવા જવાની આજ્ઞા માગી, પરંતુ માતાએ પુત્રને બાળક સમજીને તેને આજ્ઞા આપી નહિ, પણ અનલ-દેવે માન્યું નહિ. તેણે પોતાની માતાને બહુજ સમજાવીને આગ્રહ પૂર્વક તેની આજ્ઞા લઇ લીધી અને ત્યાંથી અજમેર જવા નીકળ્યો. ત્યાં પહોંચતાંજ નગરની બહારની એક ગુફામાં તેને ઢુંઢા મળ્યો. અનલદેવે વાતવાતમાં ઢુંઢાને પ્રસન્ન કરીને તેની પાસે અજ-મેરનું રાજ્ય માગી લીધું. ઢુંઢાએ પણ તેને પોતાની તરવાર અને અક્ષય રાજ્ય કરવાનો આશીર્વાદ આપ્યો અને પોતે તપશ્ચર્યા કરવાને માટે આકાશ માર્ગે કાશી તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં તે જમના તટપર હારિદ્રઋષિના ઉપદેશથી તપ કરવાને માટે ત્યાં રહ્યો.

એક વખત તોઅરવંશી દિલ્લીપતિ રાજા અનંગપાળની ૮ વર્ષની કન્યા જે ભવા-નીની પૂજા કરવાને જતી હતી; તેણે વર્ષાદ પડવાથી પોતાની સખિયો સાથે ઢુંઢાની ગુફામાં પ્રવેશ કર્યો. અને વર મળવાની ઇચ્છાથી તેનું પૂજન કરવા લાગી. પાંચ વર્ષ અને બે માસ સુધી પૂજા કર્યા પછી ઢુંઢાએ તેની મનોભિલાષા પૂર્ણ થવાને માટે આશી-ર્વાદ આપ્યો અને તે પોતે કાશીની તરફ ચાલી નીકળ્યો. કાશી પહોંચતાંજ તેણે એક વેદિમાં પોતાના અંગના સો ટુકડા કરીને હોમી દીધાં.

કહેવાય છે કે તેની મૂળ જ્યોતિમાંથી પૃથ્વીરાજ, જીભમાંથી ચંદ, નેત્રામાંથી સંયો-ગિતા અને શરીરના સો ટુકડામાંથી સો સામંતાની ઉત્પત્તિ થઇ.

આ તરફ અનલદેવે અજમેરને સારી રીતે ફરીથી વસાવીને બહુજ યોગ્યતા પૂર્વક ૭૧ વર્ષ સુધી રાજ્ય કર્યું. તે પછી તેનો પુત્ર જયસિંહદેવ રાજા થયો. તેણે ૧૦૮ વર્ષ સુધી રાજ્ય કરીને પછી પોતાના પુત્ર અનલદેવને રાજ્ય સોંપીને પોતે તપ કરવાને માટે ગયો. એ પ્રકારે અનલદેવ પણ ૧૦૦ વર્ષ સુધી રાજ્ય કરીને પોતાના પુત્ર સોમેશ્વરને રાજ્ય સોંપીને પોતે તપ કરવા ગયો. સોમેશ્વરના રાજ્ય વખતે અજમેરની બહુજ ઉન્નતિ થઈ હતી.

## દિલ્લી.

પૂર્વકાળમાં પૃથ્વીરાજના મોશાળમાં કલ્હણ નામનો એક રાજા થયો હતો જે હસ્તિનાપુર ( દિલ્લી ) માં રાજ્ય કરતો હતો. એક વખત તે શિકાર ખેલતો ખેલતો એ જગ્યા પર ગયો કે જ્યાં હાલમાં દિલ્લી વસી રહ્યું છે. ત્યાં એક શિયાળે તેની સાથેના એક શિકારી કુતરા પર તરાપ મારી, જેથી રાજાએ તે સ્થાનને વીર ભૂમિ સમજીને, ત્યાં ઉત્તમ મૂહુર્તમાં કલ્હણપુર નામનું એક નગર વસાવ્યું. કેટલીક પેઢીયો પછી તેના વંશમાં રાજા અનંગપાલ પેદા થયો, અનંગપાલે એક ગઢ બનાવવાનો નિશ્ચય કર્યો. તેણે મૂહુર્તને માટે પોતાના કુલ પુરોહિત (ગોર) ને બોલાવ્યો, તેણે વિચાર કરીને ઉત્તમ મૂહુર્તમાં એક ખીલી એક જગ્યાએ ચોઢાવી. પછી કહ્યું કે, આ ખીલી શેષ નાગના મસ્તક પર જઈને લાગી છે, જેથી તોઅર વંશનું રાજ્ય આ ભૂમિ પર અચળ રહેશે. પણ રાજાને તે વાત પર વિશ્વાસ ન બેઠો અને તેથી તેણે તે ખીલી ઉખાડી લીધી ઉખાડતાંજ ત્યાંથી લોહીની ધારા નીકળવા લાગી; અને એ સિવાય ખીલીનો બીજો છેડો લોહીથી ખરડાયલો જણાયો એથી રાજાને ઘણો પશ્ચાત્તાપ થયો, તેણે ફરી તે ખીલી તે સ્થાને દટાવી પણ તે બરાબર બેઠી નહીં અને ઢીલી રહી ગઇ. એથી તે જગ્યાનું નામ ' ઢીલ ' પડી ગયું અને તે અપભ્રંશ થઈ ' દિલ્લી ' થયું.

## પૃથ્વીરાજનો જન્મ.

એક વખત કમધંજયે કનોજના રાઠોડ રાજા વિજયપાળની સહાયતાથી દિલ્લી પર ચઢાઈ કરી, દિલ્લીના રાજા અનંગપાળે સોમેશ્વરની સહાયતા માગી, એટલે સોમેશ્વરે અને અનંગપાળે મળીને ઘોર સંગ્રામ કરીને કમધંજ અને વિજયપાળની સેનાઓને પરાસ્ત કરી. તેની વીરતાથી પ્રસન્ન થઈને અનંગપાળે પોતાની મોટી કન્યાનો વિવાહ સોમેશ્વર સાથે તથા નાની કન્યાનો વિવાહ વિજયપાળની સાથે કર્યો. સોમેશ્વરની સ્ત્રી (અનંગપાળની કન્યા) ને બાલ્યાવસ્થામાં ઢુંઢાએ તેની ગુફામાં જે વરદાન આપ્યું હતું તે અનુસાર કેટલાક દિવસો પછી સંવત્ ૧૨૦૫ માં ગર્ભ રહ્યો, તે ગર્ભમાંથી પૃથ્વીરાજ ઉત્પન્ન થયો. પૃથ્વીરાજના જન્મ વખતે તેની માતા પોતાના પિયેર દિલ્લીમાં હતી. પૃથ્વીરાજનો જન્મ વૈશાખ વદી ૨ ને ગુરૂવારે, સિદ્ધિયોગમાં, ચિત્રા નક્ષત્રમાં, ગર કરણમાં, એક ઘડી રાત રહેતાં થયો હતો. આ પ્રસન્નતામાં પૃથ્વીરાજના મામા અનંગપાળે, માસા વિજયપાળે તથા સોમેશ્વરે બહુજ દાન પુણ્ય કર્યું હતું. સોમેશ્વરે રાસાના કર્તા કવિ ચંદના પિતા રાયવેણુને તે વખતે બહુજ દ્રવ્ય અને હાથી ઘોડા આપ્યા હતા. થોડા દિવસ પછી સોમેશ્વરે પોતાના પુત્ર તથા સ્ત્રીને દિલ્લીથી બોલાવી લીધાં. તેમના સકુશળ અજમેર આવ્યા પછી સોમેશ્વરે બહુજ જ્યોતિષિઓને એકઠા કરીને પોતાના પુત્રની જન્મ પત્રિકા તૈયાર કરાવી અને તેનું

ફળ પૂછયું. જ્યોતિષિઓએ ગણિત કરીને કહ્યું કે, કુન્ડલીના દશમા સ્થાનમાં ગુરૂ, બુધ અને શુક્ર, આઠમા સ્થાનમાં શનિ, પાંચમા સ્થાનમાં સોમ, બીજામાં મંગળ, અગીઆરમામાં રાહુ અને બારમામાં સૂર્ય હોવાથી બાળક મહાન પ્રતાપી અને પરાક્રમી રાજા થશે, તે દશ સ્ત્રીઓ પરણશે, અને તેને ગમે ત્યાંથી પણ પોતાની મોજે અસંખ્ય ધન મળશે. ૪૩ વર્ષ સુધી તે સુખરૂપ રાજ્ય કરશે. આપે તેનું નામ પૃથ્વીરાજ રાખવું." કહે છે કે પૃથ્વીરાજના જન્મ વખતે જુદાં જુદાં સ્થાનોએ અનેક પ્રકારના ઉપદ્રવ થયા હતા. કોઈ જગ્યાએ ધરતીકંપ થયો હતો, પુર આવ્યું હતું અને કોઇ જગ્યાએ સ્ત્રિયોના ગર્ભ સુદ્ધાં ગરી ગયા હતા. સાથે સાથે તે વખતે કનોજ, આબુ, મન્ડોવર, નાગોર, દિલ્હી, જાલોન, ધામનગઢ વિગેરે જુદાં જુદાં સ્થાનોમાં નિજ્ઝર, જૈતસલખ, પરિહાર, બલભદ્ર, ચંદ, અત્તાતાઇ, રામદેવ, કૈલાસ વિગેરે પૃથ્વીરાજના સામન્તોએ પણ જન્મ લીધો હતો.

## બાલ્યાવસ્થા.

સાધારણ રીતે બે વર્ષની ઉમ્મરે બાળક જેટલું મોટું હોય છે, તેટલોજ મોટો પૃથ્વીરાજ એક વર્ષની ઉમ્મરમાં થઈ ગયો હતો. તેના રૂપ, રંગ, શરીરનું બંધારણ, અને બુદ્ધિ વિગેરે સર્વમાં કાંઇને કાંઈ વિલક્ષણતા અને વિશેષતા જણાઇ જતી હતી, ૭ સાત વર્ષની અવસ્થામાં જ્યારે તે પોતાના સાથી નાના નાના સામન્તોની સાથે રમતો હતો તે વખતે તેમાંથી જે અધિક વીરતા અને પરાક્રમ બતાવતા હતા તેને તે કંઇ પ્રકારથી ઈનામ આપતો હતો. આઠ વર્ષની અવસ્થામાં તેના પિતાએ તેને ઉપનયન સંસ્કાર કર્યો. અને તે પછી નગરની બહાર એક બહુજ વિશાળમંદિર બનાવીને, કેટલાક આચાર્ય અને પંડિતોના સંરક્ષણમાં પિતાએ પૃથ્વીરાજને વિદ્યાધ્યનને માટે ત્યાં મોકલી દીધો. તે વખતે રાસાને બનાવનાર કવિ ચંદ પણ તેની સાથે હતો.

## યૌવરાજ્યાભિષેક અને શિક્ષણ.

રાજ્ય ચલાવવાનું યોગ્ય જ્ઞાન સંપાદન કરવાને માટે સર્વ સામન્તોની સમ્મતિ લઇને. સોમેશ્વરે ૧૦ વર્ષની અવસ્થામાં પૃથ્વીરાજને યૌવરાજ્યાભિષેક ઘણી ધામધુમ સાથે કરવામાં આવ્યો. અને તેના શિક્ષણનો ક્રમ પ્રથમની માફકજ ચાલુ રાખ્યો. થોડાજ વખતમાં પૃથ્વીરાજે સાહિત્ય, ધર્મ, યુદ્ધ, વિદ્યા તથા અન્ય આવશ્યક અને ઉપયોગી કલાઓ અને વિદ્યાર્થીઓનું સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. એ ઉપરાંત ઘોડાની સવારી અને શિકારમાં પણ તે મહાન નિપુણ બની ગયો. તેની સાથે સાથે ચંદને પણ સારી રીતે શિક્ષણ મળ્યું. પૃથ્વીરાજની તે વખતની દિનચર્યા બહુજ નિયમસર હતી. તે પ્રતિદિન સંધ્યાવંદન, વ્યાયામ, પાઠ, દરબાર તથા વિદ્વાનો અને વીરોની સાથે મુલાકાત કર્યા કરતો હતો. તેમની પાસેથી વિદેશોના સમાચાર સાંભળતો હતો, અને રાજનીતિના ગહન વિષયો પર વિચાર કરતો હતો. હંમેશાં સંધ્યા વખતે તે હાથીખાનું અને ઘોડાસાર જોવાને જતો હતો. તાત્પર્ય કે કુમારાવસ્થામાં પણ પૃથ્વિરાજ અનેક ભાષાઓ, વિદ્યાઓ અને કલાઓમાં નિપુણ થઈ ગયો હતો.

અપૂર્ણ.

# परमात्म सत्ता.

( ગયા અંકથી ચાલુ. )

બીજું પ્રમાણ-સાંસારિક સુપ્રબંધના વિષય સાથે સંબંધ રાખે છે, સંસારની સર્વ વસ્તુઓથી સુપ્રબંધ ઝળકે છે, અને સર્વ શાસ્ત્રોમાં તેનાં પ્રમાણ પણ મળી શકે છે. સુપ્રબંધનાં કાંઇક ઉદાહરણ સંક્ષેપમાં નિચે આપવામાં આવે છેઃ—

૧ જ્યોતિષ—આકર્ષણશક્તિ હંમેશાં એક નિયમિત રીતે રહે છે. જેમ પૃથ્વી અને ચંદ્રમાની આકર્ષણ શક્તિ,

૨ રશાયનશાસ્ત્ર—મિશ્રિત રસોમાં પ્રત્યેક રસનું પરિમાણ નિશ્ચિત હોય છે, જેમ કે પાણીમાં આઠ ભાગ ઑક્સિજનનો અને એક ભાગ નાઇટ્રોજનનો છે. બંનેના એજ પરમાણુ રસ મિશ્રિત થવાથી પાણી ઉત્પન્ન થાય છે.

એજ હાલ બીજા પદાર્થોનો પણ છે, મતલબકે સંસારના સર્વ પદાર્થોમાં ઉપયુક્તતા, પરિમાણ અને બરાબરી જોવામાં આવે છે. આ સુપ્રબંધનુંજ ફળ છે કે જે આપણે હવા, પાણી, શરદી, ગરમી, વિજળી, વિગેરે પ્રાકૃતિક પદાર્થોના ગુણોને જાણી શકીએ છીએ.

આમાં તર્ક એ થાય છે કે, જે સૃષ્ટિમાં આવો સુપ્રબંધ છે તેનો બનાવનાર પણ બુદ્ધિમાનજ હશે. કેમકે બુદ્ધિ સિવાય કોઇ કામ આટલું પૂરૂં અને આટલું સુંદર થઇ શકતું નથી. એથી એ સિદ્ધ થાય છે, કે સૃષ્ટિનો કર્તા અવશ્ય બુદ્ધિમાનજ છે.

એ પ્રમાણપર આ શંકા કરવામાં આવે છે કે, સૃષ્ટિની વ્યવસ્થાથી એમ જાણી શકાય છે કે ઇશ્વર આ વ્યવસ્થાની વિરૂધ્ધ કાંઇ કરી શકતા નથી. એથી તે સર્વ શક્તિમાન નથી. તો તેનો ઉત્તર એ છે કે, આ સુપ્રબંધ યા નિયમ સૃષ્ટિમાંજ છે અને એથી સૃષ્ટિનાજ પદાર્થો નિયમિત અને નિયન્ત્રિત રહે છે. ઇશ્વરનો આ નિયમોની સાથે કાંઇ પણ સંબંધ નથી. ઇશ્વરે તો અનિત્ય સૃષ્ટિની રચના કરી દીધી છે, અને તેના સુપ્રબંધને માટે કાંઇક નિયમ બનાવી રાખ્યા છે. એથી એમ સિધ્ધ નથી થતું કે સૃષ્ટિ વિષયક નિયમ ઇશ્વરના કામોમાં વિઘ્ન નાંખી શકે છે, અથવા તે ઇશ્વરનેજ માટે બનેલા છે.

એ પ્રમાણ સાથે સંબંધ રાખનાર એક અન્ય પણ મોટી સમસ્યા છે કે જેની ગહનતામાં ફસાઇને કેટલાક લોકો અનીશ્વરવાદી થઇ ગયા છે. શંકા એ છે કે, પ્રકૃતિ અને પ્રકૃતિના નિયમજ સૃષ્ટિના કર્તા છે. ડારવિન સાહેબ કહે છે કે આ પ્રકારે સૃષ્ટિ કોઇ આદિમ, અથવા બહુજ સૂક્ષ્મ વસ્તુના નિયમિત વિકાસથી બની છે. ડારવિન પણ કોઇ 'વસ્તુ' ને તો માનેજ છે, અને તેનો નિયમાનુકુલ વિકાસ થયેલો બતાવે છે. તેને તે સૃષ્ટિનું આદિકારણ કહે છે. તો ઠીક, ડારવિનની તે વસ્તુ અવશ્ય પરમાણુનીજ બનેલી છે. અને પરમાણુના વિષયમાં આપણે પ્રથમ પ્રમાણમાં આપણું વકતવ્ય લખી ચુકયા છીએ. હવે કેવળ નિયમના વિષયમાં કહેવાનું છે. તે લોકો નિયમનેજ શક્તિમાન કર્તા માને છે. પરંતુ નિયમ એ કાંઇ પદાર્થ નથી. એથી તો કોઇ કાર્ય થવાની રીતનુંજ માત્ર સૂચન થાય છે. 'નિયમ' કાંઇ કર્તા થઇ શકે નહિ. સૃષ્ટિ વિષયક નિયમ તથા વિકાસથી પણ સુપ્રબંધતા સિદ્ધ થાય છે. એથી કર્ત્તાની બુદ્ધિમતા પણ પ્રકટ થાય છે. તે એક વસ્તુવાળી કલ્પના પોતેજ સૂચન કરે છે કે, તે વસ્તુને પ્રભાવશાલિની બનાવનાર કોઇ પુરૂષવિશેષ અવશ્ય

છેજ, કે જે મહા બુદ્ધિમાન છે. તે વિના આ સાધારણ વસ્તુમાં આટલી શક્તિ આવી શકતી નથી કે જે વિકસિત થઇને આટલી મોટી સૃષ્ટિરૂપ થઇ જાય.

ત્રીજું પ્રમાણ—મનુષ્ય માત્રમાં અંતઃકરણની સ્થિતિ છે. અંતઃકરણમાં વિવેક છે, નાના યા મોટા, વિદ્વાન યા મુર્ખ, ગમાર યા સભ્ય સર્વને વિવેક હોય છે. સર્વ એમ જાણે છે કે આ કામ સારૂં છે અને આ ખોટું છે, આ કરવું યોગ્ય છે, અને આ અયોગ્ય છે, એથી જણાય છે, કે અંતઃકરણની સ્થિતિ અવશ્ય દરેકમાં છેજ. અને એથીજ ધર્માધર્મ વિગેરેનો ભાવ મનુષ્યના મનમાં ઉદય થાય છે. અંતઃકરણ તે શક્તિ છે કે જેથી મનુષ્ય પોતાના સારા યા ખોટા કામોની પરીક્ષા કરી શકે છે. એથી જાણી શકાય છે કે જે વ્યાપક નિયમો અનુસાર મનુષ્ય પોતાના વિચારો તથા કામોની પરીક્ષા કરે છે તે તેના અંતઃકરણના બનાવેલા નહી પરંતુ અન્ય કંઇથી તે તેને મળેલા છે. અને એથી સિદ્ધ થાય છે કે એવા અંતઃકરણને આપનાર કોઇ અન્યજ છે અને તે મહાન ધાર્મિક છે. ધર્માધર્મનું જ્ઞાન તેનાજ બનાવેલા નિયમો અનુસાર મનુષ્યના અંતઃકરણને થાય છે.

આ પ્રમાણના વિષયમાં એ શંકા કરવામાં આવે છે કે, સૃષ્ટિમાં દુઃખનું હોવું, એક ને બીજાએ મારીને ખાઇ જવું, કાંઇ વસ્તુઓનું પૂર્ણ રૂપથી ઠીક યા સુંદર ન હોવું ઇત્યાદિ વાતોથી તેના કર્તાનું પૂર્ણ બુદ્ધિમાનપણું, પૂર્ણ દયાળુતા અને પૂર્ણ ન્યાય પરતાનું પ્રમાણ મળતું નથી. તો ઠીક! એટલું તો સિદ્ધ થઇ ગયું છે કે ઇશ્વર સૃષ્ટિના કર્તા છે, તે બુદ્ધિમાન પણ છે, અને ન્યાયશીલ પણ છે. તો હવે શંકાનું સમાધાન સાંભળો, દુઃખથી એમ સમજાય છે કે જે કામથી દુઃખ થયું તે ગમે તો ખોટું છે, યા સૃષ્ટિના નિયમ–વિરૂદ્ધ છે અને તેથી તે કરવા યોગ્ય નથી. દુઃખ થવાથી વસ્તુતઃ ઇશ્વર એ સૂચના આપે છે કે જે કાર્યથી દુઃખ થાય તેને ન કરો; એથી તમારૂં હિત નથી. પછી ભૂખ વિગેરેની માફક દુઃખ ને ઇશ્વરના દૂત રૂપે કેમ ન સમજવું, તે તો મનુષ્યોને સત્કાર્ય કરવાની પ્રેરણા કરે છે. દુઃખનું કારણ શોધીને આગળ ઉપર તેનાથી બચવાનો ઉપાય સહજ થઇ શકે છે.

અને એને માટે દુઃખનું પણ આ સૃષ્ટિમાં પ્રયોજન છે. એક બીજાને ખાઇ જવું એ પણ વિના પ્રયોજનનું નથી. જો તે નિયમ ન હોત તો ઘણાં માંસાહારી પશુઓની સૃષ્ટિજ ન હોય, એથી સૃષ્ટિની પૂર્ણતામાં કમી આવી જાત.

શંકાના ત્રીજા અંશનો ઉતર એ છે કે, મનુષ્ય બહુજ અલ્પજ્ઞ પ્રાણી છે, અને તેથી તે આટલી લાંબી પહોળી વસ્તુના વિષયમાં બરોબર કહી શકતો નથી. મનુષ્ય કેવળ એક અંશને એક વખતે દેખી શકે છે, એથી સંસારની સમાલોચના કરવાને યોગ્ય નથી. અને એ મનુષ્યનું કામ પણ નથી કે તેણે સૃષ્ટિની ભૂલોને સુધારવાનો પ્રયત્ન કરવો.

ચોથું પ્રમાણ આ છેઃ—મનુષ્યનો સ્વભાવજ એવો છે કે તે પરાધીન, અલ્પશક્તિવાળી અને સૂક્ષ્મ વસ્તુને સ્વાધીન થઇ સર્વ શક્તિ સંપન્ન, અને પૂર્ણ વસ્તુની તરફ જાય છે. અર્થાત્ મનુષ્યના હૃદયમાં પૂર્ણતાનો વિચાર વિદ્યમાન છે. એથી અમારો એ નિશ્ચય છે કે એવા પૂર્ણ ઇશ્વરના સિવાય અન્ય કોઇ હોઇ શકતુંજ નથી. પરંતુ શંકા એ છે કે શું જેટલા વિચાર મનુષ્યના મનમાં ઉત્પન્ન થાય છે, તે સર્વની સાથે સંબંધ રાખનાર વસ્તુઓની સ્થિતિની પણ શું આવશ્યકતા છે? ઉત્તર એ છે કે, હા. અંતઃકરણની પરીક્ષા કરવાથી એ જાણી શકાય છે કે જીવોના અંતઃકરણમાં પૂર્ણતાનો વિચાર એની મેળેજ અને

સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થાય છે. જો મનુષ્યોની વિચાર પરમ્પરા કેવળ સ્વપ્ન યા ગાંડાઓની કલ્પના નથી, પરંતુ બુદ્ધિનું ફળ છે, તો વિચારોનું વૃત્ત કંઇ ને કંઇ અસ્તિત્વના વૃત્તથી નકીજ હટશે. આ પ્રમાણને સત્ય ઠરાવવાને માટે એમ કહેવામાં આવે છે કે, ગમે તો ઈશ્વરની સ્થિતિ માનો, યા એમ માનો કે મનુષ્યનું અંતઃકરણ અને બુદ્ધિ એ મૂર્ખાઈ છે, અને તેમાંથી કાંઇ વાતનો નિશ્ચય નથી. કોઇ કહી શકતું નથી કે તેમાંની કઇ વાત સત્ય અને કઇ વાત અસત્ય છે. આખરે નિશ્ચય એ થાય છે કે, પૂર્ણતાની સ્થિતિ અવશ્ય છેજ, અને તેનો આધાર ઇશ્વરજ છે. આ સર્વ પ્રમાણોથી ઇશ્વરની સત્તા, અને તે સિવાય એ પણ સિદ્ધ થયું કે તે સર્વ શક્તિમાન, સર્વજ્ઞ, અને પરમ ધાર્મિક પણ છે,

અનુવાદક—તંત્રી

---

# सद्विचार एज सुखनुं साधन छे.

( મારા સંગી થજો, એ લય. )

રે ! કુવિચારો જરા, ન વિચારો વીરા, સુખનું સાધન સુવિચાર છે.
જન્મ મરણની સ્થિતિ તણો, વિચાર પર આધારજી;
કાં જે જીવનું જગતમાં, એકજ જીવન છે સુવિચાર.—
સુવિચારે કરી થાય છે, શરીર આકૃતિ ભવ્યજી;
કાં જે શરીર કેરે છે, સુવિચાર પોષક દ્રવ્ય.—
શરીર માંહિ ટકાવવા, સુધારવા આ પ્રાણજી;
એકજ આખા વિશ્વમાં, છે સુવિચાર અમૃત ખાણ.—
મનની શક્તિ વધારવા, આધ્યાત્મિક બલ અર્થજી;
સાધનમાં એક નથી, સુવિચાર તુલ્ય સમર્થ.—
કરીએ તીવ્ર વિચાર જે, વળી આતુરતા સાથજી;
સૂક્ષ્મ અદૃશ્ય મહાન બલ, વીંટાઈ રહે તેની સંગાથ.—
જે બળ વિદ્યુત વેગથી, પણ બહુ પ્રબળ ગણાયજી;
તે બળથી આપણ અને, આપણું ધ્યેય ઝટ સંધાય.—
વિચાર કેરી સૂક્ષ્મ ગતિ, જ્યારે અતિશય થાયજી;
આત્મ પ્રદેશે જઈ ભળે, તવ ધ્યેય એ બની જાય.—
છૂટા જળ કણનો સમૂહ, એજ બરફ કહેવાયજી;
વિચાર કેરો સમૂહ એ, ધ્યેય રૂપે પરિણત[1] થાય.—
સ્થૂલ કાર્યના અવયવો, માત્ર વિચાર ગણાયજી;
તેને જેવા જોડીએ, તેવી મૂર્તિ પ્રકટ કરાય.—
આથી જે ઇચ્છા રહે, કરવાને પ્રત્યક્ષજી;
તેવા વિચાર સેવવા, કરશો કદી ન અલક્ષ.—

**શ્રી ઉપેન્દ્ર.**

# प्रासंगिक विचार.

પ્રિયબંધુ! જય જય! ભાગ્યોદય ત્રીજા વર્ષમાંથી નીકળી ચોથા વર્ષમાં આવતા માસથી પ્રવેશ કરશે. તમે સર્વ તેના અંગભૂત હોવાથી, તમને જાણીને આનંદ થશે કે તેની દિવસે દિવસે પ્રગતિ થયાંજ કરે છે. તેમાં દરેક વખતે જેમ બને તેમ ઉચ્ચ લેખો આપવાની યોજના કરેલી હોવાથી તે દિવસે દિવસે પોતાની ઉચ્ચતાને ધારણું કરતુંજ જાય છે.

ભાગ્યોદયના ગ્રાહકોની, વાચકોની અને તેના સંબંધમાં આવનાર બંધુઓની દિવસે દિવસે, શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક સ્થિતિ ઉચ્ચ પ્રકારની થાય, તેમનો વ્યવહાર સર્વોત્તમ પ્રકારે સધાય, અને તેમનું જીવન ઉચ્ચ ભૂમિકામાં સ્થપાય એવો તેનો અને તેના પ્રવર્ત્તકોનો શુભ વિચાર છે, અને એજ ધોરણને લક્ષ્યમાં રાખી તેને અનુકુળજ લેખો તેમાં આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

કોઇપણ પેપરનો ખરેખરો આધાર તેના ગ્રાહકો ઉપરજ છે. તેવીજ રીતે ભાગ્યોદયનો આધાર પણ તેના ગ્રાહકો ઉપરજ છે. જેમ જેમ ગ્રાહકોની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તેના કાર્યવાહકોના ઉત્સાહમાં વૃદ્ધિ થતી જાય છે. ભાગ્યોદયના ગ્રાહકોએ ભાગ્યોદયને પોતાના પેપર તરીકે સ્થાન આપવું જોઇએ. તેની સર્વ રકમ તેમાંજ ખર્ચવામાં આવે છે. અને તેમાંથી કાંઈ પણ નફો લેવામાં આવતો નથી, તે ગ્રાહકો સારી રીતે સમજે છે, તેનો હેતુ માત્ર મનુષ્યોનાં જીવન ઉચ્ચ બને એજ છે, આજે જ્યાં જ્યાં મનુષ્યો કલેશ અને દુઃખોમાં ફસેલાં હોય ત્યાં ત્યાં સુખ અને આનંદને સ્થાપવો એ તેનું લક્ષ્ય સ્થાન છે. વ્યવહારમાં સ્વર્ગના સુખનો અનુભવ દરેક મનુષ્ય કરે એવું તે ઇચ્છે છે.

ભાગ્યોદયનાં ગ્રાહકો વધારવા એ તેના ગ્રાહકો ધારે તો સહેલ વાત છે. અમે દરેક ગ્રાહક પાસે માત્ર એકેક ગ્રાહક કરી મોકલવાની વારંવાર માગણી કરીએ છીએ. આ માગણી એવી નથી કે જે ન સ્વિકારી શકાય. તોપણ હજુ કેટલાક બંધુઓએ અમારી આ વાત ઉપર લક્ષ્ય આપેલું જણાતું નથી. છતાં પણ અમને આશા છે કે, આ ભાગ્યોદયનું ત્રીજું વર્ષ પૂર્ણ થઇને માર્ચ માસની ૧ લી તારીખે ચોથા વર્ષમાં પ્રવેશ કરશે તે વખતે દરેક બંધુ પોતાથી બની શકે તેટલાં ગ્રાહકો વધારવાની તજવીજ કરી અમને લખી મોકલશેજ. છેવટે વધુ ન બને તો માત્ર એકજ ગ્રાહક વધારશે તો ગ્રાહકની સંખ્યામાં હજારો ગ્રાહકોનો ઉમેરો થશે.

આ વખતની ભેટ **પર્શીઅન નાઇટસ** માર્ચની ૧ લી તારીખે દરેક ગ્રાહક બંધુને વી. પી. કરીને મોકલવામાં આવશે. તમે **અરેબીયન નાઇટસ** તો વાંચીજ હશે તેના જેવીજ રસવાળી અને બોધક પર્શીઅન વાર્તાઓનો આ પુસ્તકમાં સંગ્રહ છે. **અરેબીયન-નાઇટસ** વાંચવાથી જે આનંદ અને રસ પડે તેમ છે તેજ રસ અને આનંદ આ વાર્તાઓના દરેક પાનેપાનમાં ભરેલો છે. જે આપ વાંચશો ત્યારેજ ખાત્રી થશે. જેમ અરેબીયન નાઇટસનાં સર્વ ભાષાઓમાં ભાષાંતરો થઈ ગયાં છે તેમ આ **પર્શીઅન** નાઇટસનાં પણ સર્વ ભાષાઓમાં ભાષાંતરો થઈ ગયાં છે. તે સરળ અને સ્હેલી રસવાળી ભાષામાં અનેક વાર્તાઓના રૂપમાં ગુંથેલ હોવાથી મનુષ્યને તે વાંચવામાં, તેનું મનન કરવામાં અને

તે પ્રમાણે પ્રયત્ન કરવામાં પણ રસજ પડશે વધુમાં તેની વધુ હકીકત તો માત્ર તેને વાંચવાથીજ તમારા સમજવામાં આવશે.

### ભાગ્યોદયના ગ્રાહકોને મળતા લાભો.

વળી ભાગ્યોદયના ગ્રાહકોને અત્યાર સુધી પુસ્તકો તેમજ દવાઓમાં કમીશન આપવામાં આવતું નહોતું, પરંતુ આ ચોથા વર્ષથી તો ભાગ્યોદયના ગ્રાહકોને નિચે પ્રમાણે લાભ મળે તેવો ઠરાવ કરવામાં આવ્યો છે.

**૧ હવે કેમીકલ** વર્કસમાંથી બનતી દવાઓમાં ભાગ્યોદયના ગ્રાહકને સેંકડે ૧૨॥ ટકા એટલે દર રૂપિએ બે આના કમીશન આપવામાં આવશે.

પરંતુ એકી સામટી રૂા. ૫) ઉપરની દવા મંગાવનારને સેંકડે ૨૫) ટકા એટલે રૂપીએ ચાર આના કમીશન આપવામાં આવશે.

૨ પુસ્તકોમાં પણ દર એક પુસ્તકે રૂપિએ એક આનો એટલે સેંકડે ૬। ટકા કમીશન આપવામાં આવશે. પરંતુ રૂા. ૧૦ ઉપરનાં પુસ્તકો મંગાવનારને સેંકડે ૧૨॥ ટકા, એટલે દર રૂપિએ બે આના કમીશન આપવામાં આવશે.

આ લાભ માત્ર ભાગ્યોદયના ગ્રાહકનેજ મળશે તે સિવાય અન્ય સજ્જનોને કમીશન આપવામાં આવશેજ નહીં.

૩ એકી સામટા ભાગ્યોદયના, પાંચ ગ્રાહક થનારને રૂ. ૮ માં ભાગ્યોદય મળશે.

૪ ભાગ્યોદય ઑાપીસમાં પ્રકટ થયેલ ગ્રંથો રૂ. ૧૦ ના સામટા મંગાવવાથી રૂા. ૮ માં મળી શકશે. આ લાભ પણ ભાગ્યોદયના ગ્રાહકનેજ મળી શકશે.

૫ ભાગ્યોદય ઑફીસમાંથી પ્રકટ થયેલ ગ્રંથ જ્યારે છપાઇને તૈયાર થશે તે વખતે છપાઇ તૈયાર થયાથી, બે મહિનાની અંદર તે ખરીદ કરનારગ્રાહકને ઓછી કિંમતે મોકલવામાં આવશે.

આ મહિનામાં બહાર પડેલ આયુર્વેદનો પ્રાચિન ગ્રંથ શ્રી चरक संहिता મૂળ સહિત ગુજરાતી ભાષાંતર–પ્રથમ ભાગ કે જેને માટે આ દેશના તો શું પરંતું પશ્ચિમના મોટા મોટા એમ. ડી. ડાકટરોના પણ ઉચ્ચ અભિપ્રાયો છે તે, અને જેનું ભાષાંતર ભાગ્યોદયમાં દરેક વખત અકેક ફૉર્મ આપવામાં આવતું હતું. તે ગ્રંથ છુટો છપાવવામાં આવ્યો છે. જેની કીંમત રૂ. ૫ છે. છતાં પણ ભાગ્યોદયના જે ગ્રાહકો તેના ગ્રાહક થશે તેનેજ તે માત્ર રૂ. ૪) માંજ આપવામાં આવશે. આ લાભ માત્ર ભાગ્યોદયના ગ્રાહકનેજ મળશે અને તે માત્ર આ માસમાં મંગાવનારનેજ એટલી ઓછી કીંમતે મળી શકશે.

આ બધા લાભ ઉપરાંત ભાગ્યોદયના ગ્રાહક થનારને વધુને વધુ લાભ મળે તેની યોજના આવતા અંકમાં પ્રગટ થશે. માત્ર વાર્ષિક રૂ. ૨ ખર્ચી ભાગ્યોદયના ગાહક થવાથી ખર્ચેલી રકમમાં ભાગ્યોદય દરમાસે મળે છે, દીવાળીનો અંક, પંચાંગ અને ૧ મોટી ઉપયોગી ૨૦૦ પાનાની ભેટ મળે છે, અને તે ઉપરાંત ઉપર જણાવેલા લાભ તો જુદાજ. વળી ઇનામની યોજના આવતા વર્ષથી અમલમાં આવશે. તે તો જુદીજ.

આશા છે કે, આપ તેનાં વધુ નહિ તો માત્ર એકજ ગ્રાહક વધારી અમારી જે માગણી

છે તે કબુલ રાખી આપના સમયનો ભોગ આપશોજ. અને તા. ૧ લી માર્ચના ચોથા વર્ષનું લવાજમ વસુલ કરવા માટે ભેટનું પુસ્તક પર્શીઅન નાઇટસ વી રૂ. ૨—૨—૦ નું કરી મોકલવામાં આવશે જે સ્વિકારશો એવી આશા છે.

## आनंदने स्फुराववा सद्बोध.

કંઇક મધુરૂં હસાવવા, (તારા) અભ્યંતર આવવા,
ઉભો આનંદ તુજ દ્વારમાં,
સુખ ન્યારૂં ઉપજાવવા, કષ્ટો વિલાવવા,
તેને લે હૃદયાગારમાં.
આશાભર્યો આનંદ તારે, આંગણે આવી રહ્યો,
મૃદુકર કમલથી દ્વાર તારાં, એહ ખખડાવી રહ્યો;
ધીમેથી પણ રમણીય કંઠે, તને બોલાવી રહ્યો,
જા, દ્વાર સદ્ય ઉઘાડ એ તુજ કાજ કંઇ લાવી રહ્યો;—
ભાગ્ય તારૂં ઉઘાડવા, બુટ્ટી સુંઘાડવા,
આવ્યો એ દૈવી આકારમાં;—સુખ.
બોલાવવાની વાટ જોઇ, એહ બહાર ઉભો રહ્યો,
તુજ જીવન કેરા અંશ રૂપે, થવા એ આતુર થયો;
ઉલટી બલા રૂપ થઇ નહિ, એ વળગશે કદી એ તને,
પણ હાર હૈયાનો બની, શોભાવશે તુજ કંઠને;
આવ્યો અંતર ઉજાળવા, કલેશો પ્રજાળવા,
દેવા સિદ્ધિ આ અવતારમાં;—સુખ.
તુજ બંધ દ્વારની બહાર ઉભો, તેની પુંઠે છે વળી,
ઉભી રહી શાંતિ મધુરી, જોતી તુજને વળી વળી;
વળી તને પૂંઠે છે ઉભી, શ્રદ્ધા રસિલી આશથી,
એ સર્વને બોલાવવા, જા, ખોલ દ્વાર ઉલ્લાસથી;
ફલ મીઠાં ચખાડવા, અમૃત પીવાડવા,
(કંઇક) લ્હાવા લેવાને સંસારમાં;—સુખ.
તેની પુંઠે પેલા ઉભા, જો! નાથ તારે આંગણે,
જા, ખોલ દ્વાર, પ્રવેશવા, છે એહ તત્પર આ ક્ષણે;
જો! ગાન મધુરાં ગાય છે, એ સર્વ મોહક સ્વરવડે,
જા હજી પણ મોડું થયું નથી, જો! તું સાંકળ ખખડે,
જા, ભીતરમાં લાવવા, દ્વારો ઉઘાડવા,
બેસી રહે ન તું વિચારમાં;— સુખ.

શ્રી उपेन्द्र



# સદ્‌ગુણી શશી.

( લેખક, શ્રીયુત વેણુવિહારી ).

( અનુસંધાન ગતાંકથી ).

## પ્રકરણ ૯ મું.

### માધુની માગણી.

"માધુભાઈ આ વાત તમો ખુદ તેના આગળ છેડો. આ વિષયમાં તેનુંજ અનુમોદન ન્યાયસર યોગ્ય ગણાય. તે કંઇ હવે નાહની નથી. જાઓ—આમાં તમોને યશ મળે એવું હું અંતઃકરણ પૂર્વક ચાહું છું" છોટુભાઇ બોલ્યા.

આજે માધુએ છોટુભાઇ આગળ શશીની માગણી કરી હતી. હમણાંનું માધુને શશીનું ઘેલુંજ લાગ્યું હતું. તેના મનમાં આ વાત ઘણા દિવસોથી ઘોળાયાં કરતી હતી, પણ છોટુભાઇ આગળ તે વ્યક્ત કરવા સંકોચાતા હતા, અંતે આજે તેણે પોતાના મનને દ્રઢ કરી છોટુભાઈને પોતાનું મનોગત જણાવ્યું.

છોટુભાઈના કહેવા પ્રમાણે તે ઉઠયો, શશીના બેસવાના સ્થળની તેને માહિતી હતી. કારણું કે સંધ્યાકાળે શશી પોતાની વહાલી ટેમીને સાથે લેઇ બગીચામાં જાઈના માંડવા નિચે એકાદ પુસ્તક વાંચતી બેસતી. માધુ ઠેઠ માંડવામાં ગયો. તેને જોતાંજ શશીએ ચોપડી બંધ કરી અને બોલી.

"આવો માધુભાઈ, મારે એક વાત પુછવી છે."

"અને હું પણ તેજ કામે આવ્યો છું. વારૂ તમો પહેલ કરો છો કે હું?"

"હુંજ શરૂઆત કરીશ." શશી ટેમીને પંપાળતી બોલી.

"વારૂ શું પુછો છો?"

"કાલે બાપાજી કહેતા હતા કે તમે વિનુને ઘરમાંથી કાઢી મુકયો છે શું એ વાત સાચી છે?"

"હા પણ—વિનુ યાદ કેમ આવ્યો?"

"આવ્યો મારા ભાઇ? પણ તમે તેમને કાઢી કેમ મુક્યા?"

"કાઢી મુકવાનું કારણ પુછો છો! તે ઘણોજ પાજી છે. બાપુ કેમ ચાહતા હતા તે પ્રભુ જાણે—તેની એક એક વાતો જો હું તને કહેવા બેસું તો તને પણ તેનો તીરસ્કાર આવી જાય, બાપુને મુઆને પુરાં પાંચ દિવસ વિત્યા નહિ હોય એટલામાં તો તે મારી પાસે આવી સ્ટેટનો અડધો હીસ્સો માગવા લાગ્યો, તે વખતનું મારા હૃદયનું વર્ણન કરવુંજ અશક્ય. તેજ દિવસે મેં વીલમાં જોયું તો તેમાં તેનું નામ નિશાન પણ નહોતું, તેરમા પછી પાછી તેણે તેજ વાત મારા આગળ છેડી. અમારા બંનેને ઘણીજ તકરાર થઇ, અને તેવામાં મારા જાણવામાં આવ્યું કે તેણે બેચાર શાવકાર પાસેથી કરજાઉ મોટીજ રકમ ઉપાડી છે. જો કદાચ ભુલે ચુકે એ અહિંયાં આવે તો તેને ઉમરો પણ ચડવા દેતાં નહિં. મારે છોટુભાઈને આ વાતની જરૂર ચેતવણી આપવીજ પડશે."

માધુની આ વાત સાંભળી શશી તો આભીજ બની ગઇ. પણ તેના સાચા અને સરળ હૃદયપર આની મુદ્દલે અસર થઇ નહિં. છકાકાના વિનુ પ્રત્યેના પ્રેમનું સ્મરણ થતાં, માધુએ વીલમાં તેના સબંધે મુદ્દલે કંઇજ ઉલ્લેખ કર્યો નથી, એવું જે કહ્યું તે વાત તેને સત્ય ન ભાસી. બંને શાંતીથી છાનાંમાનાં થોડોક વખત બેશી રહ્યાં.

માધુના મનમાં શશી અને છોટુભાઇના મનમાં વિનુનું ચરિત્ર અને તેટલું કાળું ચિતર વાનું હતું, અને તે પ્રમાણે છોટુભાઇનો તેના સંબંધે ખોટો અભિપ્રાય તો થયો પણ હતો વળી શશીના મનપર પણ ખરાબ અસર કરવાનો આ સમય યોગ્ય આવ્યો હતો, પણ હાલ તેના મનમાં બીજાજ વિચારોએ કુતુહલ મચાવ્યું હતું, તેથી તે બોલ્યો:—" શશી છોટુભાઈની રજા લેઇ હું તને એક મહત્વનો પ્રશ્ન પુછવા આવ્યો છું. પુછું કે?"

" એવો તે શો મહત્વનો પ્રશ્ન છે?" શશીએ પુછ્યું.

"તું મારી હૃદયેશ્વરી થાય એવું હું ચાહું છું."

" એટલે ?"

" શશી, હું તને અંતઃકરણ પૂર્વક ચાહું છું અને તેના બદલામાં તું પણ—"

" ટેમીને ખોળામાંથી ખસેડી શશી એકદમ ઉભી થઇ ગઇ અને શંકાયુક્ત સ્વરે બોલી માધુભાઇ!"

" શશી હું શું કહું છું તે પુરૂં સમજી સાંભળી તો લે, આમ ગભરાઇશ નહિ, બેસ" માધુ તેનો હાથ પકડી બોલ્યો.

હાથને તરછોડી શશી દુર ખસી, અને તીરસ્કારથી જોતી બોલી " માધુભાઇ! આ તમારી વર્તણુક જેન્ટલમેનને શોભે તેવી નથી, હું સાફે સાફ કહું છું કે આવી રીતભાત મારા આગળ મુદ્દલે ચાલશે નહિં."

શશીનો આ જવાબ સાંભળી માધુ સેજ ખમચાયો, પણ પાછી હિંમત ધારી તેનો રસ્તો રોકયો અને બોલ્યો " શશી! હું આજ દિવસ સુધી આશાનો માર્યો.—"

"માધુભાઇ હું સાચું કહું છું કે મારો રસ્તો ન રોકો. આમાં કંઇજ સાર નથી. હું આજ સુધી તમોને જેન્ટલમેન ધારતી હતી, ખશો મને જવા દો" આટલું બોલી રીસમાં ને રીસમાં માધુ આગળથી તે સટકી જવા બહાર નિકળી ગઇ.

" માધુ કેવળ ચાટ પડયો. શશીની પાછળ તે કેટલોક વખત ગાંડાની માફક સ્તબ્ધ ઉભો રહી જોયાંજ કરતો હતો. ત્યાર પછી તેણે મનમાં કંઇક નિશ્ચય કર્યો હોય એમ તેની મુખમુદ્રાપરથી જણાઇ આવતું હતું. તેણે માંડવામાં ટાંગેલી પોતાની સોટી લીધી અને તે માંડવામાંથી નિકળ્યો, જતાં જતાં તેના મુખમાંથી નિશ્ચયાત્મક આટલા શબ્દો બાહેર પડયા, " જોઉછુ હવે કેવી છટકે છે તે, જો સ્વાધિન ન કરૂં તો મારૂં નામજ માધુ નહિં."

---

## પ્રકરણ ૧૦ મું.

### યાદ રાખજે.

આજે છોટુભાઇને ત્યાં મહા ધમાલ ચાલી રહી હતી! વાલકેશ્વરમાં શશીએ બાંધવા માંડેલો બંગલો લગભગ તૈયાર થવા આવ્યો હતો. અને આજે તે બંગલામાં વાસ્તુ થવાનું હતું. માટે આજે તેઓના લાગતા વળગતાઓની તે બંગલા તરફ જવાની ધમાચકડી ચાલી

રહી હતી. છોટુભાઇએ આજે પોતાના ખાસ મીત્રમંડળની તેજ બંગલામાં ટીપાર્ટી કરાવી હતી. સાથે રમણીયોનો નાચ, ગાયનનો જલસો પણ થવાનો હતો. આ મંત્રીના મંડળમાં શશીના અત્યાગ્રહે વિનુને પણ નોતરવામાં આવ્યો હતો. બંગલાની શરૂઆતથી પૂર્ણ થાય તેટલા સમયમાં ચાર આઠ દિવસે વિનુને બંગલાપર કામની તપાસણી માટે જવું પડતું, કારણકે તે બંગલાનું કંટ્રાકટ સ્મિથ એન્ડ બ્રાઉન સાહેબે લીધું હતું, અને આજે વાસ્તુ પુજન હોવાથી જમવાનો વખત બાદ કરતાં બીજો સઘળો વખત વિનુનો ત્યાંજ ગયો હતો.

વિનુ અગાશીમાં છે એવી બાતમી મળતાં શશી પરોણાની આગતાસ્વાગતા કરવાનુ પડતું મુકી પોતે ઉપર ગઇ. પ્લાન દેખાડી ગયા બાદ આ આઠ માસમાં તેની અને વિનુની આ બીજી વખતની મુલાકાત હતી.

શશીને આવતી જોઇ વિનુ ઉભો થયો, એ જોઈ સ્મિતવદને વિનુના મુખ તરફ જોતી શશી બોલી, " બેસો બેસો, ઉઠયા શા માટે ? હું આજે કેટલા દિવસે તમોને જોઉં છું."

" હું આપની પાસેજ છું, ઘણું ખરે આઠ પંદર દિવસે મારી અહિંયાં એક ફેરી તો હોય છેજ."

આ વિનુના જવાબ તરફ શશીનું મુદ્દલે લક્ષ નહોતું. તેના મનમાં તે સમયે બીજાજ વિચારો ચાલી રહ્યા હતા, માધુએ કહેલી તેની કેરેકટરનો તેના મુખ પર કંઈ પણ આભાસ થાય છે કે કેમ તે તે સમયે જોઇ રહી હતી. બારીકાઇથી તે તેની મુખમુદ્રાનું અવલોકન કરતી હતી. પણ અંતે તેના મને એવી શાક્ષી પુરી કે માધુએ કરેલા દુર્ગુણો વર્ણતું એક પણ ચિન્હ તેના મુખપરથી જણાઇ આવતું નથી.

પ્રીય વાચકો ! આ શું પ્રેમનું સામ્રાજ્ય હશે ? શું શશી વિનુપર પ્રેમથી આકર્ષાતી હતી ? આનો નિશ્ચયાત્મક જવાબ હમણાં હમારાથી આપી શકાય તેમ નથી, કારણકે આ તેમની બીજીજ મુલાકાત હતી; વળી આઠ માસ જેટલા અરસામાં વિનુ સબંધે તેણે ઘણી ઘણી ગપ્પો સાંભળી હતી. વિનુ દુષ્ટ છે, નીચ છે, એવું તેના મનમાં ઠસાવવાના ઘણાં ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા હતા. તેથી તેના ખરા પ્રેમ માટે હમણાંજ કંઇ નક્કી કહી શકાયજ નહિં. ગમે તેમ હો, ગમે તેવા યત્નો કરો, કુકલ્પનાઓ ભરાવવા દો તોપણ એકસીડન્ટના દિવસથી, વિનુના બાહુપાસમાંથી મુક્ત થઇ, તે દિવસથી કોઇ અજબ પ્રેમ, તેની અજાણમાં મનપ્રેરિત પ્રેમ, તેના હૃદયના ઉંડાણમાં પ્રેમ બીજ વાવ્યું હતું. પ્રેમ કંઇ અલૌકિકજ છે, તેને રંગરૂપથી મુદ્દલે પર્વા હોતીજ નથી. તે કેવે સમયે ક્યાં અવતિર્ણ થશે તે કહેવુંજ અશક્ય છે.

સૃષ્ટિ નિયમ પ્રમાણે વનસ્પતીના બીજ જ્યાં સારી લાગવગ થાય તેવા સ્થળે હવા માર્ફત જઇ પડે છે. તેજ પ્રમાણે દેશ, પ્રીતી, દુખ અને આનંદનાં બીજ માનવી અંતઃકરણમાં પ્રેરણા કરનારી એક વિલક્ષણ શક્તિ વાતાવરણમાં ભ્રમણ કરતી હોય છે. માણસના અંતઃકરણના વિચારો પ્રમાણેની મનોવૃતિ તે શક્તિ પ્રગટ કરે છે, અને આજ દૈવી શક્તિએ શશીના હૃદયમાં સંસાર કર્યો હતો.

પીતા તરફ એકી નજરે જોતી શશીને ભાળી, તેના હૃદયમાં કંઇક ચમત્કારિક ભાવના થઇ જેથી વિષયાંતર કરવાના ઈરાદે તે બોલ્યો, " બ્હેનબા તમોએ બારીબીનો પ્લાન હજુ કંઈ પસંદ કર્યો નથી, તો આમાંનો કોઈ પ્લાન આપને ગમે છે કે ? "

" હા–પ–ણ–" શશી કાંઈક વિચારમાંથી જાગૃત થતી હોય તેવા સ્વરૂપમાં બોલી, પણ તરતજ તેને કંઇક સ્મરણ થયું હોય તેવી રીતે બોલી ઉઠી. " વિનુભાઇ હું તમને કંઇક પુછવા માગું છું તેનું તમો સ્પષ્ટિકરણ કરશો કે ?"

" એમ કેમ કહો છો ! તમે કહેશો તેવો પ્લાન હું—"

" હું પ્લાનની વાત નથી કરતી. મારે તો તમારા સબંધીનું કંઇક પુછવું છે.—'

" શું મારા વિષે ?

" મેં, સાંભળ્યું છે કે તમારે ઘણુંજ દેવું છે ?—"

" શું મારે દેવું ? "

" હાજી ! "

" નહિં તદ્દન બનાવટી વાત " વિનુએ નિશ્ચયાત્મક સ્વરે જવાબ દીધો.

" અને તમોએ તેજ દેવા માટે મોટા સાથે ભારે વાદવીવાદ કર્યો, તમો છકાકાના મૃત્યુ પછી બારમા પહેલાંજ મોટા પાસે અડધી મીલકત માટે માગણી કરી અને મોટાએ તે તમોને ન આપવાથી તમો તેની સાથે ખુબ વઢયા ! "

આ સાંભળી વિનુતો સ્તબ્ધજ બની ગયો, પોતાના કોઇ દુષ્મને પોતાની નાલાસી કરવા માટે આ ખોટો મુદ્દો ઉઠાવેલો જાણી તે બોલ્યો. " ઇસ્ટેટ સબંધી હજુ હું એક અક્ષર પણ કોઈના આગળ બોલ્યો નથી. સ્ટેટ સાથે મારો શો સબંધ ! બાપુએ મને પાળી પોષી મોટો કર્યો, સુશિક્ષણ આપ્યું એજ તેઓએ મને મોટી મીલકત આપી છે એમ હું માનું છું. બાપુનો પ્રેમ—" આટલા શબ્દ ઉચ્ચારતાંજ તેનું હૃદય ભરાઇ આવ્યું. આગળ તેનાથી એક પણ શબ્દ બોલી શકાયો નહિ. આ તેની સ્થિતિ નિહાળી શશીના કુમળા મનપર વિલક્ષણ પ્રેમનો સ્પર્શ થયો, અને તેનાં નેત્રોમાંથી પણ અશ્રુ વહેવા લાગ્યાં. સેજ દુમો શમતાં વિનુએ શશી પ્રત્યે પુછ્યું. " બેન આવું આ હડહડતું જુઠું આપને કોણે કહ્યું ? "

માધુએ કહેલી સઘળી વાત શશીએ વિનુને અથ ઇતિ કહી સંભળાવી, અને વિનુએ પોતાના બાપુના મર્ણથી આજ દિવસ સુધીની સઘળી ક્રમવાર ખરી બાબત કહી સંભળાવી, જેથી તેના હૃદયપરનો બોજો કંઇ હલકો થયા જેવું લાગ્યું. આ સઘળી બીના સાંભળી માધુની આવી નીચ વર્તણુંક સબંધે રોમાંચ થયું. એવામાં તો " પોતે કેવાં ભયંકર કૃત્ય કરનાર પ્રાણી છે ' એની પ્રતિતી પડાવતો માધુ ખડખડ અવાજે દાદર ચડતો ઉપર આવી પહોંચ્યો. તેને જોઇ બન્નેના શરીરની રૂંવાટી ખડી થઈ ગઇ.

" શશી અમે કયારનાએ તને નીચે ખોળી ખોળીને થાકયા અને તું તો ઉપર.—"

" હું વિનુ સાથે અહીંયાં પ્લાન જોવામાં ગુંથાઇ હતી. " એમ જવાબ દેતી શશી નીચે ચાલી ગઇ.

વિનુને ત્યાં જોઇ માધુનું આખુ શરીર દ્વેષથી બળ્યું ધીક્યું થઈ ગયું.

" વિનુ તું અહીંયાં કયાંથી ? "

" આજ મને અહીંયાં આવવાનું આમંત્રણ હતું. "

" તને આમંત્રણ ! વારૂ પણ અહીંયાં શશી સાથે એકાંતમાં શું કરતો હતો ? "

" તેને પ્લાન દેખાડવામાં અને ખુલાસા મેળવવામાં ગુંથાયો હતો. "

આ વિનુના સાદા ઉત્તરથી તેના દ્વેષાગ્નિમાં ઘીજ હોમાયું, તે એકદમ ક્રોધથી રાતો પીળો થઈ ગરજી ઉઠયો. " હું તારા પ્લાન બ્લાન કંઇજ સમજતો નથી, પણ હવે પછી જો તેં શશી સાથે બોલવાનો પ્રયત્ન કર્યો તો તેનું પરિણામ ઘણુંજ ભયંકર આવશે. સમજ્યો ? "

" પણ મોટા— "

" મોટા બોટા કંઇ નહિં—ખબરદાર હવે પછી તેં મને મોટાભાઈ કહી બોલાવ્યો તો—નીચ ! શું તું તારી અને શશીની યોગ્યતા સરખી સમજે છે કે ? "

" હું પૂર્ણ રીતે જાણું છું કે તેમાં અને મારામાં જમીન આસ્માનનો તફાવત છે ! પણ કાર્ય પ્રસંગે મારે તેમની અવશ્ય મુલાકાત તો લેવીજ પડશે. હજુ આ પ્લાન તેમને બતાવવાના બાકી જ છે. "

" તે બતાવવાની કંઈજ જરૂર નથી. વળી હુ તને એક વાતથી ચેતાવું છું કે હુ તેને માટે છોટભાઈ આગળ માગણી કરી ચુકયો છું. માટે જો તું તેના પરિચયમાં આવ્યો છે તો યાદ રાખજે કે હું તને પહોંચી વળીશ, તું શું સમજે છે તારા મનમાં ! હવેથી તારાં આ ઘરમાંનાં પગલાંજ ટાળું છું. " બોલતાં બોલતાં માધુનો ક્રોધ અનિવાર્ય થઇ પડયો. વળી તે આગળ વધ્યો " હવે અહીંયાં એક ક્ષણ પણ ઉભો ન રહેતો, ચાલ્યો જા, કેમ ખસે છે કે નહિં ? "

" મોટા તારો આ મારાપર વ્યર્થ રોષ— "

" એક શબ્દ પણ ન જોઇએ, ચાલ્યો જા— "

હવે અહીંયાંથી જલ્દીજ ચાલ્યા જવામાં માલ છે એવો વિચાર કરી ભારે પગલાંએ કોઇને પણ કહ્યા શિવાય તે ચાલ્યો ગયો,

સરદારગૃહમાં જઈ વાળુ વીગેરે કરી ખીછાનું પથરાતાંજ વિનુ પથારીમાં આળોટી પડયો, પણ આજે તેને નિદ્રા દેવીએ વીસાર્યો હતો. કારણ કે માધુના ઉચ્ચારેલા શબ્દોના ભણકારા પર ભણકારા તેના કાનમાં થયા કરતા હતા. પણ તેનું આજે તેને મુદ્દલે વિસમ લાગ્યું નહિ. તે આજે કોઈ ઓરજ વિચારમાં અટવાયાં કરતો હતો. આવી રીતે થોડોક સમય આળોટયા પછી તેણે હડી બારી ઉઘાડી, તારાઓ તેજથી ચમકી રહ્યા હતા. આવા તે ગંભીર અંધકારમાં તારાથી શોભતા નીલાકાશ તરફ સ્થિર દ્રષ્ટે જોતો રહ્યો છે એવામાં વીજળીના ઝળકારાની માફક શશીની રમ્ય મૂર્તિનું ચિત્ર તેની નજર સામે ખડુ થયું, અને તેના તેજથી તે અંજાઇ ગયો, અને આટલા દિવસ સુધીના સુઇ ગયેલા વિચાર, ઉદ્વેગ મનોવૃત્તિ તેના હૃદયમાં એકદમ જાગૃત થઇ. તે આનંદમય મૂર્તિ તેના હૃદય પટલ પર ઝળકવા લાગી. તેના તે કાળા ભમર જેવા વાળ, પાણીદાર નેત્રો, પરવાળાશા હોઠ, ધનુષ્યાકાર ભમરો વિગેરે એક પછી એક અવયવો તેના સામે ખડાં થવા લાગ્યાં. પેલાં સ્નેહપૂર્ણ કટાક્ષો, ગોરા ગોરા ગુલાબી ગાલ, ચિત્ હરણ કરનારૂં લાવણ્ય વિગેરે તૃષ્ણાગ્નિએ વિનુનું હૃદય બાળવા માંડયું એવામાં તેને માધુએ શશીમાટેના કરેલા માગાનું સ્મરણ થયું.

મધ્યરાત્રી વીતી ગઇ હશે, પણ આજે ચિંતાએ વિનુનો પીછો પકડયો હતો. બાકીન સળીયા પકડી તે વિચારમાં નિમગ્ન થયો હતો. બહારનું જગત સઘળું શાંત અને નિંદ્રાધિન થયું હતું, પણ વિનુનાં મનમાં તો વિચારોએ ઘણીજ ધાંધલ મચાવી મુકી હતી.

જુવાનીમાં માણસની આશાઓ ઘણીજ પ્રબળ હોય છે, તે એકદમ નિરાશ થતોજ નથી, અસાધ્ય વસ્તુ પણ મેળવવા યત્નો કરે છે, અસંભવિતને સંભવીત સમજે છે. કેટલોક વખત વિતતાં વિનુના વિચારો સેજ શાંત થયા. અને તે બીછાનાપર જઈ સુતો. તે દિવસની તેની નિંદ્રા સ્વપ્નમયજ હતી અને તે સ્વપ્નાં પણ શશી સબંધેનાંજ.

## પ્રકરણ ૧૧ મું.

### બેન, હું છેક માર્યો ગયો!

આજે વાલકેશ્વરનો બંગલો બંધાઇ રહ્યાને એક વર્ષ વિતી ગયું છે. વિનુ પોતાના કાર્યમાં આગળ વધતો જાય છે. તેને હવે દર માસે રૂપીયા સોનો પગાર મળે છે જેથી આર્થીક સ્થિતીમાં તે ઘણો સુખી છે. તેનાપર સ્મિથ સાહેબ. પૂર્ણ વિશ્વાસ રાખે છે. બ્રાઉન સાહેબ માંદા હોવાથી હવા ફેર માટે વિલાયત સ્વદેશ સીધાવ્યા છે. જેથી કરીને વિનુને સ્મિથસાહેબ સાથે સઘળું જોખમ ભર્યું કાર્ય જોવું પડે છે. આ પ્રમાણે જો કે તે બીજી સઘળી બાબતે સુખી થયો હતો છતાં તેનું મન હમેશાં ઉદાસ રહેતું. એકાદ વખત શશીને મળી આવવાની તેને વારંવાર ઇચ્છા થતી.

સ્મિથ અને બ્રાઉન કંપનીએ માટુંગા રોડપર એક ભાટીયાના કેટલાક બંગલા બાંધવાનું કોન્ટ્રાકટ રાખ્યું હતું, અને તે કામની દેખરેખ રાખવા માટે સ્મિથસાહેબ તરફથી એક સ્વતંત્ર ઑફીસ ઉઘાડી તે પર વિનુની યોજના કરવામાં આવી હતી.

સવારનો સમય હતો. છોટુભાઇ દિવાનખાનામાં કોચપર બેઠા હતા; એક ખુરશીપર નવી અને બીજી ખુરશીપર શશી બેશી પોતાની ટેમીને મોંમાં લાકડી પકડવાનું શિખવતી હતી.

"બેન, પછી તેં શો ઠરાવ કર્યો ?" છોટુભાઇએ પુછ્યું.

"શા સબંધેનો નિશ્ચય ? હું આ પરિક્ષામાં બેસવાની છું."

"હું તે સબંધે નથી પુછતો; હું માધુભાઇને શો જવાબ આપું તે જણાવ."

"બાપાજી મને વારંવાર તેનો તેજ પ્રશ્ન શા માટે પુછો છો ? મેં બે વખત તેનો જવાબ તેના મોંઢેજ આપ્યો છે, હું કોઇ કાળે પણ તેની સાથે લગ્નથી જોડાવાની નથી." શશીએ હાંસીને ઉત્તર આપ્યો.

"પણ શશી તેં માધુમાં એવા શા દુરગુણો જોયા ?" નવી વચમાંજ બોલી ઉઠયાં.

"મારાથી તે તમને સમજાવી શકાય તેમ નથી. હું ફક્ત એટલું સાફ સાફ જણાવું છું જે હું તેની સાથે લગ્ન કરીશ નહિ.

"બેન, આમ ગાંડાઇ ન કરીએ. માબાપનું કહ્યું ન માનવું એજ શું તારા શિક્ષણનું પરિણામ ?" છોટુભાઇ બોલ્યા.

"બાપાજી તમે શા માટે મારી વાંસે લાગ્યા છો. હું હવે સાચુંજ કહું છું કે આ પરીક્ષા થયા શિવાય મારે લગ્ન નથીજ કરવું."

" ભલે, તેમ હશે તો તેમાં કંઈ હરકત જેવું નથી. ! " નવી છોટુભાઈ તરફ વળી બોલ્યાં. " તમો માધુભાઈને. કહેજો કે આટલા દિવસ ગયા તેમ થોડા દિવસ જવાદેો. "

" નવી બા, હું સાચુંજ કહું છું કે—હું—માધુ સાથે પરણનાર નથીજ. માટે તમો અમસ્થા મને શા સારૂં સતાવો છો ? "

એવામાં તેમના મુનમ જીવણદાસ ત્યાં આવ્યા. તેઓ ગભરાયેલા જણાતા હતા, તે જોઈ નવી બોલ્યાં—" દાસ આમ ગભરાયેલા કેમ ? "

" જરા ભાઈનું કામ હતું ? "

છોટુભાઇ પણ તેનો ગભરાટ જોઇ વિચારમાં પડયા, તેઓએ આ બંનેને બહાર જવા ઇસારો કર્યો.

જીવણદાસે તેમના કાનમાં કાંઇક કહ્યું તે સાંભળતાંજ છોટુભાઇ એકદમ ઉઠયા અને " આ શું કહોછો દાસ ? ઓ બાપરે ! અરે ભૈયા, ગાડી—ગાડી જોડાવ—જલદી. "

દિવાનખાનામાંથી આ ગડબડાટ સાંભળી બંને ગભરાઇ ગયાં. છોટુભાઇ લુગડાં પહેરી ત્વરાએ દાસ સાથેજ ગાડીમાં બેસી બહાર ગયા આ શી ધાંધલ છે તેની આ બંનેને કંઇજ ખબર ન પડી.

બે વાગ્યા તોપણ છોટુભાઇ આવ્યા નહિં જેથી હવે ઘરનાં દરેકને ફીકર પડી. પેઢી-પર માણસ મોકલ્યું હતું તેનો પણ પત્તો નહિં, નવી એક કૉચપર ચિંતામાં વાટ જોતાં બેઠાં હતાં, શશી પાસેજ ઉદ્વિગ્નમને આમતેમ આંટા દેતી હતી.

સુમારે ત્રણેક વાગે ગાડી આવી, બંનેજણાં બાહેર આવ્યાં, ગાડીમાંથી દાસ અને એક ડૉકટર પ્રથમ નીચે ઉતર્યા, દાસનો ચહેરો ફીકો પડી ગયો હતો, તે બોલ્યો " શેઠાણી પહેલાં ભાઈ માટે નીચેના દિવાનખાનામાં પથારી પથરાવાની વ્યવસ્થા કરો. " નવી ઘરમાં ગયાં અને શશી એક સ્ટેચ્યુ પ્રમાણે ઉભીજ હતી. છોટુભાઇને ગાડીમાંથી બેશુદ્ધ સ્થિતિ-માંજ બહાર આણ્યા. ડાકટરે તેમનો જમણો હાથ પકડયો હતો. આ બધું જોતાંજ શશીને ચક્કર આવી બેશુદ્ધ થઇ ધડ દેઇને ચોકમાં પડી.

ઘરમાં એકજ ધાંધલ મચી રહી. આ સઘળું બનવાનું કારણ એ હતું કે જે બેંકમાં છોટુભાઇએ નાણાં રોકયાં હતાં તે બેંકે દેવાળું કાઢયું એ હતું. આ બેંકના દેવાળાની સાથેજ લખપતી છોટુભાઇ ભીખારી બન્યા.

બે દિવસો વિત્યા, હજુ છોટુભાઇ બેભાનજ ! શશી સેજ હરવા ફરવા લાગી હતી.

છોટુભાઇના ઓશીકે ડૉકટર બેઠાજ હતા. તીજે દિવસ થયો હવે સેજ તેઓએ આંખો ઉઘાડી; ત્યાં તો તેમની નજરે શશી નિસ્તેજ બનેલી દેખાઇ, તેમણે તેના બરડાપર હાથ ફેરવતાં ઝીણા અવાજે નીચેના શબ્દો ઉચ્ચાર્યા. " બેન હું છેક માર્યો ગયો ! તમારૂં હવે શું થશે—" ડાકટરે તેમને આગળ બોલતાં અટકાવ્યા.

ચોથે દિવસે પોતે કંગાલ થયાના શોકે છોટુભાઇએ બેશુદ્ધીમાંજ પ્રાણ છોડયો ! ! !

અપૂર્ણ.

# हिंदने शानी जरुर छे ? खेतीनी के उद्योगनी ?

(લે. વકીલ ભાઇલાલ નંદલાલ દેસાઇ બી. એ. એલ. એલ. બી.)

"હિંદને શાની જરૂર છે? ખેતીની કે ઉદ્યોગની?" આ પ્રશ્ન આજે જનસમાજમાં ઘેર ઘેર તથા ઘણી ખરી જાહેર સભાઓમાં ચર્ચાય છે. તે પ્રશ્ન જેટલો ગહન છે તેટલોજ તેનો ફડચો દેશના ઐહહિક ભવિષ્યને ફાયદાકારક છે તેથી તે વિષે કઇ બાબતો લક્ષમાં લેવા જેવી છે તે ટુંકામાં જણાવવાની જરૂર છે.

હિંદુસ્તાનની પ્રજા અભણ છે. કેળવાયલાનું પ્રમાણું ઘણું નહી જેવું છે તે હકીકત ઉપરના પ્રશ્નનો નિર્ણય કરતાં દરેકે લક્ષમાં રાખવાની છે. કારણ કે હુન્નર ઉદ્યોગની પ્રગતીમાં કેળવણીની પ્રગતીની ખાસ આવશ્યકતા છે, અને ખેતીની પ્રગતીમાં ફક્ત અનુભવ, પૈસા ને ખંતનીજ જરૂર છે.

હિંદમાં કાળી, ગોરાડુ, રેતાળ તથા ડુંગરી એવી તમામ જાતની જમીન છે તથા દેશની આબોહવા દુનીઆની આબોહવાના એક નાના નકશારૂપ છે. આફ્રિકાની ગરમ હવા, સાઇબીરીઆની ઠંડી તથા ફ્રાન્સની સમશિતોષ્ણુતા હિંદના પ્રથક્ પ્રથક ભાગોમાં જોવામાં આવે છે. તેથી આપણા દેશમાં પ્રત્યેક પ્રકારની જમીન તથા આબોહવા હોવાથી પૃથ્વી પર થતી તમામ પ્રકારની ખેતીની નીપજ આપણે લઇ શકીએ તેમ છે. વળી જમીન રસાળ હોવાથી થોડી મહેનતથી ઘણો ફાયદો થાય તેમ છે. ખેતીના હિમાયતીઓ કહે છે કે દેશની સ્થિતી, દેશની અભણુતા, જમીનની રસાળતા તથા આબોહવા ખેતીને માટેજ લાયક છે. માટે આપણે ખેતી શીવાય બીજા તરફ લક્ષ ન આપવું. અને પોતાની દલીલોની પુષ્ટીમાં ડેનમાર્કનો દાખલો આપે છે ને કહે છે કે ડેનમાર્કમાં ખેતી શીવાય બીજો ઉદ્યોગ નથી. છતાં તેની સ્થીતિ શ્રેષ્ઠ છે.

ખેતીના હિમાયતીઓનું કહેવું લક્ષમાં લીધા પછી હુન્નર ઉદ્યોગના હિમાયતીઓની હકીકત આપણે લક્ષમાં લેવી જોઇએ. હુન્નર ઉદ્યોગના હિમાયતીઓ કહે છે કે દેશને અનાજ શિવાય બીજી ચીજોની અપેક્ષા છે. કપડાં વિના ચાલવાનું નથી. તેમજ દેશમાં જેમ પ્રગતી થાય છે તેમ તેમ દેશ ને અનાજ શીવાય ઘણી ચીજોની જરૂરીઆતો વધતી જશે. શું તે માટે આપણે પરાવલંબન કરવું ? દેશની સામાન્ય સ્થીતી ખેતીને અનુકુળ છે છતાં અનાવૃષ્ટીના વખતમાં શું દેશનાં સેંકડો સ્ત્રી પુરૂષોને હુન્નર ઉદ્યોગને અભાવે ભૂખે મરવા દેવાં ? કાચો માલ પરદેશ જઇને તેના પર થોડી ઘણી ટાપટીપ થઇ તે તૈયાર બનેલો માલ થઇને આપણા દેશમાં પાછો આવે ને પાણીના મૂલની ચીજ સોનાના મૂલની થાય. ને પરદેશી કંપનીઓ મોઢે માગે તે ભાવથી વેચાય તે ભાવ શું આપણે શાંતીથી આપ્યા કરવો ? એટલે પરદેશી મજુરો, કારખાનાવાળા, થાપણવાળા દલાલો ને સ્ટીમરવાળાનાં તમામ ખર્ચ આપણે આડકતરી રીતે ભરવાં ? ને આપણા દેશના લોક ભૂખે મરે તે આપણે જોયા કરવું ? ખેતીના હિમાયતીઓ ડેનમાર્કનો દાખલો આપે છે પણ તે દેશની સ્થીતિનો તેઓ વીચાર કરતા નથી. દેશની અંદર ઘણી નહેરો છે. તેથી ઘણી લીલોતરી ત્યાં ઉત્પન્ન થાય છે, અને ડેનમાર્કની પાસેજ ઈંગ્લંન્ડ દેશ છે. ત્યાંની આબોહવા તથા દેશની કમી રસાળતાને લીધે ખાદ્ય પદાર્થો માટે તેને બીજા દેશો પર આધાર રાખવો પડે છે તે હકીકત ભૂલવાની નથી. ડેનમાર્કથી ઈંગ્લંન્ડ ફક્ત થોડા કલાકની મુસાફરી જેટલુંજ દુર હોવાથી ડેનમાર્કનાં શાક ભાજી તથા ફળ ફળાદિ સારા ભાવથી વિલાયતનાં બજારોમાં મળે છે તેથી

તે દેશની સારી સ્થીતી છે. પણ ઇંગ્લંન્ડ અને હિંદુસ્તાન વચ્ચે જેટલું અંતર છે તેટલુંજ અંતર જો ઇંગ્લેન્ડ અને ડેન્માર્ક વચ્ચે હોત તો ડેન્માર્કની આટલી બધી સારી સ્થીતી રહેત નહિ. માટે તે દાખલો યોગ્ય નથી, અને હિંદુસ્તાન દેશના ભલા માટે હુન્નર ઉદ્યોગનીજ જરૂર છે.

હવે બંને પક્ષના વિચારો જાણ્યા પછી ઉપરોક્ત પ્રશ્નનો વિચાર કરતાં પહેલાં હિંદની આ બાબતમાં પરા પૂર્વથી ચાલતી આવેલી સ્થીતીનું અવલોકન કરીએ. પ્રાચીન સમયમાં આપણે આપણા દેશની ખેતીથીજ આપણો નિર્વાહ ચલાવતા હતા, અને તે સમયની જરૂરીઆતો પણ આપણા પ્રાચીન કાળના હુન્નર ઉદ્યોગથીજ પૂરી પડતી. દેશમાં ખેતીની એટલી બધી આબાદાની હતી તથા કળા કૌશલ્યનું એટલું બધું પ્રાબલ્ય હતું કે આપણા દેશમાં બલુન તથા વિમાનની શોધ પણ થઇ ચુકેલી જણાય છે. તેમજ વૈદક, ખગોળશાસ્ત્ર, ભૂસ્તર શાસ્ત્ર વીગેરેમાં આપણો દેશ તે વખતે આગળ હતો. હુન્નર ઉદ્યોગ તે વખતે એટલો બધો પૂર જોશમાં હતો કે આપણે આપણું કાપડ, ફરનીચર, ઘરેણાં ગાંઠાં વીગેરે તૈયાર કરી શકતા હતા. ખાણોમાંથી નીકળતા પદાર્થોનું સંશોધન કરીને સોનું, રૂપું, ત્રાંબુ, લોખંડ વીગેરે ધાતુઓ મેળવી શકતા હતા તેમજ તે ધાતુઓનાં મિશ્રણો કરીને પીતળ કાંસું વીગેરે બનાવીને તેનાં વાસણો આયુધો વીગેરે તૈયાર કરી શકતા હતા. પ્રાચીન સમય એવો હતો કે તે વખતની રિદ્ધિ સિદ્ધિ તથા કળા કૌશલ્યને લીધે પરદેશી યવનોનાં ટોળાં આ દેશપર ચઢી આવવા લાગ્યાં અને દૈવી ઇચ્છાથી મુસલમાની અમલ સ્થપાયો. છતાં મુસલમાની અમલમાં પણ આપણો દેશ પોતાની ખેતીથીજ તેમજ પોતાના હુન્નર ઉદ્યોગથી પોતાની જરૂરીઆતો પૂરી પાડી શકતો તેમજ કેટલીક ખેતીની ને હુન્નર ઉદ્યોગની ચીજો બહાર મોકલી શકતો. તે વખતમાં ખેતી એ પ્રાધાન્ય ધંધો હતો. છતાં હુન્નર ઉદ્યોગની બાબતોમાં દેશ બીજા દેશો કરતાં પછાત ન હતો. તે વખતનો કાપડ વણવાનો ધંધો દેશમાંજ ચાલતો. અને દેશી માદરપાટ મલમલ વીગેરે યુરોપીય બજારોમાં વેચાતાં. તે વખતે સુતર કાંતવાનું કામ પ્રત્યેક ગૃહમાં થતું હતું. અને ગરીબ તેમજ પૈસાદાર વર્ગની સ્ત્રીઓ સુતર કાંતવામાં હલકાશ સમજતી ન હતી. કાંતેલું સુતર વણકર લોક લઇને દેશની જરૂરીઆત પ્રમાણે કાપડ તૈયાર કરતા હતા. તેવીજ રીતના બીજા હુન્નર ઉદ્યોગોમાં પણ સ્ત્રીઓ તથા પુરૂષો સરખીજ રીતે ઉલટભેર ભાગ લેતાં હતાં. અને દેશના માલથી લલચાઇને વિદેશી કંપનીઓ વ્યાપાર માટે હિંદમાં આવવા લાગી. ત્યાં સુધી આ દેશમાં પરદેશી માલે પંગ પણ મુકયો નહતો.

ત્યારબાદ યુરોપમાં તેમજ ઇંગ્લંડમાં હુન્નરકળાની પ્રગતિ થઈ. યંત્રો શોધાયાં ને એક માણસ સો કે હજાર માણસનું કામ કરવાને શક્તિમાન યંત્રોને લીધે થયો. તેને લીધે તથા બીજાં કેટલાંક દૈવી કારણોને લીધે હિંદની હુન્નરકળા અસ્ત થઈ ને હિંદમાં પરદેશી માલ આવવા લાગ્યો. યુરોપમાં જેમ પ્રગતી થતી ગઈ તેમ તેમ આપણા દેશમાં ઊલટી ગતી થતી ગઈ. આપણે અજ્ઞાન ને અભણ થતા ગયા, ને છેવટે ખેતી એકજ આવકનું સાધન આપણી પાસે રહ્યું.

તે ખેતીના સાધનમાં પણ દૈવ ઇચ્છા પ્રતીકુળ હોય તેમ વારંવાર અનાવૃષ્ટી થવા લાગી. ખેડુતોની સ્થીતી બગડી, ને ખેતીનો ધંધો કંગાલ રંક માણસોના હાથમાં અસ્ત

થવાનો વખત આવ્યો. અને દેશમાં અંગ્રેજી સામ્રાજ્યના પ્રતાપથી કેળવણીનો દિપક પ્રગટ થવા પામ્યો પણ કેળવાયલો વર્ગ ખેતીના કામને માટે નાલાયક, નાહીંમત નીકળ્યો. તેમજ સુધડ કેળવાયલાઓને ખેતીનો મેલો ધંધો હલકો, અયોગ્ય અને ગેરશોભાકારક લાગ્યો. ખેતીને માટે આથી વિશેષ કમનશીબ સંજોગો બીજા કેવા જોઇએ ? આવા સંજોગોમાં ખેતીનો ધંધો છેક પડી ભાગ્યા જેવો થાય અને હુન્નરકળા તો ગુમાવેલી છેજ તેથી પ્રસ્તુત લેખનો પ્રશ્ન ઉપસ્થીત થયો.

ઉપરોક્ત પ્રશ્નનો વાસ્તવિક વિચાર કરતાં તથા દેશની હાલની પરીસ્થિતી, અભણ ખીન કેળવાયલી એકંદર સ્થીતી તેમજ દેશની રસાળતા; આબોહવા એ આ દેશને માટે ખેતી ઉત્તમ છે, એમ બતાવી આપે છે. કારણકે બીજી દરેક ચીજ વીના ચાલે પણ સવાર સાંજ ભોજન જોઇએજ અને તેને માટે જો પરાવલંબન કરવાનો વખત આવે તો ખરેખર હિંદુસ્તાનની મહાન્ પ્રજા વહેલે મોડે અસ્ત થવાની પરંતુ એમ સમજવાનું નથી કે હુન્નર ઉદ્યોગ દેશને બીનઉપયોગી છે. અમારા સમજવા પ્રમાણે દેશને ખેતીનીજ જરૂર છે, અગર ફક્ત ઉદ્યોગનીજ જરૂર છે એમ એકજ ચીજનું ગ્રહણ કરનારા બંન્ને પક્ષ ખોટા છે. પણ હાલની પરીસ્થીતીમાં ઉત્તમ ખેતી છે. તેમજ દેશની અભણતા તથા રંકતા તરફ નજર કરતાં પ્રચંડ મીલો તથા રાક્ષસી હુન્નર ઉદ્યોગનાં સાધનો કરતાં ધરગતુ હુન્નર ઉદ્યોગની વધારે જરૂર છે, અને તેમાં સ્ત્રીઓની પ્રથમની માફક સહાયતાની ઘણી જરૂર છે. તેથી કરીને દેશમાં અનાવૃષ્ટીને લીધે જે આફતો આવે છે તે ધરગતુ હુન્નર ઉદ્યોગોથી ઘણે અંશે ઓછી થશે.

હવે ઉત્તમ ખેતીને ઉત્તમ બનાવવા માટે પ્રત્યેક કેળવાયલા વર્ગે તે તરફ પોતાનું લક્ષ દોરવવું જોઇએ. બીજા દેશોમાં શું થાય છે, કેમ ખેતી થાય છે, તે આપણા દેશના અજ્ઞાન ખેડુતોને દાખલા દલીલોથી તથા જાત મહેનતથી સ્પષ્ટ દેખાડી આપવું જોઇએ. ખેતીનો ધંધો હલકો નથી પણ ઉજળો છે. અને તે તરફ કેળવાયલો વર્ગ અણગમો ધરાવતો નથી તે સામાન્ય પ્રજાને બતાવી આપવું જોઇએ. જેથી તેઓનો દાખલો લઇને સામાન્ય ખેડુતો પોતપોતાનું કામ ખંતથી તથા કાળજીથી કરે અને ખેતીવાડીની પ્રગતી થાય. ખેતીના ધંધામાં પ્રગતી કરવા માટે જમીનદાર વર્ગે, ધનીકવર્ગે, તથા રાજાઓએ પોતપોતાની ફરજો યોગ્ય રીતે બજાવવી જોઇએ. ધનીક વર્ગે હલકા દરથી ખેડુતોને નાણાં ધીરીને તથા જમીનદારો ને રાજાઓએ હલકા સરકાર ધારાથી ખેડુતોનાં મન ખેતી કરવા તરફ વધારે દોરાય તેમ કરવું જોઇએ અને તે માટે તેઓને યોગ્ય મદદ ને સાધનો આપવાં જોઇએ.

તેની સાથે સાથે હુન્નર ઉદ્યોગની પ્રગતી પણ વધારવી જોઇએ. પણ તેને માટે થાપણ તથા યંત્રોની જરૂર છે. દેશની આર્થિક સ્થીતી સુધરે નહી, ત્યાંસુધી ઔદ્યોગીક પ્રગતી ખરેખરી થાય નહિ. પણ ધરગતુ નાના ઉદ્યોગો તરફ નજર કરવાથી દેશને નાની નાની ચીજો પૂરી પાડી શકાય, અને આપણું દ્રવ્ય બીજાઓના હાથમાં જતું અટકે. નાની નાની ચીજો, મોજાં, ગંજીફાક, ગલપટા હાથનાં વણેલાં કાપડ, સેતરંજીઓ, બાળકોને રમવાનાં રમકડાં વીગેરે ઘણું આપણે તથા આપણી સ્ત્રીઓ ઘેર બેઠે કરી શકીએ તેમ છે તે તરફ પુરતું લક્ષ દોરવો. જો હિંદુસ્તાનમાં વસતાં પ્રત્યેક નરનારી નાના ઉદ્યોગોથી દરરોજ પોતપોતાનું કાર્ય બજાવીને ફક્ત ચાર આના મળે એટલુંજ કામ કરે તો ભવિષ્યમાં આપણી ઔદ્યોગીક ઉન્નતીનો સમય નજીકજ છે. અને તેથી કરીને દેશની આર્થીક સ્થીતી બદલાઇ જાય એ નિર્વીવાદ છે.

વાંચકો ! આવા પ્રશ્નો ચર્ચવા કરતાં અમલમાં મૂકાય તોજ ફાયદો છે. માટે આ લેખમાં દર્શાવેલી કર્તવ્ય–દિશા તેમજ કાર્ય દિશા તરફ પ્રત્યેક નરનારી અવશ્ય લક્ષ આપશે એવી આશા રાખીને વિરમીશું.

# ग्राहको प्रत्ये बे बोल.

પ્રિયબંધુ ! ભાગ્યોદયનું ત્રીજું વર્ષ આજે પૂર્ણ થયું છે. હવે તે આવતી ૧ લી તારીખથી ચોથા વર્ષમાં પ્રવેશ કરશે. આ વર્ષમાં તેણે પોતાનાથી જેટલી બની શકે તેટલી સેવા કરી છે, અને ભવિષ્યમાં તે અધિક વેગથી કરશે એ નિશ્ચય રાખજો.

લડાઇના પ્રસંગે કાગળ વિગેરેની મોંઘવારી થઇ છે, અને તેમાં હાલ અમે જે કાગળો વાપરીએ છીએ તેવા કાગળો દોઢા બમણા ભાવ ખર્ચતાં પણ મળી શકવા મુશ્કેલ છે. છતાં અમે વધુ ખર્ચના બોજામાં ઉતરીને પણ કાગળો તેના તેજ રાખ્યા છે. અને એકાદ બે વર્ષ વખતે થોડા ઘણા વધુ ખર્ચમાં ઉતરવું પડે તો તેમાં ઉતરીને પણ જ્યાં સુધી મળી શકે ત્યાં સુધી અમે તો એનાએ કાગળો વાપરવા નિશ્ચય કર્યો છે. જ્યારે આથી પણ હલકા કાગળો વાપરનારા કેટલાક માસીકોએ પોતાનું લવાજમ વધાર્યું છે, ત્યારે અમે લવાજમમાં કાંઇ પણ વધારો કર્યો નથી. પણ તેનું તેજ કાયમ રાખ્યું છે.

ભાગ્યોદયનું ત્રીજું વર્ષ પૂર્ણ થવાથી, તેની ચોથા વર્ષની ભેટ પર્શીઅન નાઇટ્સ કે જે લગભગ બસો અઢીસો પાનાની છે, અને અરેબીયન નાઇટસ જેવીજ ઉત્તમ વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કરેલો છે. તે આ અંક બીડયા પછી એક અઠવાડીયામાં આપને મળી જશે. લવાજમ રૂ. ૨-૦-૦ ભેટનું પોસ્ટેજ ૦-૩-૦ મળી રૂ. ૨-૩-૦ નું વી. પી. કરીશું જે અમને આશા છે કે દરેક ગ્રાહક સ્વિકારશેજ.

છતાં પણ જેને આ વર્ષમાં ગ્રાહક ન રહેવું હોય તેમણે ભેટનું પુસ્તક વી. પી. થઇ આવે ત્યારે તે રીફ્યુઝડ કરી અમને પોસ્ટેજના ૦-૩-૦ અને મહેનતના નુકશાનમાં ન ઉતારતાં આ અંક મળે તેજ દિવસે પોતાનું નામ કમી કરાવવા અમને લખી દેવું કે જેથી તેના ઉપર વી. પી. કરવામાં નહિ આવે.

અમને આશા છે કે બે રૂપિયામાં આ માસિક દરમાસે આપની જે સેવા બજાવે છે, તે ઉપરાંત ભેટ અને પરચુરણ લાભ જોતાં દરમાસે ત્રણ આના જેવી નજીવી રકમ ખર્ચવી કોઇને પણ ભારે પડે તેમ નથી. આ અંક ઘરમાં પડયો હશે તો કોઇ વખતે તમને તમારા કુટુંબને, બાળકોને અને સ્ત્રીઓને ઉપયોગી થઇ પડશે. અને તેમની જીંદગી સુધરશે તો તમારૂં લવાજમ એક સપાટે વળી જશે. અમે આશા રાખીએ છીએ કે, દરેક ગ્રાહક બંધુ ભાગ્યોદયના ગ્રાહક કાયમજ રહેશે અને જે ભેટનું પુસ્તક મોકલવામાં આવશે તેનો સ્વિકાર કરશેજ.

માર્ચ માસનો અંક ભેટનું પુસ્તક વી. પી. થયા પછી તુરતજ બીડવામાં આવશે. આવતા વર્ષે આપ કંઇ નવીનજ ફેરફાર જોશો.

ભાગ્યોદયના ગ્રાહકને મળતા લાભ ઉપર આપનું ધ્યાન ખેંચવામાં આવે છે.

---

ચિત્ત શાંત કરો અને આપણી આત્મોન્નતિ ઝપાટાથી કરી લો, પોતાના આત્માને પૂર્ણપણે ઓળખવાની એજ વેળા છે, તે ફોકટ ગુમાવશો નહિ.

જેને વ્યક્તિ સંબંધી અંતરજ્ઞાન થયું તેને સર્વ બ્રહ્માંડનું અંતરજ્ઞાન થવાને વખત લાગતો નથી.

સામર્થ્યનું સર્વ રહસ્ય સત્યમાં હોય છે. એટલે સત્ય એજ સામર્થ્યનું અધિષ્ઠાન છે.

# ન્યાય ધર્મ.

( અનુવાદકઃ-શાસ્ત્રી માધવજી ખીમજી. )

પ્રુસિયાના મહાન્ કીર્તિશાલી રાજા ફ્રેડરિકે પોતાની રાજધાનીથી કાંઇક દૂર એક બગીચો બનાવવાનો વિચાર કર્યો. જ્યારે સઘળો બંદોબસ્ત થઈ ગયો, ત્યારે સાંભળવામાં આવ્યું કે એક ખેડુતનો અનાજ ખાંડવાનો સંચો બગીચાની વચમાં પડે છે, જેથી તેનો બગીચો પૂર્ણ થતો નથી. ઘણાક દ્રવ્યની લાલચ આપવા છતાં તે પોતાના સંચાવાળું ઘર ત્યાંથી હટાવી લેવા રાજી થયો નહિ. આ વાત સાંભળી સમ્રાટે ખેડુતને પોતાને ત્યાં બોલાવ્યો અને પૂછ્યું કે આટલા પૈસા મળવા છતાં તું તારૂં ઘર કેમ છોડતો નથી. કૃષકે ઉત્તર આપ્યો કે "આ મ્હારા બાપનું ઘર છે. આજ ઘરમાં મ્હારા પિતાએ જીવન વ્યતિત કર્યું છે અને મરણને પામેલ છે, તેમજ આ ઘરમાં મ્હારા પુત્રનો જન્મ થયો છે, તેથી હું આ ઘરને વેચી શકું તેમ નથી.

"સમ્રાટે કહ્યું કે હું આ ઠેકાણે મ્હારૂં મકાન બનાવવા ઇચ્છું છું."

ખેડુતે કહ્યું કે શું આપ નથી જાણતા કે આ મ્હારા અનાજ, કૂટવાના સંચાનું મકાન મ્હારી "માલકીનું" છે.

સમ્રાટે કહ્યું—જો તું આ ઘર મને વેચાતું નહિ આપશે તો હું તેને લઇ શકું છું.

ખેડુતે કહ્યું—તેમ બની શકે એમ નથી, કારણ કે બર્લિન નગરમાં ન્યાયાધિશ છે.

આ વાત સાંભળી સમ્રાટે ફરી તે ખેડુતના ઘર ઉપર હસ્તક્ષેપ કર્યો નહિ. તેણે વિચાર કર્યો કે રાજા કાયદાને બનાવી શકે છે, પણ તે કાયદાને તોડી શકે નહિ. ખેડુતનો તેજ અનકૂટવાનો સંચો અત્યાર સુધી સમ્રાટના બગીચામાં રહેલ છે.

ગુજરાતની એક રાણીના સમ્બન્ધમાં પણ આવી એક વાત પ્રચલિત છે. આ વાત બહુ પ્રાચીન સમયની છે. તે સમયે ગુજરાત પૂર્ણ રૂપે સ્વતંત્ર હતું. રાણીનું નામ મીનલદેવી હતું. તેના રાજત્વકાળમાં ધોળકા ગામમાં તેણે "મીનલ તળાવ" નામનું એક તળાવ ખોદાવ્યું આ તળાવના પૂર્વ તરફ એક દુઃખિયા સ્ત્રીનું ઘર હતું. તે ઘર રહેવાથી તળાવની શોભાને હાનિ પહોંચતી હતી. રાણીએ ઘણું દ્રવ્ય આપી તે ઘર વેચાતું લેવા પ્રયત્ન કર્યો, પણ ઘર ધણીઆણીએ વિચાર કર્યો કે તળાવ ખોદાવવાથી રાણી જે પ્રમાણે કીર્તિ મેળવશે, તે પ્રમાણે તળાવ ખોદવાના કાર્યમાં વિઘ્ન કરવાથી મ્હારૂં પણ એક પ્રકારે નામ રહી જશે. આમ વિચાર કરી તેણે ઘર વેચવાની ચોખી ના પાડી. રાણીએ કોઇ પ્રકારની જબરદસ્તી કરી નહી અને ઘર તેજ ઠેકાણે રહ્યું. આજે પણ "મીનલ તળાવ" ના પૂર્વ તરફનો ભાગ વાંકો રહિ ગયો છે. અત્યાર સુધી તે પ્રદેશમાં એક પ્રકારની કહેવત ચાલે છે કે "ન્યાય ધર્મ જોવો હોય તો "મીનલ તળાવ" જાઓ. *

---

* કવિવર શ્રી રવિન્દ્રનાથ ટાગોરના એક બંગાલી લેખનો અનુવાદ.

# हीत वचन.

( સંશોધકઃ—વાડીલાલ કાકુભાઈ સંઘવી,–અમદાવાદ ).

સંત પુરુષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છેઃ—

૧. તમારે ખરા સુખનો આસ્વાદ લેવો હોય તો ઈંદ્રિયસુખમાં લુપ્ત થયેલા આત્માને બંધનમુક્ત કરો !

૨. 'લોક સારૂં બોલે' એવા ઉદ્દેશથીજ જો સારાં કાર્ય કરતાં હશો તો તમારૂં આયુષ્ય ફોગટ જાય છે એમ સમજવું.

૩. અન્યાયથી મેળવેલી સંપત્તિ સાથે પોતાની સંપત્તિ પણ ઘસડાઇ જાય છે એ ભૂલવું નહિં.

૪. આવક–જાવકનો હિસાબ રાખવાથી સાવચેત રહેવાનું બને છે, અને દ્રવ્ય તરફનું સંકટ આવી પડતું નથી.

૫. ધન, જુવાની અને ઉંમર ઉપર જે વિશ્વાસ રાખતા નથી તેજ ચતુર, ડાહ્યા, અને સંતોષી જાણવા.

૬. નીતિથી ચાલનારને અને વિવેકથી વર્તનારને શરૂઆતમાં કેટલીક મુશીબત પડતી જણાય છે, પરંતુ અંતે યશસ્વી નીવડી પૂજાય છે એ ભૂલવું નહિ.

૭. પોતાનાં વખાણ સાંભળીને ભૂલાવામાં પડી ખતા ખાવા નહિં. પોતાની મતલબને માટે લુચ્ચા લોકો વધારે જૂઠું બોલે છે.

૮. ક્ષણિક લાલચોથી મન અસત્ તરફ દોરવાઈ જતું હોય ત્યારે તેને દ્રઢતા પૂર્વક રોકવું એમાંજ ખરો પુરુષાર્થ છે એ નક્કી સમજવું.

૯. સ્વાશ્રયી માણસને નુકશાનમાં આવી પડવાના પ્રસંગ ઓછાજ આવે છે, એ નિરંતર ધ્યાનમાં રાખી હંમેશાં ઉદ્યોગી રહેવું.

૧૦. જાત મહેનતથી કમાયેલું ધન, તે રોટલામાં જેટલી મીઠાશ છે તેટલી બીજા કશામાં નથી.

૧૧. આપણી ટેવ અને આપણો સ્વભાવ એ આપણાં માલિક નથી, પણ આપણે તેના માલિક છીએ.

૧૨. પોતાના સુકૃત્યોથી સંતોષાઇ જે મનુષ્ય આનંદમાં નિમગ્ન રહે છે તેને માટે આ દુનિયાંજ સ્વર્ગભૂમિ છે.

૧૩. ઉંચા પ્રકારની પરોણાગત, સત્ય અને સદાચરણ એ ગૃહસ્થાશ્રમને શોભાવનારા સદ્ગુણો દરેકે ગ્રહણ કરવા જોઇએ.

૧૪. જ્યાં બાર આના ખર્ચવાથી ચાલે તેમ હોય ત્યાં રૂપીઓ ખર્ચવાની મૂર્ખાઇ કદાપિ કરવી નહિં.

૧૫. લોકોનાં વખાણથી ફુલાઇ ન જતાં સાદુ જીવન ગાળી કરકસરથી રહેવું.

૧૬. કોઇ પણ કામ આગળ ઉપર કરવા મુલતવી રાખવું એ જોખમભરેલું છે.

૧૭. કોઇ પણ માણસની શારીરિક કે બીજી કોઇ પણ ખામી જોઇને તેની ચેષ્ટા કરવી એ પ્રભુનું અપમાન કર્યા બરાબર છે.

૧૮. અજાણ્યા સાથે વિવેકભરી રીતે બોલી તેમના કામમાં બની શકે તેટલી સ્હાયતા આપવી એ દરેક સત્પુરુષનું કર્તવ્ય છે.

૧૯. વિચાર અને કલ્પના ઉપર સર્વ વ્યવહાર અને આચારનો આધાર છે તે આપણે ભૂલી જવું જોઇએ નહિં.

૨૦. માણસને માણસાઇ આપનાર જો કોઇ વસ્તુ હોય તો તે કેળવણી છે.

૨૧. જ્યાંસુધી જાણેલું આચારમાં મુકવામાં આવતું નથી ત્યાંસુધી તે સુખને આપનાર નિવડતું નથી.

૨૨. ક્ષણિક લાલચો મનને લલચાવે છે અને અધમ માર્ગે વાળે છે, એ બાબત લક્ષમાં રાખી એવું સુખ અવશ્ય તજવું.

૨૩. અણધારી આફત આવી પડે ત્યારે ગભરાઇ ન જતાં હીમત અને ધીરજ રાખી તે અડચણ ખસેડવા પ્રયત્ન કરવો.

૨૪. જ્યાંસુધી મન નિર્મળ હોતું નથી, ત્યાંસુધી ગમે તેટલું દ્રવ્ય પ્રાપ્ત થાય છતાં સુખનો એક જરા સરખો પણ અનુભવ થતો નથી.

૨૫. પોતાની જાતિને શોભે તેવાં કર્તવ્યો કરવાં એજ શોભા આપનાર છે.

---

# दान, पुन्य, सखावत.

( લખનારઃ–મી. ફીરોઝ શહેરીઆર કાપડીઆ ).

( અનુસંધાનઃ—અંક ૯–૧૦, પૃ. ૪૩૮ થી).

આ કળીયુગના જમાનામાં કૃષ્ણભગવાન જોવાને કયા પાહાડ અથવા ગુફામાં શોધવા જવું અને 'આટા તોલ કે ફીકરી જલતી હય' તેવી હાલતમાં આપણે ,આપણી દોલતનો કેટલો ભાગ અર્પણ કરી શકીએ એમ છે એવા કોઇના સવાલનો એટલોજ જવાબ બસ થશે કે "आत्मवत सर्व भुतेषु च परवती यादस्वती" એ વાક્યાનુસાર દરેક પ્રાણી માત્રમાં આત્મા વસી રહેલો છે, માટે જેમ કોઇ પોતાની સાથે જેવી રીતે વરતે છે તેવી રીતે અન્ય દરેક સાથે વર્તવું જોઇએ; મતલબ કે કોઇબી સામા ગરજવાનને પોતાના આત્મા સ્વરૂપ જાણીને મન, વાચા, અથવા કર્મથી જેવી રીતે બને તેવી રીતે મદદ કરવી. એજ આપણું કર્તવ્ય છે.

મન, વાચા અને કર્મ એ ત્રણ વીભાગી રસ્તા સખાવતના ઉપર કહ્યા તેમાં કર્મની સખાવતથી સર જમશેદજી જીજીભાઇ પહેલા હીંદી પારસી બેરોનેટ ગરીબ અવસ્થામાંથી ઉઘરીને; પોતાની જાત મહેનતની સકમાઇથી કોઇબી નાત જાતના તફાવત વગરની લાખ્ખો બલકે કરોડો રૂપીઆ ઉપરની બાદશાહી સખાવત કરીને પોતાનું પનોતું નામ આખી દુનીઆમાં અમર કરી ગયા છે, જ્યારે વાણીની સખાવતથી હીંદના પરમ પુરૂષ પુન્યશ્રી મી. દાદાભાઇ નવરોજી પોતે ગરીબ અવસ્થામાં ઉછરીને જાતી હુંશીઆરી અને બાહોશીથી ઇંગ્લાંડની રાજસભા (Parliament)માં દાખલ થઇ અંગ્રેજ પ્રજા સમક્ષ હીંદવાસીઓની

ગરીબાઇ અને તેઓની જરૂરીઆતો જાહેર કરીને "હીંદના દાદા"ની અનુપમ ઉપમા મેળવવા ભાગ્યશાળી થયા છે અને જેથી સમગ્ર હીંદુસ્તાન તેમના ઉપકારમાં છે અને રહેશે. હવે સૌથી વધારે ઉપયોગી મનની સખાવતથી સાધુ લોકો અને સંતપુરૂષો પોતાની ઇચ્છાના બળ માત્રથી અનેક દુઃખી દરીદ્રીઓના સંકટ, આફત, વિપત્તીઓ સારી દુવા અથવા આશીષથી મટાડી શકે છે એ જાણીતી ખીના છે, તુકારામ બુવા નામનો એક દક્ષીણી સંતપુરૂષ કહે છે કે 'જગાચા કલ્યાણા, સંતાચી વીભુતી, દેહકષ્ટ વીતી ઉપકારે', મતલબ કે સંતપુરૂષો પોતાના શરીરે દુઃખ વેઠીને પણ પોતાની વિભુતી રૂપ આશીષથી જગતનું કલ્યાણ કરે છે.

કોઇ માણસને પૈસાની સખાવત કરવાની ન હોય તો તેને પોતાના તનથી અથવા વાણીથી, કોઇ મદદ કરવાથી અને છેવટે તન અને વાણીથી કશું પરમાર્થી કામ કરવાને અશક્ત હોયતો માત્ર મનની શુભ ઇચ્છા "ખુદાતાલા સૌનું ભલું કરે" એવા આશીષ નાં બીજો ખરા અંતઃકરણમાંથી નીકળ્યાં હશે તો તે પણ અનંત ગણુ શુભ કરવાને પુરતાં છે.

કોઇ આખા દીવસનો ભુખ્યો ગરીબ માણસ સાંજને છેડે એક રોટી માંગી લાવીને ખાવા બેઠો છે એટલામાં કોઇ બીજો બે દીવસનો ભુખ્યો માણસ પડખાં પાસે આવીને કહે છે કે ભાઇ હું બે દીવસનો ભુખ્યો છું માટે મને થોડી રોટલી આપ, જે ઉપરથી પેલો એક દીવસનો ભુખ્યો માણસ પોતાને ખાવાની બાકીની રોટલી બીજાને આપે તો તેવી હાલતમાં કીધેલી માત્ર રોટલીના ટુકડાની સખાવત, કોઇ રાજા પોતાનું આખું રાજપાટ કોઇ ફકીરને દાનમાં આપી દે તેના કરતાં કોઇબી પ્રકારે ઉતરતી નથી. કારણકે જેવી રીતે રાજાની કુલ અસકીઆમત તેનું રાજપાટ છે તે સઘળું કોઈ ફકીરને આપી દેછે તેવી રીતે પેલા ભીખારીની કુલ અસકીઆમત જે તેની રોટલીનો ટુકડો માત્ર છે તે બીજા ભીક્ષુકને આપી દે છે, માટે રાજા તથા ભીખારી બન્નેએ પોત પોતાની સ્થિતીના પ્રમાણમાં જે જે સખાવત કરી છે તે બન્ને એક સરખી છે, આ ઉપરથી સાર એટલોજ લેવાનો છે કે ખુદાતાલા કાંઇ દાન, પુન્ય, અથવા સખાવતનાં કદ અથવા પ્રમાણ તરફ જોતો નથીજ પણ તે તો માત્ર દરેકજણ પોતાની શક્તિના પ્રમાણમાં કેટલો પરમાર્થ મન, વાણી અને કાયાથી કરે છે તેજ માત્ર જુએ છે.

જ્યારે અસલનાં વખતમાં સખાવતી બાદશાહ, સખાવતે બહાદુર હાતમતાઇએ પોતાની કુલ રીઆસતમાં એક મોટી જાફત આપી હતી, અને જે વખતે પોતાની દરેક રૈયત એ મેહમાનીનો સ્વાદ ચાખતી હતી ત્યારે સાંજને છેડે હાતમતાઇ પોતાના મિત્રો સાથે જંગલમાં ઇશ્વરની લીલા જોવા સહેલગાહે નીકળી પડયો હતો, તે વખતે જંગલમાં પહોંચતાં જુએ છે તો એક બાપડો બુઢો કઠીઆરો એક લાકડાનો નાનો ભારો પોતાના માથે ઉચકીને શહેર તરફ જતો હતો; હાતમતાઇના મીત્રોએ તે ઉપરથી પેલા બુઢા કઠીઆરાને પુછયું કે કેમ અલ્યા તું હાતમતાઇની મીજબાનીમાં ગયો નથી? ત્યારે પેલા બુઢા કઠીઆરાએ જવાબ આપ્યો કે જે માણસ કોઇનીબી મીજબાનીમાં જાય છે તેનો ઉપકાર પોતાના અભા ઉપર તે હંમેશાં લઇને ફરે છે મતલબકે મારે હાતમતાઇની મીજબાની ખાઇને હંમેશ

સુધી તેના ઉપકારમાં રહેવું નથી; હવે પ્યારા વાંચકો વીચાર કરો કે હાતમતાઇ કે જેણે પોતાના તાબાના કુલ મુલકની રૈયતને બીજાઆની આપી હતી તે વધારે સખી કહેવાય કે પેલો કઠીઆરો, કે જેણે હાતમના ઉપકારમાં જવાનું ના પસંદ કર્યું તે? કીતાબનો લખનાર કહે છે કે આ બીનાથી હાતમતાઈ અન્યયબીથી શરમીંદા પડી ગયો કારણ કે ખોદાતાલાએ તેને જે રાજપાટ આપ્યું હતું તેમાંથી તેણે પોતાની રૈયતના પૈસામાંથી પોતાની રૈયતને બીજાઆની આપી હતી તેમાં કશી વધારે મોટાઇ કરી નહોતી, પણ જ્યારે આવા ગરીબ કઠીઆરાએ આવી પોતાની કંગાલ હાલત છતાં કોઇનાબી ઉપકારમાં નહી જતાં પોતાની જાત મહેનતની કમાઇથીજ પોતાના પાપી પેટને પોષણ આપવા દુરસ્ત ધાર્યું, એ હાતમતાઇની બાદસાહી બીજાઆની આપવાના હાતમના દીલ કરતાં પણ વધારે ચઢીઆતા દુલ્લા દીલની સાબિતી છે.

આ હાતમતાઇ તથા કઠીઆરાનુ દ્રષ્ટાંત આપવાની મતલબ એજ છે કે જ્યારે આપણે કોઇને કશી મદદ, સખાવત અથવા પરમાર્થ કરીએ છીએ તે વખતે તે મદદ લેનારની ઉપર આપણે જાણે ઉપકાર કરતા હોઇએ એમ સમજીએ છીએ. પણ ખરૂં જોતાં તેથી ઉલટુંજ છે, એટલે કે ખરેખરી રીતે મદદ લેનાર તેના આપનારની ઉપર એકલો ઉપકાર કરે છે કારણ કે પેલા કઠીઆરા જેવા ગરીબ અથવા ગરજવાન લોકો કોઇની મદદ અથવા સખાવત લેવાની ના પાડે તો એવી રીતે પરમાર્થ કરવાથી જે જે લોકોને પોતાનુ મન અથવા દીલ દરીઆ જેવું દુલ્લું ઉદાર કરવાનો સંજોગ મળે છે તે મળી શકે નહી અને ખુદાતાલાની કુદરતને જાણવા તેમજ સમજવા માટે એવા દુલ્લા દીલની ખાસ જરૂર છે એ ભુલવું જોઇતું નથી. ત્યારે એવી રીતે ગરીબ ગરજવાન લોકો બીજાઓ પાસેથી કોઇબી મદદ અથવા સખાવતનો જે સ્વીકાર કરે છે અને તેમ કરીને તેની મદદ કરતારને અણદીઠ રીતે કેટલો મોટો ઉપકાર કરે છે તે મારા વિચારશીલ સુન વાચકો સહેલાઈથી સમજી શકશે.

હવે કેવી વસ્તુ અથવા બાબતની સખાવત કહેવાય તે માટે ટુંકામાં પતાવી આ પત્રના તંત્રી સાહેબનો પોતાના પત્રમાં આ લખાણને જગ્યા આપવા માટે ઉપકાર માનીશું; કોઇને રૂપીઆ પૈસાની સખાવત કરીશું તો તે ગમે ત્યારે પણ ખરચાઇને પુરા થઇ જશે અને તે પાછો જેવોને તેવો થઈ જશે. કોઇને ઘરબાર બંધાવી આપવાની મદદ કરીશું તો તે પણ નામ તેનો નાશ એ મુજબ પડી ભાગી જશે. કોઈ ગરીબ માણુસનાં છોકરી છોકરાં પરણાવી આપવા જેવું પરમાર્થ કરીશું તો તેવા પરણુનાર જોડામાંથી કોઈ એક મોડું વહેલું મરવાથી પાછો મોડો કે વહેલો જેવો ને તેવો થઈ જશે. પણ જો કોઇએ વિદ્યાદાન રૂપી સખાવત કરી હશે, તો તે આપેલી વિદ્યાનો લેનાર જેમ જેમ તે વિદ્યાને ખરચતો જશે એટલે તે વિદ્યા બીજાઓને આપવામાં ઉપયોગ કરતો જશે તેમ તેમ તે વિદ્યા ઓછી નહી થતાં જન્મ સુધી વધતી જશે અને એવી રીતે ઉત્તમ પ્રકારનું આપેલું તે વિદ્યાદાન તેના આપનારને જન્મોજન્મ સુધી અનેક અનંતગણું ફળ આપ્યાં કરશે.

માણુસ માત્ર ભુલને પાત્ર છે તે મુજબ આ લખાણમાં ભુલચુક માલમ પડે તો ગુણગ્રાહક વાંચકો તેવી ભુલ ઉપર ધ્યાન નહી આપતાં એનો સાર ખેંચી લેશે.

---

# ગૃહરાજ્ય.

આપણા ગૃહરાજ્યની અંદર સર્વથી મહત્વના સ્થાને મા અને બાપ જ છે. તેમણે પોતાનાં નાનાં બાળક બાળકીઓના સંબંધે તેમજ પોતાના સંબંધી વર્ગના સંબંધે, કર્તવ્યો કેવાં રાખવાં જોઇએ, તેમની સાથે તેમની વર્તણુંક કેવી હોવી જોઇએ, અને ઘણે ભાગે તેમણે પોતે ગૃહરાજ્યના કયા કયા નિયમો પાળવા જોઇએ તેનો પ્રથમ વિચાર કરવો એ આવશ્યક છે.

એકાદ દેશનું રાજ્ય ચલાવવા કરતાં સ્વભાવ વૈચિત્ર્ય હોય તેવા એકાદા નાના કુટુંબનો કારભાર ચલાવવો એ કેટલીક વખતે કઠિન જણાય છે. અને તેમાં જે મોટાં છે, તેનું મહત્વ અને જવાબદારી, તેમનાં કાંઇક સંકટ અને વર્તણુકનું જ્ઞાન ઘણાં માબાપને હોતું નથી. ઘણા લોકો એમ સમજે છે કે ગૃહરાજ્ય ચલાવવું એ ઘણુંજ સહેલું છે, અને તેમ માનવાનું પ્રથમ કારણ એ છે કે, પોતાની પાસેના માણસોના સ્વભાવને ગમે તેમ રીતે પૂર્ણપણે જાણી લેવો, એ જે પ્રથમ કર્તવ્ય છે, તેનું તેઓ ખરૂં મહત્વ સમજ્યા હોતા નથી. કેટલીક વખત વ્યવહારીક નિયમાનુસાર કર્તવ્યો જ્યાં સુધી યોગ્ય રીતે કરવામાં આવે છે ત્યાં સુધી ઉપર પ્રમાણેના જ્ઞાનની જરૂર નથી. એમ માની પોતાની બાજુ સંભાળવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

બીજું કારણ એ આપવામાં આવે છે કે, કુટુંબની વ્યવસ્થા કરવાનું મુખ્ય જ્ઞાન મા બાપને હોવાથી તેમાં સ્વભાવના જ્ઞાનની જરૂર હોતી નથી. કુટુંબના ચલાવનારાઓને જ્યાં સુધી પોતાની પાસેના માણસોના સ્વભાવનું પૂર્ણપણે જ્ઞાન હોતું નથી, ત્યાં સુધી વિષય ભોગાદિ સિવાય જગતનાં અધિક મહત્વનાં કર્ત્તવ્યો તેનાથી ઉત્તમ રીતે કદી પણ સાધી શકાતાં નથી. ઘણા માબાપોને પોતાના અધિકારનું મહત્વ, પોતાના બાળકોનાં કૃત્યો જોયા સિવાય સમજવામાં આવતું નથી. એ ઘણુંજ ખરાબ છે. કેટલાક પોતાની વર્તણુંક ઘણીજ કડક રાખવાનું ઇચ્છે છે તે પણ ખરાબ છે. તેઓ એવું સમજે છે કે એવી વર્તણુંકથી બાળકોપર આપણો દાબ બેસવાથી તે આપણા ભયથી આજ્ઞાપાલક થશે, પરંતુ આ સમજવું એ પણ ભ્રમ મૂલકજ છે.

કુટુંબના પાલકોએ લક્ષમાં રાખવું જોઇએ કે, તેમણે પોતાના વર્તનનો કદી પણ જબરદસ્તીથી ઉપયોગ કરવો નહિ. બાળકો પાસેથી કોઇ પણ કામ જબરદસ્તીથી કરાવવા કરતાં, તેમની પાસે તે કામ રાજીખુશીથી કરાવવાથી તેઓ સારી રીતે કરી શકે છે. કારણ કે, જબરદસ્તીનો ઉપયોગ કરવાથી, જ્યારે તે પોતાની મરજી પ્રમાણે કામ કરતાં હોય છે ત્યારે તેમાં તેમની ઇચ્છાશક્તિમાં અથવા તો નૈસર્ગિક વૃત્તીમાં ધક્કો પહોંચવાનો ઘણોજ સંભવ હોય છે.

કેટલાકનામાં આપણું તેજ ખરૂં, એવું માનવાની ખરાબ ખોડ હોય છે. બાળકોને અથવા આપણી પાસેના અન્ય કોઇપણ માણસને તમે જ્યારે તમારી ઇચ્છા પ્રમાણેની જે વાત કરો, તેજ વ્યાજબી અને યોગ્ય છે એવી હઠ કરવાનું કાંઇ કારણ નથી. પરમેશ્વરે દરેકને વિચારશક્તિ આપેલી છે, તેમજ દરેકના યોગ્યાયોગ્યના વિચાર જુદા પડે એ સ્વાભાવિક છે. જેથી આપણા સરખાજ બીજાના મત હોય એવી હઠ ધરવી એ અયોગ્ય છે.

ગૃહરાજ્યની ઇમારત, પ્રેમ, સહાનુભૂતિ અને સત્યતા ઇત્યાદિ ઉપર રહેલી હોય છે. તેમાંથી એકાદ ન હોય તો તે ઇમારત તુરતજ નિચે બેસવાનો સંભવ હોય છે. સહાનુ-

# आरोग्य.

પોતાની શરીર પ્રકૃતિ, સારી, નિરોગી અને સુદૃઢ રહે તેવું પ્રત્યેક મનુષ્ય ઇચ્છે છે, અને તેથી પ્રત્યેક મનુષ્ય પ્રાણી પોતાનાથી બની શકે તેવા આરોગ્ય રક્ષણને માટે ઉપાયો કરેજ છે. એમ હોવા છતાં પણ શરીર પ્રકૃતિ સંબંધે ઠેકાણે ઠેકાણે બુમરાણ સંભળાય છે તેનું કારણ શું હશે, એ એક વિચાર કરવા જેવો પ્રશ્ન છે. આપણું શરીર નિરોગી ન રહેવામાં, કુદરતના નિયમો સંબંધિ આપણું અજ્ઞાન એજ ઘણેભાગે કારણરૂપ છે.

કદી આપણો પગ ખાડામાં પડી જાય તો, તે ભાગ્યાસિવાય રહેતો નથી; તે પ્રમાણે કુદરતના નિયમનો ભંગ કરવાનું પ્રાયશ્ચિતજ આપણે ભોગવવું પડે છે. એમ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતાં જણાય છે.

**આપણો સમય.**

નિયમિતપણે રહેવું અને વર્તવું એ કુદરતનો એક મુખ્ય નિયમ છે. સવારે શૌચ, દંતધાવનાદિ વિધિ નિયમસર કરવાથી પ્રકૃતિ સાફ રહે છે. આળસથી, કિંવા કોઇ પણ કારણથી મળમૂત્રના વેગને રોકવાથી, તે ઝેરી પદાર્થોનો રક્તાભિસરણ દ્વારા અંદર પ્રવેશ થઇને માથું દુ:ખવું, વિગેરે વિકારો તુરતજ જણાવા લાગે છે. જમવાનો વખત સુદ્ધાં પણ ઠરાવેલો હોવો જોઇએ, જાણેં તે વખતે નિમેલા સમય પ્રમાણે જઠરાગ્નિ પ્રદિપ્ત થતો હોય તેવી રીતે દરરોજ ઠરાવેલા સમયેજ ભોજન કરવું. આળસથી કિંવા કોઇ પણ બીજા કારણોથી ઠરાવેલા સમયે ન જમતાં આઘાપાછા વખતે જમવાથી કેવી સ્થિતિ થાય છે, અને અન્નની પાચન ક્રિયામાં કેવાં વિઘ્ન આવે છે, તેનો અનુભવ ઘણા મનુષ્યોને હોય છે. જમતી વખતે પ્રત્યેક કોળીયો ચાવીને જમવાની ટેવ પાડવાથી અન્ન સારી રીતે પચેછે અને જેથી શરીર પ્રકૃતિ ઉત્તમ રહે છે. પ્રત્યેક ગ્રાસને અમુક વખત સુધી તો ચાવવોજ જોઇએ અને તે વખત સુધી ચવાઈ રહે ત્યારેજ તેને ગળે ઉતારવો. આ નિયમ સંબંધી પ્રસિદ્ધ ગ્લેડસ્ટન સાહેબની આખ્યાયિકા ઘણાના જાણવામાં છે. આળસ અને અનિયમિતપણું આ બંને શત્રુને વશ ન થતાં પ્રત્યેક કામ દરરોજ નિયમસરકરવાથી તે આપણને ભારરૂપ થતાં નથી. અને તેનો ઘણાખરાને અનુભવ પણ હોય છે.

પ્રકૃતિ સારી રહેવાને માટે શરીર સ્વચ્છ રાખવાની વિશેષ આવશ્યકતા છે. સાધારણ ગરમ પાણીથી સ્નાન કરવું એ શરીરને સ્વચ્છ રાખનાર ઉત્તમ માર્ગ છે. કેટલાક થંડા પાણીથી સ્નાન કરવાને પસંદ કરે છે, ત્યારે કેટલાક ઘણાજ ગરમ પાણીથી સ્નાન કરવાને પસંદ કરે છે. થંડુ પાણી સર્વની પ્રકૃતિને માફક આવે છે એમ નથી. જેમને થંડા પાણીથી સ્નાન કરતી વખતે શરીરે ટાઢ વાય અને રૂવાટાં ખડાં થઈ જાય, એવાએ થંડા પાણીથી સ્નાન ન કરવું. એ ઉત્તમ છે. ઘણાજ ગરમ પાણીથી સ્નાન કરવું એ થંડીની મોસમમાં સારૂં લાગે છે; પરંતુ તે વખતે પણ શરીર સુકાતાં તરતજ કપડાંની જરૂર પડે છે. ગરમ પાણી શરીર પર રેડવાથી ત્વચામાં ઉષ્ણતા આવે છે. અને તેથી ત્વચામાંની રક્તવાહિનીઓનો પ્રસાર થઇને ત્વચા આગળ લોહી જાસ્તી આવે છે. દરરોજ સ્નાન ન કરવાથી ત્વચાપર પરસેવો સુકાઇને તેનો થર બાઝીજાય છે. જેથી ત્વચામાંનાં છિદ્રો બંધ

થવાથી શરીરમાંનાં ઝેરી દ્રવ્યોને પરસેવાદ્વારા ત્વચામાંથી બહાર આવવાનો પ્રતિબંધ થાય છે, અર્થાત્ તેવા ગંદા મનુષ્યોની પ્રકૃતિ સારી રહેતી નથી. અને તેને ચામડીનાં વિગેરે દરદો થવાનો સંભવ રહે છે. સવારમાં સ્નાન કરવું એ ઉત્તમ છે. બને તો સાંજે ફરી અને જો બને તો સવાર, બપોર અને સાંજે એમ ત્રણ વખત સ્નાન કરવાથી શરીર ઘણુંજ સ્વચ્છ રહે છે. પરંતું હાલના જમાંનામાં કેટલાકને તે અનુકુળ પડવાનું નહિ. જમ્યા પછી સ્નાન કરવાથી અન્નને પચવામાં અડચણ થાય છે, અને તેથી જમ્યા પહેલાંજ સ્નાન કરવું એ ઉત્તમ છે. એકલા પાણીથીજ શરીર જોઇએ તેવું સ્વચ્છ થઇ શકતું નથી, તેથી સાબુ, અથવા તો તેવાજ કોઈ પદાર્થ વડે શરીરને સાફ ધોઈ સ્વચ્છ કરી સ્નાન કરવું. સાબુ વાપરવો પડે તો તે હલકો ચુનાનો ન હોવો જોઈએ. જે સાબુથી શરીરે લ્હાય બળે, કિંવા ત્વચા ખરસટ થઈ જાય તેવો સાબુ સારો નથી એમ સમજવું.

ખુલ્લી જગ્યામાં સ્નાન ન કરવું. પણ સ્નાન કરવાની જુદી કોટડી હોય તો તે સારી; જેથી થંડી લાગતી નથી અને કાંઈપણ સંકોચ સિવાય સર્વ શરીર સારી રીતે ધોઈ સ્વચ્છ કરી શકાય છે. સ્નાન કરવાની સ્વતંત્ર ઓરડી ન હોવાથી, વસ્ત્ર સહિત સંકોચથી સ્નાન કરવાથી ઘણા લોકોને દાદર વિગેરે ત્વચાના રોગોનો ઘણી વખતે ત્રાસ વેઠવો પડે છે. સ્નાન થઇ રહે કે તુરતજ સુકા કપડાથી શરીર લોહી સાફ કરવું, શરીર સાફ કરવાની સાથે નખ અને વાળ પણ સ્વચ્છ કરવાની કાળજી રાખવી. કેટલીક વખત નખ વધે છે અને તેમાં મેલ જામે છે. અને એવો મેલ નંખવડે કાંઈ ખાવાથી કિંવા જમવાથી પેટમાં જાય છે તો તે નડયા સિવાય રહેતો નથી.

**કપડાં.** આપણા હિંદુસ્તાન દેશમાં ૠતુ પ્રમાણે સુતરાઉ કિંવા ગરમ કપડાં વાપરવાની જરૂર પડે છે. શરીરપર સુતરાઉ કપડાં પહેરીને તે ઉપર ગરમ કપડાં પહેરવાથી શરીરમાં ઉષ્ણતા કાયમ રહે છે, અને શરદીની અડચણ આવતી નથી. કાળા રંગનાં કપડાં ઉનાળામાં વાપરવાં સારાં છે. કપડાં શરીરપર તંગ પહેરવાં નહિ પણ અંદર સારી રીતે હવા, હરીફરી શકે તેવાં ખુલ્લાં પહેરવાં. મેલવાળાં અને ગંદાં કપડાં વાપરવાં નહિ; એટલુંજ નહિ પણ ઘરમાં હવા દૂષિત હોય તેવી જગ્યાએ કપડાંને ભરવવાથી શરીરની પ્રકૃતિ બગડે છે એ લક્ષમાં રાખવું. જમતી વખતે પણ ધોયેલું કપડું પહેરવું, અને આપણા અસ્વચ્છ હાથ કિંવા સ્રીનો મેલ અથવા સૂક્ષ્મજંતુ અન્નમાં મળીને પેટમાં ન જાય એને માટે સાવચેતી રાખવી.

ઉચ્ચવર્ણ—બ્રાહ્મણાદિ દ્વિજવર્ગમાં ધર્મબંધનને લીધે હાથપગ ધોયા પછી અને, કામ કરતી વખતે પહેરેલાં કપડાં કહાડીને સ્વચ્છ કિંવા રેશમી ધોયેલ વસ્ત્ર પહેર્યા પછીજ જમવા બેસવાનો જે રીવાજ છે તે સ્વચ્છતાની દૃષ્ટિએ જોતાં પણ ઘણોજ ઉત્તમ છે. દરરોજ વપરાયલા રેશમી મુકટા, ક્દ, પિતાંબર વિગેરે ઉચાં વસ્ત્રો કિંવા ધાબળી વિગેરે કિંમતી વસ્ત્રો ધોયા સિવાય વાપરવાં તેના કરતાં સ્વચ્છ ધોઇને પછીજ દરરોજ જમતી વખતે પહેરવાં તે ઉત્તમ છે.

અપૂર્ણ.

---

# શરીરના વેગોને રોકવાથી થતા દરદો.

(લખનારઃ—વૈદ્ય જનાર્દન ભીખાભાઈ–ભરૂચ.)

શરીરના ૧૪ કુદરતી વેગો છે અને તે નીચે પ્રમાણે છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | વાયુ સ્ત્રાવ (અધોવાયુ–વાછુટ) નો વેગ | | ૮ | નિંદ્રાનો | વેગ. |
| ૨ | ઝાડાનો | ,, | ૯ | ઉધરસનો | ,, |
| ૩ | પેસાબનો | ,, | ૧૦ | શ્રમથી ચઢેલા શ્વાસનો. | |
| ૪ | ડકારનો–(ઓડકારનો) | ,, | ૧૧ | બગાસાનો | ,, |
| ૫ | છીંકનો | ,, | ૧૨ | આંસુનો | ,, |
| ૬ | તરસનો | ,, | ૧૩ | ઉલટીનો | ,, |
| ૭ | ભુખનો | ,, | ૧૪ | વીર્યનો | ,, |

આવી રીતે ૧૪ જાતના વેગ શાસ્ત્રમાં જણાવ્યા છે, જે વેગ દરેક મનુષ્યના શરીરમાં હોય છેજ. હવે આ ઉપરના ૧૪ વેગને રોકવાથી શું ગેરફાયદા થાય છે, તે જણાવીએ છીએ. તેની સાથે વેગોને રોકવાથી થતાં દરદોના ઉપચાર પણ ટુંકામાં જણાવીએ છીએ, જે મારા ધારવા પ્રમાણે જનસમાજને ઘણા ઉપયોગી થઇ પડશે.

**૧ અધોવાયુનો વેગ રોકવાથી થતા રોગ અને તેના ઉપચાર**—ઘણાં મનુષ્યો શરમાળ હોય છે. તેથી ઘણી વખતે અધોવાયુના વેગને જાણી જોઇને અટકાવે છે. પણ તેઓ નથી સમજતા કે તેથી ઘણાં દરદો પેદા થાય છે. અધોવાયુનો વેગ રોકવાથી [૧]ગુલ્મ, (ગોળાનું-દરદ) [૨]ઉદાવર્ત (વાયુ પ્રાધાન્ય પેટનાં કેટલાંક દરદો) [૩]ગ્લાની (બેચેની) [૪]વાયુ ( પેટમાં ગુડ ગુડાટ બોલ્યા કરવો) [૫]કોઈ વખત ઝાડા અને પેસાબનો સાથે સંગ (એટલે અધો-વાયુના વેગને અતિશય રોકવાથી આખરે કુદરતજ તેની સામે થઈ ઘણી વખત અધોવાયુ, પેસાબ, અને ઝાડો એ ત્રણે સાથેજ કરાવે છે; વળી અપ્રવૃતિ, આંખ અને જઠરાગ્નિનો નાશ થાય છે, અને હૃદરોગ થાય છે.

ઉપચાર—અધોવાયુના વિકારમાં, સ્નેહપાન, સ્વેદવિધિ, ફલવર્તિ (ગુદામાં વાટ મૂકવાની ક્રીયા) વાતહર ભોજન, અને માફક આવે એવાં ઉષ્ણ જલપાન; બસ્તી, અને વાયુને અનુલોમન કરનાર ઔષધો, જેવાં કે હિંગાષ્ટકચુર્ણ, અજમોદાદિ ચુર્ણ, પંચસમ ચુર્ણ. વૈશ્વાનરચુર્ણ, સૈન્ધવાદિ ચુર્ણ. અધોવાયુ રોકવાથી આફરો ચઢે છે તેને માટે, તેલ દ્રાક્ષા-સવ, ગાયનું મૂત્ર, કાંજી અને જવખાર એ સર્વને એકત્ર કરીને પીવાથી ગુલ્મ–ઉદર, અને આફરાને મટાડે છે. આ ઉપરાંત ઘરગથ્થુ ઉપાયોમાં, ડુંટીઉપર હીંગ ચોપડવી. શેકેલી હિંગ માત્રા પ્રમાણે ગણવી, અજમો, અને સંચળ ફાકવાં, ગુદામાં દિવેલની આંગળી કે વાટ મૂકવી, સુંઠ મરીની ચાહ સાથે સોડા લેવો અથવા ખપે તેણે છીંક્ટર સાથે સોડા પીવી, લસણની કળીયો શેકીને ખાવી. ખોરાકમાં સુંઠની કાંજી, છાસ, કઢી વિગેરે—

**૨ ઝાડાના વેગને રોકવાથી થતાં દરદો**, અને તેના ઉપાયો—ઘણાં મનુષ્યો જાહેર સભાઓમાં, નાટકશાળાઓમાં, મીજલસોમાં, પાર્ટિઓમાં, અને રમતો વિગેરેમાં મોહક અને મનને આનંદ આપનારા વિલાસોને આધિન થઈ, વળી કેટલાક મુસાફરીમાં સાધન ન મળ-

વાથી ઝાડાના વેગને અટકાવે છે. પણ તે તેમની મોટામાં મોટી ભૂલ છે તેઓને મારે જણાવવું પડે છે જે ઘડીભર આનંદને માટે જીંદગી ભરનું દુઃખ શા માટે વોરી લ્યો છો જુઓ ઝાડાના વેગને રોકવાથી નિચે પ્રમાણે દરદો થાય છે.

ઝાડાના વેગને રોકવાથી પેટમાં ગોટલી ચઢે છે, એટલે આંતરડાં કાપી નાંખ્યા જેવી ચુંક આવે છે, શરીરે ગોટલા ચઢે છે, સજોખમ થાય છે. માથામાં પીડા થાય છે. ઉર્ધ્વ-વાત. (ડકારનું દરદ) પરિકર્ત (કાતરવા જેવી પીડા) હૃદયનો ઉપરોધ, અને મુખથી ઝાડો નીકળવો (આ ઝાતનું દુઃખ મેં ઘણી ગામડાની ગુજરાતી સ્કુલોમાં બાળકોને થતાં જોયું છે. ઘણી વખત બાળકો ખાધા પીધામાં નિયમિત નથી રહેતાં એટલે તેમને અજીર્ણ-ના ઝાડા થાય છે. હવે તે બાળક સ્કુલમાં ગયું હોય છે ત્યારે માસ્તરની બ્હીકથી વધુ વખત જતાં ડરે છે. જેથી છોકરાં બિચારાં ધાકનાં માર્યાં હાજત દબાવી બેસી રહે છે. અનતા પ્રયત્ને વેગને અટકાવી રાખે છે; પણ આખરે ના ચાલે ઝાડો કરી દે છે ઘણાં અકરાંતિયાં બાળકો મુખ વાટે પણ ઝાડો કરે છે. જેથી કોઇક વખત મરણ પણ પામે છે એટલે હમો અત્રે શિક્ષકોને ભલામણ કરીએ છીએ જે બાળકોની ઝાડા પેસાબની હાલતને બનતા પ્રયત્ને ના અટકાવવાની સંભાળ રાખવી) આ ઉપરાંત ઉપર જણાવેલા અધોવાયુના નિરોધથી થતા રોગો પણ થાય છે.

ઉપચારમાં ઝાડો રોકવાથી થયેલા રોગમાં ઝાડો સાફ ઉતારે એવાં ઔષધો અને અન્નપાન આપવાં જોઇએ.

**૩ પેશાબની હાજતને રોકવાથી** થતાં દરદો અને તેની ચિકિત્સા–ઘણાં માણસો ઉપર જે ઝાડાના વેગને અટકાવવાનાં કારણો બતાવ્યાં તેજ કારણોમાં, પેસાબના વેગને પણ અટ-કાવે છે. તે ઉપરાંત ખાસ કરીને લેખક, વકતા, વાંચક, તમાસા જોનાર, અને ભજવનાર આળસુ અને વાતગરા. ઘણા વખત પેસાબના વેગને અટકાવવાની ટેવ વાળા હોય છે. જેથી તેઓ નીચેના દરદોમાં પીડાય છે. મૂત્રના રોધથી અંગ ભાગે છે, અશ્મરી (પથરી) પેદા થાય છે કારણ કે વધુ વખત પેસાબની નળીમાં પેસાબ ભરાઇ રહેવાથી પેસાબના ક્ષારના તંતુઓનો એક સમૂહ થઇ પથરીના રૂપમાં બાઝી જાય છે જેથી ઘણાં મનુષ્યો મૂત્રકચ્છના દરદથી પીડાય છે. વળી બસ્તી, મેઢ્ર અને વંક્ષણ. (એટલે, પેટ, પેડુ અને સાથળના મૂળમાં) વેદના થાય છે. સાથે ઉપરના અધોવાયુ અને ઝાડાના રોધજન્ય સર્વ રોગ થાય છે.

ઔષધો–ફલવર્તિ, અભ્યંગ, અવગાહ, વાતાહર ઔષધના ક્વાથની કોઠી ભરીને બેસવું, સ્વેદલેવો અને બસ્તીકર્મ કરવું. આ ઉપરાંત ઘરગથ્થુ ઉપાયમાં.—

ડુંટીના નીચેના ભાગમાં તેલ સારી પેઠે ઘસીને કેસુડાના ઉકાળાની પોટલીઓથી સેક કરવો. ઉના કે ઠંડા પાણીની કોઠીમાં બેસવું.

મરી તો. ‖, વિજયા(ભાંગ)તો. ‖, પોયણાંનાં ફુલ તો. ૧, કાકડીનાં બી તો. ‖, એલચી તો. ‖ એ બધાંને ખુબ ઝીણાં ચટણી જેવાં વાટી લુગદી કરી પાણીમાં ગાળી તે પાણીમાં સાકર અને દૂધ નાંખી પેટમાં માય તેટલું એટલે ૧ શેર પાણી ૨૦–૨૫ વાર ઉકાળીને પીવું જેથી પેસાબની છુટ ઘણી થાય છે; જેટલી ચૂસાય તેટલી શેરડી ચુસવી અથવા રસ પીવો. એલચી, પાષાણભેદ, શિલાજીત, ગોખરૂ, કાકડીનાં બી; સિંધવ અને કેસર સઘળાં સરખે વજને લઈ વસ્ત્રગાળ ચુર્ણ કરી મધ અને ચોખાના ધોવણ સાથે પીવાથી મૂત્ર કચ્છના દરદમાં દરદી મરવા પડ્યો હોયતો એક વખતતો બેઠો થાય છે. આ ઉપરાંત સ્થા-

આદિગણનાં ઔષધ, મુત્ર વિરેચન પદાર્થી અથવા મધની સાથે ઝીણી એલચી પીવી. અથવા આંબળિ રસ સાથે ઝીણી એલચી પીવી, વળી કમતકાકડી, ગોખરૂ, એલચી, સુંઠ, પીપર, મરી, મધ અને ગોમુત્ર સાથે પીવાં અથવા ભોરિંગણનો સ્વરસ તે મધ સાથે પીવો અથવા કણઝીનું બી ઝીણું વાટીને છાસ સાથે પીવું. અથવા પરવાળાના ચુર્ણને ચોખાના પાણી સાથે પીવું. વિ. પોતાના વૈદ્યની સલ્લાહ લઇને ઔષધો કરવાં.

**૪ ઠકારના વેગને અટકાવવાથી થતુ નુકશાન** અને ઉપચાર–ડકારના વેગને રોકવાથી અરૂચી અને કંપ થાય છે. અને છાતીમાં તથા હૃદયમાં વિબંધ થાય છે, આફરો, ઉધરસ અને હેડકી થાય છે.—

ઉપચારમાં પ્રથમ લવણ સહિત તેલ શરીરે ચોળીને સ્નીગ્ધ સ્વેદ આપવો. મૃદુ વમન આપવું જેવું કે ગરમ પાણીને સિંધવ, અથવા પીંપરને સિંધવ. અને મધયુક્ત વમન આપવું. વઘારેલી છાસ પીવી અથવા દ્રાક્ષાસવ અને સોડા પીવો.

**૫ છિંકના વેગને રોકવાથી થતાં દરદો** અને તેનાં ઔષધ. ઘણાં મનુષ્યો આપ્તમંડળમાં બેઠાં હોય છે ત્યારે આવતી છીંકને શરમને લીધે રોકે છે (અત્રે હમારૂં એમ કહેવું નથી જે મનુષ્યોએ વિવેકનો ભંગ કરવો. સદાય વિવેકમાં જ રહેવું પણ એટલી સુચના છે જે દરેક વેગ આવ્યો હોય ત્યારે તમારા મુરબ્બીઓની, અધિકારીઓની અને તમારા કાર્યની રજા લઇને આવેલો વેગ ખાલી કરવો ) કેટલાંક વ્હેમી મનુષ્યો કોઇ સારા શુભ પ્રસંગે આરંભમાં અપશુકન થશે એમ જાણીને છીંકને અટકાવે છે. જેથી માથામાં પીડા, ઇન્દ્રિયોની દુર્બલતા, ડોક ઝલાઇ જવી અને અરદીયા વાના દરદોમાં પીડા પામે છે.

ઉપચારમાં તિક્ષણ ધુમ, અંજન, પ્રધમન, નસ્ય, સુર્યને જોવો ઇત્યાદિકથી છીંક લાવવી સાથે સ્નેહ અને સ્વેદ કરવા. ભોરીંગણીના ફળોની અંદરનાં તલ જેવાં બીયાંના ચૂર્ણનું નસ્ય લેવાથી છીંક સાફ આવી માથાની પીડા મટી તંતુઓ ચોખ્ખા થાય છે, નાક છીંકણીના છોડની ભુકી સુંઘવી. મરી ખાંડવાં જેથી છીંક આવે છે. કેટલાક તપખીર પણ સુંઘે છે. કપાળ ઉપર લવીંગ અને સુંઠના ઘસારામાં લીમડાના મૂળનો ઘસારો મેળવી જરાતરા ઉનું કરી ચોપડવું જેથી માથાનો દુખાવો મટી છીંકો સાફ આવે છે; એમોનીયા સુંઘવાથી પણ છીંક આવી માથુ સાફ થાય છે.

**૬ તરસના અવરોધથી થતી પીડા** અને ઉપચાર–ઘણાં મુસાફરીએ નિકળેલાં મનુષ્યો, તેમાં ખાસ કરીને અરણ્ય પ્રદેશમાં મુસાફરી કરનારાં મનુષ્યો આ દુઃખથી પીડા પામે છે. તરસ લાગી હોય છતાં પાણીના પીવાથી, શોષ, અંગમાં દુઃખ, બ્હેરૂં થઇ જવાય, સંમોહ, ભ્રમ અને હૃદરોગ થાય છે.

ઉપચારમાં સ્નાન સાથે શિતળવિધી કરવો. વળી સર્વ પ્રકારની તરસના રોગમાં ઘણું-કરીને વાયુ તથા પિત્તને હરનાર વિધિ કરવો. અને બ્હાર તથા અંદર શીતવિધિ કરવો. તથા શમન અને શોધન કરવું ઘરગથ્થુ ઉપાયોમાં પ્રથમતો લીંબુનું શરબત પ્રચલિત છે. ૨. છાસની અંદર સીંધવને જીરૂ નાંખી પીવી. ૩. કેસરીયા શીખંડ જમવો, ૪. સોનું, લોઢું, રૂપુ તપાવી પાણીમાં બોળી તે પાણી પીવા આપવું, ગળો, ધાણા, લીમડાની અંતરછાલ રતાંજળી અને પદ્મકનામનું લાકડુ એ પાંચ વસ્તુને ખાંડી ચૂર્ણ કરી તે ચુર્ણને ભાંગની પેઠે વાટી ગાળીને તેનું પાણી મધ સાથે પીવાથી તરસનો રોગ મટીજ જાય છે.

મધનું પાણી અથવા સાકરનું પાણી પીવાથી પણ સાધારણ તરસ મટે છે કાળી દ્રાક્ષ અને જેઠીમધનો ઊકાળો મધ નાંખીને પીવાથી તરસ દૂર થાય છે, ગુલાબનાં ફુલ, દ્રાક્ષ વરીયાળી, ધાણા, એલચી, મરી, અને ૦ રૂા. ભાર ભાંગનું ચુર્ણ સાથે બધાયને વાટી તેની લુગદી કરી છણીને તે પાણીમાં ગાયનું દૂધ નાંખી ઉકાળીને પીવાથી તરસ મટી જાય છે. દાડમના બીજનો રસ તો. ૫, સાકરનું પાણી તો. ૧૦ અને મરીનું ચુર્ણ વા. ૨ મેળવીને તે પાણી પીવાથી તરસ મટી જાય છે. જાંબુનો આસવ કે શરબત પીવાથી તરસ મટે છે. ફાલસાંનું શરબત પીવાથી તરસ મટે છે વળી કેરીનો બાફલો એટલી કાચી કેરીને બાફી; તેના પાણીમાં છાશ ને સિંધવ નાંખી અંદર ગોળ નાંખી પીવાથી તરસના રોગ સાથે લૂ લાગે છે તે પણ મટે છે. અપૂર્ણ.

## પેટંટ મેડીસીન.

**સુગંધિત તેલ**—તલનું તેલ ૨૦ ઔંસ, હિનાનું તેલ ૪ ઔંસ, હીનાનું અત્તર ૧૦ ટીપાં, ખસનું તેલ ૧૦ ટીપાં અને ઓઇલ ઓફ લેમન ૧૦ ટીપાં. સર્વેને એકત્ર મેળ એક બાટલીમાં ભરવું. આ અત્યંત ગુણકારી અને સુગંધિત તેલ થાય છે. માથાના કેટલ રોગો મટે છે. માથાને ઠંડક વળે છે. આજ કાલ બજારમાં વેચાતાં હેર ઓઇલો કર આ તેલ ઉત્તમ છે.

**બાલામૃત**—હાઇફોસ્ફેટ ઑફ સોડા ૧૫ રતી, હાઇપો ફૉસ્ફેટ ઑફ લાઇમ રતી, વાવડીંગનો અર્ક ૨ તોલા, સુંઠનો અર્ક ૨ તોલા આ સર્વ દવા ૩૦ તોલા ખાં ચાસણીમાં મેળવવી. પછી તેમાં લાલ રંગથી ઉત્તમ બાલામૃત તૈયાર થાય છે. જેથી ૦ કોની ખાંસી, શરદી, પેટનું દરદ વિગેરે અનેક રોગો મટે છે.

**મરકીની એક અસરકારક દવા—આયોડાઇન**—મુક્તિફોજવાળા મી. બુથ જણાવે છે કે—મરકી માટે સારી અને અસરકારક દવા ટીંચર આયોડાઇન છે. પ્રયોગ નીચે પ્રમાણે કરવો. દર બે કલાકે અર્ધો આઉંસ પાણીમાં ટીંચર આયોડા એક ટીપું મેળવી તે મિશ્રણ પાવું મરકીની ગાંઠ ઉપર સવાર અને સાંજે ટીંચર આ ઇન લગાડવું. હવા અજવાળાવાળી જગ્યાએ દરદીને રાખવો પ્રવાહી ખોરાક આપવો. ગના દરદીને થંડુ પાણી આપવું આ દવાનો જુદા જુદા જીલ્લામાં વાપરી અનુભવ ક ૭૦૫ મરકીના કેસમાંથી ૫૭૩ સાજા થયા હતા. વળી મુંબાઇની મરકીના રોગની શાળામાં તે દવા મરકી માટે અસરકારક નીવડી છે.

---

મોટા વિચારોથીજ મોટા માણસો નિર્માણ થાય છે.

વિચાર અમર છે, તે સર્વ સ્થિત્યંતરમાંથી અબાધિત રહીને આપણી ચિતા માંથીજ નવીન જન્મે લે છે.

આત્માની પૂર્ણ ઉન્નતિ કરવી એ આયુષ્યનું મૂખ્ય કર્તવ્ય છે, આત્મા કોઇપણ તિમાં કે યોનીમાં હોય તેનું આ કર્તવ્ય તરફ લક્ષ રહેવું જોઇએ. એ કર્તવ્ય તે જેટલા ણથી બજાવશે તેટલા પ્રમાણથી તેની સ્થિતિ સુધરતી જશે.

જે કર્તા હોય છે, તેને ક્વચિત અપયશ આવે છે, ન કર્તાપણું એજ અ. જનક છે.

# वैदक टुचका.

## રસાયણ ઉતાર.

વરીઆળી ટાંક ૪), કરીયાતું ટાંક ૪), હરડે ટાં. ૪), બેડાં ટાં. ૪), આ બધાં ટાં. ૪) ખડચંપાની છાલ ટાં. ૪) સોનામુખી ટાં. ૪) કાળી મરી ટાં. ૪) એ સર્વેનો ઉકાળો કરીને દીવસ સાત પાય તો રસાયન વિષ ઉતરે.

## પાંડુનો ઉપાય.

શુંઠ, મરી પિંપર એ ત્રણેના વજન જેટલો લોહ લેવો ને સોનામુખી પણ એ ત્રણેના જેટલી લેવી. પછી વાટવા જેવી ચીજોને બારીક વાટીને મધમાં ચણા જેવડી ગોળીઓ વાળવી. સવારમાં છાશ સાથે એક ગોળી ખાવી; જેથી પાંડુ તથા પાણી લાગ્યાનો વિકાર મટી જશે.

## છાશીયો પ્રમેહ.

સાકર શેર સવા ગાયના અચ્છેર દુધમાં પકાવીને ખાય તો છાસીયો પ્રમેહ મટી જાય.

પ્રદર રોગ ઉપર—બાવળના પરડા, વડની જટા, પીંપળની છાલ, આંબાની છાલ, દાડમની કળી સર્વે ચચાર તોલા લઈ બશેર પાણીમાં પકાવી જ્યારે અર્ધો શેર પાણી બાકી રહે તે વખતે ઉતારી ગાળી લઇ તેમાં અર્ધો શેર સાકર મેળવી અવલેહની માફક પકાવી પાક તૈયાર થયે તેમાં ૨ તોલા મસ્તકી, અને ૧ તોલો ઇલાયચીનું ચુર્ણ નાંખીને ઉતારી લેવું. તેમાંથી ૧ તોલાની માત્રા પ્રમાણે દિવસમાં બે વાર સેવન કરવાથી સ્ત્રીયોના લાલ અને શ્વેત પ્રદર મટી જાય છે.

**સ્ત્રીયોનાં** સર્વ પ્રકારનાં પ્રદર તથા ગુપ્ત દરદો માટે **સુંદરી સાથી** વાપરી ખાત્રી કરવા ભલામણ છે. કીં રૂ. ૧.

**તાવ**—દોઢ અધોળ નરીયારીને ઘીની સાથે કઢાઈમાં એકત્ર કરી તેમાં બમણી સાકર મેળવી મોટે કપડે સર્વ મિશ્રણ બાંધી ઉપરથી માટીનો લેપ કરીને અને તડકામાં સુકવી ગરમ રખ્યામાં દાટી બે કલાક પછી બહાર કાઢી પછી માટી ઉખેડી નાંખી અંદરની વસ્તુઓને બારીક વાટી લેવી તેમાંથી ગરમ પાણીની સાથે ૧ તોલાની માત્રામાં ૨-૩ બે કલાકમાં બે ત્રણ વખત ખવરાવવાથી ચઢેલો તાવ તુરતજ ઉતરી જાય છે.

**કમળો**—દીવેલાનાં કુણાં પાન ૧ તોલો લઇ ૧૦ તોલા દુધમાં વાટીને લુગડે ચાળીને ફરી તેમાં ૧ માસા શુદ્ધ ખાંડ મેળવીને દિવસમાં ૨-૩ વાર સેવન કરવાથી કમળો જલ્દી મટી જાય છે.

**જુની ખાંસી-દમ**—પંચલવણ, સમુદ્રફીણ, સાજીખાર, શંખ, છીપ, વડાગરૂ મીઠું, અને કોડીઓ સર્વને એકત્ર વાટીને ૧ દિવસ સુધી આકડાના દુધમાં ઘુંટવું. પછી તેની લુગદી બનાવી આકડાનાં પાનાં તે ઉપર વીંટી તે ઉપર કપડ મટ્ટી કરી પુટપાકની માફક અડાયાં છાણાંના અગ્નિમાં પકવવું. જ્યારે શીતળ થઈ જાય ત્યારે અંદરથી બહાર કાઢી ચુર્ણ કરવું. તેમાંથી ૧ રતીની માત્રાથી દિવસમાં ૨-૩ વાર સેવન કરવાથી ખાંસી, કફ, શરદી, પાંસળીયોનું દરદ, પેટની પીડ અને દમ વિગેરે રોગો મટે છે.

સાપ કરડે તેનો ઈલાજ—સાપનો ડખ થયા પછી—તે માણસને તુરત કેળ ચડનો રસ પાવો. શુદ્ધી આવતા સુધી પાવાથી ઝેર ઉતરી જાય છે અને માણસ બચી જાય છે. આ પ્રયોગ કોલંબોમાં એક ડાકટરે અજમાવી જોયો છે.

કુકડીયા ખાંસી—ાા શેર ગાયના તાજા દુધમાં ૧ રૂપીયાભાર ગાયનું ઘી અને ાા શેર પાણી નાંખીને પકવવું જ્યારે પાણી બળી જઈને દુધ બાકી રહી જાય ત્યારે તેમાં થોડી સાકર નાંખીને એકેક રતી દિવસમા બે ત્રણવાર પાવાથી બાળકની જુની કુકડીયા ખાંસી મટી જાય છે

બળ વીર્ય વર્ધક પાક—સેમળાનાં મુળ ાા શેર, સફેદ મુસળી ૮ તોલા, કાળી મુસળી ૮ તોલા, સાલમ મિશ્રી ૪ તોલા એ સર્વને એકત્ર ખાંડી દુધમાં પકવવુ જ્યારે ફુપાકી તૈયાર થાય ત્યારે તેમા ૧૧ તોલા બદામની મીંજો અને ાા શેર ગાયનું ઘી નાંખીને એકત્ર કરવુ. પછી ૨ શેર સફેદ ખાંડની ચાસણીમાં નાખીને પકવવું જ્યારે પાકીને સરખી ચાસણી થઈ જાય ત્યારે તેમા ૧ તોલો જાયફળ ૧ તોલો જાવંત્રી, ૧ તોલો અકલગરો, ૪ માસા કેસર નાંખીને હલાવી ઉતારી-લઇ બબે તોલાના લાડુ બનાવી દરરોજ એક લાડુ સવારે અને ૧ લાડુ સાંજે થોડા ગાયના દુધની સાથે ખાવાથી શરીરમાં બળ વીર્યની વૃદ્ધી થાય છે, સ્વપ્નમાં ધાતુ જતી હોય, પ્રમેહ, વીર્યનું પાતળું પડી જવુ વિગેરે અનેક રોગ મટે છે અને વીર્યને વધારે છે. આ પાક વીર્ય સ્તંભક છે.

વૈદ્ય.

---

## विविध वर्तमान.

બ્રીટીશ સ્ટીમર સવર્નોક તા. ૧૭ જાનેવારીના રોજ ડુબી ગઇ હતી

હીંદુ યુનિવર્સિટીની પાયો નાખવાની ક્રિયા ના. વાઇસરોય આવતા માસની તા. ૪ થીએ કરનાર છે.

નવા વાઇસરૉય હીંદના વાઇસરોય ના. લાર્ડ જની મુદત પુરી થવાથી આ માર્ચ માસમાં પોતાનો હોદ્દો છોડશે અને તેમની જગ્યાએ લોર્ડ ચેમ્સફર્ડ આવશે તેમનુ પુરૂ નામ ફ્રેડરીક જોન નેપીઅર થેસીજર બેરન ચેમ્સફર્ડ જી. સી. એમ. જી. છે.

ધ્રાંગધરા રાજ્યમા ચહા કાફીની દુકાન માટે વાર્ષિક રૂ. ૧૨ ની ફી લઇ લાઇસન્સ આપવાનું ઠરાવ્યુ છે અને બાર વરસથી નાની ઉમ્મરના છોકરાને ચ્હા કોફી નહીં આપવાનું ઠરાવ્યું છે.

બાપટલામાં—સો મા શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધીએ ભાષણ આપતા કહ્યું હતુ કે મારે પ્રજા વર્ગને કહેવુ જોઇશે કે તમે ભયભીત થશો નહિ તથા અમલદારોને કહેવુ જોઇશે કે, તમે અમલથી આકળા થશો નહિં. જો આટલુ થાય તો પછી સ્વરાજ્ય આપણા ખોબામા આવી શકે. આનુ નામજ ખરૂં સ્વરાજ્ય, આપણામાથી ભય જશે તો આપણો પ્રવાહ સરળ થશે.

નવી શોધ—જુનાં વર્તમાન પત્રોમાથી ઢોરોનો ઉત્તમ પુષ્ટિકારક ચારો બનાવવાની એક જર્મન પ્રોફેસરે શોધ કરી છે.